ખંભાત—શેઠ અંબાલાલ પાનાચંદની ધર્મશાળામાં બેસનારા
શ્રાવકો તરફથી આ પુસ્તક બહાર પાડેલ છે.

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. ૧૯૩૬

# શ્રીમાન્ આચાર્ય મહારાજ શ્રી વિજયકમળ સૂરીશ્વરજી




જન્મ સં. ૧૯૧૩ દીક્ષા સં. ૧૯૩૬ પં૦ પદ સં. ૧૯૪૭

સુરિ પદ સં. ૧૯૭૩ સ્વર્ગ ૧૯૭૪

ચરિત્રનાયકના ગુરૂ.

એડવાન્સ પ્રિ. અમદાવાદ




# પ્રસ્તાવના.

"ઉત્તમ ચરિત્રોના ગ્રંથો એ સમાજના મોટામા મોટા શિક્ષક છે." ચરિત્રનું વાચન એ હરકોઈ મનુષ્યને પ્રેરણા આપી ઉચ્ચ આદર્શમા વિહાર કરાવે છે અને જીવનચરિત્રના નાયક જેવું જીવન ગાળવાની મહત્ત્વાકાંક્ષા હૃદયમા પ્રગટાવે છે. એ ન્યાયે આવા એક યોગનિષ્ઠ મહાત્માનું જીવન, સમાજ માટે આદર્શરૂપે રજુ કરવામાં લેખકની ઉપકારવૃત્તિ ખરેખર પ્રશંસનીય ગણી શકાય. એના સેંકડો વાચનારાઓમાથી એકાદ પણ ચરિત્રનાયકના જીવનના રહસ્યને પારખી તે પંથે પ્રયાણ કરે અને સ્વજીવન સફળ કરે તોપણ લેખકની બધી મહેનત તેમજ તે માટે થયેલો ખર્ચ, બધું લેખે થયું તેમ માની શકાય. આ બૃહત્ જીવનચરિત્ર ગુણાનુરાગદષ્ટિથી આલેખેલ છે.

બે વર્ષ પહેલાં મહો૦ મા૦ શ્રી દેવવિજયજી મહારાજ તરફથી શ્રી વિજયકેશરસૂરીશ્વરજીનું ટુંક જીવન ચરિત્ર બહાર પાડેલ છે. વળી બૃહત્ જીવનચરિત્રની બધી સામગ્રી તેમણે એકઠી કરી આ ચરિત્ર બહાર પાડેલ છે.

આ જીવનચરિત્રના નાયકની ખરી વિશિષ્ટતા તો એ છે કે તદ્દન સાધારણ કુટુંબમા જન્મ્યા છતા જબરજસ્ત મહાત્મા અને યોગી તરીકે શક્તિ કેળવીને ઠેર ઠેર વિચરી હજારો માણસોને ધર્મપંથે દોર્યા, ખૂબ જ્ઞાન સંપાદન કર્યું અને અન્યને આપ્યું, પોતાના લઘુબંધુને પ્રવ્રજ્યામા જોડયા. પોતાના કુટુંબીઓમા ધર્મ ફેલાવ્યો. પોતાની જન્મભૂમિને ઉજાળી, આચાર્ય પદવી મેળવી અને અનેક પુસ્તકો લખી તેને અક્ષરદેહ રૂપે અમરત્વ આપી ગયા!

પ્રિય વાંચકો! આ બધું આ જીવનચરિત્રમા વાચીએ છીએ ત્યારે કેવી આબેહુબ અસર અનુભવાય છે? અંત સમયમા અખંડ સમાધિપૂર્વક દેહ છોડયો, મૃત્યુ અગાઉ સૌને ખમાવી દીધા, જૈન-

સમાજે જેને માટે આંસુ ખેર્યાં અને એ હીરો ગુમાવવા માટે શોક કર્યો એ શું એ ચરિત્રનાયકની ઓછી મહત્તા દર્શાવે છે ?

આત્મોન્નતિકારક તેમનો મધુર ઉપદેશ, તેમનો સરલ સ્વભાવ, પોતે અધ્યાત્મયોગનિષ્ઠ, સ્વરોદય જ્ઞાન ધરાવનાર, પ્રભાવી પુરૂષ છતાં તદ્દન નિરભિમાની એ શું સૂચવે છે ? એ બધું એમની મહાનતા સાબીત કરે છે.

જ્ઞાન, ધ્યાન, લેખન, વાચન, મનન, એજ એમના જીવનનો મુખ્યત્વે વ્યવસાય રહ્યો છે તેઓશ્રીનું ચરિત્ર સમાજને અનુકરણરૂપે રહે તેમા અતિશયોક્તિ તો નથીજ.

વાચકબન્ધુ એમનું ચરિત્ર વાચી, વિચારી કંઇ પણ સાર રૂપે જીવનમાં ઉતારે તો જરૂર લાભ મેળવી શકે. એમનું ચરિત્ર વાચી એમના લખેલાં પુસ્તકો વાચવા પ્રેરણા થશે. એ પ્રેરણાનું અમૃત પીવા કોણ ભાગ્યશાળી નહિ થાય ?

આ જીવનચરિત્ર સાથે ગુરૂભક્તિ નિમિત્તે મુનીશ્રી મનહર વિજયજીએ કેટલાક જીવનચરિત્રરૂપે સંસ્કૃત અષ્ટકો આ ચાલુ ચતુર્માસમા બનાવ્યા છે. આ તેનો પ્રથમ પ્રયાસ છે. તેમની ઇચ્છા તો આખુ જીવનચરિત્ર શ્લોકબદ્ધ બનાવવાની હતી પરંતુ તેટલો ટાઇમ ન હતો આ શક્તિ ખંભાતના ચતુર્માસમાં સાહિત્ય વાચસ્પતિ દયાશંકર કવિના પુત્રરત્ન પંડિતવર્ય ભાલચંદભાઇ કવિ. B. A. પાસે તેઓ અભ્યાસ કરતા હતા તેમજ પંડિતજીની ભણાવવાની લાગણી ઘણી સારી હોવાથી આ શક્તિ ખીલી છે.

મહોપાધ્યાયજી મા. શ્રી દેવવિજયજી મહારાજશ્રીનું ચોમાસું સં. ૧૯૯૧ નું ખંભાત શેઠ અંબાલાલ પાનાચંદની ધર્મશાળામાં થયું હતું તેઓશ્રીની આત્મ જાગૃતિમય દેશનાથી ઘણા જીવોના હૃદય પટોમા સારી અસર થઇ હતી. તેઓશ્રીના ઉપદેશથી યોગનિષ્ઠ આચાર્ય મા. શ્રી વિજયકેશરસૂરીશ્વરજીનું જીવનચરિત્ર છપાવવા બાબત

શેઠ અંબાલાલ પાનાચંદની ધર્મશાળામાં બેસનારા ઉદાર ગૃહસ્થો તરફથી જે મદદ મળી છે તેઓના મુબારક નામો.

| | |
|---|---|
| ૩૦૧) એક સખી ગૃહસ્થ | ૧૦૧) એક સખી ગૃહસ્થ |
| ૬૧) શા. ભાઇચંદ કસલચંદ | ૫૧) શેઠ કપુરચંદ અનોપચંદ |
| ૩૧) શા. અંબાલાલ હીંમતલાલ | ૨૫) શા. ગાડાભાઇ રતનચંદ |
| ૨૫) શા. નગીનભાઇ સકળચંદ | ૨૨) ઝવેરી દલપતભાઇ ખુશાલભાઈ |
| ૨૧) શા. હરીલાલ જેઠાભાઇ | ૨૧) ઘીયા અંબાલાલ રતનચંદ |
| ૧૫) શા ગુલાબચંદ કસળચદ | ૧૧) શા. રૂપચંદ લાલચંદ |
| ૧૧) શા. કેશવલાલ લલ્લુભાઈ | ૫) શા. વીરચંદ ગાડાભાઇ |
| ૫) શા. ભોગીલાલ ગોકલદાસ. | |

આ પ્રમાણે મહારાજશ્રીના ઉપદેશથી ઉપરના ગૃહસ્થોએ આ પુસ્તક છપાવવામાં જે મદદ આપી છે તે બદલ તેઓશ્રીનો આભાર માનવામા આવે છે.

લી૦

શ્રી વિજયકમળકેસર, ગ્રંથમાળાના વ્યવસ્થાપકો.

સં. ૧૯૯૨. પોસ શુદ ૧૫.



# આચાર્યશ્રીના વિશિષ્ટ ગુણોના અંગે બે બોલ

**પેખ ઉદયગીરી,દૃષ્ટિ ઉંચી કરી,સૂર્ય ધીમે ધીમે આમ આવે.**

કોઇ પણ માણસની ઉન્નતિ હંમેશા વેગથી હોતી નથી. સૂર્ય સવારથી બપોર સુધીમાં ધીમે ધીમે મધ્યાન્હમા આવી સોળે કળાયે ખીલે છે – તપે છે. મનુષ્ય પણ ઉન્નતિને શીખરે તાત્કાલિક પહોચી જતો નથી. ધીમે ધીમે મક્કમ પગલે પ્રયાણ થવાથી આખરે નિશ્ચિત ધ્યેય પ્રાપ્ત કરી શકે છે.

આચાર્યશ્રી વિજયકેશરસૂરીશ્વરજી પણ જીવનની જુદી જુદી અવસ્થાઓ વટાવી અડગ ધૈર્ય અને અથાગ પ્રયત્ન આદરી સ્વજીવનનું સાફલ્ય કરી ગયા તે પણ ધીમે ધીમે ઉન્નતિના પગથીયાં પર ચઢીને જ.

બાલપણુમાં એ ભાવિ મહાન્ પુરૂષ કેશવજીભાઇ તરીકે આ દુઃખમય સંસારની ભૂમિકા પર રજુ થાય છે. માતાપિતાની મીઠી હુંફ કે સુખી સંજોગો એમને સ્વપ્નવત્ થઇ જાય છે. એકાએક માતપિતાનું થોડે આંતરે સ્વર્ગગમન થાયછે, અન્યભાઇભાંડુઓની દુઃખજન્ય સ્થિતિ–એ સમયે એમને કર્મની વિચિત્ર લીલા અને સંસારની અસારતા સમજાય છે. કર્મના અશુભ વિપાકને નીહાળે છે અને તેને દૂર કરવા કમર કસે છે, શુદ્ધ વૈરાગ્યરસમાં ભીંજાઇને મનુષ્યભવ સફળ કરવા પ્રવજ્યાને પંથે જાય છે. અને ભાગ્યયોગે તારણહાર સદ્દગુરૂ પણ મળી જાય છે.

દિક્ષા લઇને એ ઇતિકર્ત્તવ્ય સમજતા નથી. જ્ઞાન માટે એમની ઝંખના અપાર છે. તે માટે સઘળો સમય ગાળી એઓશ્રી જ્ઞાનલક્ષ્મીનો સંચય કરે છે. અને જ્યાં જાય ત્યાં દરેકને એ જ્ઞાનની પ્રસાદી ચખાડે છે. અમૃતમય ઉપદેશ આપે છે. લોકો એમના ઉપદેશની પાછળ ઘેલા થાય છે. એમની વાણીનું ઉંડું રહસ્ય પારખી

એમના કહેલા પંથે પ્રયાણુ કરવા તૈયાર થાય છે. પોતાની ઉન્નતિનો પંથ પકડી તેઓશ્રી સ્વાર્થી બનતા નથી. સાથે સ્વર્ગસ્થ હીરાચંદ-ભાઇને (હાલના મહો. મા. દેવવિજયજીને) ધર્મની લગની લગાડે છે, ધર્મકાર્યોમાં તીર્થયાત્રામાં સાથે રાખે છે અને સંસારની સાચી પરિસ્થિતિ સમજાવે છે. એ રીતે પોતે તરીને અન્યને તારવાનો રાહ બતાવે છે. એમના લઘુ ભ્રાતા ઉપરાત પોતાના આખા જીવનમાં બીજા કેટલાયે મુમુક્ષુ જીવોને ચારિત્ર અંગીકાર કરાવે છે.

ચાલુ જીવનમાં આગળ વધી એઓશ્રી યોગની ઉપાસના કરે છે. તે બાબત જ્ઞાન મેળવે છે. કલાકોના કલાકો સુધી ધ્યાનમાં બેસે છે, જાપ તથા સમાધિ કરે છે. અન્યને જાપના નિયમો આપે છે અને કર્મમલને દૂર કરવા સાચું યોગી જીવન ગાળે છે, તે માટે તારંગાજીની ગુફાઓમા નિર્ભયપણે વિચરે છે. અને આખરે એ જીવ-નમા અપૂર્વ રસ લે છે. સાથે સાથે જ્ઞાનપ્રચાર અર્થે પુસ્તકો લખ-વાનું એઓશ્રી ચુકતા નથી. જૈનગ્રંથો તથા ચરિત્રોના ભાષાતરો, તથા ભવ્ય જીવોને ઉપયોગી બીજા ગ્રંથો લખી જૈનજનતાને માટે કાયમનો અમુલ્ય જ્ઞાનખજાનો વારસારૂપે મુકી જાય છે.

જ્યાં જ્યાં તેઓશ્રીના ચરણારવિંદો થતાં ત્યાં ત્યાં ક્લેશ કંકાસનો નાશ પામતા અને સુલેહ શાંતિ સ્થપાતા. સર્વત્ર શાંતિ સ્થાપવી તેજ તેઓશ્રીનું ધ્યેય હતું અત્તર સર્વત્ર સુવાસજ ફેલાવે છે. ચંદન સર્વત્ર ઠંડકજ આપેછે.તેમ એમનું લક્ષણ પણ એવું દ્વિગુણી હતું.

હીરાની કસોટી ઝવેરીજ કરે અને આખરે ભાવનગરનો શ્રી સંઘ તેમને આચાર્ય પદવીથી વિભૂષીત કરે છે. એ વખતની એમની શાસનસેવા શાસન ઉન્નતિનીભાવના અને અપૂર્વ વ્યાખ્યાન શૈલી–એ બધાની અજબ અસર પડે છે.

અને એ વાણીની પ્રબળતાએજ ધરમપુર દરબારસમા રાજવી તેમનો ઉપદેશ સાભળવા તિથલ મુકામે ખડા રહે છે.

ભરૂચમાં પણ એમના વ્યાખ્યાન માટે લોકો ગાંડાતુર બને છે અને એમનો લાભ લેવા સાથે એઓશ્રીની કાયમી યાદગીરીરૂપ લાયબ્રેરી તથા ઈનામનું સ્મારક જૈન જૈનેતરો યોજે છે.

શ્રાવકકોમની ઉન્નતિ થાય, તેઓ આર્થિક સ્વતંત્રતા મેળવી ધાર્મિક માર્ગમાં ટકી રહે તે માટે વારંવાર ઉપદેશ આપી. ઠેર ઠેર ઉદ્યોગશાળા કઢાવવા પ્રયત્ન કરેલ છે.

છેવટે તારંગાજીમા યોગની સાધના માટે તાપ કે ઠંડીની પરવા કર્યાં વિના સમાધિ લગાવે છે. ત્યાંથી શરદીના અસર થાય છે અને જીવલેણ રેખાનું મંડાણ ત્યાથી થાય છે.

અમદાવાદમાં છેલ્લા દિવસો અપૂર્વ શાંતિ અને ચિત્તની સ્થિરતા સાથે પસાર કરે છે. મૃત્યુ અગાઉ સૌને વારંવાર એઓશ્રી ખમાવે છે. કેટલી નમ્રતા અને કેટલી કર્મ ખપાવવાની તમન્ના! છેવટે પૂર્ણ સમાધિમાં જીવનનો છેલ્લો શ્વાસ એઓશ્રી લઇ પોતાના આત્માને એ જીર્ણ અને જર્જરિત દેહથી મુક્ત કરી કોઈ અપૂર્વ સુખની લહરીઓ ભોગવવા પ્રયાણ કરી જાય છે.

જીવનનો પૂર્ણ વિકાસ સાધી, તેજસ્વી તારા તરીકે સૌને આકર્ષી આખરે એ તેજસ્વી તારો ખરી જાય છે. પણ એમનું સ્થાન જૈન જનતાના હૃદયમાં અવિચળ રહી જાય છે.

લી. માસ્તર તલકચંદ માલજી
વડાચૌટા જૈન બોર્ડીંગના સુપ્રીટેન્ડન્ટ. મુ. સુરત.
સં ૧૯૯૨ પોષ સુદ ૧૫.



## પરમાત્મા મહાવીર દેવનું અષ્ટક.

त्रिकालवस्तुवेत्तारं, सर्वज्ञं ज्ञातनंदनम्,
महावीरंप्रभुंनित्यं, प्रस्तुवे मोक्षदायकम् ॥ १ ॥
सुरासुरनरैर्वंद्यं, केवलज्ञानभास्करम्
महावीरंप्रभुंनित्यं, प्रस्तुवेमोक्षदायकम् ॥ २ ॥
रागद्वेषादिजेतारं, द्रष्टारं सर्ववस्तुनः,
महावीरंप्रभुंनित्यं, प्रस्तुवे मोक्षदायकम् ॥ ३ ॥
सिद्धार्थकुलमार्तण्डं, भवसागरतारकम्,
महावीरंप्रभुंनित्यं, प्रस्तुवे मोक्षदायकम् ॥ ४ ॥
कामक्रोधारिहन्तारं, मायावल्लीनिषूदकम्,
महावीरं प्रभुं नित्यं, प्रस्तुवे मोक्षदायकम् ॥ ५ ॥
इन्द्रादिदेवसंपूज्यं, जीवेभ्योऽभयदायकम्,
महावीरंप्रभुंनित्यं, प्रस्तुवे मोक्षदायकम् ॥ ६ ॥
सिद्धस्थमन्तिमं वीरं, शिवदं तीर्थनायकम्,
महावीरंप्रभुंनित्यं, प्रस्तुवे मोक्षदायकम् ॥ ७ ॥
अशेषगुणसंपन्नं, प्रातिहार्यादिभूषितम्,
महावीरंप्रभुंनित्यं, प्रस्तुवे मोक्षदायकम् ॥ ८ ॥
पृथ्वीनंदनिधीन्द्वब्दे, चाश्विनैकादशीतिथौ,
जिनेन्द्रं चरमं नौति, त्वष्टकेन मनोहरः ॥ ९ ॥

## શ્રીમદ્ મુક્તિવિજયજી ગણિ મહારાજશ્રીનું અષ્ટક

(६ ८ ८ १)
पञ्जाबदेशेरससिद्धिशंभु, मूर्तीन्दु दत्ते शुभविक्रमाब्दे,
शियालकोटे नगरे सुखाशा, पितुः प्रमोदोऽजनि मूलचन्द्रः ॥१॥
यः स्वानताप्सींद् विदित प्रभावो, चकोर मातुश्च सुखंव्यकार्षीत्,
जेताऽरिषट्कस्यगुणाभिनेता, श्वेताब्धिकीर्तिं व्यतनोत् पृथिव्याम्

(६ १)
रसेन्दु संमिते तेजः पुञ्जीभूते वयस्यपि,
(२ ० ९ १)
नेत्राकाशाङ्कभूवर्षे, ढुण्ढकं मार्गमाश्रयत्, ॥२॥

२ १ ९ १
नेत्रेन्द्वङ्कधरामिते शुभतमे संवत्सरे वैक्रमे,
संवेगाश्रयणाय बुद्धिविजयं योऽगान्मुदा सद्‌गुरुम्,
सोऽयं मुक्तिमुनिर्महागुणिवरैरानन्द पात्रीकृतः,
कीर्त्या भासुरया सदा विजयते धर्माब्धिचन्द्रोदयः ॥४॥

३ २ ९ १
गुणायनाङ्क भूवर्षे, वैक्रमे पुण्यशालिनि,
लब्धं गणिपदं तेन, जैनधर्मविभूषणम्, ॥५॥

५ ४ ९ १
बाणवेदनिधिचन्द्रमितेऽब्दे, मार्गशीर्षगत कृष्णदले च,
६
शास्त्र संमित तिथौ पदमायात् , निश्चलं चलपदं प्रविहाय,॥६॥

तदा शोक पयोराशौ, निखिलं भावपत्तनम्,
प्राक्षिपन्मुक्तिनामाऽयं, मुनिः स्वर्लोकभूषणम् ॥७॥

ब्रह्मचारि वरं वीरं, प्रभावातिशयान्वितम्,
यमेन गृह्णतैनं नः, किं किं नापहृतं हठात् , ॥८॥

अष्टकं प्राकरोदेतन्नम्रो मनोहरो गुरोः,
हंसक्षीर नयोदेयः, पण्डितैरस्य वाचने, ॥९॥

## આચાર્ય મા. શ્રી વિજયકમલસૂરીશ્વરજીનું અષ્ટક

रागद्वेषादि जेतारं, हन्तारं कर्मभूभृताम,
श्रीमत्कमलसूरीशं, भूयो भूयो भजाम्यहम् . ॥ १ ॥

क्रोधारि प्रविहन्तारं, क्षमासागर वर्धकम,
श्रीमत्कमलसूरीशं, भूयो भूयो भजाम्यहम् , ॥ २ ॥

मानपर्वत दंभोलिम्, मोहकैटभकेशवम्,
श्रीमत्कमलसूरीशं, भूयो भूयो भजाम्यहम् , ॥ ३ ॥

विद्वांसं सत्यवक्तारं, ज्ञानार्णवनिशाकरं,
श्रीमत्कमलसूरीशं, भूयो भूयो भजाम्यहम्, ॥ ४ ॥

मायामेघमहावायुं, संतोषामृतपोषकम्,
श्रीमत्कमलसूरीशं, भूयो भूयो भजाम्यहम्, ॥ ५ ॥

मुनिमण्डलमार्तण्डं, शास्त्रसागर पारगम्,
श्रीमत्कमलसूरीशं, भूयो भूयो भजाम्यहम्, ॥ ६ ॥
प्रशान्तमूर्ति धर्मज्ञम्, कामदेवत्रिलोचनम्,
श्रीमत्कमलसूरीशं, भूयो भूयो भजाम्यहम्, ॥ ७ ॥
स्वान्यतंत्रेषु निष्णातं, सम्यक् त्रितय दायकम्,
श्रीमत्कमलसूरीशं, भूयो भूयो भजाम्यहम्, ॥ ८ ॥
पृथ्वीनंदनिधीन्द्रब्दे, त्रयोदश्यां सिताश्विने,
स्तौम्यहं कमलंसूरिं. त्वष्टकेन मनोहरः, ॥ ९ ॥

આ. ભા. શ્રી. વિજયકેશર સૂરીશ્વરજીનું અષ્ટક

रागान्धकारभेत्तारं, योगज्ञानदिवाकरम्,
केशराख्यं गुरुं नित्यं, वंदेऽहं सूरिपुङ्गवम्, ॥ १ ॥
मोहतिमिरहन्तारं, जैनागममहानिधिम्,
केशराख्यं गुरुं नित्यं, वंदेऽहं सूरिपुङ्गवम्, ॥ २ ॥
षट्दर्शनस्य ज्ञातार, कारुण्योदधिचंद्रकम्,
केशराख्यं गुरुं नित्यं, वंदेऽहं सूरिपुङ्गवम्, ॥ ३ ॥
मोक्षमार्गोपदेष्टारं, मार्दवामृतसागरम्,
केशराख्यं गुरुं नित्यं, वंदेऽहं सूरिपुङ्गवम्, ॥ ४ ॥
इन्द्रियाणां च गोप्तारं, क्रोधशत्रु विनाशकम्,
केशराख्यं गुरुं नित्यं, वंदेऽहं सूरिपुङ्गवम्, ॥ ५ ॥
कृपालतामहामेघं, लोभाब्धिवडवानलम्,
केशराख्यं गुरुं नित्य, वदेऽहं सूरिपुङ्गवम्, ॥ ६ ॥
मिथ्यात्वध्वान्तमार्तण्डं, न्यायसाहित्यपारगं,
केशराख्यं गुरु नित्य, वंदेऽहं सूरिपुङ्गवम्, ॥ ७ ॥
सर्वशास्त्रेषुनिष्णातं, मनुष्याणां च तारकम्,
केशराख्यं गुरुं नित्यं, वंदेऽहं सूरिपुङ्गवम्, ॥ ८ ॥
पृथ्वीनंदनिधीन्द्रब्दे, चाश्विनैकादशी तिथौ,
स्तौति केशरसूरीशं, त्वष्टकेन मनोहरः, ॥ ९ ॥

( વસંત તિલકા છંદ )

यस्य प्रशान्त सुरताऽस्ति विराजमाना,
क्रोधाख्यनागदमने गरुडोऽपरो यः ।
मानेभमर्दनविधौ मृगराजभूतम्,
नित्यं भजे विजयकेशरसूरिवर्यम्, ॥ १ ॥
मिथ्यात्वरूपतिमिराहति तिग्मरश्मिम्,
तृष्णालतानिपतनाय गजेन्द्रतुल्यम्,
कारुण्यसागरविवर्धनचंद्रतुल्यम्,
नित्यं भजे विजयकेशरसूरिवर्यम्, ॥ २ ॥
यो जैनसंघगगनाङ्गणचित्रभानु,
यः कामदेवदहने किल नीलकण्ठः,
द्वेषाग्निदोषशमने जलदाभ एव,
नित्यं भजे विजयकेशरसूरिवर्यम्, ॥ ३ ॥
ग्रन्थाश्च येन रचिता रमणीय बोधा,
अध्यात्मज्ञानरसिकः परवस्तुशून्यः,
लोभाब्धिशोषण विधौ वडवाग्निमेनम्,
नित्यं भजे विजयकेशरसूरिवर्यम्, ॥ ४ ॥
जैनागमेषु निपुणो मुनिधर्मयुक्तः,
आजन्मब्रह्मणि सदाचरणं यदीयम्,
भव्येषु बोधकरणेऽमर पूजनीयम्,
नित्यं भजे विजयकेशरसूरिवर्यम्, ॥ ५ ॥
सिद्धान्तबोधनपटु· परमश्च योगी,
धृत्यादिनिश्चल विधौ गिरिराजतुल्यम्,
मायालताविदलने करिराजरूपम्,
नित्यं भजे विजयकेशरसूरिवर्यम्, ॥ ६ ॥
रागाख्यकैटभजये पुरुषोत्तमोऽयम्,
विद्वत्सरोरुहविकासन सप्तसप्तिः,

जन्तूपकाररसिकं करुणाम्बितोयम्,
नित्यं भजे विजयकेशरसूरिवर्यम्, ॥ ७ ॥

मैत्रिप्रमोदकरुणागण शोभमानम्,
क्षान्त्यार्जवादियतिधर्मविधानदक्षम्,
आत्मोपदेशनिकरेण चमत्कृताशम्,
नित्यं भजे विजयकेशरसूरिवर्यम, ॥ ८ ॥

पृथ्व्यङ्कनंदविधुसंमित वत्सरेऽस्मिन,
श्वेताश्विने शनिदिने किल पूर्णिमायाम्,
आचार्यकेशर गुरुं प्रियसूरिवर्यम्,
प्रस्तौति चाष्टक कृतौ तु मनोहरस्तम्, ॥ ९ ॥

## આ. મા, શ્રી વિજયકેશરસૂરિશ્વરજીનું અષ્ટક.

શાર્દૂલ વિક્રીડિત વૃંદ.

३ ३ ९ १
लोकाम्निग्रहभूमि संमित महाकल्याण कृत्वत्सरे,
पोसेमासिसितेदले च विलसत्पक्षात्मिकायां तिथौ,
तातो माधवलाल एव जननी लक्ष्मीश्च यस्याऽभवत्,
सश्रीकेशरसूरिरेष जयताद् योगीन्द्रचूडामणिः, ॥ १ ॥

० ५ ९ १
आकाशेषुनिधीन्दु संमित महाकल्याण कृत्वत्सरे,
दिक्संदर्शितसत्तिथौ परदले मासे सहाख्ये शुभे,
पन्यासः कमलो गुरुः समभवद्दीक्षामधाद्योमुदा,
सश्रीकेशररिरेष जयताद् योगीन्द्रचूडामणिः, ॥ २ ॥

३ ६ ९ १
सौरेसन्नगरेऽग्निशास्त्रनिधिभू वर्षेऽतिहर्षप्रदे,
प्राप्तंयेनगुरोरहोगणिपदंमासेशुभेकार्तिके,
४ ६ ९ १
वेदर्त्वंकवसुन्धराब्द समये पन्यासप्राप्ति.कृता,
स श्री केशरसूरि रेष जयताद् योगीन्द्र चूडामणिः, ॥ ३ ॥

३ ८ ९ १
रम्ये भावपुरेऽग्निहस्तिनिधिभूवर्षेतिहर्षप्रदे,
मासेकार्तिकसंज्ञितेऽसितदले कायात्मिकायांतिथौ,

आचार्यस्यपदं प्रशस्तमदधात् संघाश्च यः सोत्सवं,
सश्रीकेशरसूरिरेष जयताद् योगीन्द्रचूडामणिः, ॥ ४ ॥

७ ८९ १
अश्वेभग्रहभूमि संमिल महाकल्याणकृन्वत्सरे,
मासेश्रावण संज्ञितेऽसितदलेभूतात्मिकायांतिथौ,
रम्ये राजपुरेऽभिलाषमकरोन्नाकात्तयेजित्वरम्,
सश्रीकेशरसूरिरेष जयताद् योगीन्द्रचूडामणिः, ॥ ५ ॥

मानाद्रेस्तुनिगञ्जनाय कुलिशः कारुण्यपाथोनिधिः,
मायामूलनिषूदनायपरशु लोंभाब्धिकुम्भोद्भवः,
कल्याणांकुरवधनेजलधरः प्रोद्यत्प्रभावाकरः,
सश्रीकेशरसूरिरेष जयताद् योगीन्द्रचूडामणिः, ॥ ६ ॥

दान्तःक्षान्तिसमन्वितो गुणिवरश्चारित्रिणामग्रणीः,
कामक्रोधनिदाहकर्मचतुरः शान्तेवरंमन्दिरम्,
पंचेषुदहनेतुपार्वतपतिः सद्गुणपाथोनिधिः,
स श्री केशरसूरि रेष जयताद् योगीन्द्र चूडामणिः, ॥ ७ ॥

नित्यंशास्त्ररहस्यज्ञाननिपुणः योगीशपंचाननः,
भव्यानामुपदेशदानकरणे व्याख्यानवाचस्पतिः,
मिथ्याध्यान्तनिरासनेदिनपतिः वादिन्द्रजेताऽसमः,
सश्रीकेशरसूरिरेष जयताद् योगीन्द्रचूडामणिः, ॥ ८ ॥

श्रीमन्मुक्तिमुनिंगणीन्द्रमजित तच्छिष्यमुख्यं ततः,
सूरीन्द्रंकमलाभिधंगुरुवरं तत्पट्टशिष्यं ततः,
आचार्यं किल केशर तदनुतत्बंधुलघुंसौख्यद,
वदे वाचकदेवसद्गुरुवरं कल्याणपाथोनिधिं, ॥ ९ ॥

१ ९ ९ १
पृथ्वीनदनिधीन्दु संमित महाकल्याण कृत्वत्सरे,
मासेचाश्विन संसितेऽसितदले बाणात्मिकायां तिथौं,
श्रेयःकारिणित्वष्टकेन दिवसेरम्येबुधेसद्गुरुम्,
नीत्येनं किल केशरं मनहरः सूरीन्द्रचूडामणिम् ॥ १० ॥

---

શ્રીમ મહોપાધ્યાયજી શ્રી દેવવિજયજી ગણિ મહારાજ



પ્રકરણપુષ્પમાળા, અનુયોગદ્વારસૂત્રભાષાંતર દેવભક્તિમાળા દેવવિનોદ
તત્વજીવનપ્રભાના રેખાદર્શન હસ્તસંજીવન ભા. ૧-૨-૩ યોગદૃષ્ટિ
સમુચ્ચય ભાષા૦ વિગેરે અનેક ગ્રંથ કર્તા.
જન્મ સં. ૧૯૩૬ દી. સં. ૧૯૫૬ પં૦ પદ સં. ૧૯૭૩
મહો૦ પદ સં. ૧૯૮૩

## महो॰ मा॰ श्री देवविजयजी गणिनुं अष्टक.

जैनसिद्धान्तज्ञातारं, परोपकृति कर्मठम्,
महोपाध्यायमीडेऽहं, श्रीदेवं गुरु पुङ्गवम् ॥ १ ॥
शास्त्रव्याकृतिनिष्णातं, काव्यपुष्पदिवाकरम्,
महोपाध्यायमीडेऽहं, श्रीदेवं गुरुपुङ्गवम् ॥ २ ॥
न्यायपंकजमार्तण्ड, रागद्वेषाब्धिशोषकम्,
महोपाध्याय मीडेऽहं, श्रीदेवं गुरुपुङ्गवम ॥ ३ ॥
प्रशान्तमूर्तिंधर्मज्ञं, मुनिजनः शिरोमणिम,
महोपाध्यायमीडेऽह, श्रीदेवं गुरुपुङ्गवम् ॥ ४ ॥
दानेषुकर्णशोण्डीरं, मानगिरि विनाशकम,
महोपाध्यायमीडेऽहं, श्रीदेवं गुरुपुङ्गवम् ॥ ५ ॥
क्रोधारिप्रविहन्तारं, लोभार्णवघटोद्भवम्,
महोपाध्यायमीडेऽहं, श्रीदेवं गुरुपुङ्गवम् ॥ ६ ॥
सामुद्रिकशिरोरत्नम्, इन्द्रियाणां नियामकम्
महोपाध्यायमीडेऽहं, श्रीदेवं गुरुपुङ्गवम ॥ ७ ॥
षट्दर्शनस्य वेत्तार, निस्पृहेषु शिरोमणिम्
महोपाध्यायमीडेऽह, श्रीदेव गुरुपुङ्गवम् ॥ ८ ॥
पृथ्वीनंदनिधीन्द्वब्दे, विजयादशमी तिथौ,
मदीयगुरुवयस्य, मनोहरःकृताष्टकम् ॥ ९ ॥

વસંતતિલકા છંદ

यो जैनशास्त्रनिपुणो महनीयमुख्यो,
जैनेन्द्रशासनप्रभावविवर्धकश्च,
विद्वच्चकोरगणनन्दकचन्द्ररूपः
देवो गुरुः स जयतात् किलवाचकेन्द्रः, ॥ १ ॥
रागाख्यशत्रुविजये किल शूरवीरः,
द्वेषागपाटनविधौ पविरूप एव,
मोहं निहन्ति वचनैः सुधयासमेतैः,
देवो गुरुः स जयतात् किल वाचकेन्द्रः ॥ २ ॥

क्रोधाहिशांतकरणे मननीयमंत्रो,
मानाद्रिखंडनविधौ कुलिशोपमानः;
मायालताभिहनने तुहिनप्रपातो,
देवो गुरुः स जयतात् किल वाचकेन्द्रः ॥ ३ ॥
लोभाब्धिशोषण विधौ कलशोद्भवो यः,
कामाख्यशत्रु दहने किल वामदेवः,
संतोषसागर विधौ च निशाकरो यो,
देवो गुरुः स जयतात् किल वाचकेन्द्रः ॥ ४ ॥
यो जैनसंघवियदंगण सप्तसप्तिः,
मिथ्यान्धकार दलने किल चित्रभानुः,
वक्ताऽपरो भवति वाक्पतिना समानो,
देवो गुरुः स जयतात् किल वाचकेन्द्रः ॥ ५ ॥
क्षांत्यार्जवादि मुनि धर्म विधान दक्षो,
मैत्रिप्रमोद करुणादि विराजमानम्,
कारुण्यवारिनिधिवर्धनश्वेतभानु,
देवो गुरुः स जयतात् किल वाचकेन्द्रः ॥ ६ ॥
विद्याविनोदरसिकश्चप्रशान्तमूर्ति,
दैवज्ञशास्त्रकुशलो विषयापरक्तः,
भव्योपकार करणेन चमत्कृताशो,
देवो गुरुः स जयतात् किल वाचकेन्द्रः ॥ ७ ॥
निःशेषशास्त्रजलधेः किल पारगामी,
धृत्यादिसद्गुणनिधिः जिनतंत्रवेत्ता,
शुद्धात्मतत्त्वनिरतो मुनिमंडलेशो,
देवो गुरुः स जयतात् किल वाचकेन्द्रः ॥ ८ ॥
नेत्राङ्कनदविधु संमित वत्सरे च,
श्वेते दले रविदिने बहुले च मासे,
राकातिथौ मनोहरो गुरुमष्टकेन,
देवं प्रणौति जयतात् स तु वाचकेन्द्रः ॥ ९ ॥



શ્રીમદ્ આચાર્ય મા. શ્રી વિજયકેશર સૂરીશ્વરજી મહારાજ



યોગશાસ્ત્ર, ધ્યાનદીપીકા, સમ્યક્દર્શન, સુદર્શનાચ૦ મલયસુંદરીચ૦ ગૃહસ્થ-
ધર્મ, આત્માનોવિકાશક્રમ, નીતિમયજીવન વિગેરે અનેક ગ્રંથકર્તા.

જન્મ સં ૧૯૩૩. દીક્ષા સં. ૧૯૫૦ પં૦પદ સં. ૧૯૬૩

આચાર્યપદ સં. ૧૯૮૩ સ્વર્ગ સં. ૧૯૮૭ વર્ષ ૩૦

એડવાન્સ પ્રિ. અમદાવાદ.

ॐ अर्हं नमः

श्रीमद् विजयकमलसूरीश्वर गुरुभ्यो नमः

# श्रीमान् विजयकेशरसूरीश्वरजी महाराजश्रीनुं

# बृहद् जीवनचरित्र.



श्रीमद्वीरजिनं वर प्रवचनं श्री वर्द्धमानं प्रभुं
संविग्नं च गणींद्र मुक्तिविजयं चारित्रिणां शेखरं
तच्छिष्यं कमलाभिधं वरगुरुं ख्यातं च सूरीश्वरं
नत्वा श्री गुरु केशरादिं विजयं सूरीश्वरं योगीनं ॥१॥

गांभीर्यादि गुणप्रधान् दमिनः सद्योग निष्ठस्यच
षट्त्रिंशत् गुणरत्न रोहणगिरे श्चाध्यात्मविद्वेदिनः
सत्साधुत्व परोपकार निरतात्माराम संक्रीडिनः
श्रीमत् सद्गुरु केशरादि विजयाचार्यस्य सद्ध्यानिनः ॥२॥

आरभ्यते हारलतो पमानं मयाचरित्रं ललितं सुरम्यं
सुवर्ण मुक्ताफलयुग्तदीयैः स्यूतं गुणैर्गुर्जर भाषया च
युग्मं. ॥३॥

કોઈ પણ શુભ કાર્યની શરૂઆત કરવા અગાઉ પોતાના ઈષ્ટદેવ ગુરૂ અને સરસ્વતિને નમસ્કાર કરવો એ એક મહામંગલીકનું કારણ તેમજ શિષ્ટ પુરૂષોનો એક આચાર છે. અત્રે પણ એ આચારને અનુસરીને આ ચરિત્રની શરૂઆત પહેલાં, ગ્રંથકાર આ ગ્રંથની સમાપ્તિ નિર્વિઘ્ને થાય એ માટે ઈષ્ટ દેવગુરૂની સ્તુતિરૂપ ભાવમંગલ જણાવે છે.

શ્રી વર્દ્ધમાન પ્રભુ, બાહ્ય-અભ્યંતર લક્ષ્મીવડે વૃદ્ધિને પામતા (બાહ્યલક્ષ્મી સુવર્ણરત્ન વિગેરે, અભ્યંતર લક્ષ્મી ક્ષાયિક જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ) એવા તથા ઉત્તમ પ્રવચન-સિદ્ધાંત છે જેમનું એવા શ્રીમાન મહાવીર પ્રભુને નમસ્કાર કરીને તથા પ્રવચન શબ્દથી વાણીરૂપ સરસ્વતિને નમસ્કાર કરીને, તથા તપગચ્છાધિપતિ શ્રીમાન ચારિત્ર ચુડામણી, સંવિગ્ન સાધુ શીરોમણી, ગણિવરોમાં મુગટ સમાન, એવા મુલચંદજી-મુક્તિવિજયજી મહારાજશ્રીને નમસ્કાર કરીને તથા તેમના શિષ્યરત્ન બાલબ્રહ્મચારી, પરમ શાંતમૂર્ત્તિ, જેમનું નામ જગતમાં સુપ્રસિદ્ધ છે. એવા સૂરિશિરોમણી, શ્રી વિજય કમલસૂરીશ્વરજી ગુરૂમહારાજ-શ્રીને નમસ્કાર કરીને તથા તેમના શિષ્યરત્ન, અષ્ટાંગ યોગનો રાતદિવસ અભ્યાસ કરીને યથાર્થ યોગી શબ્દને ધારણ કરનાર એવા વિજયકેશરસૂરીશ્વરજી મહારાજશ્રીને નમસ્કાર કરૂં છું. તેઓશ્રી શાંત, દાંત, ગાંભિર્યાદિ અનેક પ્રધાનગુણથી યુક્ત, પાંચ ઈંદ્રિયોને દમન કરનાર, મન, વચન, અને કાયાના યોગને કબજે કરવામાં તત્પર, આચાર્યના છત્રીશ ગુણરૂપ રત્નોને વૃદ્ધિ કરવા સારૂ રોહણાચલ

પર્વત સમાન, અધ્યાત્મવિદ્યાના જાણકાર, ઉત્તમ સાધુધર્મને પાળનાર, પરોપકાર કરવામાં રક્ત, આત્મજ્ઞાનરૂપ બગીચામાં રાતદિવસ પ્રયત્ન કરનાર અને ધ્યાનમાં મગ્ન એવા પરમ સદ્‌ગુરૂદેવ, આચાર્ય મહારાજશ્રી વિજયકેશર સૂરીશ્વરજી મહારાજશ્રીનું જીવનચરિત્ર રત્નાહારની ઉપમાવાળું, સુંદર સુવર્ણ અને મુક્તાફળ જેવા તેમના ઉજ્જવળ ગુણરૂપ દોરા વડે પરોવાયેલ હારસમાન અત્રે ગ્રંથકાર તરફથી કહેવામાં આવે છે.

પ્રસંગે ગુરૂમહારાજશ્રી વિજયકમલ સૂરીશ્વરજી તથા ચરિત્રનાયક સાથે સંબંધ ધરાવનાર, ગુરૂ બાંધવ તથા શિષ્યપ્રશિષ્ય વિગેરેનો ઉલ્લેખ અત્રે આપવામાં આવશે. વાંચકોએ સાદ્યંત વાંચી જીવનરહસ્ય જીવનસંદેશ આ ગ્રંથમાંથી મેળવવા ચુકવું નહિ.

અંતે સજ્જનો પ્રત્યે પ્રાર્થના કરવામાં આવે છે કે હંસની માફક ગુણદૃષ્ટિ રાખી આ જીવનચરિત્રમાં જે કાંઈ સારભૂત, ઉપયોગી અને અનુકરણીય જણાય તે અંગિકાર કરશે તો લેખકને આ ચરિત્ર આલેખવાનો પ્રયાસ સફળ થયો છે એમ સમજશે.

## પ્રકરણ ૧ લું.

### ચરિત્ર અને ચરિત્રનાયક.

"મહાજનો યેન ગતઃ સ પન્થાઃ" એ ટુંકું પણ જીવનના રાહ માટે અતિ જરૂરી સૂત્ર જૈન કે જૈનેતર સર્વ

ધર્મસંપ્રદાયોને સરખું માન્ય છે. તેથીજ આપણે સ્વર્ગના રાજા ઇન્દ્રનું શુભ અનુકરણ કરીને આજે પ્રભુનો સ્નાત્રમહોત્સવ ઉજવીએ છીયે અને એ રીતે હૃદયની પ્રભુ પ્રત્યેની પૂજ્યભાવની લાગણીઓને મૂર્ત્તસ્વરૂપ આપવાનો લ્હાવો મેળવીએ છીયે. એ સ્વર્ગના રાજા ઇન્દ્રના પાડેલા આ ચીલાને —પુનિત માર્ગને આજે હજારો બલ્કે લાખો માણસ અનુસરે છે અને આત્માની ઉજ્જવળ દશા અનુભવે છે. તેનું માન તેનો પ્રથમ ચીલો પાડનારનેજ હોય. આ પ્રમાણે મહાન પુરૂષોનો પંથ, તે બીજા અનેક મુમુક્ષુ જીવોને માટે ધોરી સડક સમો છે. ત્યાં ભૂલા પડવાનું, વિનાશ કે અવનતિની ઉંડી ગર્તામાં ઉતરવાનું કારણ હોતું નથી. એવા મહા પુરૂષનો જીવનપંથ, આ ભવાટવીમાં ભ્રમણ કરનાર અનેક મુસાફરોને આદર્શ થઇ પડે છે. મહા પુરૂષ પોતે તો તરે છે, પણ સાથે સાથે બીજા અનેક ભવ્ય જીવોને તરવાનું પરોક્ષ કે અપરોક્ષપણે શીખવે છે. મહા પુરૂષના જીવનની આવી ઉપયોગીતા હોવાથી તેમનું ચરિત્ર ભવ્ય જીવો સમક્ષ આદર્શ માટે, અનુકરણ માટે, મુકવાની જરૂરીયાત સર્વમાન્ય થયેલી હતી અને છે.

જેવી રીતે મનુષ્યભવ દુર્લભ ગણાય છે અને તે ભવ પામીને સંસારસાગર તરવો સુગમ બને છે. પરંતુ મનુષ્યભવની એ દુર્લભતાની ખાત્રી ક્યારે થાય? જ્ઞાનીઓ અનુભવથી કહે છે કે સંયમથી–જ્ઞાન, દર્શન અને ચારિત્રના સંપૂર્ણ આરાધનથી દુસ્તર એવો સંસારસાગર તરવો સુગમ બને છે. આથીજ આ અગાધ સંસારસાગર તરવામાં કોઇ આદ-

શની જરૂર હોય તો તે પણ સંયમધારી મહાપુરૂષનો જીવન-પંથ જાણવાનીજ. માટેજ આત્માર્થી જીવોને મહાપુરૂષના ચરિત્રો જાણવાની પુરેપુરી અગત્ય છે. એટલુંજ નહિ પણ ગમે તે વ્યક્તિને મહાપુરૂષનું જીવનચરિત્ર ખાસ માર્ગદર્શક દીવાદાંડી રૂપ થઇ પડે છે.

મહાત્મા પુરૂષો પોતાના અંતિમ ધ્યેયને માટે મહેનત લે છે. એટલુંજ નહિ પણ પોતાની હયાતિમાં બીજા અનેકને તે ધ્યેય માટે તૈયાર કરે છે. અને અનેકના જીવનોત્કર્ષ સાધના માટેના નિમિત્તરૂપ બને છે. તેમના સ્થૂલ દેહ વિલય પછી પણ તેમનો અક્ષરદેહ તેમની સુવાસ રૂપે ટકી રહે છે જે ઉપરથી તેમના મંતવ્યો, અનુભવો, જીવનસૂત્રોની સામગ્રી અનેકને અખૂટ જ્ઞાનભંડારરૂપ થઈ પડે છે. આ પ્રમાણે મહા-પુરૂષોનો જો કે દેહ વિલય તો થાય છે પરંતુ તેમના ઉચ્ચજ્ઞાન અને ચારિત્રને લીધે સેંકડો વર્ષો સુધી ભવ્ય જીવોના હૃદયમાં તેમનું સ્થાન રહે છે.

અગાઉ ચરિત્ર લખવાની પ્રથા પ્રચલિત ન હતી. તેથી આગળના ઘણા ખરા મહાન્ પુરૂષોના ઉપયોગી જીવન અંધારામાં રહ્યાં છે. વળી અગાઉ મુદ્રણકળા નીકળી ન હતી તેથી પણ તે વખતમાં લખેલું સાચવી રાખવાનું મુશ્કેલ હતું. પંડિત સુખલાલજીએ ઘણી મહેનતને અંતે 'સમ્મતિ તર્ક'નું ભાષાંતર કર્યું છે પરંતુ તેના કર્ત્તાના જીવન સંબંધી ઘણી બાબતો મળતી નથી એમ જણાવી તેઓ પણ શોચ દર્શાવે છે. ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજશ્રીના જીવન માટે કેટલીયે ઝહેમતને પરિણામે હાલમાં છેવટે જાણીતા જૈન લેખક શ્રી મોહનલાલ દલીચંદ દેશાઇએ 'સુજસવેલી ભાસ'

નામક બુક બહાર પાડી છે. તેમાં બધું ચરિત્ર મળી શકે છે. તે પહેલાં આવા ધુરંધર જ્ઞાની જેવા મહાત્માનું ચરિત્ર અંધારામાં હતું. કેટલાયે ભવ્ય જીવોને આ વસ્તુસ્થિતિ ખેદ રૂપ હતી. કારણ કે આવા મહાજ્ઞાની પુરૂષનું યોજેલું-લખેલું સાહિત્ય તથા ગ્રંથો વાંચી સ્હેજે મનમાં પ્રશ્ન થાય જ કે આવું સુંદર-રસમય લખનાર, વિવેચન કરનાર કોણ હશે? તેનું જીવન કેવું હશે? તેમણે પોતાના જન્મથી અને વિહારથી કઈ ભૂમિ પાવન કરી હશે? વિગેરે પ્રશ્નો ઉઠે છે અને તેની ઉત્સુકતા વધે છે. મહાપુરૂષ તરફના અતિશય આદરને લીધે તેના તરફ પૂજ્યભાવ રાખનાર વ્યકિતઓ ઘણીવાર તેમના જન્મસ્થાનમાં જતાં પોતાને કૃતકૃત્ય માને છે એટલુંજ નહિ પણ સન્માનના અતિરેકથી જન્મગૃહ આસપાસની રજ પણ ધન્ય ગણી પોતાને શીર ચડાવે છે! જ્યારે ધૂળ કે જે ઉપર તે ચાલ્યા હોય તે પણ પવિત્ર ગણવામાં આવે છે ત્યારે આવા મહાપુરૂષોના બીજા જીવનપ્રસંગો જાણવાની કેટલી બધી ઉત્કંઠા ઉત્પન્ન થાય? અને ત્યારેજ સમજાય છે કે મહાપુરૂષના જીવનની કેટલી જરૂર છે?

—જીવન ચરિત્ર—

એ

બાળજીવોનો આદર્શ છે.
યુવાનોને માર્ગદર્શક છે.
પ્રૌઢોને સલાહનું સ્થાન છે,
વૃદ્ધોને આનંદપ્રદ છે.
એટલુંજ નહિ પણ

આવા મહાપુરૂષોના જીવનચરિત્રો મિત્રહીન મનુષ્યોને સાચા મિત્રતુલ્ય થઇ પડે છે.

× × × × ×

**આપણા ચરિત્રનાયક અને તેનું ધ્યેયઃ—**

નાયક એટલે માર્ગદર્શક. નાના છોકરાંઓ રમતાં હોય ત્યાંપણ તેઓ સ્વમેળે અંદરોઅંદર એક નાયક ચુંટી કહાડે છે. જેની આજ્ઞા બીજા બધા માન્ય રાખે છે. કોઇ સભા, મંડળ કે સંઘમાં કે ગચ્છમાં પણ નાયકનું સ્થાન વિશિષ્ટ હોય છે. જેની આજ્ઞા બીજાને અનુસરવારૂપ બને છે. લશ્કરમાં નાયક હોય છે જેના હુકમથી લશ્કર કુચ કરે છે. લશ્કરને પણ નાયકનું બહુમાન હોય છે. નાયકનો હુકમ–બોલ એજ લશ્કરની ફરજ–કર્ત્તવ્ય બને છે. આખા યૂરોપને એક વાર ધ્રુજાવનાર નેપોલીઅન બોનાપાર્ટે નાયકપદે રહી પોતાના લશ્કરને બીજાની કલ્પનામાં પણ ન પહોંચે એવી રીતે આલ્પ્સ પર્વત ઓળંગાવ્યો. જો કે એ નાયકની પ્રવૃત્તિઓ જુદી હતી. ત્યાં તો એક ખૂન કરનાર ખૂની ગણાય અને તેને ફાંસીને માંચડે લટકાવું પડે. પણ હજારો બલ્કે લાખોના ખૂન–સંહાર કરનાર વીર–અજેય પુરૂષ ગણાય એવી એ સમયની ગણના હતી. એ નાયક એના અનુયાયીઓને મુબારક હો! આપણા નાયકની ગણનાની રીત જુદીજ છે. આપણું સૈન્ય જુદું છે. જીતવાનો આપણો માર્ગ પણ જુદોજ છે.

આપણા નાયકનું વિશુદ્ધ અને વિલક્ષણીય જીવન જાણી હજારો ભવ્યાત્માઓ વિના આમંત્રણે તેનો લાભ લેવા હાજર થયા હતા. વિના ભયે અને વિના સંકોચે

આપણા નાયકને અનુસરનારા સર્વત્ર સંખ્યાબંધ જોવાય છે. કારણકે આપણા નાયકનું ધ્યેય જુદું છું. મોક્ષ સુખ–સર્વ કર્મથી મુકિત એજ એવું અંતિમ ધ્યેય છે. તેના પ્રયત્નમાં તેની સફળતા છે.

આપણા ચરિત્રનાયકને માનવભવની દુર્લભતા સમજાણી હતી. તેથીજ તેની સફળતા તેને ' કર્મ–મલ ' દૂર કરવામાં સમજાણી હતી. જેનું અમોઘ હથીચાર કે ઉપાય ' ભાગવતિ દીક્ષા ' છે. મોક્ષનો એ રાજમાર્ગ છે તેથીજ તેવા શુભ અંકુરોને ખીલવી આપણા ચરિત્રનાયકે ' દિક્ષા ' નો અદ્વિતિય–પવિત્ર પંથ સ્વિકાર્યો હતો. અને આત્મસ્વરૂપની સાચી માહીતી–સાચી પીછાન મેળવી હતી. આ પ્રમાણે દીક્ષાપાલનના સમયના મહામંથનને અંતે અનેક મુમુક્ષુ જીવો માટે તેમણે પોતાનો આદર્શ રજુ કર્યો છે. એ આદર્શને પહોંચવાનો આપણો પ્રયત્ન થાય તોજ તેમના જીવનચરિત્ર જાણ્યાની સાર્થકતા માની શકાય.

આ ચરિત્રના નાયક શ્રીમદ્ વિજયકેશર સૂરીશ્વરજી મહારાજના જીવનમાં અખૂટ બોધરસ ભર્યો છે. તેમની ઉચ્ચ રહેણી કરણી, જ્ઞાન પ્રત્યેનો પ્રેમ, યોગ પ્રત્યેની તાલાવેલી બીજાને મુગ્ધ કરે તેવી છે. તેમના જીવનમાં અવનવા ઉપયોગી અનુભવોની હારમાળા ગુંથાયેલી છે. આવા અલૌકિક મહાત્માનું જીવનચરિત્ર એ તેમના જીવનચિત્રની બરોબર છે. જેના વાંચનથી આપણું હૃદય તેમના પ્રત્યે માન અને આદરભાવથી ઝુકી રહે છે. કાળક્રમે તેની અસર સચોટ થતાં તેવું–તેમની જેવું સુંદર જીવન જીવવાના કોડ જાગે

છે. તેથીજ તેમનું ચરિત્ર પ્રેરણાત્મક,—સત્પંથદર્શક છે. ચાલુ તથા ભાવિ પ્રજાને તો તે અમુલ્ય અને ચિરસ્મરણીય વારસો છે. તેમના જીવન પ્રસંગો તથા જીવનની મુશ્કેલીઓમાં તેમણે જીવનનાવ કેમ ચલાવ્યું, ઉન્નતિ સાધવા શા શા પ્રયત્નો કર્યા, મહાનપદ કેમ પામ્યા, વિગેરે જાણી તે પ્રમાણે વર્ત્તવાની ભાવના થતાં પ્રત્યેક માણસ સ્વજીવન ઉજાળી શકે છે. તેમનું આ ચરિત્ર ભવ્ય જીવોનો હૃદયપલ્ટો કરવાને પુરતું છે. લેખકને આશા છે કે ઉક્ત ચરિત્રના વાંચનથા તેમજ મનનથી કેટલાયે જીવો ઉત્માર્ગમાંથી સન્માર્ગમાં આવશે, સાચી દશાનું ભાન થશે, અને પોતાનું કર્ત્તવ્ય સમજશે. હજારો જીવોને પ્રગતિને પંથે દોરવામાં અને હૃદયમાં દિવ્યજીવનના બીજ રોપવામાં આ ચરિત્ર જરૂર સફળ થશેજ.

આપણા સમાજમાં ઘણા સાધુરત્નો થયાં છે, સાધુ-જીવન એ મોક્ષ સાધનાનું જીવન હોવાથી તેમજ તેમાં ત્યાગ, તપ અને વૈરાગ્યને ખાસ મહત્ત્વ હોવાથી ખરેખર એક ઉચ્ચ કોટિનું—કસોટીનું જીવન છે. 'ધાર તરવારની સોહલી, દોહલી ચૌદમા જીનતણી ચરણ સેવા' એ ઉક્તિ બતાવે છે કે જીનેશ્વરકથિત માર્ગે ચાલવું એ જેવા તેવાનું કામ નથી. તેથીજ સાધુજીવન એ સર્વોત્તમ જીવન છે. આ પ્રમાણે ભૂતકાળ અથવા કહો કે તેમના વખતમાં થયેલા સાધુરત્નોમાં આપણા ચરિત્ર નાયક ઘણું ઉચ્ચ સ્થાન ભોગ-વતા હતા તેની સાક્ષાત્કાર તો તેમના પરિચયમાં આવેલાને જ વિશેષ થયો હોય.

ચરિત્રનાયકના જીવનના ઝળહળતા પ્રસંગો આ ચરિત્રમાં આપવામાં આવ્યા છે. વાંચકવર્ગ તે પર મનન કરી પોતાના જીવનનો તેવો આદર્શ રચશે તો જરૂર જીવન સફળ થશે.

## પ્રકરણ બીજું.

### તે કાળે તે સમયે.

[જે જમાનામાં કોઇ મહાપુરૂષ જન્મે અને પોતાનું જીવન વિતાવે તે બધા ઉપર કાળ–સમય અને સંજોગોની અસર અદ્‌ભુત હોય છે. આપણા ચરિત્રનાયકના જીવન–(હયાતિ) દરમિયાન એમના કાર્યના સંજોગો, એમના વખતના સાધુઓ, શ્રાવકો અને અન્ય વાતાવરણ કેવું હતું તે આ પ્રકરણમાં દર્શાવી, તે સંજોગોમાં તેમણે શું શું કાર્ય, કેવી રીતે કર્યું છે તે વર્ણવવામાં આવે છે.]

કાળનો સ્વભાવ છે કે તે આજે તદ્દન નવી ગણાતી ચીજને–બનાવને આવતી કાલે જુની–પુરાણી ગણવાનું આપણને શીખવે છે. આજનો આગળ વધેલો જમાનો અને તેમાં માનવીઓના સ્થાન વિષે વીશ વર્ષ પછી કોઇ વિચારકને આ જમાનો જુનો–પુરાણો ગણવાનું મન થશે. આપણા ચાલુ વિચારો, યોજનાઓ, કાર્ય પ્રણાલીકાઓમાં પણ ઘણો ફેરફાર થઈ જશે. આજથી પચાસ વર્ષ પહેલાંનો જમાનો પણ આપણને જાણે જુનો પુરાણો થઇ ગયો હોય તેમ ભાસશે.

દરેક જમાનામાં મનુષ્યના વિચારો, આસપાસના સંજોગો વિગેરેમાં અવનવું પરિવર્ત્તન થયા કરે છે. સંસારનો સ્વભાવજ 'પરિવર્ત્તનશીલ' છે એ ન્યાયે પણ એ બધું બન્યાજ કરવાનું છે. જેમ વિચારો જુદા તેમ કાર્ય-પદ્ધતિઓ, બીજી કેટલીક રૂઢિઓ કે રીતો પણ જુદીજ હોય. આગળના તરવારના રાજ્યને બદલે હવે કાયદાનું રાજ્ય આવ્યું છે, આગળ તડો, ગચ્છો, સંપ્રદાયો માટે લોકો બહુ લડયા હશે અને તેથી ભિન્નભિન્ન વાડાઓની ઉત્પત્તિ થઇ છે. એ સંકુચિતપણું હવે આજે બહુ ઓછું દેખાય છે. આજે સમાનતાનો, ઐકયતાનો જમાનો આવી લાગ્યો છે. અગાઉના વખતમાં સુખ, સંપત્તિ અને વૈભવ સહજ હતા. અને માનવીઓને સર્વપ્રકારના સુખના જીવનમાંથી પણ વૈરાગ્યે વાળવાં એ સહેલું હતું. આજે સુખ, સંપત્તિની સાનુકૂળતા બહુ ઓછે સ્થળે જોવાય છે, પ્રતિકૂળતાઓ બહુ હોય છે, છતાં એવા સંજોગોમાંથી કોઇ જીવને વૈરાગ્ય પમાડવો યા સત્પંથે ચડાવવો તે બહુ કઠિન થઈ પડયું છે એ સર્વત્ર અનુભવની વાત છે.

દુનીયાના અન્ય દેશો કરતાં ભારતવર્ષની વિશિષ્ટતા જુદીજ તરી આવે છે, ઇતિહાસમાં અને હાલ પણ આપણે નીહાળી રહ્યા છીયે કે પરદેશોમાં આર્થિક સર્વોપરિમણું, સાર્વ ભૌમત્વ મેળવવાપણું વિગેરે પાછળનીજ મુખ્ય પ્રવૃત્તિઓ છે. મનુષ્યસંહાર માટે લાખો યોજનાઓ તેઓ ઘડી રહ્યા છે. અને એને વિજ્ઞાનની અજબ શોધ તરીકે ઓળખાવી રહ્યા છે. મોટાં સૈન્યો, જંગી કાફલાઓ, અને

લડાઈનાં અનેક સાધનો તૈયાર રાખ્યાં છે. વેપારની, ઉદ્યોગની પણ કાતિલ હરિફાઈ ચાલી રહી છે અને અંદરોઅંદર વૈમનસ્ય વધતું જતું હોય છે. વસ્તુતઃ એ કે આ પાશ્ચિમાત્ય અગર આવા દેશોની કે દેશવાસીઓની ભૂખ જુદી છે. જ્યારે હિન્દુસ્તાન આધ્યાત્મિકવાદી હોવાથી તેની ભૂખ પણ જુદીજ છે. હિન્દુસ્તાનને આધ્યાત્મિક સંપૂર્ણતાની ભૂખ છે. અને અગાઉ પણ એજ ભૂખ હતી. એની તૃપ્તિ માટે એને એવાજ અનુકૂળ સંજોગો અને સાધનો અગાઉ હતાં. હાલ એ બધું પલટાઈ ગયું છે. છતાં તદ્દન નષ્ટપ્રાયઃ તો નથી જ થયું.

ઇતિહાસ સાક્ષી પુરે છે કે હિંદમાં સાધુપુરૂષો, સંતો, મહાન્ તત્ત્વવેત્તાઓ, યોગીઓ વધુ થયા છે. ખરેખર આ ભૂમિનોજ એવો દિવ્ય પ્રભાવ છે. હિંદની આબોહવા પણ એવા પ્રકારની છે કે તેવા થવા માટે પ્રેરણા જન્માવે છે. આબોહવા ઉપરથી મનુષ્યના દેહ અને મન ઘડાય છે એમાં કોને બે મત હોઈ શકે ? જે સ્થાનમાં જન્મ લેતાં મનુષ્યના વિચારો, કોઈ અગમ્ય રીતે જીવનસાફલ્ય અને આધ્યાત્મિક ઉન્નતિના થતા હોય તે સ્થાન ખરેખર અલૌકિકજ ગણાય, આથી સ્પષ્ટ કહી શકાય કે હિંદની ભૂમિ ઉપર વસનારનો આત્મા આધ્યાત્મિક શાંતિ અનુભવવા વિશેષ તલસે છે, અને સંજોગો અનુકૂળ હોય તો તે માટેનીજ તેની પ્રવૃત્તિ, વ્યવસાય અને જીવનપ્રવાહ હોય છે.

હાલમાં કેટલાક વિષમ સંજોગો અને વિસંવાદી વાતાવરણને લીધે સાધુ સમુદાય પ્રત્યે કોઈ કોઈ સ્થળે દૃષ્ટિભેદ-

ગણુનાભેદ થયો છે. તે વસ્તુનાં કારણો અને ચર્ચામાં ઉતરવાની અત્રે અગત્ય નથી. 'જેવી દ્રષ્ટિ તેવી સૃષ્ટિ' એટલુંજ બસ છે.

આજથી પચીસ વર્ષ પહેલાં જૈન જનતામાં સાધુ સમુદાયનું અપૂર્વ સ્થાન અને માન હતું. લોકોની ભક્તિ તેમના તરફ વિશેષ હતી. કોઇ શહેર કે ગામમાં કોઈ સાધુ મહારાજનાં પગલાં થાય તો ત્યાંના લોકો ગાંડાતુર બની જતાં અને પોતાનાં અહોભાગ્ય સમજી આવનારા મહાત્માઓનો સારો લાભ લેતા. એ વખતે લોકો વિશેષ સરળ અને ભદ્રિક હોવાથી મહારાજશ્રીનો ઉપદેશ તેમને મન દિવ્યસંદેશ હતો. પક્ષાપક્ષી અને વૈમનસ્યને પણ સ્થાન ન હતું. તે સમયે ઐકયતા, સ્વધર્મબન્ધુઓને મદદ કરવાની ભાવના વિશેષ દૃઢ હતી. સુભાગ્યે આર્થિક સંકડામણ પણ સહુને ન હતી. વ્યાપાર સારો હતો. કમાણી સારી હોવાથી લોકો વ્યવહારમાં પણ બહુ એકવચની અને પ્રમાણીક હતા. આપણા ચરિત્રનાયકના વખતના કેટલાક સાધુ મહાત્માઓ અગર કોઈ વૃદ્ધ પુરૂષો જે અત્યારે હયાતિમાં હોય તેમને પૂછતાં પણ જણાશે કે તેમના અને હાલના વખતમાં ઘણો ફેર પડી ગયો છે. લોકોની ભાવના, લાગણી, વિચારો અને વર્ત્તનમાં બહુ પલટો થયો છે. પહેલાંની માફક ધર્મકરણી તરફ વિશેષ પ્રેમ ધરાવનારા હવે ભાગ્યેજ નજરે પડે છે. આજે ઉપાશ્રયમાં કેટલાક માત્ર હાજરી પુરાવા દેખા દે છે, કેટલાક ન આવીયે તો મહારાજશ્રી ઠપકો આપશે તે હેતુથી આવે છે તો કેટલાક મહારાજશ્રીને સારૂં લગાડવા આવે છે પણ પોતાનું કલ્યાણ સાધવાના હેતુથી કોણ આવે

છે? જીવનવ્યવસાય બહુ કટોકટીનો થતો જાય છે. એ આપણાં ઓછાં પુન્યની નિશાની રૂપે છે. અથવા પાપની નિશાની રૂપે છે. પૂન્ય કરીએ–ધર્મ આચરીયે તો પાપો હઠે. પણ પાપ હઠાવવા તરફ આજે કેટલાની વૃત્તિ કે પ્રવૃત્તિ હોય છે? બહુજ ઓછાની. અને છતાં હરેક જણ પોતાને ભાગ્યશાળી, સંપત્તિવાન અને સુખી જોવાની ઉત્કંઠા રાખે છે. પ્રયત્ન કરવો નથી અને ફળની આશા રાખવી છે, બીજ રોપવું નથી અને પરિણામની રાહ જોવી છે એ ક્યાંથી બને?

આ બધું શીખવે છે કે આપણા માની લીધેલા સુખો અને તે માટેના આપણા પ્રયત્નો જ્ઞાનીના કહેવા મુજબ નથી. સંસારિક સુખ ઉચ્ચકોટિનું હોય તોપણ તેમાં અપૂર્ણતાજ છે. ખરૂં સુખ ત્યાગમાં અને આધ્યાત્મિક પ્રવૃત્તિમાં છે. આધ્યાત્મિક જીવનનો સ્વાદ ચાખ્યા વિના એ વાત અનુભવવી મુશ્કેલ છે. જો જ્ઞાની પુરૂષોનો નિત્ય સત્સંગ થાય તો પ્રભુ શ્રી વીર પરમાત્માનો પંથ સાચો સમજાય. પંથની ખબર પડ્યા પછી એ પંથે જવું સુગમ થાય છે. અગાઉ એ સત્સંગ અમુલ્ય ગણાતો. લોકો મેળ-વવા ઇચ્છતા પણ મહા પ્રયાસે મળતો. અને આજે તો શ્રાવક ઉપાશ્રયમાં પોતાના છોકરાને રોજ રોજ જતાં જોઇને મુંઝાઇ જાય છે કે રખેને ક્યાંક વધુ વૈરાગ્યભાવના થશે તો દિક્ષા લેવા લલચાશે. આ સ્થિતિમાં શ્રી મહાવીરના ભેખધારી-ઓને પોતાના ભેખનું મૂલ્ય સમજાવવું છે. અને એ મુશ્કેલ પણ છે. શ્રાવકો અને સાધુઓનો સુમેળ હોય તોજ વધારે ઉત્તમ ગણાય. આપણા ચરિત્રનાયકની કારકિર્દિ વખતે આવી

પરિસ્થિતિ ન હતી. તેમના જન્મ સમયે એટલે લગભગ પચાસ–સાઠ વર્ષ પહેલાં શ્રી ચતુર્વિધ સંઘમાં ભાગ્યેજ કલેશકંકાસ હતો. સાધુસાધ્વીઓના લાભ માટે પડાપડી હતી. સાધુઓ પ્રત્યે અતિશય આદરભાવની દૃષ્ટિ હતી. એ સમયમાં આપણા ચરિત્રનાયક જન્મ્યા હતા.

સાધુ જીવન–દિક્ષિત જીવન દરમિયાન એમનું કાર્યક્ષેત્ર, એમની જ્ઞાન અને યોગ માટેની તમન્ના એ બધું જાણવા યોગ્ય છે. એમને કેવા કેવા સંજોગોમાં ક્યાં ક્યાં કામ કરવું પડયું, તેમજ એ પ્રતિકૂળ સંજોગોમાં એમણે એક ધીર પુરૂષને છાજે તેમ કેટલી સહનશીલતા દાખવી તે પણ જાણવું જરૂરતું છે.



## પ્રકરણ ત્રીજું.



## જન્મભૂમિ, પાળીયાદની મહત્તા અને તેની હાલની સ્થિતિ.

[ જન્મભૂમિની મહત્તા. તેનીપ્રેરણા. ચરિત્રનાયકની જન્મભૂમિ તે સ્થળનીપરાપૂર્વમહત્તા. ભક્તપુરૂષોની જન્મદાયીભૂમિ. જુનું અને હાલનું 'પાળીયાદ' ચરિત્રનાયકે પાળીયાદમાં સદુપદેશ આપી સ્થપાવેલ ધર્મકાર્યનાં સ્થાનો–]

મહાન્ પદને પામેલા મહાત્માઓ સંબંધી એમ વિચારીએ કે તેમાં ભૂમિની શું અસર હોય ? આજે એમ વિચારીએ કે મહાત્મા ગાંધીજી અમેરિકામાં કે ઇંગ્લાંડમાં

જન્મ્યા હોત તો તેમનું સ્થાન અને પ્રવૃત્તિ શું હોત? અથવા એમ વિચારીએ કે મુસોલીની અગર લેનીન હિંદમાં જન્મ્યા હોત તો તેમની જીવનલીલા કેવી હોત? આ વિચાર જો કે હાસ્યાસ્પદ છે. તેથીજ જણાવવાની જરૂર પડે છે કે અમુક આત્માને પૂર્વસંચિત કર્મ બળે અમુક સ્થાન જન્મભૂમિ તરીકે સાંપડે છે. છતાં પણ જુદા જુદા દેશમાં જન્મનારને ત્યાંની ભૂમિ જુદી જુદી પ્રેરણા જગવે છે. હિન્દુસ્તાન ભક્તિપ્રધાન દેશ છે. તેની પ્રેરણા, જ્ઞાન, અધ્યાત્મ, અહિંસા એ ઉપર વધુ છેજ. તેથીજ મહાત્મા ગાંધીને અહિંસાની લડત સુઝી અને એવાજ અનુયાયીઓ તેઓ ઉભા કરી શકયા. આવી રીતે હિંદમાં જન્મનાર દરેક મહાત્મા, મહાપુરૂપ આવી પ્રેરણા વધુ મેળવે છે.

કેટલીકવાર એવું બને છે કે સામાન્ય ગણાતા ગામડાની ભૂમિમાં, તેમજ સામાન્ય કુટુંબોમાં પણ મહાનરત્નો પાકે છે. અને અખંડ સંસ્કારબળની જ્યોત પ્રગટાવે છે. કોઇએ ખરૂંજ કહ્યું છે કે "કાળામાં કાળી ભૂમિમાંથી સુંદરમાં સુંદર વૃક્ષ ઘણીવાર ઉત્પન્ન થાય છે અને તે આકાશ સુધી પણ વધી શકે છે." પ્રાતઃસ્મરણીય જૈનાચાર્ય શ્રીમદ્ વિજયકેશર સૂરિશ્વરજી મહારાજનું જન્મસ્થાન ઘણાની દૃષ્ટિયે ભલે અપરિચિત હશે પરંતુ તેથી તેની મહત્તા ઘટતી નથી. એમનો જન્મપ્રદેશ કાઠીયાવાડ છે. સુપ્રસિદ્ધ કવિ ન્હાનાલાલે ગાયું છે કેઃ—

જ્યાં પ્રેમ–શૌર્યના ગાન, ભક્તજને ગાયાં,
જ્યાં સ્થળસ્થળના ઇતિહાસ વીરોના સોહાયા.

એવી વીરભૂમિ કાઠીયાવાડમાં ઝાલાવાડ પ્રાંતમાં ઝાલા રજપૂતોની રાજધાની છે. લીંબડી, વઢવાણ, ધાંગધ્રા વિગેરે.

કુદરતની રમ્ય કળા અને કૃપાથી રમણિય, પર્વતો અને યાત્રાના પવિત્ર ધામોથી સુવાસીત, જે સ્થાનમાં આપણા પ્રાચીન સર્વશ્રેષ્ઠ જૈનતિર્થો છે. જેનો મહીમા મુક્ત કંઠે ગવાયો છે તેમજ જેણે પોતાના ધામમાં દેવોને પણ આકર્ષ્યા છે, એવા પરમપૂનિત શત્રુંજયતીર્થ જે પ્રદેશમાં આવેલું છે તે ગોહીલવાડ પ્રાંતમાં બોટાદ શહેર પાસેના 'પાળીયાદ' ગામમાં આપણા ચરિત્રનાયકનો જન્મ થયો હતો. શ્રી શત્રુંજય મહાતીર્થ અને ગીરનાર ઉપર "કાંકરે કાંકરે અનંતા સિધ્યા"ની વાત આપણે જોરશોરથી ગાઇએ છીએ. એવી પવિત્ર અને પૂજ્યભૂમિમાં. કેટલાએ સાધુપુરૂષો યોગી મહાત્માઓ વિચર્યા હશે અને એ ભૂમિને પાવન કરી હશે. આવી પાવનભૂમિમાં પવિત્ર વાતાવરણ અને ઉચ્ચ સંસ્કાર સર્વત્ર અનુભવાતાં હોય એમાં શંકા કોને હોય? સાધુપુરૂષો પોતાના જીવનકાર્યથી પોતે તો સર્વત્ર પૂજ્ય બને છે એટલુંજ નહિ પણ પોતાનું કૂળ, નાત, જાત, ગામ, સંબંધીઓ વિગેરે તરફ પણ જનતાનો પૂજ્યભાવ પ્રગટે તેવું વાતાવરણ પ્રગટાવે છે.

**માતૃભૂમિ:—**

ભાવનગર સ્ટેટ રેલ્વે ભાવનગરથી કાઠીયાવાડની અંતિમ હદ વીરમગામ સુધી લંબાયેલી છે. ઝાલાવાડની શરૂ થતી હદ અને ગોહીલવાડની પૂર્ણ થતી હદમાં તે લાઇન પર 'બોટાદ' નામે ગામ છે. ગામના પ્રમાણમાં

જૈનવસ્તી તથા દહેરાસર, ઉપાશ્રય વિગેરે છે. તેની પાડો-શમાં સાનિધ્યમાંજ ઝાલાવાડ પ્રાંતનું 'પાળીયાદ' નામે શહેરોની સરખામણીએ એક શેરી કે મહોલ્લા જેવડું નાનું ગામ આવેલું છે. 'जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसि' માતા અને માતૃભૂમિ સ્વર્ગથી પણ વધારે ગૌરવયુક્ત છે. એ ઉક્તિ અત્રે લાગુ પાડી શકાય. આ 'પાળીયાદ'માથી જૈનશાસનની ઉન્નતિ માટે અથાગ પ્રયત્ન સેવનાર, પરમ-યોગી-પરોપકારી જૈનાચાર્ય શ્રીમદ્ વિજયકેશર સૂરીશ્વરજી વીરરૂપે બ્હાર આવ્યા છે. ઘણા સુંદર અને સુગંધી પુલો તથા તેના સ્થાનો જેમ ઘણીવાર એવા વગડામાં હોય છે કે જ્યાં તેઓ મનુષ્યની દૃષ્ટિએ ક્વચિતજ આવે છે. તેમ આપણા ચરિત્રનાયકની જન્મભૂમિનું પણ તેવું સ્થાન છે.

આ પાળીયાદમાં આશરે પાંચ હજાર માણસોની વસ્તી છે. મૂળ એ કાઠીનું ગામ હતું. પ્રખ્યાત કાઠી દર-બાર ખાચર રામા જીવા તથા દરબાર ખાચર નાના સોમ-લાની એ રાજધાની હતું. એ દરબારના વંશમાં ઉતરી આવેલા લોકપ્રિય શાસક દાનાભાઈ દરબાર હાલ ત્યાં રાજ્ય કરે છે. ગામમાં જૈન વસ્તિના ઘરો ગણ્યાગાંઠયાં છે. પરંતુ જે તેટલાં તો પૂર્ણરાગી અને ધર્મપ્રિય બન્ધુઓના છે.

**જન્મભૂમિની પરાપૂર્વ મહત્તાઃ—**

'પાળીયાદ' અને તેની આસપાસના ગામોના લોકો માને છે કે 'પાળીયાદ' એ સંતની ભૂમિ છે. એની આ-બોહવા કોઈ અગમ્ય રીતે પવિત્રતાનો સંચાર કરાવનાર છે. એના જ્વલંત દૃષ્ટાંતો વગર ઇતિહાસે, ત્યાંના વૃદ્ધોની

જીભને ટેરવે ગમે ત્યારે સાંભળી શકાય છે. આ ગામમાં થોડા વર્ષ અગાઉ વીસામણ નામે એક ભકત પુરૂષ થઈ ગયા. પરમાત્મા સાથે ખરા મનથી તન્મયતા એ તેમનો મુખ્ય વ્યવસાય હતો. એમના પવિત્ર, શાંત, સાદા અને નિષ્પાપ જીવનની સુવાસ ચોમેર પ્રસરેલી હતી. લોકોમાં તેમની લોકપ્રિયતાને લીધે તેમના તરફ સૌની દ્દષ્ટિ પૂજ્ય-ભાવરૂપ હતી. કોઈ પણ જાતના ભેદભાવ વગર બધા ભાવિકો તેમના મંદિરમાં દર્શનાર્થે યા ભજન સાંભળવા જતા. આ વસ્તુ કાયમીક્રમ જેવી થઈ પડી હતી. કારણ કે મંદીરનું વાતાવરણ વિશુદ્ધ હતું. અને તેવુંજ વિશુદ્ધ જીવન વીસામણ ભક્તનું હતું. લોકો વારંવાર ભજનની ધૂનમાં એક તાન થઈ ચિદાનંદમયપણું અનુભવતા અને નિખાલસ ભક્તિભાવ કેળવતા.

આ ભક્તપુરૂષની આવી સુંદર પ્રતિભાને લીધે 'પાળીયાદ' વીસામણ ભકતનું ધામ ગણાતું. વીસામણ ભકતના ધામના ચમત્કારો પણ અનેક હતા. ભોળા અને ભલા લોકો ત્યાં જે માન્યતા માનતા તે સાચેસાચ ફળતી. હાલ પણ વીસામણ ભકત સ્વર્ગવાસી થયા છતાં તે સ્થાનનું મહત્ત્વ એક સરખુંજ છે. અહિંયાં ગરીબો તથા ભિક્ષુક સાધુઓને સદાવ્રત અપાય છે. આ દિવ્યધામમાં બ્હારગામથી આવનાર યાત્રાળુઓ માટે એક ધર્મશાળા પણ છે. વીસામણ ભકત પછી તેમની ગાદીએ લક્ષ્મણ ભકત આવ્યા. તેમની પછી ઉનડ ભકત આવ્યા. આ ઉનડ ભકતે વિશેષ શકિત મેળવી હતી. સાથે યોગસાધના કરીને કેટલીક 'સિદ્ધિ' મેળવીને ત્યાંના લોકોને ઘણા ચમત્કાર બતાવ્યા હતા.

આ ઉનડ ભક્તે આપણા ચરિત્રનાયકના પિતાશ્રીને-શ્રી માધવજીભાઈને છ પુત્ર થવાનો આદેશ આપેલો હતો તે પ્રમાણે છ પુત્રો પણ થયા છે. આ યોગીપુરૂષ મૃત્યુ પામ્યા પછી તેમની ગાદીએ દાદો ભગત આવ્યા. આ યોગી પુરૂષે પણ ઘણા ચમત્કારો બતાવ્યા. તે પછી તેઓ દેવગત થતાં તેમની ગાદીએ હાલ નાના ઉનડ ભક્ત આવ્યા છે. તેમની ઉમર હાલ નાની છે તોપણ અસલના યોગીઓનું તેજ ઝળકવા માંડયું છે. તેમની ગાદીના પૂર્વ પુરૂષોની કૃપા તેમના ઉપર જાણે ઉતરી હોય તેમ તેમનું જીવન આશ્ચર્ય કારક પ્રગતિ સાધી રહ્યું છે.

જુનું અને હાલનું પાળિયાદઃ—

અત્રેના શ્રાવકો મૂળથી આ વીસામણ ભક્તોના ધામથી અંજાયા હતા. ભોળાભાવે તેમની શ્રધ્ધા ત્યાં ઠેરવી યોગ્ય લાભ લેતા હતા. પોતાના જૈન સંપ્રદાયના ધર્મસ્થાનનું સ્થાન પ્રથમ ત્યાં ન હતું. ન હતું દહેરાસર કે ન હતો ઉપાશ્રય. આવા સ્થાનમાં જૈન કુટુંબમાં જન્મ્યા હોવા છતાં જૈન સાધુઓનો પરિચય કે જૈન ધર્મનું જ્ઞાન ક્યાંથી હોઇ શકે? એટલે સ્વભાવિક રીતે અન્ય સંપ્રદાયની જે ક્રિયાઓ થતી તેજ જોવામાં આવતી. આથી અત્રે રહેતો શ્રાવક સમુદાય એ તરફ ઓછો વધતો દોરવાઇ ગયો હતો. પરંતુ કાળની ગતિ અજબ છે. ભવ્ય અને સુશોભિત નગરોના નામનિશાન આજે નથી. કાળના પંજામાં એ વેરણછેરણ થઇ ગયાં છે. એના અવશેષો શોધ્યા મળતા નથી. બીજી બાજુ જળ ત્યાં સ્થળ થઇ જાય છે. સ્મશાનસમું સ્થાન સુંદર બગીચાસમું

થઈ જાય છે. આવું નાનું સરખું ગામ, જુની પુરાણી સંપ્ર દ્દાયીકતાને જાળવી રાખનારૂં તે હાલ તદ્દન ફેરવાઇ ગયું છે.

હાલ પાળીયાદમાં જૈનોના સવાસો ઘર છે. શ્વેતાંબરોના પચાસ છે. તથા સ્થાનકવાસીઓના પંચોતેર ઘર છે પ્રારંભમાં નાનું સરખું દહેરાસર બંધાયેલું હતું. તે સ્થળે હાલ ભવ્ય શીખરબંધ દહેરાસર, એક ઉપાશ્રય એક પાઠશાળા શોભી રહેલ છે. આ નાના સરખા ગામનું એ ખરેખર આકર્ષણ છે. એ ધર્મસ્થાનોનો, શ્રાવકો આજે સુંદર લાભ ઉઠાવી રહ્યા છે. ધર્મ પ્રત્યે તેમનો પૂર્ણ રાગ છે. શ્રાવકો અન્ય સંપ્રદાયમાં રસ લેતા તે મુકી ઉકત સાધનો થતાં અત્રેનો લાભ લેવાય તેટલો લઈ રહ્યા છે. એનું બધું માન આપણા ચારિત્ર નાયક, તેમના ગુરૂભાઇ. તથા તેઓ બંનેના ગુરૂ સ્વ૦ શ્રી વિજય કમળ સૂરીશ્વરજીને ઘટે છે. અગાઉ અત્રે શિખરબંધ દહેરાસર, ઉપાશ્રય કે પાઠશાળા કંઇ નહતું તે ઉપરથી ગામના અગ્રગણ્ય શ્રાવકોને લાગ્યું કે ભક્તિ અને ધાર્મિક કરણીનું સાધન હશે તો શ્રાવકો ધર્મમાં વધુ જોડાશે. તેથી તેમાંના કેટલાકે ટીપ કરવા હામ ભીડેલી પણ તેમાં સફળતા મળી ન હતી.

**જન્મભુમિને ઉજાળે છેઃ—**

આપણા ચરિત્ર નાયકે દિક્ષા લઇ પોતાનું જીવન સુ-ધાર્યું, પરંતુ તેમને લાગ્યું કે મારાજ ગામના મારા એક વખતના સહવાસી બન્ધુઓના જીવનમાં હું ધર્મની જયોત કેમ ન જગાવું ? ધર્મ પમાડવા માટે ધર્મસાધન પ્રથમ જો-ઈએ. પરમપ્રભુશ્રી મહાવીરે તો 'સવિ જીવ કરૂં શાસન

રસી. ઇસિ ભાવ દયા મન ઉલ્લસી' એટલે કે સર્વ જીવને શાસનમાં રસ લેતા કરવાની ભાવદયા વિચારી હતી. અને તે પ્રમાણે કરી બતાવ્યું હતું. આપણા ચારિત્ર નાયકે પ્રથમ પગથીયાં રૂપે, તેવી ભાવનાને અનુસરીને અત્રેના દહેરાસર ઉપાશ્રય તથા પાઠશાળા માટે પોતાના ગુરૂદેવ શ્રી વિજય-કમળ સૂરીશ્વરજી સાથે રહીને મુંબાઈમાં ટીપ કરાવી હતી. આવા ધર્મકાર્યમાં કોણ સાથ ન આપે ? મદદમાં ઘણી સારી રકમ આવી. તેથી સં. ૧૯૬૪ના જેઠ સુદી ૨ના દિવસે આપણા ચરિત્રનાયકના લઘુબંધુ મહામહોપાધ્યાય શ્રી દેવવિજયજી મહારાજશ્રીની દેખરેખ નીચે 'પાળીયાદ'ના શીખરબંધી દહે-રાસરની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. આ માંગલીક પ્રસંગે, તે વખતના પંન્યાસજી હાલના આચાર્ય શ્રી વિજયદાનસૂરિ તથા શ્રી પ્રેમવિજયજીગણિ આદિ ઘણા સાધુસાધ્વીઓની સારી હાજરી હતી. પૂજ્ય ગુરૂદેવીની કૃપાથી અને તજવીજથી મહાન સંપ્રતિ રાજાની ભરાવેલી શાંતિનાથ પ્રભુજીની ઘણી સુંદર ચમત્કારી પ્રતિમાજી મળી આવ્યાં હતાં અને ત્રણ ગભારાનું શીખરબંધ દહેરાસરજી તૈયાર થયું હતું. પ્રતિષ્ઠાના આ શુભ પ્રસંગે પાળીયાદ મહાજનના અગ્રગણ્ય શ્રાવકો શાહ નાગર મોતી, કોઠારી જેઠા નાનજી, શાહ ઓઘડ ધનજી, બગડીયા દેવચંદ ઓધવજી શાહ હરીચંદ ઓધવજી, શાહ માધવજી મોતી, શાહ દેવચંદ મુલચંદ વિગેરેએ દરેક કાર્યમાં સંપ અને સહકાર સાથે સારી મહેનત ઉઠાવી હતી.

તે ઉપરાંત છોકરાં, છોકરીઓ અને બૈરાંઓને ધર્મના સંસ્કાર પડે તે ખાતર મહોપાધ્યાય શ્રી દેવવિજયજી મહા-

રાજના ઉપદેશથી ગુરૂવર્ય શ્રી વિજય કમળ સૂરીશ્વરજીના નામથી "શ્રી વિજય કમળસૂરિજી જૈન પાઠશાળા" આજે કેટલાક વર્ષથી શરૂ છે ગામના બધા લોકોને લાભ મળે તે ખાતર મહોપાધ્યાયજી શ્રી દેવવિજયજી મહારાજશ્રીના ઉપદેશથી પોતાના વડીલ બન્ધુ શ્રી વિજયકેશરસૂરીશ્વરજીના નામથી "શ્રી વિજયકેસરસૂરિ જૈન લાયબ્રેરી" સં. ૧૯૯૦ના પોષ માસમાં સ્થાપવામાં આવી છે. અને પુસ્તકો તથા છાપાંઓનો બંદોબસ્ત કરવામાં આવ્યો છે. પાઠશાળા તથા લાયબ્રેરીના અંગે કેટલાક ખર્ચની વ્યવસ્થા ગામના લોકોએ શ્રી ઉપાધ્યાયજીના ઉપદેશથી કરી છે.

હાલ આ 'પાળીયા' ગામ વઢવાણ કેમ્પના તાબામાં છે. ત્યાં લોકોના જાહેર હિત માટેની બીજી યોગ્ય સગવડો પણ છે. ગામના હવાપાણી સારાં છે.

## પ્રકરણ ૪ થું.

### ચરિત્રનાયકનું કુટુંબ અને કૌટુમ્બીક જીવન.

[ ચરિત્રનાયકનું કુટુંબ, તેમના પિતાશ્રી સંબંધી હકીકત, તેમના પિતાશ્રીને યોગીનો થયેલો મેળાપ અને મળેલો આશીર્વાદ, ચરિત્રનાયક શ્રી કેશવજીભાઈનોજન્મ, બીજા ભાઈભાંડુઓ, વ્યાપાર અર્થે પાળીયાદથી વઢવાણ કેમ્પમાં, કેશવજીભાઈનું બાલ્યજીવન, માતાપિતાનું ધાર્મિક જીવન અને તેની કેશવજીભાઈ પર અસર.]

ચરિત્રનાયકનું કુટુંબઃ—

પાળીયાદમાં વીસાશ્રીમાળી જ્ઞાતિ અને સંઘના અગ્રેસર ગર્ભશ્રીમંત શેઠ જીવાભાઈ વધાભાઇ નામે ગૃહસ્થ હતા. જેઓ સ્વભાવે ઘણા ઉદાર, દયાળુ અને ધર્મરકત હતા. તેમને પાંચ પુત્રો હતા. તેમાંના ત્રીજા પુત્ર શ્રી નાગજીભાઈને ત્રણ પુત્રો થયા. તેમને અનુક્રમે માધવજીભાઈ, ટોકરશીભાઇ અને ચતુરભાઇ નામે ત્રણ પુત્રો થયા હતા. તેમાં માધવજીભાઇ વડીલ હતા. તેમણે વ્યવહારિક તથા ધાર્મિક કેળવણી સારી રીતે લીધી હતી. માતાપિતાની સેવામાં પણ તેઓ એક્કા હતા. ખાનદાન કુટુંબના ખાનદાન સંસ્કારો તેમના જીવનમાં ઉતર્યા હતા. આ માધવજીભાઈ તેજ આપણા ચરિત્રનાયક જૈનચાર્ય શ્રીમદ્ વિજયકેશરસૂરીશ્વરજી તેમજ મહામહોપાધ્યાય શ્રી દેવવિજયજી ગણિવરના પૂજ્ય પિતાશ્રી હતા.

ઉક્ત માધવજીભાઈનું લગ્ન પાલીતાણામાં શેઠ ગભરૂભાઇ માધવભાઇની સુપુત્રી પાનબાઇ સાથે થયું હતું. કોઈ વ્યકિતના કુંમકુંમ પગલાંજ એવાં સૌભાગ્યદર્શક હોય છે કે તેના આગમનથીજ અવનવો ફેરફાર થવા પામે છે. તેવીજ રીતે શ્રી પાનબાઇ પાળીયાદ આવ્યા પછી આ કુટુંબમાં કોઇ અગમ્ય રીતે બધી અનુકૂળતા થવા લાગી. લક્ષ્મીની વૃદ્ધિ પણ થવા લાગી. શ્રી માધવજીભાઇના ગૃહમાં સર્વ પ્રકારની સુખશાંતિનો અનુભવ થવા લાગ્યો. આ આકસ્મિક ફેરફારનું કારણ શ્રી પાનબાઈના પનોતાં પગલાં હતાં. તેમના પગલાંને પ્રતાપે આ ગૃહનો ભાગ્ય-

પલટો થયો હતો. આ વાતના કાયમી સ્મરણરૂપે કુટુંબી-ઓએ શ્રી પાનબાઇનું અસલ નામ ફેરવીને તેમને શ્રી લક્ષ્મીબાઇ એવું નામ આપ્યું હતું, કારણકે તેમના શુભ આગમન પછી લક્ષ્મીદેવીની કૃપા જાણે વધુ ઉતરી હોય તેમ સ્પષ્ટ દેખાયું હતું.

શ્રી માધવજીભાઇની વધતી જતી ચડતીમાં તેમનો ધંધો રોજગાર પણ ઠીક વૃદ્ધિ પામ્યો હતો. તેમણે બીજી દુકાન પાળીયાદ પાસેના સર્વા ગામમાં ખુલ્લી મુકી હતી. આ વખતે તેમની ઉંમર વીશેક વર્ષની હતી.

## યોગીનો મેળાપ અને આશીર્વાદઃ—

આગલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે 'પાળીયાદ' ગામ ભકતોનું ધામ હતું. તેમાં વીસામણ ભક્ત એ ગાદીના મૂળ પુરૂષ હતા. તેમની ગાદી ઉપર ઉનડભક્ત નામના ચમત્કારી અને પ્રતિભાશાળી પુરૂષ આવેલા હતા, જે આજુબાજુમાં પ્રખ્યાત હતા. એક વખત માધવજીભાઇના સંબંધીમાં કોઇ એક માણસ મરી જવાથી માધવજીભાઇ લૌકિકે નદી તરફ જતા હતા. ત્યાં ગયા બાદ એક જગ્યાએ શાંત ચિત્તે બેઠા બેઠા સંસારની અસારતાનો વિચાર કરતા હતા. આ વખતે એક યોગી પુરૂષ ભાગ્યયોગે અકસ્માત ત્યાં આવી ચડયા. આ યોગીપુરૂષ આ બાજુમાં પ્રસિદ્ધી પામેલા ઉનડભકત હતા. આ મહાત્મા પુરૂષને જોઇ તરત માધવજીભાઇ ઉભા થઇ ગયા અને તેમના ચરણમાં મસ્તક નમાવ્યું. ઉનડભકત પણ એમની નમ્રતા જોઇ ખુશી થયા અને તેમના તેજસ્વી લલાટ તરફ દ્દષ્ટિ કરી તેમણે કહ્યું કે, કેમ છે ભાઇ!

વિનીત ભાવે શ્રી માધવજીભાઈએ જવાબ આપ્યો, ઠીક છે બાપુ ! આપની કૃપા હોય એટલે બીજું શું જોઈએ ? વળી ફરીથી તે યોગીએ પૂછયું, કેમ ભાઈ "તમને કાંઈ સંતતિ છે ?" જવાબમાં જણાવ્યું કે ના બાપુ ! કાંઈ નથી. તરજ તે યોગી પુરૂષ જાણે દૂર દૂર ભાવિમાં દૃષ્ટિ ફેંકી આશીર્વાદ આપતા હોય તેમ બોલી ઉઠયા, ભાઈ, "તને છ પુત્રરત્નો સાંપડશે." તેમણે આપેલો આશીર્વાદ આખરે સાચો ઠરે છે.

**ચરિત્રનાયકનો જન્મ:—**

શ્રી માધવજીભાઈને અનુક્રમે છ પુત્રો થયા હતા. જેમના સંબંધી ટુંક હકીકત નીચે મુજબ છે.

૧. ખોડીદાસ—છપ્પન વર્ષે સં. ૧૯૮૬માં સ્વર્ગવાસી થયા હતા.

૨. કેશવજી—શ્રી વિજય કેશર સૂરિશ્વરજી.

૩. હીરાચંદ—હાલના મહોપાધ્યાય શ્રી દેવવિજયજી.

૪. પ્રેમચંદ—હાલ સીનોરમાં દુકાન કરી છે. સહકુટુંબ ત્યાં રહે છે.

૫. વ્રજલાલ—ઓગણત્રીશ વર્ષની વયે સ્વર્ગવાસ.

૬. મગનલાલ—બાળપણમાં સ્વર્ગવાસ.

સૌથી મોટા પુત્ર ખોડીદાસભાઈ હતા. જેમનો જન્મ સં. ૧૯૩૦ની સાલમાં થયો હતો.

ત્યારબાદ કેટલાએક દિવસો વીત્યા બાદ શ્રી લક્ષ્મીબાઈએ ફરીથી ગર્ભ ધારણ કર્યો. ગર્ભાધાન વખતે કોઈ

શુભપ્રસંગના સૂચનરૂપે, તેમને દેવ ગુરૂપૂજન અને અભય-દાન દેવાના દોહદ ઉત્પન્ન થયા હતા. જે પૂરવામાં આવ્યા હતા. ત્યારબાદ ગર્ભોત્સર્ગની આગલી રાત્રે શ્રી લક્ષ્મીબાઇને શુભસ્વપ્ન આવ્યું. એ સ્વપ્ન જાણે આવતા શુભ પ્રસંગની આગાહી દર્શાવતું હોય તેમ તેના ફળરૂપે સં. ૧૯૩૩ના પોષ શુદી ૧૫ના દિવસે તેમણે પોતાના પિતૃગૃહે—પાલીતાણાની પરમ પૂનિત તીર્થભૂમિમાં એક તેજસ્વી પુત્રરત્નનો જન્મ આપ્યો. સિદ્ધાચળ તીર્થ સમાનપુનિત સ્થાનથી ગર્વિષ્ઠ થયેલા શહેરમાં જન્મવાનું અહોભાગ્ય શું દર્શાવે છે? માણસના મૃત્યુની છેલ્લી ઘડીઓમાં પણ કહેવાય છે કે "સિદ્ધક્ષેત્રમાં એનો વાસ થજો." આપણા ચરિત્રનાયક જાણે પૂર્વભવની શુભકરણીના થોકથી અને ત્યાં જન્મ લેવાનું જાણે નિયાણું બાંધ્યું હોય તેમ પાલીતાણામાં ત્યાંના સાધુ-સમુદાયથી અને ભાવિક યાત્રિકોના કાયમી વસવાટની સુવાસથી મઘમઘતા વાતાવરણમાં જન્મ્યા. તેમનું નામ કેશવજી રાખવામાં આવ્યું. બાળપણ પણ ત્યાંજ પસાર કર્યું. શ્રી લક્ષ્મીબાઇ આવા પુત્રરત્નને જન્મ આપવા બદલ ખરેખર ભાગ્યશાળી હતાં. તેમનું જીવન ધાર્મિક ભાવના અને ક્રિયા-ઓથી રંગાયેલું હતું. અનુક્રમે. થોડો વખત વીત્યા બાદ સં. ૧૯૩૬ના ફાગણ શુદી ૧૧ના દિવસે તેમણે ત્રીજા પુત્રને જન્મ આપ્યો. જેમનું નામ હીરાચંદ રાખવામાં આવ્યું. શુભ ધાર્મિક સંસ્કારોથી સદા નિર્મળ જીવન ગાળનાર માતાની ગોદમાં, રમનાર બાળક પણ, ધાર્મિક સંસ્કાર કેમ ન પામે? કેટલાક ભાગ્યશાળીઓ ગર્ભશ્રીમંત જન્મે છે! કેટલાક ગર્ભથી ધર્મવંત જન્મે છે! આપણા ચરિત્રનાયક

ભાઇ કેશવજી તથા ભાઈ હીરાચંદ કોઈ પ્રબળ પુન્યોદયે ગળથુંથીમાંથીજ ધાર્મિક સંસ્કારોનું અનુપાન કરવા ભાગ્યશાળી નીવડયા હોય તેમ લાગતું હતું. આ ત્રીજાપુત્ર હીરાચંદભાઇ તેજ હાલના પૂજ્ય મહામહોપાધ્યાયશ્રી દેવવિજયજી ગણિવર મહારાજશ્રી છે.

**વતન છોડી વઢવાણ કેમ્પમાં:—**

શ્રી માધવજીભાઈની સારી સ્થિતિ કેટલોક સમય એકધારી રહી. જ્યારે ગામડાઓમાં આર્થિક મંદી દેખાવા લાગી અને મોળાં વર્ષોને લીધે વેપારધંધામાં કસ ન દેખાયો. તેથી તેમને બાજુના શહેર વઢવાણ કેમ્પમાં જવાનું મન થયું. પોતાના બે બાળકોને અભ્યાસ કરાવવાની વાત પણ મુખ્યત્વે જરૂરની હતી. એટલે તેમણે પોતાની દુકાન ત્યાંથી ખસેડી વઢવાણકેમ્પમાં લાવ્યા અને ત્યાંજ રહેવાનું નક્કી કર્યું. પોતાના પુત્રોને ભણાવવાનું અત્રે સારૂં સાધન હોવાથી ભણાવવું પણ શરૂ કર્યું. વઢવાણ કેમ્પ મોટું રેલ્વે સ્ટેશન જંકશન તેમજ વેપારનું સારૂં મથક હોવાથી ત્યાં રહેવાનું સૌને પસંદ પડયું. શ્રાવકોની વસ્તિ પણ અહિંયાં સારી હતી. શ્રી માધવજીભાઇ પોતાની ફઇના દીકરા ભાઇ તલકચંદ વીરચંદ ગાંધીના આગ્રહથી પોતાના ચાર પુત્રો સાથે આ પ્રમાણે વઢવાણ કેમ્પમાં આવી વસ્યા. સં. ૧૯૪૦.

**બીજા ત્રણ પુત્રો:—**

શ્રી માધવજીભાઇને તે પછી અનુક્રમે પ્રેમચંદ, વ્રજલાલ અને મગનલાલ નામે બીજા ત્રણ પુત્રો થયા હતા. તેમાં ભાઇ વ્રજલાલનું જીવન વધુ ધ્યાન ખેંચે એવું હતું.

વ્રજલાલની ધાર્મિક કેળવણી તથા સંસ્કૃત અભ્યાસ ઠીક હતો. કારણ કે તેમના વડીલભાઇ શ્રી દેવવિજયજી મહારાજના સમાગમમાં તેઓ ઘણું રહ્યા હતા. અને તેને લીધે જ્ઞાન સારૂં સંપાદન કર્યું હતું. તેમણે ધાર્મિક શિક્ષક તરીકે રહી સાધુ સાધ્વીઓને ભણાવવામાં રાણપુર તેમજ કચ્છ–ભૂજમાં દેવલીબાઇની પાઠશાળામાં રહી ધાર્મિકજ્ઞાન આપવામાં સારી બાહોશી બતાવી હતી. તેમની પણ દિક્ષા લેવાની ભાવના હતી. પરંતુ હજુ તે ભાવના સિદ્ધિમાં આવે તે પહેલાં તો તેઓ ટુંકું આયુષ્ય ભોગવી કાળના સપાટામાં જકડાઇ ગયા હતા. ઓગણત્રીશ વર્ષની ઉમરે તેઓ સ્વર્ગવાસી થયા હતા. આચાર્ય મહારાજશ્રી વિજયકેશરસૂરીશ્વરજીના પુસ્તકોનું વાંચન તેમને સારૂં હતું. તે ઉપરથી તે બધાં પુસ્તકોના દોહન રૂપે તેમાંથી સાર ભૂત સુવર્ણ વાકયોનો સંગ્રહ એક જુદી નોટમાં તેમણે કર્યો હતો. જેનું નામ “ વ્રજવિનોદ ” રાખવામાં આવ્યું છે. આ ગ્રંથ અગાઉ છપાયેલ “ શ્રી વિજયકેશરસૂરિ જીવન-પ્રભા” ની સાથે તેમના સ્મરણરૂપે જોડી દેવામાં આવેલ છે. તે ખાસ વાંચવા લાયક છે.

ચરિત્રનાયકનું બાળજીવનઃ—

સામાન્ય પ્રકારે બાલ્ય અવસ્થામાં રમવું, હરવું, ફરવું, દરેક બાળકને પસંદ હોય તે સ્વાભાવિક છે. છતાં ગુરૂશ્રીની બાલ્યાવસ્થા કોઈ જુદુંજ કામ કરતી હતી. સમાનવયી બાળકો સાથે તેઓ રમતગમતમાં જોડાતા હતા. તેમજ દરેક સાથે પ્રેમભાવથી વર્તતા હતા. મારામારી

ઝગડો કે તેવું કંઈ કરતા નહિ. સર્વની સાથે સંપીને રહેતા. ખાસ વિશિષ્ટતા તો એ હતી કે પૂર્વના કોઇ સંસ્કારોને લીધે તેઓશ્રીનું, દેવદર્શન, ગુરૂવંદન, તેમનો સમાગમ, વ્યાખ્યાન શ્રવણ, તીર્થયાત્રા વિગેરે બાબતોમાં વધુ લક્ષ જતું હતું.

**માતાપિતાનું ધાર્મિકજીવનઃ—**

આપણા ચરિત્રનાયકના પિતાશ્રી માધવજીભાઈ ધર્મકાર્યમાં પ્રથમથીજ ઉદ્યમવંત હતા. પ્રભુપૂજા, પ્રતિક્રમણ સામાયિક, સવારે પોરસી તથા સાંજના ચોવિહાર પચ્ચખાણ, દશ તીથીએ ઉપવાસ ચૈતરી તથા આશ્વિન ઓળી એ તેમના જીવન સાથે ઘડાઈ ગયું હતું. પર્વાધિરાજ પર્યુષણમાં પણ ઘણીવાર છ, આઠ, દશ, પંદર અને સોળ ઉપવાસ સુધીની તપશ્ચર્યા તેઓ કરતા હતા. શ્રી લક્ષ્મીબાઇ પણ પર્યુષણના દિવસોમાં છઠ, અઠમ, ચાર, છ ઉપવાસ સુધીની તપશ્ચર્યા કરતા. એ તો સ્વાભાવિક છે કે જ્યારે માતાપિતાના સંસ્કારો તથા રહેણી કહેણી ઉચ્ચ હોય, ત્યારે તેની છાપ બાળકોમાં ઉતરે છે. જ્ઞાન અને ક્રિયાના સંસ્કારબળે ભવિષ્યમાં આચાર્ય પદવી લેનાર, તેમજ મહામહોપાધ્યાય પદવી શોભાવનાર તે વખતના ભાઈ કેશવજી તથા ભાઇ હિરાચંદે પોતાના સંસ્કારનો પ્રથમ પાયો ઘરમાં નાખ્યો હતો. અને ગૃહઆંગણેજ ઉત્તમ સંસ્કાર કેળવ્યા હતા. માતાપિતાની આજ્ઞામાં રહેતાં આ બંને બંધુઓ પણ દેવપૂજા, સામાયિક, વ્રત, જપ તેમજ તપશ્ચર્યા કરતા હતા.

## પ્રકરણ ૫ મું.

## કૌટુમ્બીક કરૂણ આફત, ચરિત્રનાયકનો દિક્ષાનો મનોરથ

**આફતનું વાદળ:**—સૌથી નાના પુત્ર મગનલાલ સવાવર્ષના થયા ત્યારે આ કુટુંબ ઉપર અણધારી આફતનું વાદળ એકાએક ચડી આવ્યું. સુખી, શાંત અને રમ્ય જીવન પ્રવાહમાં વિઘ્ન આવી પડ્યું. જીવનના સુખદુ:ખના પ્રસંગો એ સંધ્યાના રંગ સમા છે. એ રંગને પલટાતાં—નષ્ટ થતાં વાર લાગતી નથી. તેમ આ કુટુંબના સુખીજીવન ઉપર કમનસીબી ઉતરતાં બાજી પલટાઇ ગઈ. એક દિવસે ગૃહ-કાર્યથી પરવારી બપોરના વખતે ચરિત્રનાયકના માતુશ્રી લક્ષ્મીબેન લીંપવા માટેની મટોડી લેવા નદી કાંઠે ગયાં. બપોરના ટાઇમ હોવાથી સૂર્યની ગરમી અસહ્ય હતી. તેમાં વળી બે ત્રણ ફેરા સૂર્યના તાપથી તપેલી રેતીમાં ખુલ્લે પગે લેવા ગયા. ગ્રામ્યજીવનમાં આવા કામને અંગે આવા પ્રસંગો બન્યા કરતા હોય છે અને ત્યાં રહેનારા ટેવાઇ પણ ગયાં હોય છે. 'એમાં શું અડચણ આવી જવાની?' એમ ધારીને લક્ષ્મીબાઇને આ કાર્ય કરેલું. ઘણીવાર ગાર કરવી હોય ત્યારે જાતે મટોડી લેવા જતાં હતાં. પરંતુ આ વખતે તાપની અસરથી તેમને ઝાડા ઉલટીની શરૂઆત થઇ. ભાવિમાં શું લખ્યું છે તે કોણ જાણતું હતું? પોતા-નો આ કુટુંબ સાથે ઋણાનુબંધ પૂરો થયો હોય તેમ ડોકટર, વૈદ્ય વિગેરે પાસે ખૂબ ઉપચાર કરાવ્યા છતાં દર્દ

તો વધતુંજ ગયું. શ્રી માધવજીભાઈએ તથા તેમના પુત્રોએ તબિયત સુધારવા અંતસુધી અનેક ઉપાયો કર્યા પરંતુ તુટી તેની બુટ્ટી દુનીયામાં ક્યાં છે.? માતાની સેવામાં તેમના સુપુત્રોએ જરાપણ કમીના ન રાખી. પણ આરામ ન જ થયો. માત્ર ત્રણ દિવસની ટુંકી બીમારી ભોગવી પોતાની પાછળ છ પુત્રોને મુકી શ્રી લક્ષ્મીબાઈ સં૧૯૪૯ના અશાડ સુદી ૨ના દિવસે સ્વર્ગવાસી થયા.

દુઃખનું વાદળ વરસી ગયું. વિધિએ બરાબર કુરતા અજમાવી. માતાવિહોણા છ પુત્રોના દુઃખની શી વાત કરવી? સો વર્ષે પણ માતાની ખોટ કોને નથી સાલતી? ત્રણ પુત્રો તો જરા ઉમરલાયક હતા. પણ બીજા ત્રણ નાના પુત્રો તો હજુ માતાની ગોદમાંજ આળોટતા હતા. તેમને સમજણ પણ ન હતી કે માતાનું મૃત્યુ એટલે શું?
પણ બીજાએ તો આ વાત સાંભળી ફફડી ઉઠતા કુટુંબની આ અણધારી તુટી પડેલી આફતમાં શ્રી માધવજીભાઈને સૌ સગાં વ્હાલાં તથા કુટુંબીઓએ સારી રીતે દીલાસો આપ્યો.

## બળતામાં ઘી; પિતાનો પણ સ્વર્ગવાસ.

કુદરત જ્યારે દુઃખ મોકલે છે ત્યારે સામટાંજ મોકલે છે.—ચોતરફથી મોકલે છે. માતાના એકાએક મૃત્યુથી દુઃખમાં ડુબેલા છ ભાઈઓની આંખમાંથી હજુ અશ્રૂ સુકાણાં ન હતાં. ત્યાં તો બીજો અતિ કરૂણ બનાવ બનવાની આગાહી દેખાવા લાગી. શ્રી લક્ષ્મીબાઈના શબનો અગ્નિસંસ્કાર કરીને ઘેર આવ્યા બાદ રાત્રે માધવજીભાઈ જાણે શોકમાં ડુબી ગયા

હોય તેમ ગભરાઈ ગયા. તેઓ વિચારવા લાગ્યા કે આ ત્રણ મોટા છોકરાઓ માટે તો વાંધો નથી પણ બીજા ત્રણ જેમની ઉંમર અનુક્રમે આઠ પાંચ અને સવા વર્ષની હતી તેમને કેમ ઉછેરવા ? દુકાનનું કામ કરવું કે છોકરાંઓનાં લાલનપાલનનું ? ઘરમાં રસોઈ કરનાર પણ કોઈ ન હતું. આવી ચિન્તા અને દુઃખનો બોજો એજ તેમનું જીવલેણ દર્દ થઇ પડયું. ચિંતાના રોગની દવા શું હોય ? કમભાગ્યે માધવજીભાઇને પણ તે રાત્રીએ રોગે ઘેરી લીધા. રાતમાં પુષ્કળ ઝાડા થયા. દાઝયા ઉપર ડામ દેવાની ક્રૂરતા વિધાતા દેખાડવા લાગી. દુઃખથી પ્રજ્જવલિત ગૃહમાં હજુ એક દુઃખ ઉભું છે ત્યાં બીજા ભાવિ દુઃખના ભણકારા વાગવા લાગ્યા. શ્રી માધવજીભાઇનું દર્દ વધતું ગયું. મોટા ત્રણ પુત્રોએ સારવાર સારી કરી. સવારે તેમના ત્રણ પુત્રોએ કહ્યું કે પિતાશ્રી ! તમે સમજુ છો છતાં કેમ ધીરજ ગુમાવો છો ? જ્યારે તમો નાહિંમત થશો ત્યારે અમારી કઈ સ્થિતિ ? હવે તો માથે પડયું તે સહન કરવાનું રહ્યું. અને તેમાંથી આપણે રસ્તો કહાડવો રહ્યો. સુખના એક સરખા દિવસ તો ભાગ્યેજ કોઈના જાય છે. ધીમે ધીમે દુઃખનો ઘા ભૂલાઈ જશે અને સુખના દહાડા ફરી અનુભવશું. પણ આ સાંત્વનની અસર બીલકુલ ન હતી. દુઃખના આઘાતને લીધે હૃદય શૂન્ય બની ગયું હતું. વિધિની ગતિ કોઇ જુદીજ હોય તેમ તેમનું દર્દ ઉગ્ર સ્વરૂપમાં દેખાયું. આખરે તેઓ ત્રણ દિવસની બીમારી ભોગવી અંત સમયે પ્રભુ-સ્મરણ કરતાં સં. ૧૯૪૯ના અશાડ શુદી પાંચમે પોતાની

જીવનલીલા સમેટી લીધી. આવા ધર્મપ્રિય કુટુંબ ઉપર આ જાતની વિધિની ક્રૂરતા, એ દુઃખની અવધિ હતી. સાંભળનાર સગાંવ્હાલાં, પારોશીઓ તથા લોકોમાં પણ અરેરાટી છુટી. તેમના વ્હાલા સુપુત્રોને માથે આવી પડેલા આ દુઃખની કલ્પના પણ ગાંડા બનાવી મુકે તેવી હતી.

## છિન્નભિન્ન ગૃહની કરૂણ સ્થિતિઃ—

એકજ ગૃહમાં, થોડા દિવસમાં કાળના ક્રૂર પંજામાં છ પુત્રોને એકલા અટૂલા મુકી સપડાઇ જનાર માબાપ માટે સહુ કોઈ આંસું સારતાં, પણ આ કરૂણ સ્થિતિમાં મુકાયેલા છયે પુત્રોને સાંત્વનું આપનાર ખાસ નજીકના સગારૂપે ત્યાં કોઈ નહતું. ગાંધી તલકશીભાઇ કે જેઓ બાપની ફૂઇના દીકરા ભાઈ કાકા થતા હતા તેમણે આ છયે બન્ધુઓને પુત્રવત્ પાળવાનું માથે લીધું. તેમજ શેઠ ડાહ્યાભાઇ લલ્લુભાઇના ધર્મપત્નિ શ્રાવિકાબ્હેન સંતોકે નાના બાળકોને ઉછેરવાનું કામ શરૂ કર્યું. અને બને તેટલી માતાની ખોટ પુરી દીધી.

આ વખતે સૌથી મોટાભાઈ ખોડીદાસની ઉમર વર્ષ અઢારની, કેશવજીભાઈ ( ચરિત્ર નાયક )ની પંદર વર્ષની, હીરાચંદની (હાલના મહોપાધ્યાયજી શ્રી દેવવિજયજી) બાર વર્ષની, પ્રેમચંદની આઠ વર્ષની, વ્રજલાલની પાંચ વર્ષની તથા મગનલાલની સવા વર્ષની ઉમર હતી. માતાપિતાના સ્વર્ગવાસથી ગુજરાન ચલાવવાની આવી પડેલી જવાબદારીથી મોટા ત્રણે ભાઈઓ વ્યાપાર ધંધામાં જોડાયા. ચાલુ અભ્યાસને ના ઈલાજે બંધ કરવો પડયો.

કયાં થોડાં વર્ષ પહેલાની જાહોજલાલી અને કયાં પલટાયેલી કરૂણ સ્થિતિ ? કર્મની ગતિ વિચિત્ર છે !

**ઉન્નત વિચાર શ્રેણી:-**

વ્યાપારમાંથી નિવૃત્તિ મેળવીને ભાઇ કેશવજીને પોતાના મોસાળ પાલીતાણા જઇ યાત્રા કરવાની પ્રબળ ઇચ્છા થઇ આવી. તેથી તુરત પાલીતાણા ગયા અને શુદ્ધ શ્રદ્ધાથી યાત્રાઓ કરવા લાગ્યા; તેમજ ચાતુર્માસ રહેલા સાધુઓના સમાગમમાં પણ આવવા લાગ્યા. સાથે સાથે સાધુઓના આચાર વિચારનું પણ જ્ઞાન મેળવવા લાગ્યા. ધાર્મિક અભ્યાસની લગની લાગી. સાધુઓ પાસે રહી અભ્યાસ વધાર્યો અને એ બધાને પરિણામે આત્મકલ્યાણની ઝંખના વધુ તિવ્ર બની. આ વખતે ત્યાં બીરાજતા મહારાજશ્રી રાજવિજયજી, હેમવિજયજી, તથા ઉમેદવિજયજી મહારાજ પાસે ભાઇ કેશવજી પ્રતિક્રમણ કરવા જતા. વિદ્યાભ્યાસ પણ ત્યાંજ કરતા, વૈરાગ્ય ભાવનાને પોષક બીજાં પુસ્તકો પણ ત્યાં વાંચતા. આથી તેમને સમજાયું કે ખરી વસ્તુ તો જુદીજ છે. માનવી જે માટે સરજાયો છે તે તો તે કરતોજ નથી. સંસારની ઉપાધિમાં રહ્યાથી-મુંઝાયાથી મનુષ્યોનો મોટો ભાગ જીવનની સફળતા મેળવી શકતો નથી. મનુષ્યજીવન સફળ કરવાને અને કર્મકિચડ દૂર કરવાને દીક્ષા સિવાય બીજો અમોઘ ઉપાય નથી. પૂર્વભવે આ જીવે યોગ્ય ધર્મકરણી કરી ન હોવાથી આ ભવમાં દુઃખદ સ્થિતિમાં મુકાવું પડયું છે. આ ભવમાં જૈનધર્મ પામ્યા છતાં તેમજ સાધુસમુદાયના સમાગમમાં આવ્યા છતાં આવતા ભવ માટે ભાતું નહિ બાંધીયે તો તો આ ભવ પણ હારી જવાના.

**ચરિત્રનાયકના ઉદયમાં આવેલા સંસ્કારોઃ–**
**દીક્ષાનો દૃઢ સંકલ્પઃ–**

આ પ્રમાણે તેમના ઉન્નત વિચારો તેમને ઉન્નત જીવનમાં જોડાવાને પ્રેરણા આપવા લાગ્યા. આધિ, વ્યાધિ અને ઉપાધિમાં મુંઝાઇ રહેવા કરતાં તેમને આત્મામાં રહેલો કર્મમળ દૂર કરી ચિદાનંદમય આત્મસ્વરૂપ પ્રગટાવવાની ઇચ્છા થઈ આવી. પોતાના મનથી દીક્ષા લેવાનો દૃઢ સંકલ્પ કરી તેમણે મુની મહારાજ શ્રી રાજવિજયજીને પોતાને દીક્ષા આપવા જણાવ્યું. તેમના દીક્ષા લેવાના વિચારની તેમના મામા તથા માશીને ખબર પડતાં, ભાઈ કેશવજીને જણાવ્યું કે અત્રે મોસાળપક્ષની જવાબદારી હોવાથી અમે અત્રે દીક્ષા થવા દઇએ તે યોગ્ય નથી. માટે વતન–ઘેર જઈ પછી યોગ્ય લાગે તેમ કરશો. અંતરાય કર્મનો કંઇક ઉદય હોવાથી તેમની ધારણા પાર ન પડી. છતાં તેમના મોસાળીયાં તેમની ઈચ્છાને તોડી પાડનાર ન હતાં. તેઓએ ભાઈ કેશવજીને વઢવાણ કેમ્પ જવા સૂચના કરી અને ત્યાંની સંમતિ મેળવી યોગ્ય લાગે તેમ કરવા જણાવ્યુ. ભાઈ કેશવજી બધા ભાઇઓ સાથે પાલીતાણાથી વઢવાણ કેમ્પમાં આવીને રહ્યા. પરંતુ ચાલુ પરિસ્થિતિથી તેમનું મન વૈરાગ્યવૃત્તિ તરફ વિશેષ વળ્યું હતું. તેમનું મન વૈરાગ્ય રંગમાં રંગાઈ ગયું હતું. તેમના મગજમાં ભાવિ દિક્ષા જીવનના વિચારો ઉઠતા હતા. આખરે આત્માના કલ્યાણ અર્થે સંસારથી પર થઇ 'દીક્ષાજીવન' માટે તેમણે નિશ્ચય કરીજ નાખ્યો.

પ્રિય વાંચક ! સંસારના મોહમય અને રંગરાગવાળા

જીવનમાંથી આસક્તિ જતી કરી આત્મમાર્ગના જીવનમાં વળવું એ સહેલું કાર્ય નથી. માણસો વૃદ્ધ થાય છે, નિર્બળ થાય છે, દેહ જીર્ણ થાય છે છતાં સંસારની વાસનાનો ત્યાગ કરી શકતા નથી. મનને કાબુમાં રાખી, મોજશોખના બધા સાધનોમાંથી ઉઠાવી વૈરાગ્યમાં જોડવું એ ભારે દુષ્કર છે. એ મુશ્કેલ ન હોત તો યોગીઓ–સાધુઓ શિરસાવંદ્ય થાત નહિ. એ મુશ્કેલ ન હોત તો સાધુઓને પગે પડી તેમની ગમે તે સેવા ઉઠાવવા માણસો તૈયાર હોત નહિ. વળી ज्ञानस्य फलं विरति માત્ર વૈરાગ્ય આ છે અને આ જ્ઞાન આમ છે, આ શાસ્ત્રમાં આમ કહ્યું છે એટલાથીજ આત્મ-કલ્યાણનો માર્ગ મળતો નથી. વ્રતનું જીવન, દીક્ષાનું જીવન, સંયમ અને ત્યાગનું જીવન એ જીવનનીજ કિંમત છે. મોજશોખ તો સૌ ભોગવી જાણે, વૈભવમાં તો સૌ મસ્ત રહી જાણે પણ ત્યાગમાર્ગમાં નિશ્ચલ રહેવું એ ભારે અદ્ભૂત કાર્ય છે. એ કાર્ય અદ્ભૂત છે, મુશ્કેલ છે, દુષ્કર છે, છતાં એની મહત્તા અજબ છે. આપણા ચરિત્ર-નાયક શ્રી કેશવજીભાઇ પૂર્વના કોઈ અજબ સંસ્કારોનાં બળે 'દીક્ષા' લેવા તૈયાર થયા. આત્માના ઉજ્વળ પરિ-ણામ પણ હરકોઇ વાંચકના હૃદયમાં કેટલો હર્ષ ઉત્પન્ન કરે છે! શું માત્ર લગ્નના પ્રસંગોમાંજ 'સોનાનો સુરજ ઉગ્યો' ના ગીત શોભશે ? શું આવો પ્રસંગ–આવી ભાવના જે દિવસે થઈ તે દિવસે 'સોનાનો સૂરજ ઉગ્યો' એ ગાણું નહિ શોભે! જરૂર શોભશેજ. એ પરમદીક્ષા મહોત્સવને અને દીક્ષા લેનારને ધન્યવાદના અવાજથી નવાજશે.

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### દીક્ષા અંગિકાર અને પ્રારંભનું દીક્ષિત જીવન.

[ દીક્ષાની તૈયારી, ભાવિ ગુરૂરાજનો મેલાપ, દીક્ષા નિમિત્તે વડોદરા પ્રયાણ, વડીલભાઈની સંમતિ, દીક્ષામહોત્સવ, ભાઈ કેશવજી તે શ્રી કેશરવિજયજી બને છે. સંયમ માર્ગમાં પ્રવૃત્ત થાયછે. પ્રારંભનું દીક્ષીતજીવન, રહેણી કહેણી અને અભ્યાસ. ]

ભાઈ કેશવજીનો દીક્ષા લેવાનો દૃઢ સંકલ્પ સૌના જાણવામાં આવ્યો. તેમને પોતાને પણ કોઈ ઉન્નત જીવન જીવવાના અને સંજમધારી મુનીરાજો સમું ઉજ્જવળ જીવન ગાળવાના સ્વપ્નાં આવવાં લાગ્યાં. અને પોતાનો ધારેલો પ્રસંગ જેમ બને તેમ વ્હેલો આવે તેની રાહ જોવા લાગ્યા.

**ભાવિ ગુરૂરાજનો મેળાપઃ-**

આ વખતે તપગચ્છાધિપતિ શ્રી મુક્તિવિજયજી-મુળચંદજી મહારાજશ્રીના પટ્ટધર શિષ્યરત્ન જૈનાચાર્ય શ્રી વિજયકમળ સૂરીશ્વરજી મહારાજ વડોદરા શહેરમાં આવેલી કોઠીપોળના ઉપાશ્રયે બીરાજતા હતા. આ આચાર્યશ્રીનું જૈન જનતામાં અપૂર્વ માન હતું. આચાર્યશ્રીની સાથે શ્રી લબ્ધિવિજયજી, ભાવવિજયજી, તથા રંગવિજયજી વિગેરે પણ હતા. વડોદરાવાસી જૈનોના અહોભાગ્યને લીધે આવા પરમ ગુરૂની સ્થિરતા ત્યાં હતી. રોજ વ્યાખ્યાનમાં

અમૃતો પદેશના પૂર વ્હેતાં હતાં. ઘેર ઘેર જૈનત્વની જ્યોત જાગતી હતી. આચાર્ય શ્રી તથા સાધુ સમુદાય, ત્યાગ તપ અને સંયમમાં નિયુક્ત હોવાથી સૌ ભવ્ય જીવોના તેઓ આદર્શરૂપ થઈ ચુકયા હતા. ભાઈ કેશવજીના હૃદયમાં પણ એકજ જ્યોત જળી રહી હતી. મગજમાં એકજ વિચાર રમી રહ્યો હતો. દીક્ષાના દૃઢ વિચારો હતા, છતાં ક્વચિત્ જ કુટુંબ કબીલાનું શું થશે ? લોકો શું બોલશે ? વિગેરે વિચારો આવતા અને શમી જતા હતા. પરંતુ પાછા સ્વ સ્વરૂપમાં આવી વિચારતા કે " આખરે એકલો આવ્યો અને એકલા જવું છે, માયાના જુઠા બંધન તોડવાં છે, કષાયો હઠાવવા છે, સર્વ જીવો સાથે આત્મવત્ થતાં શીખવું છે એ બધું સંસારમાં રહ્યાથી નજ થાય" તે માટે 'દીક્ષા' લીધા સિવાય છુટકો નથી. ભાઈ કેશવજી જાણુતા હતા કે વડોદરામાં એક શાંત, દાંત, જૈનાચાર્ય બીરાજે છે. તેમનો મેલાપ થાય, સંસર્ગ સેવાય, તેમની પાસેથી જ્ઞાનામૃત પીવાય તો જીવનમાં અનેરો લ્હાવ મળે. " આ ગુરૂવર્યને કેમ જલ્દી મળી શકું ? " કેમ જલ્દી મારા વિચારો રજુ કરી શકું અને કેમ મારા આદર્શો સિદ્ધ કરી શકું તે માટે તેઓ તત્પર થઈ રહ્યા. આ વખતે કોઇ પૂર્વસંચિત પૂન્ય-બળે તેમની ઈચ્છા પાર પડે તેવા અનુકૂળ સંજોગો દેખાવા લાગ્યા. આચાર્યશ્રી વિજયકમળસૂરિના અનન્ય ભકત તેમજ વઢવાણુ કેમ્પના સંઘના અગ્રેસર શેઠ મુળજીભાઇ બેચરદાસને આપણા ચરિત્રનાયક જઇ મળ્યા. તેમજ પોતાના વિચારો જણાવ્યા. મુળજીભાઇ સંયમમાર્ગમાં જનારને સર્વ રીતે

અનુમોદન આપનારા હતા તેથી તેઓ ઘણાજ ખુશી થયા અને શુભ દિવસે વડોદરા આચર્યશ્રીને અગાઉથી ખબર આપીને ભાઇ કેશવજીને ત્યાં મોકલી આપ્યા.

હવે ભાઈ કેશવજીનો આનંદ માતો ન હતો. પોતાની ઇચ્છા હવે પાર પડશે એ વિચારથી તેમનું હૃદય પ્રફુલ્લિત બન્યું. ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ કરતાં તે વસ્તુની મહેનતમાં ઘણીવાર બહુ આનંદ પડે છે તેમ ભાઇ કેશવજી કોઇ અપૂર્વ આનંદ અનુભવવા લાગ્યા. વડોદરામાં આવતાં અને ઉપાશ્રયમાં પ્રવેશતાં ભાઇ કેશવજીની પ્રથમ દૃષ્ટિ ઉચ્ચઆ-સન પર બીરાજતા પોતાના ભાવિ ગુરૂવર્ય શ્રી વિજયકમળ સૂરીશ્વરજી ઉપર પડતાંની સાથેજ તેઓએ પરમ શાંતિ અને આલ્હાદ અનુભવ્યાં. તેમના રોમેરોમમાં હર્ષ પ્રસરી ગયો. આચાર્યશ્રીની શાંત મુખાકૃતિ, સુમધુર વાણી, અને અનુપમ ચારિત્ર્યની ભાઇ કેશવજી ઉપર ઉંડી છાપ પડી.

### દીક્ષાની ઉમેદવારીઃ—

ભાઇ કેશવજીએ પ્રથમ અત્રે સાધુ સમુદાયના સંસ-ર્ગમાં રહીને પંચ પ્રતિક્રમણ, જીવવિચાર, નવતત્ત્વ, દંડક તથા સાધુ ક્રિયા વિગેરેનો સારી રીતે અભ્યાસ કર્યો. ભાઈ કેશવજીને ખાવા પીવા વિગેરેની તમામ સગવડ જોગીદાસ વિઠ્ઠલની પોળમાં રહેતા આચાર્યશ્રીના પરમભક્ત શ્રાવક અંબાલાલ કેશવલાલને ત્યાં રાખવામાં આવી હતી. દીક્ષિત જીવનમાં પ્રવેશ કર્યા અગાઉ તે જીવનની લાયકાત કેળ-વવામાં તેમણે ચાર માસ પસાર કર્યા. પોતે હંમેશાં ગરમ પાણી પીતા. સંથારા ઉપર શયન કરતા. એકાસણા તથા

આયંબીલ તથા દશ તીથીના ઉપવાસ પણ કરતા. જ્યારે પોતાને લાગ્યું કે દીક્ષિત જીવન માટે પોતે પુરેપુરા ટેવાઇ ગયા છે ત્યારે તેમણે આચાર્યશ્રી પાસે દીક્ષા આપવાની વિનંતિ રજુ કરી. આચાર્યશ્રીને ભાઈ કેશવજીની શાંત પ્રકૃતિ, ક્રિયા રૂચી, જ્ઞાન મેળવવાની ઉત્કંઠા વિગેરે માટે ખાત્રી થઇ ચુકી હતી. તેથી તેમણે ભાઇ કેશવજીને અત્રે મોકલનાર વઢવાણ કેમ્પવાળા શેઠ મુળજીભાઇ બેચરભાઈને જણાવ્યું કે "ભાઇ કેશવજીને દીક્ષા લેવા પૂર્ણ ભાવ થયો છે. તેમની રહેણીકહેણી ઉપરથી મને લાગે છે કે તે દીક્ષા લેવાને અને ભવિષ્યમાં તે શોભાવવાને લાયક છે, આમ હોવાથી હવે આ વિષયમાં વિલંબ કરવાની જરૂર નથી. છતાં ભાઇ કેશવજીના ભાઇઓ કે જેઓ ત્યાં રહે છે તેમને કાંઈ વાંધો ન હોય અને આ પ્રસંગ માટે સંમત હોય તો તેમને પૂછપરછ કરી પ્રત્યુત્તર અત્રે લખશો."

શ્રી મુળજીભાઇએ ભાઈ કેશવજીના વડીલ ભાઇ ખોડીદાસને ઉપરની બીના જણાવી. ભાઈ ખોડીદાસ ધર્મ-ભાવનાવાળા હતા. તેમજ કેશવજી વડોદરા દીક્ષા લેવા ગયા છે તેમ જાણતા પણ હતા. છતાં એકદમ દીક્ષા લઇ લેશે એમ તો સ્વપ્ને પણ ખ્યાલ તેમને ન હતો. એટલે મુળજી-ભાઇ જે વાત કરે છે તે મશ્કરી કરતા લાગે છે અથવા મારી પરીક્ષા કરવા વાત કરે છે. બાકી દીક્ષા લેવાની બીના ખોટી છે. આમ ધારી સરલ સ્વભાવે ભાઈ ખોડીદાસે જણાવ્યું કે 'બહુ સારી વાત છે. ભાગ્યોદય હોય તોજ આ વસ્તુનો ઉદય આવે'. આ શબ્દો તેમના અંતઃકરણના ન હતા પણ

હાસ્યરૂપના હતા. છતાં આ શબ્દો ભાઈ કેશવજીના લાભમાં ઉતર્યા. આ વાતનો પ્રસંગ શ્રી મુળજીભાઈએ તરતજ વડોદરા આચાર્યશ્રીને લખી જણાવ્યો કે "કેશવજીને દીક્ષા આપવાની વ્યવસ્થા કરો. તેમના વડીલભાઈની સંમતિ છે." આચાર્યશ્રીને જવાબ ઉપરથી ખાત્રી થવાથી દીક્ષા આપવાની તૈયારી કરી.

## ભાઈ કેશવજી તે શ્રી કેશરવિજયજી બને છે:-

વઢવાણથી સંમતિનો પત્ર આવ્યા પછી બીજે દિવસે આચાર્યશ્રી વિજયકમળસૂરિએ ભાઈ કેશવજીને દીક્ષા આપવાની વાત વ્યાખ્યાનમાં એકઠા થયેલ ચતુર્વિધ સંઘ સમક્ષ મુકી. પોતાને આંગણે થતો આવો પ્રસંગ કોણ ન વધાવે? આ વાત સૌએ હર્ષભેર વધાવી લીધી. આચાર્યશ્રીએ ભાઈ કેશવજીને વાયણા કરાવવા તથા મહોત્સવ કરવાનો લાભ લેવાની શ્રીસંઘને સૂચના કરી. આ વખતે શેઠ અંબાલાલ કેશવલાલ કે જેમને ઘેર ભાઈ કેશવજી વડોદરામાં આવ્યા ત્યારથી જમતા હતા, તેમજ જેઓ ભાઈ કેશવજીના ધાર્મિક જીવનથી પરિચિત હતા તેમને વિચાર ઉદ્ભવ્યો કે આ શુભપ્રસંગનો ઉત્સવ મારે ત્યાં હોય તો કેવું સારૂં? ઘેર આવી પોતાના ભાઈ વાડીલાલ તથા કુટુંબ આગળ આ વિચાર રજુ કર્યો. અને કહ્યું. બીજા ઘણા શુભ પ્રસંગો ઉજવશું અને તેમાં મહાલશું, છોકરા છોકરી પરણાવશું અને લ્હાવો લેશું પરંતુ તે બધાં તો સંસાર વૃદ્ધિના કારણભૂત છે! જ્યારે આ દીક્ષા લેવાનો—સંસારથી મુક્ત થવા માટેનો પ્રસંગ ઉભો થયો છે ત્યારે તેના અંગનો મહોત્સવ આપણે આંગણે કેમ ન ઉજવવો જોઈએ? પીતાશ્રી કેશવલાલભાઈ,

તથા ભાઇ વાડીલાલ તથા કુટુંબીઓએ સંમતિ આપી એટલે શેઠ અંબાલાલભાઈ તથા વાડીલાલભાઈ તુરતજ આચાર્યશ્રી પાસે આવ્યા અને નમ્રભાવે બોલ્યા કે "ભાઇ કેશવજીની દીક્ષાને અંગે મહોત્સવ કરવાનો, તથા વરઘોડો ચડાવવાનો વિગેરે તમામખર્ચ અમો કરવાને તૈયાર છીયે. આચાર્ય-શ્રીએ બીજે દિવસે તેમની માગણીને વ્યાખ્યાન વખતે રજુ કરી. સકળસંઘે આ લાભ શેઠ અંબાલાલભાઇને આપવાની અનુમતિ આપી. શેઠ અંબાલાલભાઈએ તુરતજ પોતાના ગૃહે એક સુંદર અને ભવ્ય મંડપ બાંધ્યો. સાથે અઠ્ઠાઇ મહોત્સવ આદર્યો. જાણે પોતાના પુત્રના લગ્ન હોય તેમ આઠે દિવસ શ્રીઅંબાલાલભાઇએ પૂજા, પ્રભાવના વિગેરે ધામધુમથી શરૂ કર્યાં. તથા ભાઈ કેશવજીને પ્રથમ પોતાને ઘેર વાજતે ગાજતે વાયણા જમાડવા લઈ ગયા. તે પ્રમાણે દરેક ઘરે વાયણા કરાવી સૌને લાભ આપ્યો. આઠે દિવસ ધામધુમ તથા ખર્ચ કરવામાં કમીના રાખી નહિ. અઠ્ઠાઈ મહોત્સવ પૂર્ણ થતાં ઘણા મોટા ઠાઠમાઠ અને દબદબાથી વરઘોડો કહાડવામાં આવ્યો. આ વખતે વડોદરાના સકળ સંઘે પૂર્ણ ઉમંગથી આ કામમાં સાથ આપ્યો. વરઘોડામાં ગાયકવાડ સરકારના સોનારૂપાની અંબાડી સાથેના ત્રણ હાથીઓ, ઘોડાઓ, બગીઓ, નિશાનડંકા, બેન્ડ વિગેરે લાવ-વામાં આવ્યાં હતાં. દીક્ષા લેનાર ભાઇ કેશવજીને હાથી ઉપરની સોનાની અંબાડીમાં બેસાડવામાં આવ્યા હતા. વરઘોડો તથા દીક્ષા લેનાર બન્ધુના દર્શને જૈન તથા જૈને-તર પ્રજા ટોળેટોળાં ઉભરાતી હતી. લોકો ભિન્નભિન્ન દૃષ્ટિયે વરઘોડાનો અભિપ્રાય બાંધતા હતા. "આ પૂર ઠાઠથી આ-

ભૂષણુથી ઓપતા, સોનાની અંબાડીમાં બેઠેલા બન્ધુ, સર્વ-સ્વનો ત્યાગ કરી સાધુ થઇ જશે. કેવો અપૂર્વ ત્યાગ! સર્પ પોતાની કાંચળી તજી દે તેમ ક્ષણુવારમાં આ બન્ધુ આ આભૂષણુ તજી દઇ સાધુવેષ ધારણુ કરશે." વિગેરે ઉદ્-ગારો જ્યાં ત્યાં નીકળતા હતા. સૌ કોઇ શ્રી જૈનશાસનના ત્યાગ અને સંયમ માટે ઉચ્ચ અભિપ્રાય દર્શાવતા હતા. ભાઈ કેશવજી તો આ વખતે ઉચ્ચ વિચારોમાં નિમગ્ન હતા. તેમના મગજમાં બીજા વિચારોને સ્થાન નહતું. વર-ઘોડો શહેરના મુખ્ય ભાગોમાં ફર્યા બાદ શહેર બહાર કમાટી બાગમાં આવ્યો. ત્યાં સુંદર અને ઘેરા આસોપાલવના વૃક્ષ નીચે સુશોભિત સમોવસરણુની રચના કરવામાં આવી હતી. હજારો જૈન તેમજ જૈનેતરોની હાજરીથી દેખાવ ભવ્ય લાગતો હતો. આ સ્થળે ભાઈ કેશવજીએ સર્વ આભૂષણોનો ત્યાગ કરી સમોવસરણુની ફરતી પ્રદક્ષિણા કરી. ત્યારબાદ બહુજ શાંતિપૂર્વક ગુરૂરાજ શ્રી વિજયકમળસૂરિએ દીક્ષાની ક્રિયા શરૂ કરાવી. બરોબર લગ્ન વેળાએ પ્રથમ માથાના કેશનો લોચ કરી પછી 'કરેમિ ભંતે સામાઈયં', સાવજ્જં જોગં પચ્ચક્ખામિ, જાવજીવં પજ્જુવાસામિનો પાઠ ઉચ્ચ-રાવ્યો. એ પ્રમાણે વિધિ અનુસાર સં. ૧૯૫૦ના માગશર વદી ૧૦ના શુભ દિવસે સત્તર વર્ષની ખીલતી વયે દીક્ષા અંગિકાર કરી અને તેમનું નામ 'શ્રી કેશર વિજયજી' રાખવામાં આવ્યું. તેમને આચાર્ય શ્રી વિજય કમળ સૂરીશ્વ-રજીના શિષ્ય તરીકે જાહેર કરવામાં આવ્યાં.

જીવનનો રાહ અત્રેથી બદલાઇ ગયો. કેશવજીભાઇએ સ્વ અને પરની ઉન્નતિ કરવા ભગવાન મહાવીરનો ભેખ

લીધો. પ્રિય વાંચક ! કેશવજીભાઈના જીવનનું મહત્ત્વ આ પ્રસંગજ દર્શાવે છે. પાળીયાદ જેવા નાના સરખા અને અજાણ્યા ગામના વતની કેશવજીભાઈ તે માત્ર કેશવજીભાઇ અથવા એક વ્યાપારી તરીકે જીવ્યા હોત તો તેમને કોઈ જાણુત નહિ. કે જાણુવાનો પ્રયત્ન પણુ કરત નહિ. એટલુંજ નહિ પણુ તેથી ભાઈ કેશવજીની દિવ્ય આત્મશક્તિનો જૈન જગતને ખ્યાલ પણુ આવત નહિ. તેમની આત્મશક્તિઓ અન્યમાર્ગે વળી વેડફાઇ જાત. પરંતુ કર્મનો ઉદય બળવાન કે જેથી આ પ્રસંગ ઉદ્ભવ્યો. અને દુનીયાના જીવોના લાભ ખાતર તેમની પ્રવૃત્તિઓનાં બીજ રોપાયાં, આ પ્રસંગની ધન્ય પળો ગણુવી કે હજારો માણુસોને અમૃતોપદેશ દ્વારા ધર્મ માર્ગે દૃઢ કરનાર તેમજ ભવિષ્યમાં જૈનાચાર્ય તરીકે શાસનની ઉન્નતિમાં અગ્રભાગ ભજવનાર "કેશવજીભાઈ તે" "શ્રીકેશરવિજયજી" બન્યા !

આ દિક્ષાના શુભ પ્રસંગે વઢવાણુથી કોઇ હાજર થઇ શકયું ન હતું. જ્યારે દીક્ષા લીધાના સમાચાર ભાઈશ્રી ખોડીદાસ તથા હીરાચંદને મળ્યા ત્યારે કુટુંબભાવના સ્મરણુને લીધે પ્રથમ તો સૌ દીલગીર થયા. પણુ આખરે ભાવિ ભાવ સમજી ધીરજ રાખી મન વાળ્યુ.

### પ્રારંભનું દીક્ષિત જીવનઃ–

એકવારના કેશવજીભાઈ તે શ્રી કેશરવિજયજી મહારાજ થઇ ચુકયા હતા. તેથીજ તેમનું મન, ભાષા, રહેણી કહેણી સ્વભાવ વિગેરેમાં ગંભીરતા પ્રવેશી ચુકી હતી. 'સંયમ પાળવો તે ખાંડાની ધાર પર ચાલવા બરાબર છે'

એમ સમજી તેઓ સદાયે ઉચ્ચભાવનાઓમાં તલ્લિન રહેતા. વ્યાપારી જેમ દુકાન માંડીને બેસે ત્યારે તેનો જેમ એકજ ઉદ્દેશ હોય છે કે દ્રવ્ય કેમ મેળવવું? તેમ તેમના જીવનમાં તેમણે દૃઢ નિશ્ચય કર્યો હતો કે મારે તો કોઈ રીતે કર્મ ખપાવવાં છે. માટે હવે તેજ પ્રવૃત્તિ આદરવી. હવે આત્મોન્નતિ માટે સઘળો સમય ગાળવો. એક ક્ષણ પણ પ્રમાદ ન સેવવો. આમ આત્માની ઉન્નતિની લગની લાગી અને રોજ તેમાં પ્રગતિ કરવા લાગ્યા. અન્ય શ્રાવકો સાથે વાતચિત કરતા તેમાં પોતાનો પ્રભાવ અને તેની સચોટ અસર સ્પષ્ટ જણાઇ આવતાં. બીજાને સમજાવવાની-ઠસાવવાની શકિત તેમનામાં અદ્ભૂત હતી. ઉપાશ્રયમાં પ્રથમ તો દર્શન કે વંદન માટે આવનાર શ્રાવકોને સામાયિક, પ્રતિક્રમણ, પોસહ, પૂજા વિગેરે ધર્મક્રિયાઓ વિષે એવું સુંદર સમજાવતા કે તરતજ તેઓ તે નિયમો અંગિકાર કરતા. એક તો તેમનો અવાજ મધુર હતો. તેમાં વળી ઉપદેશ વખતે મિષ્ટ ભાષા વાપરતા આથી દૂધમાં સાકર ભળ્યા જેવી સ્થિતિ થતી. એકજવાર તેમના પરિચયમાં આવનાર કે તેમના બે શબ્દો સાંભળનાર તેમના પરમ અનુરાગી બની જતા. અને વારંવાર તેમની મુલાકાતે આવતા. સાથે સાથે તેમણે શાસ્ત્રો, આગમો, સૂત્રો વિગેરેનો અભ્યાસ પણ સંપૂર્ણ કાળજીપૂર્વક શરૂ કરી દીધો. તેમનું ધ્યેય સ્વઆત્મ કલ્યાણ સાથે જૈનશાસનની ઉન્નતિ કરવાનું પણ હતું. તે માટે સચોટ ઉપદેશવેત્તા થવાની પણ તેમની ભાવના હતી. એ બધાની સાધના માટે તેઓ સદાય પ્રવૃત્તિમય રહેતા હતા.



# પ્રકરણ ૭ મું.

## વડીદિક્ષાઃ કાવી ગંધારની તીર્થયાત્રાઃ લઘુભ્રાતા પરત્વેની આદર્શ લાગણી.

[ લઘુભ્રાતા હીરાચંદભાઈને ધર્મકાર્યમાં સાથે જોડવા માટે આમંત્રણ, કાવી ગંધારનીતિર્થયાત્રા, અને વિહાર, જંબુસરમાં મહોત્સવ અને સ્વામિવાત્સલ્ય, જઘડીયાની યાત્રા અને ભરૂચ શહેરમાં પ્રભુ મુનિસુવ્રત સ્વામીના દહેરાસરની યાત્રા. ]

વડોદરામાં આચાર્ય શ્રી વિજયકમળ સૂરીશ્વરજી તથા સાધુ સમુદાય ચાતુર્માસ પૂર્ણ થઈ ચુકયું હોવાથી વિહાર કરવાની તૈયારીમાં હતા. રસ્તામાં વડીદિક્ષાના યોગવહન બની ન શકે તેથી ત્યાંજ શ્રી કેશરવિજયજીને ગુરૂ મહારાજશ્રીએ માંડલીયા જોગમાં પ્રવેશ કરાવ્યો. ત્યારબાદ સં. ૧૯૫૦ના મહા શુદી ૨ ના દિવસે ધામધુમથી "વડીદિક્ષા આપી. અત્રેથી બધાને કાવી ગંધાર તીર્થની યાત્રા કરવા જવાનું હતું. આ શુભ પ્રસંગે મહારાજશ્રી કેશરવિજયજીને લાગ્યું કે હું પોતે તીર્થયાત્રા વિગેરે ધાર્મિક પ્રવૃત્તિનો લાભ લઉં છું પરંતુ મારી ખરી ફરજ એ છે કે મારા લઘુભાઈઓ અને બને તો કુટુંબીઓને પણ ધાર્મિકક્રિયામાં રસ લેતા કરવા. આ વિચાર સ્ફુરતાંજ તેમણે તેમના નાના બન્ધુ ભાઈ હીરાચંદ ( હાલના મહોપાધ્યાય શ્રી દેવવિજયજી ગણીવર ) જેમના ધાર્મિક સંસ્કારો પ્રથમથીજ

ઉચ્ચ હતા તેમને આ યાત્રા લાભ આપવાનું મન થયું. તરતજ શ્રી કેશરવિજયજીએ પોતાના લઘુ ભ્રાતા શ્રી હીરાચંદ ને વડોદરા બોલાવ્યા.

## કાવી ગંધારની તીર્થયાત્રા અને વિહાર:-

પોતાના લઘુભ્રાતાને ધર્મ સાધનમાં સાથે રાખવાનો અને તે માટે વતનમાંથી તેમને વડોદરા બોલાવવાનો જે વિચાર સ્ફુર્યો તેનું ભાવિ પરિણામ કેટલું સુંદર આવવાનું હતું તે એ વખતે તો સૌથી અજ્ઞાત હતું. પણ પાછળથી સૌ જાણે છે કે એવા ધાર્મિક પ્રસંગોમાં અને ક્રિયાઓમાં સાથે રાખીને તેમણે ભાઈશ્રી હીરાચંદને એવા સંયમી અને ઉચ્ચ ભાવનાશાળી બનાવ્યા કે ભવિષ્યમાં તેઓ પણ પોતાના ભાઈને પગલે ચાલીને પવિત્ર ભાગવતિ દિક્ષા અંગીકાર કરવા ભાગ્યશાળી થયા.

એટલુંજ નહિ પણ પોતાના જ્ઞાન અને ક્રિયાના શુભ આદર્શથી મહોપાધ્યાય પદવી મેળવી અનેક ભવ્ય જીવોને ઉપદેશ આપી આત્મકલ્યાણના માર્ગ તરફ વાળનાર બન્યા! પોતે ખાવું અને બીજાને પણ ખવરાવવું અને તેથી રાજી થવું તે જેમ સાધારણ મનુષ્યોમાં સ્વભાવરૂપે હોય છે તેમજ જેમ કોઇ માણસ શ્રીમંત હોય અને પોતાની શ્રીમંતાઇનો લાભ પોતાના સગાં કે કુટુંબીઓને આપે તે જેમ વ્યવહારમાં પણ ઉત્તમ ગણાય છે તેમ મહારાજશ્રી કેશરવિજયજીએ પોતાના લઘુભ્રાતા હીરાચંદના સંસ્કારના અંકુરો ખીલવવા અને એ રીતે પોતાની સાથે તિર્થયાત્રા કરવા બોલાવ્યા તે ખરેખર શુભ ભાવી બનાવની આગાહીરૂપે

હતું. પોતે તરવું અને બીજાને તારવા એ આદર્શ ઉચ્ચ પુરૂષનો સદાયે હોય છે તેને પગલે ચાલીને દીક્ષિત જીવનના પ્રારંભમાં પોતાના બન્ધુને બોલાવ્યા તે ખરેખર સ્તુત્ય ગણી શકાય.

## હણુ કર્મી હીરાચંદભાઈ:—

ભાઇશ્રી હીરાચંદભાઈ, મહારાજ શ્રી કેશરવિજયજીના આમંત્રણને માન આપી યાત્રા વખતે હાજર થઇ ગયા. પોતાના વડીલભાઇના દિક્ષાપ્રસંગથી સાંસારિક નિકટ સંબંધને લીધે પોતાને આઘાત તો લાગ્યો હતો. માતાપિતાની મીઠી હુંફ તેઓએ ભાગ્યવશાત્ ગુમાવી હતી. વતનમાં પણ પોતાનું હૃદય ખોલીને સુખ દુઃખની વાતો કોઇને જણાવે તેવી વ્યકિત પણ કોઈ ન હતી. કેશવજીભાઇ સાથે તેમને વધુ મેળ હતો. પરંતુ તેઓ તો દીક્ષા લઇ અલગ થયા હતા. છતાં પણ તીર્થયાત્રા જેવા પ્રસંગમાં તેમને બોલાવ્યાથી તેમને જણાયું કે મોટાભાઈએ સાંસારિક સંબંધ છોડયો છે પણ ધર્મ બન્ધુનો સંબંધ તો રાખ્યો છે. આ યાત્રા પ્રસંગ તથા અન્ય પ્રસંગોમાં મહારાજશ્રીની સાથે રહું અને તે દરમિયાન મારા ભાગ્યમાં આવું અપૂર્વ સંયમવ્રત લેવાનું લખાયું હશે તો તેમ પણ કરીશ. કેવી ઉન્નત વિચારશ્રેણી! પોતાના વડીલભાઇને જેમ ધર્મ પમાડવાની ઇચ્છા ઉત્પન્ન થઇ તેમ તેના સુપાત્ર તરીકે ભાઈ હીરાચંદને પણ દિક્ષા લેવાની સુંદર ભાવના ઉદ્દભવે છે. એ પણ કેટલી હર્ષની વાત!

શ્રી કાવી ગંધારની યાત્રા માટે ગુરૂરાજશ્રી વિજયકમળ સૂરીશ્વરજી મહારાજ, શ્રીલબ્ધિવિજયજી, શ્રીભાવવિજયજી,

શ્રીરંગવિજયજી, તથા આપણા ચરિત્ર નાયક અને તેમના ભાઈ વિગેરે પરિવાર ખૂબ ઉલ્લાસમાં હતો. શ્રી અરિહંત દેવને ભેટીને ભક્તિભાવના પૂર વહેવડાવવાની ભાવનામાં સૌ રાચતા હતા. તેમજ યાત્રા કર્યા પહેલાં યાત્રાના પ્રસંગને સંભારી આનંદ લેતા હતા. જ્યાં હજુ કાવીગંધારના પ્રયાણ થતાં હતાં ત્યાં તો એકાએક કેટલાક ભાવિક શ્રાવકોનો સમુદાય ઉપાશ્રયમાં દાખલ થયો અને આચાર્યશ્રીને વાંદીને જણાવ્યું કે " અમો બધા જંબુસરથી આવીએ છીયે અમારા ગામમાં ઉજમણું તથા અઠ્ઠાઈ મહોત્સવ છે. એ પ્રસંગે આપ તમામ સાધુ વર્ગ પધારવાની કૃપા કરશો. તો અમારા સંઘનું અહોભાગ્ય સમજીશું. આ વિનંતિ થતાં આચાર્યશ્રીએ જંબુસરમાં મહોત્સવ પ્રસંગે આવવાની હા કહી. યાત્રાનો પંથ થોડા વખત માટે મુલતવી રાખીને જંબુસરનો પંથ લીધો. જંબુસરના શ્રી સંઘે આચાર્યમહારાજ વિગેરેનો પૂર્ણ ઠાઠમાઠથી સત્કાર કરી શહેરપ્રવેશ કરાવ્યો. આઠે દિવસ દહેરાસરમાં મનોહર રાગ રાગણીપૂર્વક જુદી જુદી પૂજા ભણવામાં આવી. સૌ આબાલવૃદ્ધે સાધુ સમુદાયની હાજરીથી સારો લાભ લીધો. બપોરની પૂજા ભણાવવા ઉપરાંત સાંજના વખતે રોશની થતાં દહેરાસરમાં મનોહર દાંડીયારાસ તથા ભાવના પણ થતી. જંબુસરની આસપાસના શ્રાવક બન્ધુઓ પણ આ પ્રસંગે આઠ દિવસ ત્યાં આવીને આ શુભ પ્રસંગનો લાભ લેતા હતા. મહોત્સપૂર્ણ થયે સ્વામિવાત્સલ્ય કરવામાં આવ્યું હતું. જેમાં સૌએ આનંદથી ભાગ લીધો હતો. ત્યારબાદ જંબુસરના સંઘને લાભ આપી ત્યાંથી વિહાર કરી આમોદ આવ્યા.

ત્યાંથી કાવી તથા ગંધાર તીર્થમાં આવી પહોંચ્યા. આ પ્રાચીન ગંધાર તીર્થ કે જ્યાં મહાન્ સંપતિ રાજાના વખતના પ્રતિમાજી છે ત્યાં સૌએ દર્શન, ચૈત્યવંદન કરી પરમ શાંતિનો લાભ લીધો. ત્યાંથી સૌ સાથે કાવી ગયા. અહિંયાં સાસુ અને વહુના મંદિરના નામથી ઓળખાતાં બાવન જીનાલય સમાન સુંદર દહેરાસરો છે. આ સ્થાન પણુ ઘણું રમણીય છે. આથી અત્રે સૌએ ભકિતનો અજબ લહાવો લીધો. આ રીતે આ બંને તીર્થની યાત્રા પૂર્ણ કરી. અહીંથી વિહાર કરી સૌ ભરૂચ પધાર્યા. ત્યાં શ્રીમાળીવાડામાં આવેલા જૈન ઉપાશ્રયે ઉતર્યા. અત્રે બહુ ઓછો સમય સ્થિરતા હતી. રોજ વ્યાખ્યાન વાંચવામાં આવતું અને સૌ ભાઈઓ તથા બ્હેનો સાધુ સમુદાયનો સારો લાભ ઉઠાવતા હતા. યાત્રા નિર્વિઘ્ને થયા બાદ આપણા ચરિત્ર નાયકના ભાઇશ્રી હીરાચંદને સાધુઓ માફક જ્ઞાન મેળવવાની ઉત્કંઠા થઇ તેથી તેઓ ત્યાંથી વઢવાણુ કેમ્પ ગયા. ત્યાં શ્રી ઠાકરશીભાઇ લાલચંદ નામે એક ધર્મપ્રિય બન્ધુ પાસે ધાર્મિક અભ્યાસની શરૂઆત કરી. અને ધીમે ધીમે ઠીક અભ્યાસ વધાર્યો. ત્યારબાદ ત્યાંથી વધુ અભ્યાસ અર્થે મ્હેસાણા શ્રી જૈન શ્રેયસ્કર મંડળની પાઠશાળામાં જોડાયા. અને ત્યાં રહી ઘણો અભ્યાસ વધાર્યો. જેમ જેમ તેમનું જ્ઞાન વધતું ગયું તેમ તેમ દીક્ષા પ્રત્યેનો તેમનો અનુરાગ દૃઢ થતો ગયો. તેમના અભ્યાસ પાછળ તેમના ભાઇશ્રી કેશરવિજયજીની પ્રેરણા હતી. વારંવાર તેઓશ્રી ભાઈ હીરાચંદને જ્ઞાન વધુ મેળવવા અને વાંચન વધારવા જણાવ્યા કરતા હતા. કારણકે પોતાના ભાઈને સંયમની ભૂમિકામાં પ્રવેશ કરાવી કર્મ

ખપાવવાના અમોઘ ઉપાયરૂપ 'દીક્ષા' આપવાની તજવીજમાં પણ તેઓશ્રી હતા.

## પ્રકરણ ૮ મું.

## સુરતમાં ચાતુર્માસ, અભ્યાસમાં પ્રગતિ.

[ જઘડીઆથી સુરતમાં પધરામણી, સુરતમાં ચાતુર્માસ અને જ્ઞાનાભ્યાસ, લઘુભ્રાતાહીરાચંદભાઈની દિક્ષાલેવા માટેની અજબ ભાવના, ચરિત્રનાયકે આપેલું સુરતમાં પ્રથમ વ્યાખ્યાન, ચમત્કારી શ્રી મોહનલાલજી મહારાજ સાથે મેલાપ, ગોપીપુરામાં યોગોદ્વહન, સુરતમાં બે ચાતુર્માસ, સુરતથી દમણ તરફ વિહાર, ત્યાંથી પાલીતાણા શત્રુંજયની યાત્રા માટે પ્રયાણ, પાલીતાણાથી વધુ અભ્યાસ અર્થે વડોદરા પ્રયાણ, જામનગરમાં ચાતુર્માસ અને અભ્યાસ, પ્રથમ શિષ્ય શ્રી લાભવિજયજી. ]

પરમપૂજ્ય ગુરૂદેવ શ્રી વિજયકમળ સૂરીશ્વરજી મહારાજ વિગેરે સાથે મુની મહારાજશ્રી કેશરવિજયજીએ પોતાનો વિહાર ભરૂચથી સુરત તરફ શરૂ કર્યો. ચાલતાં ચાલતાં અંકલેશ્વર થઈ જઘડીયા આવ્યા. આ તીર્થ સુરત જીલ્લાના તીર્થરૂપે લગભગ મનાતું હોવાથી સુરત તથા તેની આસપાસના પ્રદેશના જૈનોએ તેની પાછળ સારો ખર્ચ કર્યો છે. આ સ્થળના હવા પાણી બહુજ સરસ છે,

તેથીજ હરકોઈ ત્યાં રહેનારને શાંતિ અને આહલાદ ઉપજે છે. અત્રે સર્વ સમુદાયે ત્રણચાર રોજ સ્થિરતા કરી. તે દરમિયાન નજીકમાં આવેલા સુરત શહેરમાં ખબર પડતાં શ્રી હરીપૂરાના ઉપાશ્રય તરફથી મગનલાલભાઈ વિગેરે કેટલાક ભાવિક શ્રાવકો આવા ઉપકારી સાધુ સમુદાયને આમંત્રણ આપવા આવી પહોંચ્યા. જઘડીયા આવી ત્યાં પૂજા ભણાવી. તેમજ જમણવારની પણ વ્યવસ્થા કરી. પછી આચાર્યશ્રીને સુરત પધારવા વિનંતિ કરી. ગુરૂમહારાજે તેમની વિનંતિને માન આપી ત્યાંથી વિહાર કરી સાયણ તેમજ કઠોર થઈને સૌ રાંદેર આવ્યા. આવો મહાન સાધુ સમુદાય પોતાને આંગણે પધારે છે એ જાણતાં એ સમુદાયના કેમ જલ્દી દર્શન થાય એ વિચારથી સંખ્યાબંધ શ્રાવકો રાંદેર સામા ગયા. રાંદેરથી સુરત લાવી ધામધુમથી પ્રવેશ મહોત્સવ કરાવી હરિપુરાના ઉપાશ્રયમાં મહારાજશ્રી વિગેરેનો મુકામ રખાવ્યો.

## સુરતમાં ચાતુર્માસઃ અભ્યાસમાં પ્રગતિઃ

દીક્ષા લીધા પછીના મળેલા સમયમાં મુનીશ્રી કેશરવિજયજી સાધુને યોગ્ય આવશ્યક ક્રિયાના સૂત્રો વિગેરેનો અભ્યાસ સમજણપૂર્વક કર્યો હતો. પરંતુ સંસ્કૃત ભાષા જાણવાની તેમને બહુ અગત્ય હતી. સુરતમાં ચાતુર્માસ લગભગ નક્કી હતું તેમજ તેમની જ્ઞાનપિપાસા બહુ તિવ્ર હોવાથી વ્યાકરણ, કાવ્ય, કોષ, અલંકાર, વિગેરેનું જ્ઞાન મેળવવા તેમને અહિંના સંઘ તરફથી સગવડતા કરી આપવામાં આવી. પ્રથમ ગુરૂમહારાજ પાસે શ્રી કેશરવિજયજીએ,

સારસ્વત વ્યાકરણ શરૂ કરી પ્રથમ વૃત્તિ પુરી કરી. ત્યાર બાદ ચંદ્રિકા વ્યાકરણની બીજી વૃત્તિ પંડિતજી પાસે શરૂ કરી. ત્યારબાદ કેટલાક ગ્રંથો ચરિત્રો પણ ગુરૂમહારાજ આગળ વાંચવા શરૂ કર્યાં.

**પ્રથમ વ્યાખ્યાનઃ**

મુનીશ્રી કેશરવિજયજીની બુદ્ધિ ઘણી તેજસ્વી હોવાથી તેઓ જ્ઞાનાભ્યાસમાં એકદમ આગળ વધવા લાગ્યા. નાની ઉંમરે આટલો વિશ્વાસ સૌને આશ્ચર્યજનક લાગતો હતો. ઉપાશ્રયમાં આવનાર શ્રાવકોથી આ બાબત અજાણી નહતી. તેથી આચાર્ય મહારાજ શ્રી વિજયકમળસૂરીજી પાસે, મુનીશ્રી કેશરવિજયજીને વ્યાખ્યાન વાંચે તો આનંદ થાય તેમ વિનંતિ કરી. ગુરૂની અનુજ્ઞાને માન આપી સત્તર વર્ષના આ યુવાન અને ત્યાગ, તેમજ તપના તેજથી ઓપતા શ્રી કેશરવિજયજી મહારાજ વ્યાખ્યાન પાટ ઉપર પહેલીજવાર પ્રવચનકાર તરીકે બીરાજમાન થયા. વાણીની મીઠાશ કોઇ કુદરતી રીતે તેમને વરેલી હતી. ભાષા તથા શબ્દોચ્ચારણ સ્પષ્ટ હોવાથી પ્રથમ વ્યાખ્યાનમાં સૌને મુગ્ધ કરી દીધા, નાની ઉમરમાં આટલી શક્તિ અને આટલી લાયકાત દર્શાવવાથી વ્યાખ્યાનમાં હાજર રહેલા તેમના માટેના ઉજ્જવળ ભવિષ્યની આગાહી આપવા લાગ્યા. એ વ્યાખ્યાન આ રહ્યું,

હે ભવ્યજીવો ! જ્યાં સુધી આત્મજ્ઞાન ન થયું હોય ત્યાં સુધી બધું ફોગટ સમજવું. દેવ, ગુરૂ અને ધર્મ આ ત્રણ તત્ત્વની શ્રદ્ધા કરવી તે દ્રવ્ય કે વ્યવહારીક સમ્યકત્વ

કહેવાય. પણ આત્મજ્ઞાન થવાથી—જડ ચૈતન્યનું જ્ઞાન જે થાય તે ભાવ કે નિશ્ચય સમ્યકત્વ કહેવાય છે. આ સમ્યકત્વની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી ચારગતિના ફેરા કદી ઓછા થતા નથી. માટે આત્મજ્ઞાન મેળવવાની ખાસ જરૂર છે. ઓસવાલ, કે પોરવાડ, દશા કે વીશા આ ભેદો તો માત્ર શરીર રૂપ ઉપાધિના અંગેજ છે. આત્મામાં આ ભેદો નથી. તમે કોણ છો તેના પ્રત્યુત્તરમાં ઓસવાલ, જૈન કે માણુસ એ કહો તો તે સંસારના વ્યવહાર પુરતા તે ઉતરો છે પરંતુ ખરો પ્રત્યુત્તર તો એ હોઈ શકે કે હું એક શુદ્ધ આત્મા છું, શુદ્ધ જ્ઞાનાદિ ગુણો તેજ મારી પોતાની વસ્તુ છે. મારામાં અનંત શક્તિ છે. આવો બોધ જ્યાંસુધી ન થાય ત્યાંસુધી સમ્યકત્વની પ્રાપ્તિ સ્વપ્ને પણ માનશો નહિ. વ્રત તપ જપ વિગેરે ધર્મના અનુષ્ઠાનો સમ્યકત્વ હોય તોજ સફળ બને છે. આત્મોન્નતિનો એ અમોઘ ઉપાય છે. તે માટે પુદ્ગલિક વસ્તુ પરનો મોહ છોડવો જોઈએ. જ્યાંસુધી, ઘર, કુટુંબકબીલો, ધન કે માયામાં મુંઝાઈ રહેશો ત્યાં સુધી સમ્યકત્વની પ્રાપ્તિ નહિજ થાય. માટે જડચૈતન્યનો વિવેક એ પ્રથમ જરૂરની બાબત છે વિગેરે નાની વયમાં આવું સરસ, સચોટ અને મિષ્ટ વ્યાખ્યાન આપવાની વાત શહેરમાં ચોમેર પ્રસરતાં ઉપાશ્રય ચિકાર ભરાવા લાગ્યો. તેમના માટે સૌને બહુ માન થવા લાગ્યું. પર્યુષણ પર્વ દરમિયાન પણ વ્યાખ્યાન વાંચન તેમણે કર્યું. અને સં. ૧૯૫૦ નું પ્રથમ ચાતુર્માસ હરિપરામાં શાંતિપૂર્વક પૂર્ણ કર્યું આ વખતે તેમની ઉમર માત્ર સત્તર વર્ષની હતી. આશ્ચર્યની વાત તો એ છે કે જે યુવાનવયે મનુષ્યોનો

મોટો ભાગ મોજમજાહ, રંગરાગ અને ધનપ્રાપ્તિ પાછળ ગાળે છે તેજ યુવાનવયે આપણુ ચરિત્રનાયકે વાસનાઓને ઠોકરે મારી કેવું નિર્મળ અને સંયમી જીવન ગાળવું શરૂ કર્યું! સાથે સાથે જ્ઞાનપ્રાપ્તિ માટે પણ સઘળો સમય અને શક્તિ વાપરવા લાગ્યા. એથીજ તેઓશ્રી ભવિષ્યમાં મહાન્ થઇ શકયા. એક અંગ્રેજ કવિએ ખરૂંજ કહ્યું છે કે:-

Heights by great men, reached and kept
Were not attained by sudden flight
But, they, while their friends slept
Were toiling upward in the night.

અર્થાત્ મોટા માણસોએ પ્રાપ્ત કરેલી મોટાઈ આકસ્મિક નથી હોતી પરંતુ તે પાછળ કેટલીયે તનતોડ મહેનત હોય છે. જ્યારે પોતાના સાથીદારો આનંદમાં કે આળસમાં સમય વીતાવતા હોય છે. ત્યારે આ ભવિષ્યમાં મહાપુરૂષો-તરીકે પ્રસિદ્ધ થનારા રાત્રે જાગીને પણ મહેનત કરતા હોય છે. ભવિષ્યમાં આચાર્યપદને વરનાર આપણા ચરિત્રનાયક જ્ઞાન પ્રાપ્તિ માટે અથાગ શ્રમ ઉઠાવતા હતા. સુરતમાં અધ્યયનની સગવડતા સારી હોવાથી, હરીપૂરાથી ચાતુર્માસ બદલી ગોપીપુરામાં સૌ પધાર્યા. અત્રે તે સમયના ચમત્કારી અને શાંતમૂર્તિ શ્રી મોહનલાલજી મહારાજ પણ ચાતુર્માસ હતા. તેમને આચાર્ય શ્રી વિજયકમળસૂરીશ્વરજી સાથે ઘણો સારો અનુરાગ હતો. તેમના આગ્રહથીજ હરીપૂરાથી સર્વ સાધુસમુદાય ગોપીપુરા આવેલ હતો. ત્યાં પધારી શ્રી કેશરવિજયજી આદિ કેટલાક સાધુઓ તથા સાધ્વીઓને શ્રી

ઉત્તરાધ્યયન સૂત્રના જોગમાં નાખ્યા. ત્યારબાદ આચારાંગ-સૂત્ર, કલ્પસૂત્ર, દશપયન્ના, ઉવવાઈ વિગેરે ઉપાંગોના યોગવહન કરાવ્યાં. યોગોદ્વહનની ક્રિયા પૂર્ણ થયે તે નિમિત્તે અઠ્ઠાઇ મહોત્સવ તથા સમોવસરણની રચના કરવામાં આવી હતી. આ વખતે પણ વઢવાણ નિવાસી મુળજીભાઇ એચરદાસ સાથે ભાઈ હીરાચંદ, શ્રી કેશરવિજયજી મહરાજ પાસે દર્શનાર્થે આવ્યા હતા.

અત્રે ચાતુર્માસ પૂર્ણ થતાં સૌએ દમણ તરફ પોતાનો વિહાર શરૂ કર્યો. સુરતમાં બે ચાતુર્માસ થયાં હોવાથી શ્રી સંઘને સાધુસમુદાયનો વિયોગ અસહ્ય લાગતો હતો. સુરતથી નીકળી નવસારી, બીલીમોરા, વલસાડ, પારડી, વાપી થઇ દમણ આવી પહોંચ્યા. રસ્તામાં દરેક સ્થળે જાહેર વ્યાખ્યાન આપી જૈન તથા જૈનેતર વર્ગમાં વ્યસનત્યાગ કરાવી સારો લાભ આપ્યો હતો. દમણ જઈ પ્રભુદર્શન, ચૈત્યવંદન કરી ત્યાં થોડારોજ રહી પાછા સુરત આવ્યા. અત્રે આવ્યા બાદ પુણ્યક્ષેત્ર પાલીતાણાની ભૂમિમાં શ્રી શત્રુંજયતિર્થની યાત્રા કરવા જવાનું સૌને મન થયું એટલે સુરતથી સૌ કતારગામ ગયા, જ્યાં શ્રી મોહનલાલજી મહારાજ વિગેરે સાથે હતા. ત્યાં પૂજા, આંગી, સ્વામિવાત્સલ્ય યોગ્યરીતે થયાં ત્યાંથી ભરૂચ, વડોદરા, અમદાવાદ થઇ સૌ કોઠ પધાર્યા. અહિંયાં દોઢેક માસ રહી પાલીતાણા તરફ પ્રયાણ કર્યું. પાલીતાણા પધાર્યા બાદ મહારાજ શ્રી કેશરવિજયજીએ અત્રે વ્યાકરણનો અભ્યાસ આગળ શરૂ કર્યો અને રોજ યાત્રા વિગેરેનો લાભ સૌ લેવા લાગ્યા.

તે વખતે અત્રેની મોતી કડીયાની ધર્મશાળામાં આવેલી બાબુ બુદ્ધિસીંગજી તરફથી ચાલતી પાઠશાળામાં માસ્તર વીરચંદ ગાંડાભાઇ ભણાવતા હતા. તેની પાસે અભ્યાસ ચાલુ રાખ્યો. સં. ૧૯૫૨નું ચાતુર્માસ પાલીતાણામાંજ થયું ત્યારબાદ અત્રે ગુરૂવર્યની દેખરેખ નીચે ઉપધાન થવાના હોવાથી મુની શ્રી કેશરવિજયજીએ પોતાના સંસારી ભાઈ હીરાચંદને તેમાં ભાગ લેવા અને એ રીતે ધર્મ માર્ગમાં વધુ દૃઢ કરવા બોલાવ્યા. અત્રે નિર્વિઘ્ને ઉપધાનની પૂર્ણાહુતિ બાદ તેમણે યાવજીવ સૌભાગ્ય પંચમી તથા મૌન એકાદશી ઉચ્ચરી. પોતાના પગલે ચાલી જીવન સાફલ્ય કરવાના ઉદ્દેશથી મુની શ્રી કેશરવિજયજી મહારાજ પોતાના ભાઈશ્રી હીરાચંદને વારંવાર આવી ધાર્મિક ક્રિયાઓ અને પ્રસંગોમાં જોડાવાને બોલાવતા હતા. સૌ સાધુસમુદાય સાથે પાલીતાણામાં રહી મુનીશ્રી કેશરવિજયજીએ યાત્રા વિગેરે શુભ ભાવપૂર્વક કર્યાં જે બધામાં ભાઇ હીરાચંદને સાથે રાખ્યા હતા.

વધુ અભ્યાસ અર્થે, મુનીશ્રી કેશરવિજયજીને પાલીતાણા છોડી વડોદરા જવાનું મન થયું, ત્યાં તે વખતે આચાર્ય શ્રી વિજયકમળસૂરિના ગુરૂ બંધવ ન્યાય મહોદધિ શ્રી દાનવિજયજી મહારાજ હતા. તેમની પાસે આવ્યા અને સાથે રહીને શ્રી કેશરવિજયજીએ કાવ્ય અને કોષનો કેટલોક અભ્યાસ કર્યો. પરંતુ ગુરૂમહારાજની કૃપા તેમના ઉપર અપાર હોવાથી તેમનું સ્મરણ વારંવાર થઈ આવતું, તેથી વડોદરા છોડી ફરીથી ગુરૂમહરાજશ્રી પાસે પાલીતાણા

આવી ગયા. અને અભ્યાસમાં રોજને રોજ આગળ વધવા લાગ્યા.

**જામનગરમાં ચાતુર્માસ અને અભ્યાસઃ**

અત્રે ગુરૂ મહારાજને જામનગર પધારવાની વિનંતી કરવા ત્યાંના અગ્રેસર શ્રાવકો આવ્યા હતા. આ આમંત્રણ અનુસારે આચાર્ય શ્રી વિગેરે સાધુસમુદાય તથા શ્રી કેશરવિજયજી મહારાજ સૌ રાજકોટ, પડધરી, ધ્રોળ વિગેરે સ્થળે થઈ જામનગર આવી પહોંચ્યા. અત્રે આવતાં સ્થાનિક સંઘે ઘણો સારો સત્કાર કર્યો. આ સ્થળમાં સુવિખ્યાત વિદ્વાન પંડિત શ્રી હીરાલાલ હંસરાજ પાસે શ્રી કેશરવિજયજી મહારાજે કાવ્ય તથા ચરિત્રોનો બાકી રહેલો અભ્યાસ શરૂ કર્યો. ભાઈ હીરાચંદને પણ અત્રે જામનગર બોલાવ્યા અને તેમણે પણ વ્યાકરણનો અભ્યાસ શરૂ કર્યો, અત્રે ચાતુર્માસ આનંદથી પૂર્ણ થયા પછી સૌ વિહાર કરી ધુવાવ, ધ્રોળ થઇ જુનાગઢ પધાર્યા. ત્યાં શ્રી ગીરનાર તીર્થની યાત્રા કરી, વેરાવળ, પ્રભાસપાટણ' માંગરોળ, વિગેરે સ્થળે યાત્રા કરી સૌ મુનીમંડળ જુનાગઢ પધાર્યું.

**ચરિત્રનાયકના પ્રથમ શિષ્ય શ્રી લાભવિજયજીઃ**

જામનગરના ચાતુર્માસ દરમિયાન શ્રી ખાંતિવિજયજી દાદા પાસે લીંબડીના એક ભાવિક શ્રાવક પારેખ મણીલાલ વેલશી નામે ભણુતા હતા. જેમને લાંબા સમયથી દિક્ષાની ભાવના હતી. ખાંતિવિજયજી દાદાએ પોતાની વૃદ્ધાવસ્થા હોવાથી શ્રી વિજયકમળસૂરીશ્વરજીને તે છોકરાને સોંપ્યો. જેને જુનાગઢમાં ડૉકટર ત્રિભુવનદાસ મોતીચંદભાઇએ યોગ્ય લાય-

કાતની ખાત્રી કર્યાં બાદ પોતાના તરફથી દિક્ષા મહોત્સવ અંગેનો તમામ ખર્ચે કરી ધામધૂમપૂર્વક શ્રી ગીરનાર પર્વતની તળેટીમાં શ્રી વિજયકમળસૂરીશ્વરજી મહારાજે દિક્ષા આપી ભાઇ મણીલાલનું નામ મુનીશ્રી લાભવિજયજી રાખવામાં આવ્યું અને તેમને મહારાજશ્રી કેશવવિજયજી મહારાજના શિષ્ય તરીકે જાહેર કરવામાં આવ્યા. જુનાગઢ થોડા દિવસ રહ્યાબાદ ત્યાંથી વિહાર કરી સૌ ધોરાજીમાં આવ્યા. ત્યાંથી અભ્યાસ અર્થે મહારાજશ્રી કેશર વિજયજી ફરીથી પાલીતાણા પધાર્યા. અભ્યાસમાં આગળ વધવાની તેમની ઉત્કંઠા કેટલી પ્રબળ હતી તે હવે ગુરૂમહારાજને પણ સુવિદિત હતું. પાલીતાણા આવી મોતી કડીયાની ધર્મ-શાળામાં તેઓ શ્રી હેમવિજયજી મહારાજ સાથે રહ્યા. અને અભ્યાસમાં સારી પ્રગતિ કરી. આ પ્રમાણે સં. ૧૯૫૪નું ચાતુર્માસ અહીંયા કર્યું.

## પ્રકરણ ૯ મું.

### ગ્રામાનુગ્રામ વિહાર, સંઘ વિગેરે ધાર્મિક કાર્યો.

[ ભોયણીનીયાત્રા, માંડલમાં ચાતુર્માસ, એક કુટુમ્બીની દિક્ષા, શંખેશ્વરની યાત્રાનો સંઘ, ફરીથી પાલીતાણા, સિદ્ધ-ગીરી તરફ યાત્રાર્થે પ્રયાણ. ]

**ગ્રામાનુગ્રામ વિહારઃ**

પાલીતાણાના ચાતુર્માસ પછી સૌ સમુદાય સાથે ભાવ-નગર, ઘોઘા, બોટાદ, રાણપુર, લીંબડી વઢવાણ થઈ

વઢવાણ કેમ્પ પધાર્યા. ત્યાંથી વિહાર કરી રાજપર, લખતર, વણા, હેબતપર થઈ વીરમગામ આવ્યા. ત્યાંથી ભોંયણીની યાત્રા કરીને માંડલ આવ્યા. આ વખતે સાધુ સમુદાયકમાં ગુરૂમહારાજ ઉપરાંત શ્રી કેશરવિજયજી, શ્રી ભાવવિજયજી, શ્રી ગુણવિજયજી, શ્રી રામવિજયજી, શ્રી લાભવિજયજી વિગેરે હતા. અત્રે થોડા દિવસની સ્થિરતા દરમિયાન શ્રી સંઘના આગેવાનોએ ગુરૂમહારાજને અત્રેજ ચાતુર્માસ કરવા વિનંતિ કરી. પણ તેમને આગળ રાધનપુર, શંખેશ્વર, વિગેરે તરફ જવાનું હોવાથી વિનંતિ સ્વિકારી ન શકયા. પરંતુ સંઘના આગેવાનોનો આગૃહઆંગણે આવેલો લાભ જવાદે તેમ ન હતા. તેમણે બીજી અરજ કરી કે ગુરૂમહારાજ ! કારણ વશાત્ આપ પોતે અત્રે સ્થિરતા ન કરી શકો તો આપના શિષ્ય શ્રી કેશરવિજયજી મહારાજશ્રીને તો અત્રે ચાતુર્માસ કરવા રજા આપો ? ગુરૂમહારાજને તેમ કરવામાં વાંધો ન હતો. ફક્ત શ્રી કેશરવિજયજી મહારાજનો અભ્યાસ અવિરત ચાલુ રહે તે માટે અભ્યાસમાં માર્ગદર્શક કોઈ પંડિતની સગવડ થાય તો ચાતુર્માસ માટે રાખવા સંમતિ આપી. શ્રી સંઘે આ વાત માન્ય રાખી. માંડલમાં શ્રી કેશવવિજયજી તથા શ્રી રામવિજયજીનું ચાતુર્માસ નક્કી થયું. ગુરૂશ્રી અલગ પડી વ્યાખ્યાન આદિ કરવાને શ્રી કેશરવિજયજીનો આ પ્રથમ પ્રસંગ હતો, પ્રથમ અલગ ચાતુર્માસ હતું. છતાં 'ગુરૂ તેવા ચેલા' એ ઉક્તિ મુજબ આપણા ચરિત્રનાયક ત્યાં ચાતુર્માસમાં વ્યાખ્યાનકાર તરીકે સૌની લોકપ્રિયતા મેળવવા લાગ્યા.

## શુભ અનુમોદન, કુટુંબીની દિક્ષાઃ

અત્રે માંડલની સ્થિરતા દરમિયાન વઢવાણ કેમ્પના રહીશ શાહ વીરચંદ માવજી કે જે શ્રી કેશરવિજયજી મહારાજશ્રીના સંસારીપણે ફોઈના દીકરા થાય તેઓ દર્શન-વંદનાર્થે અત્રે આવ્યા હતા. સંસાર ઉપરથી તેમને વિરાગવૃત્તિ થતાં દીક્ષા લેવાની ભાવના મક્કમ થઈ, શ્રી કેશરવિજયજી પોતાના ભાઈ હોવાથી અન્ય સ્થળે ન જતાં અત્રેજ મહારાજશ્રીએ તેમને સંજમ લેવા વધુ દ્રઢ કર્યા અને માનવજન્મની સફળતાનો ખરો રસ્તો શું છે તે સારી પેઠે સમજાવ્યું. તેથી સં. ૧૯૫૪ ચૈત્ર વદી ૧૦ મે વીરચંદભાઈના માતા તથા ભાઇ વિગેરેની સંમતિ બાદ તેમને ગુરૂમહારાજશ્રીના નામથી દિક્ષા આપવામાં આવી અને તેમનું નામ શ્રી વિરવિજયજી રાખવામાં આવ્યું હતું. ગુરૂમહારાજ રાધનપુર તથા શંખેશ્વર તરફ ગયા. તેમની સાથે મુનીશ્રી વીરવિજયજી પણ ગયા હતા. પણ પાછળથી નવદિક્ષિત શ્રી વીરવિજયજી માંડલમાં મહારાજ શ્રી કેશરવિજયજી પાસે આવીને રહ્યા હતા.

## માંડલનું ચાતુર્માસઃ

આપણા ચરિત્રનાયક તથા શ્રી રામવિજયજી તથા શ્રી વીરવિજયજી ઠાણા ત્રણ અત્રે ચાતુર્માસ રહ્યાં હતાં. વ્યાખ્યાનકાર મહારાજશ્રી કેશરવિજયજી મહારાજની શાંત્ત મધુર દેશના દેવાની શૈલીથી શ્રોતાઓ સારી સંખ્યામાં આવતા હતા. અત્રે તપગચ્છ, પાયચંદગચ્છ અને અંચળગચ્છ એમ ત્રણ ગચ્છ હતા છતાં ભેદભાવ વગર વ્યાખ્યાન આદિ ક્રિયાઓમાં સૌ ભાગ લેતાં હતાં. પ્રથમ સુરતમાં થોડા

દિવસ જાતે વ્યાખ્યાન વાંચેલું તેથી તે બાબતનો જરાપણ શ્રોષ રહ્યો ન હતો. એટલે નિયમીત વ્યાખ્યાન ચાલુ રાખતા. બપોરના ટાઈમમાં રાખવામાં આવેલા પંડિતજી પાસે મહારાજશ્રી ભણતા હતા. સહવર્ત્તી બંને સાધુઓ બીજા કાર્યમાં સારા મદદરૂપ થઇ પડયા હતા.

## અણધારી આફત:

માંડલમાં બીરાજતી ત્રિપુટી સૌ કોઈનું આકર્ષણ ખેંચી રહી હતી. પરંતુ એક અણધારી આફત આવી પડી. સહવર્તી મહારાજ શ્રી રામવિજયજીને તાવની બીમારી શરૂ થઈ અને તે વધતી ચાલી. માંદગીએ આખરે ગંભિર સ્વરૂપ પકડયું. અને તબીબી સારવાર ચાલુ રાખ્યા છતાં ફેરફાર નજ થયો. આખરે ટુંક સમયની બીમારી ભોગવી તેઓ કાળધર્મ પામ્યા. મહરાજશ્રી તથા શ્રીસંઘ સહુને બહુ ગ્લાની થઈ. અને તેમની પાછળ અઠ્ઠાઈ મહોત્સવ કરવામાં આવ્યો. હવે માત્ર બેઠાણું રહ્યાં હતાં. તેમાં નવા દીક્ષીત શ્રી વિર-વિજયજી મહારાજ અભ્યાસમાં સ્હેજ પ્રમાદિ હતા. તેમજ જોઇએ તેટલું સ્વાધ્યાય બાબત લક્ષ ન આપતા. એ દર-મિયાન આધ્યાત્મિક હુકમમુનીજી કે જેમણે ' હુકમ પ્રકાશ ' લખ્યો હતો. તેમની તે બુક શ્રી વીરવિજયજી મહારાજના વાંચવામાં આવી. હુકમપ્રકાશમાં આધ્યાત્મિક નિશ્ચયીક બાબતનું લખાણુ હોવાથી પરિણામે ક્રિયામાર્ગ તરફ અરૂચિ ઉપજી. પરિણામ એટલું બધું કપરૂં આવ્યું કે તેઓ સાધુપણું છોડવાની તૈયારીમાં આવી લાગ્યા. તેમને તેમનો સાધુવેશ, રોજની આવશ્યક ક્રિયાઓ બધું

બીનજરૂરી અને નિરર્થક લાગ્યું. મગજ જુદુંજ કામ કરવા લાગ્યું, આ વખતે મુનીશ્રી કેશરવિજયજીએ તેમને ખૂબ સમજાવ્યા. શાસ્ત્રવચનોનો ભાવાર્થ, અને રહસ્ય સમજાવી કોઈ રીતે સત્યવસ્તુ સમજાય તેવા પ્રયત્નો કર્યા પણ પરિણામ શૂન્ય હતું. આખરે શ્રી વીરવિજયજીએ પોતાની મેળે દીક્ષા છોડી દીધી.

એ તો ખરૂંજ છે કે પાત્ર વગર ઉત્તમ વસ્તુ જીરવાતી નથી. સિંહણનું દૂધ જેમ સૂવર્ણપાત્રમાંજ રહી શકે છે અને બીજાં પાત્રો ફોડી બ્હાર નીકળી જાય છે, તેમ સંજમ પણ પાત્ર વગર ટકતો નથી. 'સંયમપાલન અને ખાંડાની ધાર પર નાચ' એ બંને બાબત એક સરખી મુશ્કેલ છે. શ્રી વીરવિજયજીનું પતન થયું અને તેઓ ફરી સંસારી બની ગયા. હવે શ્રી કેશરવિજયજી મહારાજ એકલા રહ્યા છતાં તેમની ધાર્મિક ભાવના ઉત્કૃષ્ઠ હોવાથી તેમણે બાકીનું ચાતુર્માસ શાંતિ ચીતથી પુરૂ કર્યું.

### શંખેશ્વરનો સંઘઃ

માંડલનું ચાતુર્માસ પૂર્ણ થયા પછી શ્રી કેશરવિજયજી મહારાજ શંખેશ્વરતીર્થની યાત્રાએ જવા ઈચ્છતા હતા. તેથી ધર્મકાર્યમાં સદા સામેલ રહેનાર શ્રીસંઘને આ વાત જણાવી. તુરતજ સહર્ષ તે વાત વધાવી લેવામાં આવી. એક શ્રાવક બંધુએ બધો ખર્ચ માથે લીધો અને માંડલ તેમજ આસપાસના ગામોમાંથી યાત્રિકો તૈયાર થઈ ગયા. મહારાજશ્રી સાથે 'છરી પાલતોસંઘ,

દસાડા, વડગામ પંચાસર થઈ શંખેશ્વર આવી લાગ્યો. આ યાત્રા પ્રસંગે મહારાજશ્રીએ પોતાના લઘુ ભાઈશ્રી હીરાચંદ કે જેઓ શ્રી મ્હેસાણા જૈન પાઠશાળામાં ધાર્મિક અભ્યાસ કરતા હતા. તેમને પણ બોલાવ્યા હતા. ભાવભીના હૃદયે સૌએ પ્રભુના દર્શન, ચૈત્યવંદન કરી શંખેશ્વર થોડા રોજ રહેવા દરમીયાન આચાર્ય મહારાજશ્રી ધર્મવિજયજી તથા હેમવિજયજી વિગેરે સાધુઓ પણ સમીગામથી કેટલાક શ્રાવકોને સાથે લઈ તેઓશ્રી સંખેશ્વરની જાત્રાર્થે પધાર્યા, આથી વધારે આનંદ થયો અને આખરે બધાઓ પાલીતાણા તરફ પધાર્યા.

## ફરીથી પાલીતાણાઃ

શંખેશ્વરની યાત્રા કરી મહારાજશ્રી હેમવિજયજી આચાર્ય મહારાજશ્રી ધમવિજયજીમહારાજ કેશરવિજયજી મહારાજ વિગેરેનો વિચાર પતિતપાવન શત્રુંજય તીર્થની યાત્રા કરવાનો થતાં વિહાર શરૂ કર્યો. ભાઇ શ્રી હીરાચંદ પણ વિહારમાં સામેલ હતા. જ્યાં જ્યાં સ્થિરતા થતી ત્યાં ત્યાં શ્રી કેશરવિજયજી મહારાજ ભવ્ય જીવોને અમૃતમય ઉપદેશ આપતા શંખેશ્વરથી દશાડા, બજાણા થઇ સૌ પાટડી આવ્યા. ત્યાંથી વઢવાણ કેમ્પ, લીંબડી, રાણપુર થઈ સૌ બોટાદ આવ્યા. અત્રે શ્રી ખાંતિવિજયજી દાદા તપસ્વી બીરાજતા હતા. તેમની પાસેથી દ્રવ્યાનુયોગ સંબંધી જ્ઞાનચર્ચા કરવાનો લાભ સૌ મુનીમંડળને સારી રીતે મળ્યો. બોટાદ છોડતાં શ્રી સિધ્ધ ગીરીરાજ નજીકને નજીક આવતો જણાયો. સૌનો આનંદ માતો ન હતો. વિહારમાં યાત્રાનીજ વાતો થયા કરતી. આખર થોડા દિવસો બાદ પાલીતાણા આવી પહોંચ્યા. અને

મોતી કડીયાની ધર્મશાળામાં ઉતર્યા. બીજે દિવસે યાત્રા કરી સૌ પ્રફુલ્લ થયા. મહારાજશ્રીને અત્રે પંડિત તથા મુનીરાજની સવડ હોવાથી આગળ અભ્યાસ શરૂ કર્યો. ચાતુર્માસ પાલીતાણામાંજ નક્કી થયું. ભાઇશ્રી હીરાચંદ આચાર્ય મહારાજશ્રી ધર્મવિજયજી સાથે મહુવા વિશેષ અભ્યાસ અર્થે ગયા.

---

## પ્રકરણ ૧૦ મું.

### હીરાચંદભાઈની પ્રવ્રજયા

[ હીરાચંદભાઈની દિક્ષા, ગુરૂમહારાજ પાસે તેઓનું ગમન, રસ્તામાં કરેલી કેટલાક તીર્થોની યાત્રા, ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી ભાવનાથી લીધેલી દિક્ષા, જ્ઞાનક્ષેત્ર મ્હેસાણામાં થએલ વડી દિક્ષા, વિજાપુરનું ચતુર્માસ અને પંડિત લાલનનો પ્રથમ પરિચય, તારંગા અને શત્રુંજયની યાત્રા ]

#### ચરિત્રનાયકના લઘુભાઈની દિક્ષાઃ

પ્રિય વાંચક! આપને સારી પેઠે ખ્યાલ હશે કે આપણા ચરિત્રનાયક શ્રી કેશરવિજયજી ધર્મકાર્યમાં આગળ વધારવાના કેટલીકવાર તેમના સંસારી લઘુભાઈ શ્રી હીરાચંદને પોતાની પાસે બોલાવતા હતા. શ્રી કાવી, ગંધાર, જઘડીયા, સુરત, પાલીતાણા, જામનગર તથા શંખેશ્વર વિગેરે સ્થળોએ ભાઇ હીરાચંદ મહારાજશ્રીની સાથેજ હતા. મૂળથી પોતે ભાવિક અને દિક્ષાના અનુરાગી

હોવાથી તેમની વૃત્તિ પણ નિર્મળ અને તદ્રૂપ હતી. સાધુવેશ નહિ છતાં સાધુની માફક તેમનું જીવન અને ક્રિયાઓ હતી. છેલ્લીવારે શંખેશ્વરથી પાલીતાણા સુધીના વિહારમાં તેઓ સાથે જ હતા. મ્હેસાણા આદિ સ્થળોએ રહી યોગ્ય ધાર્મિક તથા વ્યાકરણનો અભ્યાસ પણ તેમણે કર્યો હતો. આ બધાના પરિણામે તેમજ પોતાના બન્ધુની ધાર્મિકજીવનની અસરથી તેમને સમજાયું હતું કે કર્મકિચ-ડને દૂર કરી આત્મતેજ પ્રગટાવી સાચું સુખ મેલવવા સારૂ 'દિક્ષા' સિવાય બીજો એકપણ ઉપાય નથી. તેથી અહોનીશ તેમની પ્રવૃત્તિ વૈરાગ્યવૃત્તિવાળીજ હતી. તેઓ પાલીતાણાથી મહુવા ગયા તે દરમિયાન તેમની દીક્ષાની ભાવના વધુ પ્રબળ થઈ અને પોતે પોતાના ભાઈને તે વિચારો મહુવાથી પત્ર લખીને જણાવ્યા. શ્રી કેશરવિજયજી મહારાજ ઘણા ખુશી થયા. તેમને લાગ્યું કે 'મારી મહેનત ફળી છે, મારા ઉપદેશનું પરિણામ સુંદર આવ્યુ છે. મારા લઘુબંધુ તરીકે દુનિયામાં જન્મ લેનારને મેં ખરે રસ્તે ચડાવી ખરૂં બંધુત્વ દીપાવ્યું છે. મહુવાથી પાલીતાણા આવીને ભાઇ હીરાચંદ શ્રી કેશરવિજયજી મહારાજને મળ્યા. જ્યાં તેમણે ભાઈ હીરાચંદને દીક્ષા લેવા માટે પૂજ્ય ગુરૂ-મહારાજશ્રી વિજયકમળ સૂરીશ્વરજી કે જેઓ તે વખતે આબુજી હતા ત્યાં જવાનું કહ્યું.

## ભાઇશ્રી હીરાચંદ ગુરૂમહારાજ પાસે જાય છેઃ

ભાઇ હીરાચંદને દીક્ષા લેવા માટે ગુરૂશ્રી પાંસે નક્કી થતાં તેઓ પાલીતાણાથી આબુજી જવા તૈયાર થયા. અહિં

કાઠિયાવાડ તરફના આવતા પેસેન્જરોને આબુજી જવા માટે કોરંટેન્ટ હોવાથી ત્રણચાર રોજ અહિં રહીને પછી આબુજી જવા ટીકીટ આપતા હતા. આથી ભાઈ હીરાચંદે વિચાર કર્યો કે અહિં ત્રણચાર રોજ ફોગટ બેસી રહેવું તેના કરતાં નજીક પંચતીર્થ છે તેની યાત્રાનો લાભ લેવો તે વધારે સારૂં છે. આમ ધારી ખરેડી ધર્મશાળામાં સર સામાન મુકી પોતે રાણી સ્ટેશને ઉતરી વરકાણા જૈન-મંદિરના દર્શન કર્યા. અહિંયાં બાવન જીનાલયનું સુંદર મંદિર છે. અહિંથી નાંદોલ, નાંદલાઈ, ઘાણેરાવ થઈ સાદરી આવ્યા. દરેક જગ્યાએ ઘણા વિશાળ અને સુંદર બાવન જીનાલયવાળાં મંદિર હતાં. સાદડીથી રાણકપુર ગયા. અહિં ચૌદસેં ચુમાલીશ થાંભલાનું જબરજસ્ત સ્વ-ર્ગની સાથે વાતો કરતું વિશાળ ઉંચું ત્રણમાળનું ચૌમુ-ખજીનું મંદિર છે. આવા સ્થાનમાં આવતાં ધર્મહીનના હૃદયમાં પણ ભકિતભાવ ઉભરાય તો પછી ધર્મપ્રેમી શ્રી હીરાચંદભાઈના હૃદયમાં શું શું ન થાય ! તેમના હૃદયમાં ભક્તિભાવના પ્રચંડ પૂર ઉભરાયાં. અત્રે આનંદથી દર્શન, પૂજા કરી ભાઈ હીરાચંદ પાછા ખરેડી આવ્યા, અહિં ધર્મશાળામાં ગુરૂમહારાજશ્રી વિજયકમળસૂરીશ્વરજી, મુનીશ્રી ગુણવિજયજી, મુનીશ્રી લાભવિજયજી વિગેરે સાધુઓ આબુજીથી નીચે આવી ગયા હતા. ભાઈ હીરાચંદે ગુરૂશ્રીને વંદના કરી અને અહિં આવવાનું કારણ જણાવ્યું. ગુરૂશ્રીએ જણાવ્યું કે અહિં સ્થિરતા નથી. તેમજ અહિં કોઈ જાતની સગવડતા પણ નથી. આથી તમો પાલનપૂર આવજો. હાલ તમોએ આબુજી દેલવાડા, અચિળગઢના દર્શન કર્યા નથી

તો તમે દર્શન કરી આવો એટલામાં અમો પાલણપૂર પહોંચી જશું. ત્યાં બધી સગવડતા મળશે. આથી ગુરૂ મહારાજ પાલણપુર પધાર્યા અને ભાઈ હીરાચંદ આબુજી ઉપર દેલવાડા અને અવિચળગઢની યાત્રા કરી આનંદથી ત્રણચાર રોજ દેલવાડની ધર્મશાળામાં રહ્યા. અહિંથી નીચે ઉતરી પાલણપુર આવ્યા. અહિંયા ભાઈ હીરાચંદને દિક્ષા આપવાની વાત સંઘના અગ્રેસરો સમક્ષ આચાર્યશ્રીએ મુકી. અત્રે સંઘે ભાઇ હીરાચંદના વાલી તેમના મોટાભાઇની રજા સિવાય દિક્ષા આપવા ના કહી. તેમજ બીજા કેટલાક કારણસર પાલણપુરમાં દિક્ષા આપવાની વાત માંડી વાળી આખરે પુરાણા ધર્મક્ષેત્ર પાટણમાં દિક્ષા આપવાનું નક્કી કરવામાં આવ્યું. ભાઇ હીરાચંદ પાટણ આવ્યા. તેમજ ગુરૂમહારાજશ્રી વિગેરે સાધુઓ પાટણ આવી કોકાના પાડે આવીને ઉતર્યા. અત્રેના સંઘના અગ્રેસરોને ભાઈ હીરાચંદને દિક્ષા આપવા સંબંધમાં જણાવ્યું, અહિંના અગ્રેસરો ધર્મ ચુસ્ત હતા અને દિક્ષાની વાત જાણી સૌ ઘણા ખુશી થયા.

## ભાઈ હીરાચંદ 'પ્રવ્રજયા' અંગિકાર કરે છે:

પોતાના ગામમાં પોતાના સંઘ સમુદાય વચ્ચે એક ભાઇની દિક્ષા થાય છે એ બાબતથી પાટણવાસી જૈનોને આનંદ અવર્ણનીય હતો. તેથી જુદે જુદે ઘેર વાજતે ગાજતે વરઘોડા સાથે પંદર વીશ દિવસ ભાઈશ્રી હીરાચંદને વાયણા કરાવ્યા. લોકોએ દિક્ષા લેનાર બંધુ પ્રત્યે સારો ભાવ બતાવી લેવાય તેટલો લાભ લીધો. આમ લોકોમાં પ્રિય થવાનું પૂર્ણ ભાગ્યોદય હોય તેનેજ બને છે. અને દિક્ષા

લેવાનું પણ તેવા ભવ્ય જીવોનેજ સૂઝે છે. આ પ્રમાણે પાટણના જૈનો શુભ અનુમોદના કરતા હતા. અહિંયાં પ્રવર્તક મહારાજશ્રી કાંતિવિજયજી, મુનીરાજશ્રી ચતુરવિજયજી મુનીશ્રી લાભવિજયજી વિગેરે ૧૦ થી ૧૨ ઠાણું સાગરના ઉપાશ્રયે બીરાજમાન હતાં. કોકાના પાડા તરફથી તથા ઝવેરીવાડના અગ્રેસર શ્રાવકો તરફથી એક ઘણોજ સુંદર દિક્ષાનો વરઘોડો કાઢવામાં આવ્યો. અને શહેર બ્હાર રૂપાનું સુશોભિત સમોવસરણ રચવામાં આવ્યું, વરઘોડો ટાઇમસર શહેર બ્હાર વડના ઝાડ નીચે સમવસરણ ગોઠવેલું હતું ત્યાં આવી પહોંચ્યો. સં. ૧૯૫૬ ના જેઠ શુદ ૧૦મે સવારના પહોરમાં સુંદર લગ્નવેલાએ ગુરૂ મહારાજશ્રીએ દિક્ષાને લગતી તમામ ક્રિયા કરાવી. અહિં પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ પણ પોતાના તમામ પરિવાર સાથે દિક્ષા દેવા પધાર્યા હતા. બરોબર લગ્ન વખતે ગુરૂશ્રીએ ભાઇ હીરાચંદને મસ્તકે કેશ લુંચન કરવા સાથે 'કરેમિભંતે' નો પાઠ ઉચ્ચરાવી દિક્ષા આપી. અને 'શ્રી દેવવિજયજી' નામ રાખી પોતાના શિષ્ય તરીકે જાહેર કર્યા. ક્રિયા પૂર્ણ થયા બાદ વાજતે ગાજતે હજારો શ્રાવકો સાથે સૌ સાધુ સમુદાય કોકાના પાડે પધાર્યા. અત્રેજ ચાતુર્માસ નક્કી થયું. અહિંયાં પુસ્તક સંશોધન માટે તથા સાધુ સાધ્વીઓને ભણાવવા માટે કાયમ પંડિત રાખેલ હોવાથી, મુનીશ્રી દેવવિજયજીએ તે પંડિત પાસે 'જૈન હેમલઘુપ્રક્રિયા વ્યાકરણ' ફરીથી શરૂ કર્યું. તે સાથે પર્યુષણ પર્વમાં તેમણે શુદ્ધ નિષ્ઠાથી આઠ ઉપવાસ પણ કર્યા હતા. આમ દિન પ્રતિદિન શ્રી દેવવિજયજી મહારાજ

સાધુપણાની ઉચ્ચ કોટિમાં આવવાની ક્રિયાઓ કર્યા કરતા હતા. આ તેજ મુનીશ્રી દેવવિજયજી મહારાજ કે જેઓ હાલમાં મહામહોપાધ્યાય શ્રી દેવવિજયજી તરીકે સુપ્રસિદ્ધ છે. આ વખતે શ્રી કેશરવિજયજી મહારાજ પાટણ નહતા પરંતુ પાલીતાણા હતા.

**જ્ઞાનક્ષેત્ર મ્હેસાણામાં:**

આ વખતે પાટણથી ગુરૂમહારાજ મ્હેસાણા પધાર્યા હતા. તેથી પાલીતાણાથી વિહાર કરી શ્રી કેશરવિજયજી મહારાજ મ્હેસાણા આવી ગયા. જામનગરથી શ્રી વિનય-વિજયજી મહારાજ પણ મ્હેસાણા આવ્યા. શ્રી દાનવિ-જયજી વિગેરે પણ ત્યાં આવ્યા હતા. કારણકે તેમની સાથેના કેટલાક સાધુઓને વડી દિક્ષા આપવાની હતી. આ પ્રમાણે લગભગ પચાસ ઠાણાં મ્હેસાણામાં આ વખતે બીરાજતાં હતાં. મુનીશ્રી કેશરવિજયજીને બધાનો સમા-ગમ થતાં સૌની સાથે સારો પરિચય કેળવ્યો. અત્રે ગુરૂ મહારાજે સોળ નવદીક્ષિતોને જોગમાં નાખ્યા અને પછી સારી રીતે ધામધુમપૂર્વક વડી દિક્ષા આપી. તેમાં શ્રી દેવવિજયજી પણ હતા. સં. ૧૯૫૭ ના પોષ વદી ૧૧ શે વડી દીક્ષા બધાની થઈ.

**વીજાપુરમાં ચાતુર્માસ:**

વડી દિક્ષાનો મહોત્સવ પૂર્ણ થયા પછી મ્હેસાણાથી વિહાર કરી ગુરૂમહારાજ તથા શ્રી કેશરવિજયજી મહારાજ વિગેરે સૌ વીજાપુર પધાર્યા. મોટે ભાગે અત્યાર સુધી ગુરૂ મહારાજ સર્વસ્થળે પોતેજ વ્યાખ્યાન વાંચતા; પણ હવે

શ્રી કેશરવિજયજી મહારાજ તેમનું સ્થાન શોભાવવા તૈયાર થયેલા હોવાથી વ્યાખ્યાન વાંચવાનું કાર્ય તેમને સોંપાયું. ગુરૂ આજ્ઞાને શિરસાવંદ્ય ગણી પોતાની નાની વય છતાં સૌને મનપસંદ પડે તેવું મિષ્ટભાષામાં તેઓશ્રી વ્યાખ્યાન આપતા હતા. વ્યાખ્યાનની પ્રશંસા સર્વત્ર થવા લાગી અને પર્યુષણની માફક ઉપાશ્રય ચિકાર ભરાવા લાગ્યો. સંઘના આગેવાન શેઠ નથુભાઈના આગ્રહથી સૌ સાધુ સમુદાયે ચાતુર્માસ અત્રે કર્યું.

## પંડિત લાલનનો પ્રથમ પરિચય:

પંડિત ફત્તેહચંદ કપૂરચંદ લાલન કે જેઓ ઈંગ્લાંડ અમેરિ' આદિ દેશોમાં તેમજ ચીકાગોમાં ભરાતી સર્વ ધમ પરિષદમાં પ્રતિનિધિ તરીકે પણ જઈ આવ્યા હતા, તેમનું આચાર્યશ્રી વિજયકમળ સૂરીશ્વરજીની પાસે વંદનાર્થે આવવાનું થયું. તેમની પાસે વકતૃત્વશકિત તેમજ જ્ઞાન અદભૂત હતું. તેમણે વ્યાખ્યાનના ટાઈમે શ્રોતાજનોને અધ્યાત્મના રહસ્ય વિષે ઘણું સારૂં સમજાવ્યું. તેમના ભાષણમાં રસિકતા અને વચ્ચે વચ્ચે હાસ્યરસની છાંટ હોવાથી લોકોને તે બહુ આકર્ષક લાગતું, મહારાજશ્રી કેશરવિજયજીએ વ્યાખ્યાન પૂર્ણ થતાં લાલન સાથે ઘણી વાતચિત કરી વિચારોની આપ લે કરી. પંડિત લાલનને પણ મહારાજશ્રી તરફ આથી વિશેષ ભકિતભાવ પેદા થયો. તે પછીથી ઘણીવાર મહારાજશ્રી કેશરવિજયજી પાસે પંડિત લાલન વંદનાર્થે આવતા હતા અને મહારાજશ્રીના પરમભકત બની ગયા હતા.

## તારંગાજી થઇને પાલીતાણા પ્રયાણઃ

અત્રેથી વિહાર કરી ગુરૂમહારાજશ્રી તથા શ્રી કેશરવિજયજી મહારાજ વિગેરે ખેરાલુ, વડનગર, વીસનગર થઈ મ્હેસાણા આવ્યા. ગુરૂ મહારાજે અત્રે સ્થિરતા કરી અને તેમની રજાથી શ્રી કેશરવિજયજી, શ્રી દેવવિજયજી, શ્રી વિનયવિજયજી ત્રણે જણા પુણ્યભૂમિ શ્રી શત્રુંજય તિર્થની યાત્રાર્થે પાલીતાણા પધાર્યા. જ્યાં યાત્રા કરી પરમ આનંદ અનુભવવા લાગ્યા. અત્રે રહેવા દરમિયાન ઘોઘાવાળી ધર્મશાળામાં સ્થિરતા કરી હતી.

## આ ચરિત્ર

જે આવશ્યક અદ્દભૂત પ્રસંગોથી આકર્ષક બન્યું છે.
એટલુંજ નહિ પણ જે વડે ચરિત્રનાયકના જીવનમાં
વિશિષ્ટતા જણાય છે. જેની મહાન્ તિર્થંકર
ભગવાનોએ સાધના કરી છે, જે આધ્યાત્મિક–
જીવનનું ઉચ્ચ પગથીયું છે, તે
યોગાભ્યાસ–યોગમાર્ગ
—સંબંધીના—

આપણા ચરિત્રનાયકના ઝળકતા જીવન પ્રસંગો, તે વિષેની અનેક જાણવાજોગ હકીકતો, તે માટેનું તેમનું વાંચન, મનન અને વર્ત્તન, હવેના પ્રકરણોમાં શરૂ થાય છે. યોગના રસિયા અને યોગમાર્ગના જાણકાર વાંચકોને તેમાંથી ઘણું ઘણું જાણવાનું અને જીવનમાં ઉતારવાનું મળશે.

# પ્રકરણ ૧૧ મું.

## યોગાભ્યાસ અને યોગમાર્ગમાં મંથન.

[ યોગાભ્યાસની પંડિત લાલનદ્વારા માહીતી, તળાજાની ગુફામાં ધ્યાન, પાલીતાણામાં યોગસાધના, યોગનું પ્રથમ ફળ દર્શન, યોગમાર્ગમાં વધુ પ્રેમ, શ્રી કેશરવિજયજી મહારાજના એક નવા શિષ્ય. ]

પાલીતાણાની પરમપૂનિત તીર્થભૂમિનાં સં. ૧૯૫૮માં આપણા ચરિત્રનાયક શ્રી કેશરવિજયજી મહારાજ બીરાજમાન હતા. જ્યારે તેઓ શ્રી વીજાપુર હતા ત્યારે આધ્યાત્મિક યોગના અભ્યાસી પંડિત ફત્તેહચંદ કર્પૂરચંદ લાલનનો તેમને સારી રીતે પરિચય થયો હતો. આ વખતે પાલીતાણામાં શ્રી વીરબાઇ પાઠશાળાના મેનેજર શ્રી શીવજીભાઈ દેવશી ઉપર પંડિત લાલનનો પત્ર આવ્યો કે શ્રી કેશરવિજયજી મહારાજ કે જેઓ હાલ ત્યાં બીરાજે છે અને જેઓ યોગાભ્યાસના જીજ્ઞાસુ છે તેમને યોગના અભ્યાસમાં સહાય કરશો. આવેલ પત્ર લઈને શીવજીભાઇ મહારાજશ્રી પાસે આવ્યા, અને યોગ સંબંધી કેટલીક જરૂરી ચર્ચા કરી. ત્યારબાદ મહારાજશ્રી કેશરવિજયજી તથા મુનીશ્રી વિનયવિજયજી, મુનિશ્રી જીતવિજયજી અને શીવજીભાઇ એ ચારે જણાએ સાથે મળીને યોગાઅભ્યાસ શરૂ કર્યો. પ્રારંભમાંજ તેમને સૌને સમજાયું કે જેટલાં કર્મો ધ્યાનથી ખપે છે તેટલાં કર્મો વ્રત, તપ, જપથી પણ ખપતા નથી. આ વાતની વધુ પુષ્ટિ તેમના

વાંચવામાં આવેલા કેટલાક યોગના ગ્રંથો ઉપરથી થઈ. તેમણે યોગશાસ્ત્ર, પાતાંજલી યોગશાસ્ત્ર, વાલ્મિક યોગશાસ્ત્ર, યોગદષ્ટિ સમુચ્ચય વિગેરે યોગના સ્વરૂપને બતાવનાર પુસ્તકો વાંચી તે પ્રમાણે અનુસરવા દઢ નિશ્ચય કર્યો. તે માટે એકાંત સ્થળમાં વધુ સાધના થવાનો સંભવ જાણી સૌ શહેરની છેવાડે આવેલી શેઠ માધવલાલની ધર્મશાળામાં રહેવા ગયા. અત્રે સૌએ નિરધાર કર્યો કે કામ સિવાય બોલવું નહિ, દિવસના અમુક કલાક ધ્યાનમાં રહેવું, વિગેરે, અત્રે શ્રી કેશરવિજયજી મહારાજ, શ્રી વિનયવિજયજી મહારાજ અને શ્રીજીતવિજયજી મહારાજ આ પ્રમાણે ત્રણ જણા હતા. સાથે શીવજીભાઈ પણ હતા. શરૂઆતમાં અષ્ટાંગ-યોગનું સ્વરૂપ તથા ત્રાટકની વિધિ શીખ્યા જેમાં ત્રણ માસ વીત્યા. અભ્યાસમાં આગળ વધવાની સૌની તિવ્ર ઇચ્છા હતી તેથી આ વિષયના કોઈ નિષ્ણાતની જરૂર હતી. આ સમયે પંડિત લાલન કે જેઓ મુંબઇ હતા તેમનું અત્રે યાત્રાર્થે આવવું થયું. તેમણે રોજ મહારાજશ્રી વિગેરે પાસે યોગસંબંધી ચર્ચા શરૂ કરી અને યોગના અભ્યાસમાં જરૂરી સૂચના આપવા લાગ્યા.

### તાલધ્વજ ગીરીના ગુફાઓમાં યોગસાધના:

યોગાભ્યાસ શરૂ કર્યો પરંતુ હજુ તે વધારે અનુકૂળ અને શાંત સ્થળની જરૂર હતી. વિચાર કરતાં નજીકનું સ્થળ તળાજા સાંભર્યું. અત્રેના તાલધ્વજ ગીરીમાં ઘણી ઉંડી ગુફાઓ આવેલી છે. આ શાંત અને એકાંત ગુફા-ઓમાં એકચિત્તે ધ્યાન કરવાની સારી સગવડ હોય છે.

આથી મહારાજશ્રી કેશરવિજયજી, શ્રી વિનયવિજયજી, તથા શ્રી જીતવિજયજી તથા પં. લાલન સૌ તળાજા ગયા. ત્યાં બધા વિચારો દૂર કરીને શાંતિપૂર્વક યોગાભ્યાસ આદર્યો. આ અભ્યાસ દરમિયાન તેઓ કોઇની સાથે ખાસ કારણ સિવાય વાતચિત કરતા નહિ કે કોઇને મળતા નહિ, માત્ર એકજ ટાઈમ સૂક્ષ્મ અને સાદું ભોજન–ગોચરી લેતા. અને ગુફાઓમાં, કલાકોના કલાકો સુધી ધ્યાન લગાવી સ્થિર બેસી રહેતા. એકમાસ સુધી આ પ્રમાણે સતત્ યોગાભ્યાસ ચાલુ રાખ્યો. એકમાસ પૂર્ણ થતાં આત્મામાં પરમ પ્રકાશ પ્રગટવા લાગ્યો. પરમશાંતિની કંઈક ઝાંખી થઈ. બધી અનુકૂળતાને લીધે અત્રે વધુ વખત રહેવાની ઇચ્છા હતી. પરંતુ પંડિત લાલને કારણવશાત્ મુંબઇ જવાનું થયું. પંડિત લાલન તેમના અભ્યાસમાં સંપૂર્ણ માર્ગદર્શક હતા, તે જવાથી સૌ મુનીમંડળ પાલીતાણા આવ્યું.

### પાલીતાણામાં આગળ યોગાભ્યાસ:

યોગાભ્યાસનો સ્હેજ સ્વાદ ચાખ્યા પછી તેની પૂર્ણતા કરવા માટે સૌ અભ્યાસીઓનો વિચાર દૃઢ થયો હતો. "ધુમાડે ધીજું નહિ સાહેબ, પેટ પડયાં પતીજે," અર્થાત્ ભૂખ લાગી હોવાથી રસોઈની તૈયારી દર્શાવતા એવા માત્ર ધુમાડાથી પેટભરાતું નથી પણ રસોઈ પેટમાં પડે તોજ પેટ ભરાય. એ અનુસારે સૌને યોગમાર્ગમાં મંથન કરી સંપૂર્ણ તૃપ્તિ મેળવવાની ઉત્કટ ઈચ્છા થઈ તેથી સૌએ યોગના માર્ગમાં પુષ્ટી આપનાર એવા યોગના ગ્રંથો, યોગબિંદુ, યોગદૃષ્ટિ, જ્ઞાનાર્ણવ વિગેરે પુસ્તકો સાદ્યંત વાંચ્યાં. સાથે સિદ્ધાંતનું વાંચન પણ ચાલુ હતું. આ સ્થળે રહીને શ્રી આચારાંગ,

સૂયગડાંગ, સમવાયાંગ, ભગવતીજી, જ્ઞાત્રાસૂત્ર, ઉપાસગદશાંગ, અંતગડદશાંગ, અનુત્તરોવવાઈ, પ્રશ્નવ્યાકરણ વિવાકસૂત્ર, રાયપસેણી, નંદિસૂત્ર, પન્નવણા આદિ સર્વ અંગો અને ઉપાંગો વિગેર સૂત્રો આનંદથી સમજણપૂર્વક વાંચી લીધાં. આ વાંચનથી તેમના વિચારોમાં અદ્દભૂત શક્તિ આવી, તેમનું જ્ઞાન ઘણુંજ વધી ગયું. આ સ્થાને ચારથી પાંચના ટાઈમ સિવાય કોઈને મેળાપ આપતા નહિ. કોઈની સાથે વાતચિત પણ કરતા નહિ. માત્ર યોગાભ્યાસ, ધ્યાન અને સૂત્રવાંચનમાં સૌ તલ્લીન રહેતા હતા.

## યોગાભ્યાસનું પ્રથમ ફળદર્શન:

આ પ્રમાણે સતત્ ધ્યાન ધરતાં થોડાજ વખતમાં મહારાજશ્રીના હૃદય તથા ભ્રકુટિસ્થાનમાં દિવ્યપ્રકાશ થયો. યોગાભ્યાસ અને ધ્યાન માટે આટલા ટુંક સમયમાંજ આટલું ફળદર્શન થતાં મહારાજશ્રીનો ઉત્સાહ ઘણો વધ્યો. ધીમે ધીમે અનાહતનાદ પણ બ્રહ્મરંધ્રમાં શરૂ થયો. યોગના દરેક અભ્યાસીને અમુક ટાઈમે આટલું ફળદર્શન થાય છે, તેથી મહારાજશ્રી આટલેથી સંતોષ ન પામતાં વધુ લાભ મેળવવા ઉત્સુક હતા. હવે હૃદયની શાંતિમાં વધારો થયો હતો. મનની ચંચળતા–ચપળતા કંઈક અંશે ઓછી થઈ હતી. ધ્યાન વખતે મનની વૃત્તિઓ સ્થિર રહેતી હતી. અંદરના પ્રકાશમાં પણ વધારો થયો હતો, વળી જ્યારે ધ્યાન ચાલુ હોય ત્યારે મહારાજશ્રી, શરૂઆતથી હૃદય, ભ્રકુટિ કે નાસીકના અગ્રભાગ ઉપર ચિત્તવૃતિ સ્થિર કરતા હતા. ચિત્તવૃત્તિને સ્થિર કરવા માટે ‘ ૐકાર ’ અગર ‘સોહં’

શબ્દોનો જાપ ભાવાર્થને લક્ષ્યમાં રાખી કરતા હતા. તેમાં ભાવના ભાવતા હતા કે " હું પોતે પરમાત્મા સ્વરૂપ છું. હું પોતે ચિદાનંદ સ્વરૂપ છું," આભાવનાના અભ્યાસથી આત્મસ્વરૂપમાં વિશેષ રમણતા અનુભવી શકાતી હતી. અનાદિકાલની મલિન વાસનાઓને આ 'જાપ' દૂર કરી પવિત્રતા અર્પે છે, તેથી આ પવિત્ર જાપ કરોડો ગમે કરવાની જરૂર હોય છે. યોગરસિક વ્યક્તિઓને ખ્યાલમાં હશે કે શ્વાસ લેતાં અને મુકતાં 'સોહં' શબ્દ સ્ફુરે છે. તે અવાજ તરફ મનને સ્થિર કરવાથી અનાહત નાદ તથા આત્મામાં દિવ્ય પ્રકાશનો વધારો થાય છે. આપણા ચરિત્રનાયકે ધીમે ધીમે યોગના પગથીયાં પર ચડી સારો લાભ મેળવ્યો હતો. પર્યુષણ પર્વ આવતાં શ્રાવક સમુદાય આવા શાંતમૂર્તિ મહારાજશ્રી પાસે વ્યાખ્યાન વાંચનની વિનંતી માટે જતાં હા કહી, અને પાટણવાળાની ધર્મશાળામાં શાંતરસથી ભરપૂર દેશના રોજ આપવા લાગ્યા. પર્યુષણપૂર્ણ થતાં સુધી ભવ્યજીવોને યોગ્ય લાભ આપી ફરી પાછા મહારાજશ્રી ધ્યાનમાં જોડાયા. અને મળે તેટલો સમય તેમાં રચ્યાપચ્યા રહેવા લાગ્યા. આ પ્રમાણે આપણા ચરિત્રનાયક મહારાજશ્રી કેશરવિજયજી, શ્રી વિનયવિજયજી તથા શ્રી જીતવિજયજી ત્રણે જણા ધ્યાનમાં રહી અપૂર્વ આનંદનો અનુભવ કરવા લાગ્યા.

## શ્રી કેશરવિજયજી મહારાજના નવા શિષ્ય:

મહારાજશ્રીના કુટુંબીભાઈ શાહ હેમચંદ ખીમચંદ, પાલીતાણા તેમના મોટાભાઈ શાહ મોહનલાલ ખીમચંદ

સાથે રહેતા હતા. શ્રી કેશરવિજયજી મહારાજના ચાતુર્માસ દરમિયાન તેમની દેશનાથી શ્રી હેમચંદભાઈ પીગળ્યા હતા. અને દિક્ષા લેવાની તેમની તિવ્ર ભાવના થઈ હતી. આ વખતે ગુરૂમહારાજશ્રી કમરસૂરીશ્વરજી સુરત હતા. મહારાજશ્રી કેશરવિજયજીએ ભાઈ હેમચંદને ગુરૂમહારાજ તથા શ્રી દેવવિજયજી મહરાજ પાસે સુરત મોકલી આપ્યા. જ્યાં ચતુર્વિધસંઘને નિવેદન કરી સંમતિપૂર્વક યોગ્ય વિધિથી ભાઈ હેમચંદને સં. ૧૯૫૯ના કાર્તિક વદી પાંચમે દીક્ષા આપવામાં આવી. તેમનું નામ શ્રી દર્શનવિજયજી રાખવામાં આવ્યું અને મહારાજશ્રી કેશરવિજયજીના શિષ્ય તરીકે તેમને જાહેર કરવામાં આવ્યા.

## યોગમાર્ગમાં વધુ મંથનઃ

મહારાજશ્રી કેશરવિજયજીને હવે યોગમાર્ગની તથા ધ્યાનની લગની વધારે લાગી હતી. તેઓ થોડું મળેથી સંતોષ માની બેસી રહે તેવા ન હતા. આગળ કેમ વધવું, કેમ વધુ શક્તિ મેળવવી, યોગમાર્ગની છેલ્લી હદે કેમ પહોંચવું, તે માટે તેઓનો વિચારપ્રવાહ ચાલુજ હતો. તેટલીજ તેમની મહેનત પણ હતી. હજુ અત્રે પાલીતાણામાં રહેવા દરમિયાન કોઈની આવજાવ ચાલુ રહેલી અને નિરૂપાયે મહારાજશ્રીને તેમની સાથે મળવું પડતું. આમ સ્હેજ પણ સ્ખલના કે વિક્ષેપ યોગમાર્ગમાં તેમને પસંદ ન હતો. તેથી શાંત સ્થળની તપાસમાં તેઓશ્રી હતા. આ વખતે તેમના સહવર્ગી સાધુ શ્રી જીતવિજયજી કે જેઓ મારવાડ તરફના

મહારાજશ્રીની ઉમર પણ નાની હતી. છતાં જ્યાં માણસનો ઉત્સાહ હોય ત્યાં મુશ્કેલ કામ પણ સુગમ લાગે છે. વળી મહારાજશ્રીને એમ થયું કે મારવાડ જેવો પ્રદેશ અને જેસલમેર લોદ્રવાપટ્ટણ તીર્થની જાત્રા ફરી ક્યાં કરવાનો પ્રસંગ મળવાનો હતો ? તેથી ગમે તે ઉપાયે ત્યાં જવાનું સૌએ ચોક્કસ કર્યું. પાટણથી વિહારી કરી સાચોર–સત્યપુરી નગરમાં આવ્યા. ત્યાંના ભવ્યમંદિરના દર્શન કરી મારવાડને રસ્તે પ્રયાણ શરૂ કર્યું. આ વખતે શીયાળાની ઋતુ હતી. મારવાડનો રસ્તો ઘણો ખરાબ હોવાથી તથા એક ગામ બીજા ગામથી બહુ દૂર વસેલું હોવાથી ત્યાંનો વિહાર બહુ મુશ્કેલ હતો. આ વખતે બધાં મળીને ચાર ઠાણા મારવાડ તરફ વિહાર કરી રહ્યાં હતાં. સાચોરથી ધાનેરા આવ્યા. અત્રેથીજ રસ્તો તદ્દન અવ્યવસ્થિત અને મોટે ભાગે ઉજ્જડ હોવાથી પુષ્કળ કાંટા, ભરંડીયાથી ભરપૂર હતો. ધાનેરામાં ખરતરગચ્છની કેટલીક સાધ્વીજીઓએ મહારાજશ્રીને કહ્યું કે ‘ આ પ્રદેશ તમારા સરખા સુકુમાર ગુજરાતિ સાધુઓને વિહાર માટે લાયક નથી. રસ્તામાં કાંટા, રેતીનાડુંગરા, ઉજ્જડ રેતીના મેદાનો વિગેરે આવશે. ચોરનો પણ ભય છે. માટે કૃપા કરી આટલેથી આ વિહાર થોભાવો અને અન્યત્ર જાવ ! બીજાઓએ પણ મહારાજશ્રીને એજ સલાહ આપી. મહારાજશ્રીનું મન તેથી ખંચાણું પરંતુ તેમની સાથે શ્રી જીતવિજયજી મહારાજ કે જેઓ મારવાડ તરફના હતા તેમણે પ્રોત્સાહન આપ્યું અને કહ્યું કે ‘ બીલકુલ મુંઝાવાની

ડરવાની જરૂર નથી. તે બધા ગમે તેમ કહે પણ મને સારી માહિતિ છે. આપણે જેસલમેર જવું તે ચોક્કસ છે. એટલે ત્યાંથી આગળ વિહાર કરતાં ગુડાનગર આવ્યા. રસ્તામાં કાંટાથી બહુ હેરાન થયા. એક કાંટો કાઢવા બેસે ત્યાં બીજો વાગ્યોજ હોય. બહુજ મુશ્કેલીએ રસ્તો પસાર કરતા હતા. મોજાં પહેરી શકાય તેમ ન હતું કારણ કે મોજાં પહેરવાં તે આ દેશમાં મુનીમહારાજ માટે તદ્દન અયોગ્ય અને ટીકાપાત્ર ગણાતું. આવો આ પ્રદેશ વિહાર માટે વિકટ હશે તેની અગાઉથી કોઈને કલ્પના પણ ન હતી. ગુડાનગરથી બાહડમેર પચાસ માઇલ લગભગનું રણ હતું, રસ્તામાં વસ્તિના ઘરો ભાગ્યેજ આવતાં. આવા સ્થાનમાં ઘાસના બાંધેલ કુબામાં રહીને પણ મુનીમંડળે રાત્રીઓ વીતાવી. આગળ જતાં શ્રાવકની વસ્તીવાળું એક ગામ આવે છે તેમ ખબર પડતાં સવારે વ્હેલાસર નીકળ્યા. રસ્તામાં પગના કાંડાં બુડે તેટલા ઉંડા રેતીના ઢગલા તથા ટેકરા આવતા હતા. ઉપરથી સૂર્યદેવ સખ્ત તપી રહ્યા હતા. બાર વાગ્યા સુધી ચાલવા છતાં કયાંયે ગામ દૃષ્ટિએ ન પડયું. ખરે મધ્યાન્હે આખરે આઠ દશ શ્રાવકોના ઘરવાળા ગામમાં આવી પહોંચ્યા. અત્રે શ્રાવકો તો હતા. પણ તેઓમાંથી ભાગ્યેજ કોઈ દિવસ કોઈ સાધુના પરિચયમાં આવ્યા હશે. તેઓ સાધુના આચાર વિચારથી તદ્દન અજાણ્યા હતા. પણ ત્યાંથી એક બાઇ અગાઉ શ્રી શત્રુંજય તીર્થની યાત્રાએ જઇ આવેલાં તેમને કેટલીક બાબતોનો ખ્યાલ હોવાથી ગરમ પાણી ગોચરી વિગેરેની સગવડ કરી હતી. અત્રે

આ અજ્ઞાન પણ ભોળા શ્રાવકોને તદ્દન સરળ અને સહેલી ભાષામાં મહારાજશ્રીએ ઉપદેશ આપ્યો. અત્રેથી બાહડમેર થઇ વિશાલાગામ કે જે સ્થળ સહવર્તી મહારાજશ્રી જીતવિજયજીની જન્મભૂમિ હતી ત્યાં પધાર્યા. અમે બે ત્રણ દિવસ રહી વીશ કોશ દૂર રહેલા જેસલમેર તરફ વિહાર શરૂ કર્યો. રસ્તો સ્હેજ ભયવાળો હોવાથી શ્રાવકોએ ચોકીદારને સાથે મોકલ્યો. રસ્તામાં ચાલતાં આગળ ગામ ન આવવાથી રસ્તામાં જ સૂર્યાસ્ત થઇ ગયો. તેથી રસ્તામાંજ ગોચરી પતાવીને આગળ જતાં શહેર બ્હારની એક ધર્મશાળામાં રાત્રિ પસાર કરી. આખરે કેટલીયે મુશ્કેલીઓને હસતે મુખડે સહન કરી આ ચારે મુનીમહારાજોએ જેસલમેરના કિલ્લાના કાંગરા દૂરદૂરથી નિહાળ્યા. સૌને ઘણોજ હર્ષ થયો. શ્રાવકોને પ્રથમથી ખબર હોવાથી સારી રીતે સામૈયું કરીને પ્રવેશ કરાવ્યો. અત્રેના બાવન જીનાલયના મંદિરો સુવિખ્યાત છે. મંદિરો નીચેના એક ભોંયરામાં જેસલમેરનો અતિ પ્રાચીન જ્ઞાનભંડાર આવેલો છે.

## જેસલમેરઃ

અત્રે રહી દર્શન ચૈત્યવંદનનો લાભ લઈ દહેરાસરના ભોંયરામાં આવેલો જ્ઞાનભંડાર જોવાનું મહારાજશ્રીનું મન થયું. કારણકે તેના સંશોધન માટે આટલી આકરી મુશ્કેલીઓ વેઠી અત્રે આવ્યા હતા. ભંડારની ચાવી મેળવી અને ભોંયરાં ખોલ્યાં. ત્યાં તો ઘોર અંધારૂં હતું. તેથી મશાલો ચેતાવીને માણસો પ્રથમ અંદર ગયાં. હવા પણ પ્રવેશી ન શકે તેવા આ સ્થાનમાં પત્થરના ટાંકામાં તથા

કબાટમાં સાચવેલાં અતિ ઉત્તમ પુસ્તકો સૌએ જોયાં. દોઢથી બે હાથ લાંબાં અને પાંચેક આંગળ પહોળાં પ્રાચીન તાડ-પત્રો અને તે ઉપર સ્હેલાઈથી વાંચી શકાય તેવા સ્પષ્ટ મોતીના દાણા જેવા અક્ષર જોઈ મહારાજશ્રી વિગેરે આશ્ચર્યમુગ્ધ બની ગયા. બીજા ભંડારોમાં પણ ભાષ્યો ચૂર્ણિઓ એક સરખા હસ્તાક્ષરોથી લખેલી જોઈ. પરંતુ આ તરફ આવી અમુલ્ય ચીજોનો લાભ લેનાર જવલ્લેજ આવે છે એજ ખરેખર ખેદરૂપ છે. જેસલમેરથી એક ગાઉ પર દૂર આવેલા અમૃતસર ગામે સૌ થોડા દિવસ બાદ દર્શનાર્થે પધાર્યા. અત્રેના દહેરાસરો તથા ધર્મશાળા એકાંત શાંત અને રમ્યસ્થળમાં આવેલાં હોવાથી યોગાભ્યાસ તથા ધ્યાન માટે મહારાજશ્રીને આ સ્થાન બહુ અનુકૂળ જણાયું. અત્રેથી લોદ્રવાપટ્ટણ નામે પ્રાચીન તીર્થ કે જ્યાં પાર્શ્વનાથ પ્રભુની અલૌકિક પ્રતિમા છે ત્યાંના દર્શને જેસલમેરથી સૌ સંઘ સાથે ગયા. ત્રણ દિવસ ત્યાં રહી પ્રભુદર્શન-વંદનનો લાભ લઈ સૌ પાછા જેસલમેર આવી ગયા. અત્રે દોઢ માસ સ્થિરતા કરી તે દરમિયાન શ્રાવકોને વ્યાખ્યાન આદિનો સારો લાભ આપ્યો. જેસલમેરની આજુબાજુના મારવાડ તરફના રસ્તા બહુ વિકટ હોવાથી તેમજ આ બાજુ મોટા શહેર સિવાય શ્રાવકની વસ્તિ ન હોવાથી આવા સ્થળમાં ભાગ્યેજ કોઈ સાધુનું ચાતુર્માસ થતું. શ્રી જેસલમેરના સંઘને આવા સંજોગોમાં આ અલભ્ય લાભ મળતાં સૌએ લેવાય તેટલો મહારાજશ્રી પાસેથી લાભ લીધો. અત્રેથી ખાસ કામ 'ધ્યાન' માટે અમૃતસર જવાનું મન થતાં સૌ ત્યાં

પધાર્યા. ત્યાં બધી અનુકૂળતા હતી. પરંતુ રોજ ખરે તડકે જેસલમેરથી ગોચરી લાવવી તે બહુ કઠિન હતું. આ પ્રતિકૂળતાને લીધે જેસલમેરમાં રહી ધ્યાન કરવા લાગ્યા. સાથે સાથે વારંવાર ભંડારમાં જઈ સૌ પ્રાચીન તાડપત્રની પ્રતો વાંચતા અને તપાસતા.

## ભંડાર સંશોધનમાં નાહક ડખલગીરી:

દહેરાસર નીચેના ભોંયરામાં આવેલા એક ભંડારમાં એક સ્તંભ ઉભો કરવામાં આવ્યો હતો. પ્રથમ દૃષ્ટિએ જોનારને તે કુતુહલ ઉપજાવે તેમ લાગતો. તેથી સ્તંભ બાબત પૂછતાં ખબર પડી કે અહિયાં શ્રી જીવનદત્તસૂરિજી મહારાજે અનેક મંત્ર તંત્રની પોથીઓ ભંડારી મુકી છે કે જેથી કલિકાળમાં કોઇ તેનો દુરૂપયોગ કરી દોષ ન વ્હોરે તેથી તેના સ્મરણરૂપે આ સ્તંભ પોલો બનાવવામાં આવ્યો છે. આ સ્તંભની અંદરની પોથીઓ જોવાની જીજ્ઞાસા થતાં વ્યાખ્યાનમાં તે બાબત પૂછપરછ કરી. શ્રાવકોએ સ્તંભ તોડીને અંદરની પોથીઓ બતાવવા હા પાડી. 'સારા કામમાં શો વિઘ્ન'ની ઉકિત મુજબ, સ્તંભ ખોલી દેવા નક્કી હતું છતાં અત્રે રહેતા વૃદ્ધિચંદ્રજી નામના ખરતરગચ્છના એક જતીએ પોતાને તે અનિચ્છનીય લાગવાથી બાજી ફેરવી નાખી. શ્રાવકોને ઉંધુંચતું સમજાવી વિરોધ ઉત્પન્ન કરાવ્યો. શાંતિના ચાહક અને સર્વત્ર શાંતિના સ્થાપક આપણા ચરિત્રનાયક શ્રી કેશરવિજયજી મહારાજે આવા ઝગડાના સ્વરૂપથી નાહક અશાંતિમાં ન પડતાં સ્તંભ તપાસવાનું કામ મોકુફ રાખ્યું. આટલું કષ્ટ વેઠીને અત્રે 'યોગાભ્યાસ,

ધ્યાન, ભંડારસંશોધન' વિગેરે માટે સૌ આવેલા પણ કેટલીક અણધારી આફતો તથા પ્રતિકૂળતાને લીધે ધારેલું કંઈ પણ કામ થઈ શકયું નહિ. પાલીતાણામાં રહી ધ્યાનમાં મેળવેલી શક્તિમાં ઉલટી મંદતા આવવાનો ભય હોવાથી આખરે મહારાજશ્રી વિગેરેએ જેસલમેરથી ફલોધિ તરફ વિહાર કર્યો.

## ફલોધિમાં જયજયકારઃ

જેસલમેમથી ફલોધિનો રસ્તો પણ વિકટ હતો. કોઈ કોઈક સ્થળે શ્રાવકની વસ્તિ માત્ર નામની હતી. માણસો, ભોમીયા તથા હથીયારધારી ચોકીદારો સાથે મહાસુશીબતે પોકરણ નામના ગામે પહોંચ્યા. અત્રે થોડા દિવસ રહી ફલોધિમાં આવી પહોંચ્યા અહીંયાં આવી શ્રાવક ફુલચંદજી ગુલેચ્છાના મકાનમાં ઉતર્યા અને શ્રાવકોના અતિ આગ્રહથી ઉપાશ્રયમાં વ્યાખ્યાન શરૂ કર્યું. આત્મજાગૃતિનું ભાન કરાવનાર, ધર્મમાર્ગમાં દૃઢ કરનાર તેમજ સંસારની અસારતા દર્શાવનાર 'બાર ભાવના'નું વિસ્તૃત સ્વરૂપ શ્રોતાગણને સમજાવ્યું. સાથે 'શ્રી વિક્રમચરિત્ર' ની વાંચના થોડા દિવસ ચાલી. આવા અમુલ્ય લાભની ખબર પડતાં પુર ઉત્સાહથી જૈન તથા જૈનેતરોની મોટી સંખ્યા આવવા લાગી. મહારાજશ્રીએ વ્યાખ્યાનમાં જણાવ્યું કે હું કોણ? મારૂં શું? કયાંથી આવ્યો? આ દેખાય છે તે તો શરીર છે. પણ અંદરનો રહેલો જેને લઈને તમામ ક્રિયાઓ થાય છે તે આત્મા તો જુદો છે. દશા, વીસા, પોરવાડ, ઓસવાલ વિગેરે જે ભેદો છે તે બધા આ શરીરરૂપ ઉપાધિના છે.

આત્મામાં ભેદ નથી. મનુષ્યદેહમાં આવ્યો તે મનુષ્ય કહેવાયો પણ તિર્યંચના દેહમાં આવ્યો હોત તો તિર્યંચ કહેવાત. બ્રાહ્મણના શરીરમાં આવ્યો હોત તો બ્રાહ્મણ કહેવાત, ત્યારે હું કોણ? હું આત્મા છું. શુદ્ધ આત્મદ્રવ્ય તે હું પોતે અને જ્ઞાન દર્શનાદિ ગુણો તે મારા છે. તે સિવાય બીજો હું નથી અને મારૂં કોઇ નથી આવો નિશ્ચય સમ્યક્ત્વને ઉત્પન્ન કરે છે. દેવ, ગુરૂ અને ધર્મ ઉપર શ્રદ્ધા રાખવી તેતો વ્યવહાર સમ્યક્ત્વ છે. એવું સમ્યં'ત્વ આ જીવને ઘણીવાર મળ્યું હશે. તેથી આત્મકલ્યાણ નથી, પણ નિશ્ચય સમ્યકત્વ પ્રાપ્ત થાય ત્યારેજ આ જીવને ભવની ગણત્રી થાય છે. આ પ્રમાણે તાત્ત્વિક બોધ સાંભળી ઘણા જીવો લઘુકર્મી બન્યા. પૂજા, દર્શન, પ્રતિક્રમણ, સામાયિક વિગેરે ઘણા પ્રકારના નિયમોની પણ જરૂરીયાત સમજાવી અને ઘણા શ્રાવક તથા શ્રવિકાઓને તે નિયમો આપ્યા.

### યતિદ્વારા હ્રીઁકારકલ્પની સિદ્ધિઃ

અત્રે એક માસની સ્થિરતા દરમિયાન અનાયાસે એક અપૂર્વ લાભ મહારાજશ્રીને મળ્યો. અત્રે આ વખતે શ્રી મોહનલાલજી મહારાજશ્રીના ગુરૂભાઈ યતિપણે રહેતા હતા. તેમનો પરિચય વધતાં તેમણે પોતાની પાસે સિદ્ધ કરેલો ‘ હ્રીઁકારકલ્પ ’, મહારાજશ્રીની પ્રકૃતિ અને લાયકાત જોઇને તેમને સિદ્ધ કરાવી આપ્યો. આ કલ્પ સિદ્ધ કરવામાં એકવીશ દિવસ પસાર થયા. અત્રે ચાતુર્માસ માટે ઘણો આગ્રહ છતાં બીકાનેર તરફ જવાની ભાવના હોવાથી બીકાનેર તરફ વિહાર શરૂ કર્યો. સુશ્રાવક ફુલચંદજી ગુલેચ્છાને

મહારાજશ્રી પ્રત્યે બહુ અનુરાગ હતો. તેઓ પોતાના માણસો સાથે બીકાનેર સુધી સાથે પગે ચાલી મહારાજશ્રીને બીકાનેર પોંચતા કર્યા.

## પ્રકરણ ૧૩ મું.

## બીકાનેર અને તેની આસપાસ ધર્મોપદેશની રેલમછેલ.

અત્રે અગાઉથી ખબર પડવાથી બીકાનેરના ભાવિક શ્રાવક શ્રાવિકાઓ મહારાજશ્રીનો સત્કાર કરવા ઘણે દૂર સુધી સામા ગયા અને સારા સામૈયાથી મહારાજશ્રીને રાંગડીના ચોકમાં આવેલ પૌષધશાલાના ઉપાશ્રયે મહારાજશ્રી વિગેરે ચારઠાણાને ઉતાર્યા. ત્યાં પધારી મહારાજશ્રીએ ઘણી સુંદર ધર્મદેશના આપી. બીકાનેર જૈનોનું મારવાડનું મધ્યવર્ત્તી કેન્દ્રસ્થાન હોવાથી આ ક્ષેત્ર ઉત્તમ હતું. શ્રાવકોની વસ્તિ પણ અત્રે સારા પ્રમાણમાં હતી. તેમાં મુખ્યત્વે શ્વેતાંબરો, સ્થાનકવાસીઓ તથા તેરાપંથીઓ હતા. અત્રેના આ લોકોના જીવનમાં ભિન્નતા નથી. ધર્મકાર્યમાં સૌ એક બીજાને સાથ આપે છે. અહિંયા યતિ, યતિણી વિગેરેની સંખ્યા પણ મોટી છે. તેમની શક્તિ ઉપર લોકોને વિશ્વાસ પ્રથમ સારો હતો. હાલ તો યતિઓ ઉપાશ્રયને ઘરની માફક રાખીને રહેલા છે. કોઇ પંથનો ત્યાં થઇને વરઘોડો નીકળે તો મુખ્ય

યતિના ઉપાશ્રયથી ઘંટડી કે ઝાલર લાવી વરઘોડા આગળ તે વાગતી ચાલે ત્યારેજ તે ઉપાશ્રય પાસેથી આગળ વધી શકાય. શ્રાવકો કરતાં શ્રાવિકા બ્હેનો બધા ધાર્મિક કાર્યમાં અગ્રેસર ભાગ અહિં લેછે. ચાતુર્માસના આગ્રહ માટે પણ શ્રાવક તથા શ્રાવિકાઓ મહારાજશ્રી પાસે આવેલાં હતાં. અત્રેની સ્થિરતા દરમિયાન મહારાજશ્રીએ સૌને પન્નવણાજી સૂત્રની વાંચના સંભળાવી. બેહદ ગરમી સહન કરી સં. ૧૯૫૯નું ચતુર્માસ અત્રે વિતાવ્યુ. અત્રેથી વિહાર કરી ભીનાસર ગયા. ત્યાં અઠ્ઠાઈમહોત્સવ વિગેરે ધાર્મિક શુભ કાર્યો કરાવી સૌ નાગોર પધાર્યા. અહિંથી સંઘ કહાડીને સૌ ફલોધિતીર્થની યાત્રાએ ગયા. ત્યાં ઉલ્લાસપૂર્વક યાત્રા કરી શ્રી આનંદઘનજી યોગીના અવસ્થાન મેડતામાં પધાર્યા.

## આનંદઘનજી મહારાજની અવસ્થાન ભૂમિમાં.

પરમયોગી સિદ્ધપુરૂષ શ્રી આનંદઘનજીના અવસ્થાન મેડતામાં પગ મુકતાં તે યોગીના જીવનપ્રસંગો સૌને તાજા થવા લાગ્યા. તેમનો વિદ્યમાન ઉપાશ્રય સૌએ જોયો. એક સમૃદ્ધ જ્ઞાનભંડાર પણ અત્રે જોવામાં આવ્યો. પણ તેની દશા અવ્યવસ્થિત હતી. પોથીઓ પલળી જઈ કેટલીક સાથે સાથે ચોંટી ગઇ હતી તથા જીર્ણ થઈ ગઈ હતી. અત્રે પંદર દિવસ રહી ભંડાર તપાસી વ્યવસ્થિત કર્યો.

## જેતારણમાં સુલેહસંપ.

મેડતાથી સૌ વિહાર કરી જેતારણ આવ્યા. આ સ્થાનમાં મૂર્તિપૂજક જૈનો તથા સ્થાનકવાસી જૈનોની

વસ્તિ સારા પ્રમાણમાં છે. સ્થાનકવાસી લોકો પણ દહેરા-સરના કામકાજમાં તથા દર્શન આદિ ભક્તિમાં સારો રસ અને ભાગ લે છે. અહિં તેરાપંથી પક્ષના કાલુ રામજી અને બાવીશ ટોળાના પક્ષના જવાહરલાલજી આ બંને પક્ષો વચ્ચે શાસ્ત્રાર્થ ચાલતો હતો. શાસ્ત્રાર્થમાં તો કાંઈ માલ હતોજ નહિ. "પ્રભુ મહવીરદેવને શુલપાણિ યક્ષે ઉપસર્ગો કર્યા. તે વખતે પ્રભુને સ્હેજ નિદ્રા આવી. આ વખતે પ્રભુએ દશ સ્વપ્ના જોયાં. આ સ્વપ્નાં કયા કર્મના ઉદયથી આવ્યા ! તે પહેલો પ્રશ્ન હતો, ગોશાળાને પ્રભુ મહાવીરદેવે તેજોલેશ્યા શીખવી તે પ્રભુની ભૂલ ખરી કે નહિ ? આ બીજો પ્રશ્ન હતો. આવા કેટલાક નાના પ્રશ્નોને અંગે ચર્ચા ચાલતી હતી. આ વખતે મહા-રાજશ્રીનુ અહિં આવાગમન થવાથી આ પ્રશ્નોનો ખુલાસો તેઓશ્રી જે આપે તે બધાએ કબુલ કરવો. બંને પક્ષવાળાની આ પ્રમાણે માગણી મુકાઇ હતી. તે માટે લવાદીપત્ર ઉપર સહી કરવાનું ઠર્યું પણ તે વખતે કોઇએ સહી કરી નહિ. મહારાજશ્રીને ખાનગીમાં મળી એક પક્ષે સહી કરી ત્યારે બીજા પક્ષે સહી કરવા ના પાડી. પણ બીજા પક્ષે મહારાજશ્રીને દહેરા-સરમાં મળી વાતચિત કરી અને પછી સહી કરી. એટલે પહેલા પક્ષે વિચાર કર્યો કે સામા પક્ષે મહારાજશ્રીને આડું અવળું સમજાવી દીધું છે અને તેના લાભમાં આ કેસ જશે એટલે તેણે પોતાની સહી પાછી ખેંચી લીધી. મહારાજશ્રીએ બંને પક્ષવાળાને જણાવ્યું કે મને તો તમે બંને સરખા છો. શાસ્ત્રના આધારે જે સત્ય હશે તેજ જણાવીશ. તમારી ઈચ્છા હોય તો લવાદનામા ઉપર બંને પક્ષો સહી કરો તોજ હું ન્યાય આપીશ. આ ઉપરથી બંને પક્ષવાળા

અહી કરવા તૈયાર થયા. પણ ત્યાંના શ્રાવકોએ મહારાજશ્રી ને જણાવ્યું જે આ કામમાં પડવાથી આપશ્રીને લાભ નથી. તેમજ અમારે અહિંના શ્રી સ્થાનકવાસી સંઘ સાથે જે પ્રેમભાવ છે અને એક બીજાના કામમાં મદદ કરવા ઉભા રહીએ છીએ તેમાં ખલેલ પહોંચશે, આથી મહારાજશ્રીએ આ વાત પડતી મુકી. બીજી તરફથી એક માસ પુરો પણ થઈ ગયો એટલે બંને પક્ષવાળા "અમો જીત્યા, અમો જીત્યા" આમ અર્થહીન બુમો પાડી વિદાય થઇ ગયા. આ વાત આટલેથી સંકેલાઇ ગઈ, એકવાર ઉપાશ્રયમાંથી નીચે ઉતરતાં શરતચૂકથી મહારાજશ્રીનો પગ લપસી ગયો, આથી પગને જરા ઇજા થઈ અને તેના અંગે પગ ઠીક થતાં સુધી પંદરથી વીશ રોજ અહીં રહી શ્રાવકોને ધર્મમાં સ્થિર કરી મહારાજશ્રી કેશરવિજયજી તથા મહારાજ શ્રી દેવવિજયજી વિગેરે વિહાર કરી પાલી આવ્યા. ત્યાંથી સાદરી થઈ આબુજી પધાર્યા.

## આબુજી અને શીરોહીમાં.

જૈન સમાજને ગૌરવ લેવા યોગ્ય અને પાશ્ચમવાસીઓને પણ અજબ આકર્ષણરૂપ આબુજીના ભવ્ય અને સુંદર દહેરાસરોના ભાવપૂર્વક સૌએ દર્શન કર્યાં. ત્યાંથી સૌ શીરોહી પધાર્યા. અહિં પણ પાલીતણાના દેરાસરોની ટુંકની હરિફાઇ કરે એવાં સુંદર દેરાસરો છે. તેમના દર્શનનો લાભ લઈ ત્યાંથી જે સ્થળે ચરમ તીર્થંકર પ્રભુ મહાવીરદેવને કાનમાં ખીલા નાખવાનો ઉપસર્ગ થયો હતો ત્યાં સૌ આવ્યા. સૌએ પ્રભુ પગલાના દર્શન કર્યાં અને ભૂતકાળના બનાવને ખ્યાલમાં લઇ દૃઢ નિશ્ચય કર્યો કે કર્મ

બાંધતા પહેલાં વિચાર કરવા જરૂર છે. અને કર્મ બાંધ્યા તો પછી આનંદથી તે કર્મનું ફળ ભોગવવામાં જરા પણ દીનતા ન રાખવી. ત્યાંથી પાટણ ચાણસ્મા, મ્હેસાણા, ભોંયણી થઈને ગુરૂમહારાજશ્રી વિજયકમલ સૂરીશ્વરજી પાસે સો માંડલ આવ્યા. ત્યાંથી વાંકાનેર, રાજકોટ થઈ સો જામનગર આવ્યા.

## પ્રકરણ ૧૪ મું.

## જામનગરમાં ચાતુર્માસ તથા શત્રુંજય અને ગીરનાર તીર્થનો યાત્રા સંઘ.

### જામનગરમાં ચાતુર્માસ.

અગાઉથી જામનગરના અગ્રેસરો મહારાજશ્રીને જામનગર શહેરમાં ચાતુર્માસ કરવાનું આમંત્રણ આપવા માટે રાજકોટ ગયા હતા. આથી જામનગર સંઘની વિનંતિ માન્ય રાખી મહારાજશ્રી પડધરી થઇ વંથળી પધાર્યા. અહિં જામનગરના અગ્રેસરો વાંદવાને આવ્યા. અહિં થઇ ધુંવાવ મહારાજશ્રી આવ્યા. અહિંયાં જામનગર સંઘના ઘણાખરા અગ્રેસરો આવ્યા હતા. અને અત્રે સ્વામિવાત્સલ્ય પણ કરવામાં આવ્યું. અહિંથી જામનગર મહારાજશ્રી પધાર્યા. શહેરમાંથી વીશાશ્રીમાળી. ઓસવાળ વિગેરે તમામ જૈન કોમ મહારાજશ્રીની સન્મુખ એક ગાઉ જેટલે લેવા સામા ગયા હતા. સારા ઠાઠમાઠથી સામૈયું કરી હરજી

જૈનશાળામાં મહારાજશ્રી પધાર્યા. દેશના અનિત્યતાની આપી. માણસોની એટલી બધી મેદની જામતી કે જૈન-શાળાની બહાર પણ ઉભા રહેવાની જગ્યા મળે નહિ. મહારાજશ્રીની આત્મજાગૃતિ વાળી મધુર દેશનાથી માણસો આડે દિવસે ઉભરાય તો પછી તિથીના દિવસે તો ક્યાંથી માય? આથી તપગચ્છના વિશાળ ઉપાશ્રયમાં વ્યાખ્યાન શરૂ કર્યું. મહારાજશ્રીની અનિત્યતા દર્શક દેશનાથી તેમજ તીર્થયાત્રાથી જન્મની પવિત્રતા. મનુષ્ય જન્મની સાર્થકતા, લક્ષ્મીની ચપળતા, વિગેરે દેશના સાંભળી ઘણા ભવ્ય પુરૂષોના હૃદયો ભીંજાયા અને તીર્થયાત્રાની દેશના તો બહુજ અસરકારક નીવડી. તીર્થયાત્રાથી થતા અગણિત લાભોની દેશના સાંભળી કેટલાક ભાવિક લક્ષ્મીવાનો સંઘ કહાડી શ્રી સિદ્ધાચલજી તથા ગીરનાર તીર્થ જવાના વિચાર ઉપર આવ્યા.

## સંઘપતિ થવા માટે સ્પર્ધા.

આ વખતે જામનગરમાં ઝવેરી તારાચંદ પ્રાગજીભાઇ તથા કસ્તુરભાઇ કુસલચંદ આ બંને શ્રાવકો અગ્રેસરો તરીકે હતા. તેઓ બંનેની ધર્મવૃત્તિ આદર્શ હતી. સામાયિક, પ્રતિક્રમણ પૂજા તેમજ સાધુસાધ્વીઓની ભક્તિ વિગેરે તેઓ કદી ચૂકતા નહિ. તેઓ બંને પૈસાપાત્ર પણ હતા. મહા-શ્રીનો ઉપદેશ તીર્થયાત્રા તથા ધનનો સદ્‌વ્યય કરવાનો સાંભળી બંનેનું મન થયું કે “શ્રી સિદ્ધાચળનો ‘છ’રી પાળતો સંઘ આપણે બંને જણે ભાગમાં કહાડવો.” આવો દૃઢ વિચાર અગાઉથી કરી. વ્યાખ્યાનમાં આવી મહારા-જશ્રી પાસે વિનયપૂર્વક પોતાની વાત રજુ કરી. આ વાત

વ્યાખ્યાનમાં સૌને કાને પડતાં હર્ષનો પાર ન રહ્યો. પરંતુ હજુ જ્યાં આ બાબત ચર્ચાય છે ત્યાંજ એક સુશ્રાવક શેઠ પ્રેમચંદભાઇ કેશવજી કે જેમની ભાવના પ્રથમના બે બંધુઓ કરતાં ઉત્તરોત્તર ચડતી હતી. જેઓ વ્યાખ્યાનમાં આવી પહોંચ્યા. મહારાજશ્રીનો તીર્થયાત્રા સંબંધેનો ઉપદેશ તેમને પણ ભારે અસરકારક નીવડયો હતો. તેમને પોતાની લક્ષ્મીની સાર્થકતા કરવાની ભાવના જાગૃત થઈ. આથી શ્રીસંઘ વચ્ચે ઉભા થઇ પોતે જાહેર કર્યું કે " જો જામનગરનો સંઘ મને આજ્ઞા આપે તો આ તીર્થયાત્રાનો સંઘ હું એકલો કહાડું, " કદાચ સંઘની ઇચ્છા એમ હોય કે પ્રથમ તારાચંદભાઈ તથા કસ્તુરભાઇએ માગણી કરી છે તો મારી તો ઇચ્છા છે કે એ બંધુઓ માત્ર શ્રી સિદ્ધાચળનો સંઘ કહાડવા તૈયાર છે જ્યારે હું શ્રી સિદ્ધાચળજી તથા શ્રી ગીરનારજી બંને તીર્થોના સંઘ કહાડવાને તયાર છું. ભાવિક હૃદયવાળા પ્રેમચંદભાઇની ઉદારતાની અવધિ ન હતી. તેથી આ વાત સાંભળી પૂજ્ય મહારાજશ્રી તથા શ્રી સંઘ બહુ ખુશ થયો. છેવટે મહારાજશ્રી કેશરવિજયજી તથા મહારાજ શ્રી દેવવિજયજી તથા શ્રી સંઘની એવી ઇચ્છા થઇ કે ત્રણે જણાની ભાવના સરખી હોવાથી ત્રણે જણાને સરખો લાભ આપવો, આથી વ્યાખ્યાન વખતે ત્રણે જણને સરખે ભાગે તિર્થયાત્રાનો સંઘ કહાડવાનો આદેશ અપાયો અને શાસનદેવની જય બોલાવવામાં આવી.

**ભાવનાનો અતિરેક.**

સંઘનો આદેશ જોકે ત્રણ ભાગે અપાયો હતો છતાં

પ્રેમચંદભાઇ ઉદાર દીલના હોવાથી તેમને યાત્રાળુઓને સ્હેજ પણ હાડમારી કે અછત ભોગવવી પડે તે વિચાર ગમતો નહિ. રોજનું ભાતું પણ જેમ બને તેમ સારૂં અને વધારે ખર્ચનું આપવાની તેમની ઇચ્છા હતી. આ બધું એક હથ્થુ કાર્ય હોય તો ધારેલી સગવડતા આપી શકાય. આથી તેમણે એવી દરખાસ્ત મુકી કે તારાચંદભાઇ તથા કસ્તુરભાઈ વિચાર કરીને પોતાની ઇચ્છામાં આવે તેટલી રકમ સંઘના ખર્ચ નિમિત્તે મને આપીદે. બાકીનું હું સંભાળી લઇશ. આ ઉપરથી બંને જણાએ રૂા. પાંચ પાંચ હજાર પ્રેમચંદભાઇને આપ્યા અને બાકીનો બધો ખચ પ્રેમચંદ-ભાઈને આપવાનું નક્કી થયું. આ અપૂર્વ તીર્થયાત્રાનો લાભ લેવા આસપાસ તથા ચોતરફના ગામો કે શહેરોમાં આમં-ત્રણ પત્રિકા કંકોતરી રૂપમાં લખવામાં આવી. અને સંઘ બાબતની તાબડતોબ તૈયારીઓ થવા લાગી. સંઘનું મુહુર્ત સં. ૧૯૬૧ ના માગશર સુદી ૫ નું હતું.

ચતુર્માસમાં મહારાજશ્રી કેશરવિજયજી તથા શ્રી દેવવિજયજી મહારાજશ્રીએ મહારાજશ્રી રંગવિજયજી પાસે મહાનીશીથ સૂત્રના યોગવહન શરૂ કર્યાં હતાં. બાવન દિવસ સુધી આયંબીલ કર્યાં. મહાનિશિથ સૂત્રના યોગ પુરા થયા પછી સૂયગડાંગ સૂત્ર વિગેરેના જોગ કર્યા. પછી ઠાણાંગસૂત્ર, સમવાયાંગસૂત્ર વિગેરેના જોગ કર્યા છતાં હજી જોગના દહાડા પૂર્ણ થયા ન હતા. આખું ચાતુર્માસ યોગવહનમાંજ પૂર્ણ કર્યું. સૂત્રના યોગ સૂત્ર ભણવા સાથે વહન થાય તો ઉત્તમ ગણાય આમ વિચાર કરી મહારાજ-

શ્રીએ કચ્છ કોડાયગામના પંડિત રવજીભાઈ જે સંસ્કૃત તથા પ્રાકૃતભાષાના પ્રોફેસર હતા તેમની પાસે મહાનિશીથના યોગ સાથે મહાનિશીથસૂત્રની વાંચના શરૂ કરી. તેમજ શ્રી દેવવિજયજી, તથા મોતીવિજયજી મહારાજે તેમની પાસે સૂયગડાંગ, ઠાણાંગ વિગેરે સૂત્રનો અભ્યાસ યોગવહન સાથે શરૂ કર્યો. ચારમાસ જ્ઞાનાભ્યાસમાં પૂર્ણ થયા. અને હવે સૌ સંઘમાં જવા તત્પર થયા.

## સંઘ તીર્થયાત્રાને માર્ગેઃ ગોંડળ દરબાર દર્શન કરવા આવે છે.

નિયત કરેલા માગશર શુદી પાંચમના શુભ દિવસે સર્વત્ર આનંદનું વાતાવરણ છવાઈ રહ્યું, 'ગીરીવર દર્શન વીરલા પાવે, પૂરવસંચિત કર્મ ખપાવે' એવી ભાવના લલકારી સૌ કોઈ પૂર્વસંચિત કર્મમળ ખપાવવા તૈયાર થઈ ગયાં. સાધુ સાધ્વી, તથા શ્રાવક શ્રાવીકા રૂપ ચતુર્વિધ સંઘ લગભગ ૧૨૦૦ માણસોનો તૈયાર થયો હતો. સાધુઓમાં મુખ્ય શ્રી રંગવિજયજી મોતીવિજયજી, શ્રી કેશરવિજયજી, શ્રી વિનયવિજયજી, શ્રી દેવવિજયજી બીજા મોતીવિજયજી, ઉત્તમવિજયજી વિગેરે ૧૬ ઠાણા હતા. સાધ્વીજીમાં શ્રી દેવશ્રીજી, હેતશ્રીજી હરખશ્રીજી વિગેરે મળી ૨૦ ઠાણા હતાં. સાથે સવાસો ગાડાં સામાન માટે લીધાં હતાં. સંઘનો ભપકો તથા ઠાઠ તેમજ આનંદ ઓર હતો. સંઘના ચાલુ વિહારમાં મહારાજશ્રી વિગેરેને યોગ વહનની ક્રિયાને અંગે આયંબીલ તથા નીવી ચાલુ હતાં, જે

દરમિયાન શ્રી કસ્તુરભાઇ સંઘવીના ધર્મપત્નિ શ્રી લાછુબેન તથા દીવાળીબેન ચાલુ યોગવહન ક્રિયા તથા ગોચરી પાણીના આતિથ્ય વિગેરેમાં ખૂબ કાળજી તથા ધ્યાન આપતા હતા. શરૂઆતમાં બારસો માણુસ હશે પણ શ્રી સિદ્ધાચળ પહોંચતાં બે હજાર સુધી સંખ્યા થઇ હતી અને બસો ઉપરાંત ગાડાં ગાડીઓ રાખવામાં આવી હતી. આમાં 'છ'રી પાળતા એકાશન વ્રત નિયમીત કરનારા ભાઇઓ તથા બ્હેનો મળી લગભગ પાંચસો હતાં. આ પ્રમાણે ભક્તિરસના પૂરથી ઉભરાતો અને યાત્રા માટે તત્પર શ્રીસંઘ જામનગરથી ઉપડી પ્રથમ ફલા, ધ્રોળ, લયાળા, પડધરી, વાવ થઇ માગશર શુદી ૧૦ના રોજ રાજકોટ પહોંચ્યો. રાજકોટના શ્રી સંઘે મોટું સામૈયું કર્યું. અત્રે મૌન એકાદશીના ઉપવાસ તથા પોસહ સારા પ્રમાણુમાં થયા. રાજકોટના સંઘે શ્રી જામનગરના આ સંઘને જમવાનું આમંત્રણ આપ્યું. જે સ્વિકાર્યું પણ હતું. ત્રણ દિવસ અત્રે રહી રીબડા, છાપરી થઈ સંઘ ગોંડલ પહોંચ્યો. અહિંયાં ગોંડલના નરેશ તથા શ્રી સંઘ તરફથી ઘણા ઠાઠથી સામૈયું થયું. રાત્રે દરબારશ્રી પોતાનાં રાણીને સાથે લઇ સંઘના દર્શન કરવા પધાર્યા હતા. દર્શનબાદ મહારાજશ્રી પાસે દરબારશ્રી આવ્યા હતા. જ્યાં મહારાજશ્રીએ આત્મકલ્યાણ કરવા રૂપ જીવદયા વિગેરે સંબંધમાં ટુંક ઉપદેશ આપ્યો હતો. રાણીજી સાધ્વીજી દેવશ્રીજી તથા હેતશ્રીજી પાસે ઉપદેશ શ્રવણ કરવા ગયાં હતાં. જ્યાં તેમણે જીવદયા, પરોપકાર આદિ બાબતોમાં ટુંકામાં સમજાવ્યું હતું. દરબારશ્રી તથા રાણીજી

આ સંઘનો ઠાઠમાઠ જોઈ તેમજ સાધુસાધ્વીઓનો ઉપદેશ સાંભળી ઘણાં ખુશી થયા હતાં. અને અત્રેથી આગળ જવા માટે સંઘની બધી જાતની સગવડતા કરી આપી હતી. અત્રેથી સંઘ વીરપુર, જેતપુર, ધોરાજી થઈ જુનાગઢ આવ્યો. શ્રી સંઘ તરફથી ધામધુથી સામૈયું કરવામાં આવ્યું હતું.

## ગીરનારની યાત્રા : નવાબ સાહેબનો સાથ:

સંઘનો ઉતારો શેઠ પ્રેમાભાઇ હેમાભાઇની ધર્મશાળામાં આપવામાં આવ્યો હતો. રોજ યાત્રાઓ ભાવપૂર્વક થતી હતી. સંઘવી તથા બીજાઓ તરફથી હંમેશાં ભાત-ભાતના પકવાન્ન શ્રી સંઘને જમાડવામાં આવતા હતા. એક જમણ ખાસ જુનાગઢના નવાબ સાહેબ તરફથી રાખવામાં આવ્યું હતું. સંઘમાં આવેલા સૌ બન્ધુઓએ ગીરનાર પર્વત પર શ્રી નેમનાથ પ્રભુના દર્શન, પૂજન, વંદન ભાવપૂર્વક કર્યા. મહારાજશ્રી કેશરવિજયજી, તથા મહારાજશ્રી દેવવિજયજી, દર્શનવિજયજી વિગેરેએ બે દિવસ દાદાની સ્તુતિ તથા ધ્યાનમાં ઉપર કહાડયા. શ્રી નેમનાથ પ્રભુના ત્રણ કલ્યાણક અત્રેજ થયાં હતાં. તેથી પવિત્ર બનેલી ભૂમિકાનો સ્પર્શ કરી કલાકો સુધી એજ જગ્યાએ ધ્યાન ધર્યું. સૌ પાંચમી ટુંક સુધી જઇ આવ્યા. અત્રેથી શ્રી દેવવિજયજી તથા શ્રી ચારિત્રવિજયજી વંથલીમાં અલૌકિક પ્રતિમા શ્રી શીતલનાથની છે ત્યાં જઈ દર્શન કરી આવ્યા. અત્રેથી સંઘ વડાલ આવ્યો. શ્રાવકના અત્રે પંદર-વીશ ઘર હતાં પણ ઉપા-

શ્રયનું સાધન નહતું. મહારાજશ્રીએ સંઘપતિ કસ્તુરભાઈને ઉપદેશ આપી તેમના તરફથી અત્રેના ઉપાશ્રય માટે પાંચસો રૂપીઆની મદદ અપાવી. અહિંથી સંઘ ટોરી ગયો. ત્યાંથી માવઝીંઝવા, બરવાળા, અમરેલી સનાલીયા, ગારીયાધર, માનસીંગપર થઈ સંઘ પાલીતાણા આવી પહોંચ્યો.

## સિદ્ધક્ષેત્રમાં.

પાલીતાણા પહોંચતાં શેઠ આણંદજી કલ્યાણજી તરફથી ઘણો સરસ પ્રવેશ મહોત્સવ કરવામાં આવ્યો. જેમાં દરબારી બેન્ડ, બગીઓ નિશાનડંકો તથા ઘોડેસ્વારોનો ઠાઠ સારો હતો. જામનગરથી નીકળ્યા બાદ સવા મહીને પોશ શુદી ૧૧ના દિવસે શ્રીસંઘ અત્રે આવી પહોંચ્યો હતો. આ તીથીએ જામનગરથી રેલ્વે રસ્તે પણ ઘણું માણસ આવ્યું હતું. બે હજાર ઉપરાંત માણસની મેદની હતી. અત્રે સંઘ આઠ દિવસ રહ્યો અને સૌ ભાવિકોએ શ્રી સિદ્ધાચળની યાત્રા પૂર્ણ ભાવથી કરી સારો લ્હાવ લીધો. આઠે દિવસ જુદા જુદા ગૃહસ્થો તરફથી રોજ સ્વામિવાત્સલ્ય થતાં હતાં. છેવટે મહારાજશ્રીના હાથે ઘણા સારા ઠાઠમાઠથી ડુંગર પર સમવસરણ મંડાવી ક્રિયા કરાવ્યા બાદ ત્રણે સંઘવી તથા તેમની ધર્મપત્નિઓને તીર્થમાળ પહેરાવવામાં આવી. સંઘનું કાર્ય ખતમ થયું. યાત્રિકો વિગેરે સૌ છુટા પડયા. આ પ્રમાણે સંઘનું કાર્ય નિર્વિઘ્ને પતી ગયું.

આપણા ચરિત્રનાયકના હસ્તે સંઘ તીર્થયાત્રાનું આ શુભ કાર્ય પત્યાપછી તેમનું મન ‘ધ્યાન’માં આગળ વધવા ઈચ્છતું હતું. તેથી યોગ્ય શાંત એકાંત સ્થાનની જરૂર પડતાં

મહારાજશ્રી કેશરવિજયજી તથા શ્રી પદ્મવિજયજી, શ્રી દર્શન-વિજયજી પાલીતાણાથી વિહાર કરી વાંકાનેર ગયા. ત્યાં બે ત્રણ જણા ધ્યાનના જીજ્ઞાસુ પણ હતા. શ્રી દેવવિજયજી મહારાજને ન્યાયનો અભ્યાસ કરવાનો હતો અને અત્રે પાલીતાણામાં વીરબાઇ પાઠશાળામાં નિષ્ણાત પંડીતની સગવડતા પણ હતી. તેથી તેઓ ઘોઘાવાળી ધર્મશાળામાં શ્રી વિનયવિજયજી શ્રી ચારિત્રવિજયજી સાથે રહ્યા. અને તર્કસંગ્રહની ન્યાય બોધિની, દીપીકા, નીલકંઠી વિગેરે પૂર્ણ કરી મુક્તાવલી પણ શરૂ કરી.

## મોરબીમાં ચાતુર્માસ.

મહારાજશ્રી કેશરવિજયજી વિગેરે વાંકાનેર રહી લોકોને વ્યાખ્યાન વાણીનો સારો લાભ આપ્યો. અત્રે દહેરાસર, ઉપાશ્રય વિગેરેની સગવડતા ઠીક હતી. વળી શ્રાવકો પણ સારી સંખ્યામાં હતા. એ વખતે અત્રે શ્રી જૈન હિત-વર્ધક નામની ટોળી સારૂં શાસનસેવાનું કાર્ય કરતી હતી. વાંકાનેરથી મહારાજશ્રી મોરબી પધાર્યા. સંઘે યોગ્ય સત્કાર કર્યો. અહિંયાં સ્થાનકવાસીઓની સંખ્યા વિશેષ છે. અત્રે વ્યાખ્યાનમાં મૂર્તિપૂજક સાથે સ્થાનકવાસીઓ પણ સારો લાભ લેવા લાગ્યા. દરેક જીવો આત્મકલ્યાણના જીજ્ઞા-સુઓ હોવાથી મહારાજશ્રીનું વ્યાખ્યાન સારી અસર ઉપ-જાવતું હતું. બંને સમુદાય તરફથી અત્રે ચાતુર્માસ રહેવા આગ્રહ થયો. પંડિત વિગેરેનો જે કાંઇપણ ખર્ચ થશે તે પણ એક બે વ્યક્તિએ આપવાની કબૂલાત આપી. મહા-રાજશ્રી કેશરવિજયજીએ તો છેવટે શ્રી દેવવિજયજી ઉપર

નાખ્યું કે જો તે આવે તો મને રહેવામાં અડચણ નથી. એટલે સંઘ તરફથી માણસો વિનંતિ કરવા પાલીતાણા ગયા. અને મહારાજશ્રી દેવવિજયજીને મોરબી પધારવા વિનંતિ કરી. ભણવા વિગેરેની સગવડતા કરી આપવા પણ જણાવ્યું. આથી મોરબીના સંઘના આગ્રહને લીધે તેમજ શ્રી કેશરવિજયજી મહારાજની સત્સંગનો લાભ લેવા મોરબી આવવા હા કહી એટલે પાલીતાણાથી વિહાર કરી મહારાજશ્રી દેવવિજયજી મોરબી આવ્યા. સંઘે તેઓશ્રીનું સુંદર સ્વાગત કર્યું. સૌનું ચાતુર્માસ અત્રેજ નક્કી થઈ ગયું. પર્યુષણ દરમિયાન સૌને ધાર્મિક ક્રિયાઓમાં ખૂબ રસ પડયો. મહારાજશ્રીએ વ્યાખ્યાન વિગેરેનો લાભ સારો આપ્યો. સં. ૧૯૬૧ નું ચાતુર્માસ મોરબીમાં સંપૂર્ણ થયું.

## શ્રી દેવવિજયજી મહારાજનો જ્ઞાનાભ્યાસ.

અત્રે મોરબીનું પાણી કંઈક ભારે હોવાથી શ્રી દેવવિજયજી મહારાજનું શરીર ચાતુર્માસમાં બરોબર રહ્યું નહિ. એક પંડિત બેંગાલથી આવ્યો હતો તેની પાસે મુકતાવલી તથા રત્નાકરાવતારિકા મહારાજશ્રી કેશરવિજયજી, દેવવિજયજી તથા પદ્મવિજયજી વાંચતા હતા. મહારાજશ્રી દેવવિજયજીને ઠીક ન હતું તે દરમિયાન પંડિતજી દ્વારકા ગયા તે પાછા આવ્યાજ નહિ. કારતક વદી ૨ના રોજ વિહાર કરી સૌ વાંકાનેર પધાર્યા, વાંકાનેરથી પાલીતાણા પધાર્યા. અત્રે ગુરૂમહારાજનું ચાતુર્માસ હતું ત્યાં સૌ તેમને મળ્યા. અત્રે દેવવિજયજી મહારાજશ્રીએ વિચાર કર્યો કે ફરવાથી ભણાશે નહિ. ન્યાય જેવો કઠણ વિષય એક જગ્યાએ સ્થિ-

રતા કર્યો સિવાય ભણાય નહિ. એમ નિશ્ચય કરી પાલી-તાણામાંજ વીરબાઈ પાઠશાળામાં વીરેશ્વર પંડિત પાસે ત્રણ વર્ષ સુધી અભ્યાસ કર્યો. અહિંની પાઠશાળામાં એવો નિયમ હતો કે ત્રણ વર્ષ અહિં રહીને ભણે તેને બે કલાક ટાઈમ પંડિત પાસે ભણવાને રોજ મળે બીજાને ઓછો મળે. શ્રી દેવવિજયજી મહારાજને ટાઇમ વધુ મળતો તેથી તે દરમિયાન તેમણે તર્કસંગ્રહદીપીકા, નીલકંઠીટીકા, કારીકાવળી, મુકતાવલી, દીનકરી, પક્ષતા, વ્યાપ્તિવાદ, પંચ લક્ષણી, સિદ્ધાંત લક્ષણ, અવચ્છેદક નિર્યુક્તિ, આ વિગેરે અન્ય દર્શનિના ન્યાયના ગ્રંથો ભણી લીધા. તે સિવાય જૈન ન્યાયના ગ્રંથો. સ્યાદ્વાદમંજરી, અનેકાંત જયપતાકા, રત્નાકરઅવતારિકા, ન્યાયાવતાર, અનેકાંતવાદપ્રવેશ, ન્યાયાલોક, ખાદ્યખંડન, શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય, સંમતિતર્ક વિગેરે ગ્રંથો ત્રણ વર્ષમાં ભણ્યા. પંડિતજીની લાગણી શ્રી દેવવિજયજી મહારાજશ્રી માટે સારી હતી. તેથી તેમની પાછળ સારો શ્રમ લેતા હતા. સં. ૧૯૯૨–૯૩–૯૪ આ ત્રણ ચાતુર્માસ અત્રેજ થયાં. પર્યુષણમાં મોતી સુખીયાની ધર્મશાળામાં શ્રી દેવવિજયજી મહારાજ વ્યાખ્યાન વાંચતા હતા. સૌ લોકો સારો લાભ લેતા હતા. અત્રે સં. ૧૯૯૨ માં મ્હેસાણા પાસેના બલોલ ગામના પાટીદાર કચરાભાઇ લખુ દીક્ષા લેવા મહારાજશ્રી કેશરવિજયજી પાસે સુરત થઇને અત્રે આવ્યા હતા. સં. ૧૯૯૩ માં કાર્ત્તિક વદીમાં શ્રી દેવવિજયજી મહારાજે તેને દીક્ષા આપી પોતાના શિષ્ય કર્યા હતા. જેમનું નામ શ્રી કરૂણાવિજયજી રાખ્યું હતું.

પંન્યાસજી મહારાજશ્રી ઉમેદવિજયજી પાસે તેને વડીદિક્ષા અપાવી હતી.

## ગુરૂમહારાજશ્રીની પ્રશંસનીય ભાવના.

મહારાજશ્રી કેશરવિજયજીની જ્ઞાન અને ધ્યાન માટેની ઝંખના તથા લાયકાત તેમજ વ્યાખ્યાન આપવાની અદ્‌ભૂત છટા ગુરૂમહારાજના ખ્યાલમાં સારી પેઠે આવી હતી. પોતાને આવા લાયક અને પ્રતિભાશાળી શિષ્ય મળ્યાથી પૂર્ણ સંતોષ હતો. પાલીતાણાથી ગુરૂમહારાજ સાથે વિહાર કરીને શ્રી કેશરવિજયજી મહારાજ શીહોર આવ્યા. આ સ્થળે ગુરૂમહારાજશ્રીને એવો વિચાર સ્ફુર્યો કે મારી પાછળ પાટ સંભાળનાર અને સમુદાયને સાચવનાર જો કોઈ લાયક શિષ્ય મારા સંઘાડામાં હોય તો તે શ્રી કેશરવિજયજીજ છે. માટે તેને મારા હસ્તક પંન્યાસ પદવી આપવાની વ્યવસ્થા કરૂં. આ વિચારથી માત્ર ભગવતીજી સૂત્રના જોગ કે જેમાં છ મહીના જેટલો લાંબો સમય જાય છે તે સિવાયના પયન્ના તથા ઉપાંગના જોગ શ્રી કેશરવિજયજી મહારાજશ્રીને પૂર્ણ કરાવ્યા. શીહોરથી ભાવનગર દર્શનાર્થે જઈ મહારાજશ્રી વલ્લભવિજયજી તથા પં. મહારાજશ્રી ગંભીરવિજયજીને મળી તેમજ આચાર્યશ્રીના મોટા ગુરૂભાઇ શ્રી ગુલાબવિજયજી મહારાજશ્રીને મળી પરસ્પર એક બીજાને ખમાવી ત્યાંથી વરતેજ આવ્યા. ત્યાંથી ગુજરાત તરફ વિહાર કરતાં અનુક્રમે ભરૂચ થઇ જઘડીયા આવ્યા. જઘડીયાની યાત્રા કરીને ત્યાં થોડા સમય સ્થિરતા કરી.

# પ્રકરણ ૧૫ મું.

## ગણિપદ તથા પંન્યાસપદ. સુરત અને મુંબઈમાં ચાતુર્માસ.

### સુરતમાં ગણિપદ પ્રદાન.

ગુરુમહારાજ શ્રી કમળવિજયજી તથા કેશરવિજયજી મહારાજ વિગેરે જઘડીયા આવ્યા છે એવા સમાચાર મળવાથી સુરતના અગ્રેસર શેઠીઆઓ જઘડીયા મહારાજશ્રીને વાંદવા તથા સુરત પધારવા આમંત્રણ કરવા આવ્યા. આ આમંત્રણને મહારાજશ્રીએ કબુલ રાખ્યું. જઘડીયાથી વિહાર કરી સૌ સુરત પહોંચતાં સારી ધામધુમથી પ્રવેશ મહોત્સવ કરવામાં આવ્યો. સૌ ગોપીપુરા નેમુભાઈની વાડીએ ઉતર્યા. રોજ વ્યાખ્યાન આપવામાં આવતું હતું જેમાં હજારો લોકો લાભ લેવા આવતા હતા. ચાતુર્માસનો શાંતિનો ટાઇમ હોવાથી ગુરુમહારાજે શ્રી કેશરવિજયજી મહારાજશ્રીને પોતાની પાછળ સમુદાયનો નિર્વાહ કરવામાં સમર્થ શાંત, ગંભીર અને ઉદાર જાણીને સં. ૧૯૬૨ના વશાક શુદી અગીયારસે ભગવતીજી સૂત્રના યોગમાં પ્રવેશ કરાવ્યો. તે ક્રિયા સાથે ભગવતીસૂત્રનું વાંચન પણ શરૂ કરાવ્યું. યોગની ક્રિયા આનંદથી પૂર્ણ કર્યા બાદ સં.૧૯૬૩ના કારતક વદી છઠ્ઠને દિવસે મહારાજશ્રી શ્રી કેશરવિજયજીને મોટા આડંબર સાથે ગણિપદવી આપવામાં આવી. આ મહોત્સવ

પ્રસંગે જામનગરના શેઠ જેઠાભાઈ કુશલચંદ વિગેરે તથા બીજા ઘણા ગામના ભાવિક સદ્ગૃહસ્થો હાજર થયા. અઠ્ઠાઈ મહોત્સવ પણ કરવામાં આવ્યો. અને રોજ શ્રીફળની પ્રભાવના કરવામાં આવતી. સ્વામિવાત્સલ્ય પણ ઠીક થયાં. સુરતના વતનીઓ ઘણા ખરા મુંબઈ રહેતા હોવાથી મહારાજશ્રીને મુંબઈ આવવા વિનંતિ કરી. ગુરુમહારાજશ્રીએ વિનતિ સ્વિકારી અને સુરતથી કારતક વદી દશમના રોજ મુંબઈ તરફ વિહાર કર્યો.

## અલબેલી મુંબઈ નગરીમાં પંન્યાસપદ.

સુરતથી નવસારી, બીલીમોરા, વલસાડ, પાલગઢ વિગેરે ગામોમાં થોડી થોડી સ્થિરતા કરી, રસ્તામાં યોગ્ય ધર્મોપદેશ આપતા મહારાજશ્રી વિગેરે અગાસી આવી પહોંચ્યા. ત્યાં પહોંચતાંજ ઝવેરીમંડળ તથા કચ્છી ભાઈઓ મુંબઈથી આવી પહોંચ્યા. ત્યાં પૂજા ભણાવી, સ્વામિવાત્સલ્ય કરી ગુરુવંદનનો અપૂર્વ લાભ લીધો. આ પ્રમાણે મુંબઈ પહોંચ્યા પહેલાં લગભગ એક હજાર શ્રાવકો વંદનાર્થે આવી ગયા. અગાસીથી માહીમ ગયા. અહિં પણ શ્રાવકો વંદનાર્થે આવ્યા હતા અને દહેરાસરમાં આંગી, પૂજા તથા સાંજના વખતે સ્વામિવાત્સલ્ય થયું હતું. માહીમથી દાદાર થઈ મહારાજશ્રી ભાયખાળા પધાર્યા. ત્યાંથી સં ૧૯૬૩ના મહા શુદી એકમના રોજ મુંબાઈમાં પ્રવેશ કર્યો. મુંબાઈ સંઘના અગ્રેસર શેઠીઆઓ પૈકી શેઠ દેવકરણ મુળજી, શેઠ મોતીલાલ મુળજી, ઝવેરી બાબુ રતનલાલ ચુનીલાલ, ઝવેરી નગીનભાઈ મંછુભાઈ વિગેરે હજારો શ્રાવક શ્રાવિકાઓ મહારાજશ્રીનો સત્કાર

કરવા વરઘોડા તથા બેંડ વાજા સાથે ભાયખાલે સામે આવ્યા હતા. ત્યાંથી ગુરૂમહારાજ શ્રી કમળવિજયજી, શ્રી કેશરવિજયજી ગણિ વિગેરે સહીત પંદર ઠાણાઓ સામૈયા સાથે ગામના મોટા ભાગમાં ફરી ગોડીજીના ઉપાશ્રયે પધાર્યા. અત્રે આવ્યા બાદ કચ્છી બન્ધુઓના આગ્રહથી મહારાજશ્રી કેશરવિજયજીગણિ વિગેરે કચ્છી દશાની વાડીએ પધાર્યા. અત્રે વૈરાગ્યમય ધર્મદેશનાનો લાભ લેવા સેંકડો શ્રાવકો ઉભરાવા લાગ્યા. વ્યાખ્યાનમાં બારભાવના તથા શ્રી મલયસુંદરી ચરિત્ર વંચાતુ હતું. સૌ રસપૂર્વક સાંભળવામાં ભાગ લેતા હતા. પર્યુષણ દરમિયાન કેટલાએ ધાર્મિક ખાતાની આવેલી ટીપમાં મહારાજશ્રીના ઉપદેશથી સારી રકમો આપવામાં આવી, ત્યારબાદ અઠ્ઠાવીશ લબ્ધિનો તપ થતાં તેમાં ઘણા માણસો જોડાયા. આ તપ પૂર્ણ થયા પછી ઉપધાન ક્રિયા કરવા ઘણા ભાઇઓ તથા બ્હેનોની ઇચ્છા થવાથી મહારાજશ્રીના ઉપદેશથી બાબુ રતનલાલ ચુનીલાલ તરફથી ઉપધાન ક્રિયા કરાવવા મુખ્ય ભાગ લેવામાં આવ્યો. લગભગ એકસો જણા આ તપમાં જોડાયા. આ તપ પૂર્ણ થતાં સં. ૧૯૬૪ના માગશર શુદી પાંચમે માળનો વરઘોડો નીકળ્યો અને માગશર શુદી સાતમે માળો પહેરાવવામાં આવી. આ પ્રસંગે મહોત્સવ થવાનો હોવાથી ગુરૂમહારાજશ્રીએ ગણિવર શ્રી કેશરવિજયજી મહારાજ કે જેમની લાયકાત તથા શક્તિ ઉપર સૌને વિશ્વાસ હતો, તેમને પંન્યાસપદવી આપવાની ઇચ્છા થતાં સંઘના અગ્રેસરોને સૂચના કરી. યોગ્યને યોગ્ય માન અવસરે આપવું તે સંઘની તથા ગુરૂ મહારાજની

ફરજ હોવાથી આ પ્રસંગ સાએ હર્ષથી વધાવી લીધો, સં. ૧૯૬૪ના માગશર શુદી દશમે ગોડીજીના ઉપાશ્રયે ચતુર્વિધ સંઘની વચ્ચે ગુરૂમહારાજશ્રીએ કેશરવિજયજી ગણિને પંન્યાસ પદવીથી વિભૂષિત કર્યા. આ શુભ પ્રસંગે બાબુ રતનલાલ ચુનીલાલ તરફથી શ્રી ફળની પ્રભાવના તથા નવકારસી કરવામાં આવી હતી, તેમજ શ્રી ગોડીજીના દહેરાસરે અઠ્ઠાઇ મહોત્સવ, સમવસરણની રચના, શાંતિસ્નાત્ર વિગેરે કરવામાં આવ્યાં હતાં. આ પ્રમાણે સં ૧૯૬૩નું ચાતુર્માસ મુંબાઇ થયું, મહારાજશ્રી કેશરવિજયજી ગણિપદવીમાંથી આગળ વધી પંન્યાસપદવીવાળા થયા. ઉન્નતિના શીખરનું એક પગથીયું વધુ ચડયા. અત્રેથી વિહાર કરી મહારાજશ્રી વિગેરે પુના પધાર્યા.

## પુનામાં ચાતુર્માસ. પાઠશાળા તથા લાયબ્રેરી ઉદ્દ્ઘાટન.

સં ૧૯૬૪માં પુનામાં પ્રવેશ કરતાં પુનાના જૈનના અગ્રેસરો શેઠ મોતીચંદ ભગવાનજી, જમનાદાસ મોકમચંદ, વીરચંદ કૃષ્ણાજી, વિગેરેએ ઘણા મોટા શ્રાવક સમુદાય સાથે મહારાજશ્રીનું સામૈયું કર્યું. પંન્યાસજીની મધુરવાણી શ્રવણ કરવા સૌ આવવા લાગ્યા. જૈન વસ્તિ સારી હોવા છતાં છોકરા, છોકરીઓ કે બૈરાંઓને ધાર્મિક અભ્યાસ કરવાની પાઠશાળા ન હતી. પંન્યાસજીએ આ વખતે સંઘના અગ્રેસરોને ઉપદેશ આપ્યો કે ધાર્મિક જ્ઞાનના સંસ્કાર આપવા માટે પાઠશાળાની પ્રથમ જરૂર છે, ધાર્મિક જ્ઞાનથીજ સારાસારનું ભાન થાય છે. જીવનમાં ધર્મક્રિયા પ્રત્યે રૂચી, ઉચ્ચ ભાવના, નમુનેદાર સંસ્કાર, વિનય વિગેરે ધાર્મિક જ્ઞાનથી ઉદ્ભવે છે.

ભવિષ્યમાં પણ ધાર્મિક જ્ઞાન લેનારો ધાર્મિક જીવન ગાળી શકશે માટે તેના પાયા રૂપે પાઠશાળા તાત્કાલિક સ્થાપવાની જરૂર છે. આ ઉપદેશની સારી અસર થઇ અને પરિણામે સારો ફાળો કરી ત્યાં પાઠશાળા સ્થાપવામાં આવી. જેનો યોગ્ય લાભ સૌ છોકરાં છોકરીઓ લેવા લાગ્યાં. તે વખતથી શરૂ થયેલી પાઠશાળાનું કામ અદ્યાપિ પર્યંત પણ ચાલુ છે.

## કુસંપ નાશ અને ઉપધાન.

પુનાના સંઘમાં અંદરોઅંદર વમનસ્ય હતું. તે મહારાજશ્રીના સદુપદેશથી દૂર થયું અને શાંતિ સ્થપાઈ. આવા પરમ ઉપકારી ગુરુમહારાજશ્રીને તથા પંન્યાસશ્રી કેશરવિજયજીને પુનાના શ્રી સંઘે પુના ચાતુર્માસ કરાવવા અતિ આગ્રહ કર્યો. પણ ગુરુમહરાજશ્રીને આગળ જવાની ભાવના હોવાથી શ્રી સંઘની વિનંતિને માન આપી પંન્યાસજી શ્રી કેશરવિજયજી ગણિને પુનામાં ચાતુર્માસ રહેવા આજ્ઞા આપી. સંઘની ઇચ્છા કોઈ પણ રીતે ગુરુમહારાશ્રીને ચાતુર્માસ માટે રોકવાની હોવાથી ઉપધાન તપ કરાવવા ઇચ્છા દર્શાવી. ગુરુમહારાજશ્રીએ જણાવ્યું જે તમારી ઇચ્છા ઉપધાન તપ કરાવવાની હશે તો પં. શ્રી કેશરવિજયજી ગણિ કરાવશે અને તેમની મદદમાં મુનીશ્રી લાભવિજયજીને મુકતો જાઉં છું. ઉપધાનનું કામ પૂર્ણ કરી તેઓ મારી પાસે આવી જશે. આમ જણાવી ગુરુમહારાજશ્રી તથા ભાવવિજયજી, રંગવિજયજી વિગેરે તલેગામ અહમદનગર થઈ યેવલા પધાર્યા. પં. શ્રી કેશરવિજયજી ગણિ, દર્શનવિજયજી, ગુણવિજયજી, લાભવિજયજી, પુના

રોકાણા ! અને ઉપધાન તપ પણ તરત શરૂ કરવામાં આવ્યો. જેમાં પોણોસો લગભગ માણસો જોડાયાં. ફાગણ માસમાં માળનું મુહુર્ત આવતાં પહેલી માળ શેઠ જમનાદાસ મોકમચંદના ધર્મપત્નિ બેન મેના પેથાપુરવાળાએ રૂા. પાંચસોનો ચડાવો કરીને પહેરી. ઉપધાનનું કાર્ય સારી રીતે સંપૂર્ણ થયું. ચાતુર્માસ દરમિયાન પુનાની ડેકન કોલેજની લાયબ્રેરીમાં જૈનોના ઘણા પ્રાચિન ગ્રંથોનું સાહિત્ય પંન્યાસજીએ તપાસ્યું. આવું અનુપમ સાહિત્ય વાંચી ઘણો આનંદ થયો. કેટલાક ગ્રંથો ત્યાંથી મેળવ્યા. જે પાલીતાણા શ્રી દેવવિજયજી મહારાજ ઉપર મોકલી લહીયા પાસે લખાવી લેવામાં આવ્યા. આ પ્રમાણે સં. ૧૯૬૪નું ચાતુર્માસ પુનામાં આનંદથી પૂર્ણ થયું.

## પ્રકરણ ૧૬ મું.

### માંડવગઢની યાત્રા તથા કપડવંજમાં ચાતુર્માસ.

### નવદીક્ષિત શ્રીન્યાયવિજયજી.

પાલણપુર નજીક ધોતાશકલાણાના રહીશ શા. ન્યાલચંદ ભીખાભાઈ જેમની ઉમર લગભગ વીશ વર્ષની હશે, તે દીક્ષા લેવા પુના આવ્યા હતા. તેને ત્રણચાર મહીના પાસે રાખી, ભણાવી સાધુના આચાર વિચારથી માહીતગાર કર્યા હતા. મહારાજશ્રી ચાતુર્માસ પૂર્ણ થયાથી વિહાર કરી તળેગામ ઢંઢેરા ગયા, અહિં ભાઇશ્રી ન્યાલચંદને મોટા આડંબરથી સં. ૧૯૬૫ના મહા સુદી દશમના દિવસે દીક્ષા

આપવામાં આવી અને તેમનું નામ ન્યાયવિજયજી રાખી પોતાના શિષ્ય તરીકે જાહેર કર્યા. અત્રેથી વિહાર કરી મહારાજશ્રી વિગેરે અહમદનગર આવ્યા. અહિં અનેક ભવ્ય પુરૂષોને આત્મજાગૃતિરૂપ ઉપદેશ આપ્યો અને માનસિક શુદ્ધિની ખાતર પ્રભુસ્મરણ કરવાના નિયમો દરેકને આપ્યા. અહિંથી મહારાજશ્રી યેવલા પધાર્યા. સંઘે મહારાજશ્રીને સારો સત્કાર કર્યો. અહિંયા મહારાજશ્રીએ માસકલ્પ કર્યો, અને વ્યાખ્યાનવાણીનો સારો લાભ આપ્યો. જીંદગી સુધીમાં સવા ક્રોડ નવકારમંત્રનો જાપ કરવો આવા નિયમો ઘણાને આપ્યા. લોકોને સમજાવ્યું કે જાપથી મલિનતા ઓછી થઇ વિશુદ્ધતા પ્રગટે છે. અને મન સ્થિર બને છે. આ પ્રમાણે મહારાજશ્રીનો જ્યાં જ્યાં વિહાર થયો ત્યાં ત્યાં ઘણાઓને જીંદગીપર્યંત ઓછામાં ઓછો સવા કરોડ જાપ કરવાનો નિયમ કરાવતા. અત્રે મુંબઈવાળા શેઠ, બાલુભાઇ શામળદાસે મહારાજશ્રીને માંગીતુંગીનો સંઘ કહાડવા ઇચ્છા દર્શાવી હતી.

## માંગીતુંગીજી યાત્રાનો સંઘ.

મહારાજશ્રી વિગેરેના નેતૃત્વ નીચે દોઢસો માણસો આ સંઘમાં સાથે નીકળ્યાં. સંઘપતિએ સંઘ રવાના થતી વખતે પોતાના આડતીયા શામલાલ મોહનલાલ દિગંબર કે જે તે તરફ રહેતો હતો તેને ભલામણ લખી કે અમારો સંઘ યાત્રાર્થે માંડવગઢ આવે છે માટે બધી જાતની સગવડતા રાખશો. સંઘપતિએ કર્યું તો સારા માટે પરંતુ પરિણામ વિચિત્ર આવ્યું. શામલાલને લાગ્યું કે આ સંઘના માણસો આવીને પૂજા કરશે તો તીર્થને અભડાવી દેશે અગર તીર્થપર

પોતાનો હક્ક ઠોકી બેસાડશે આથી તેણે તો સંઘના સ્વાગત અર્થે પચ્ચાસેક ગુંડા–લડાઈખોર માણસો સાથે લઈ સંઘની ભક્તિની તૈયારી કરી. સંઘ આવ્યો. પૂજાની તૈયારી કરતાં લડાઈનું રૂપ લીધું. પણ મહારાજશ્રીએ બધાને સમજાવી દીધા કે અહિં પ્રતિષ્ઠા થઈ ન હોવાથી પૂજા થાયજ નહિ. અત્રે તો પર્વતમાં પ્રતિમા કોતરેલ છે. આથી ઝઘડો થતો અટકી ગયો. અહિંયાં તુંગીનો પહાડ છે. તેની પાસે તુંગીયા નગરી અસલ હતી. હાલ તો તે ગામડું છે. અત્રે ત્રણ ચાર રોજ સંઘ રહ્યો. ગુફાઓ તથા પ્રાચીન સ્થાનો જોયાં. આ તિર્થ શ્વેતાંબરનું નથી પરંતુ દિગંબરનું છે. શ્રી બાહુબલીની મૂર્તિ ગુફાની અંદર પહાડમાં કોતરેલી છે. જેના દર્શને બ્હારથી લોકો આવે છે. મહારાજશ્રી તો અત્રેથી ચેવલા આવ્યા. અહિં રંગીલદાસ દેવચંદભાઈ, તથા ભાકચંદભાઈ વિગેરે ભાવિક શ્રાવકોએ મહારાજશ્રીને ચોમાસુ રહેવા ઘણોજ આગ્રહ કર્યો, પણ મારવાડના જેવી દક્ષિણની ગરમી હોવાથી મહારાજશ્રી ત્યાં ન રોકાતાં માલેગામ આવ્યા. અહિંથી ધુલીયા આવ્યા, ત્યાંથી શીરપુર આવ્યા. અત્રેના શ્રીસંઘે તથા શ્રાવીકા શીવકોરબેન તથા રતનબેને મહારાજશ્રીને ચોમાસા માટે બહુ વિનંતિ કરી. અને માંડવગઢનો સંઘ કહાડવા પોતાની ઈચ્છા દર્શાવી.

### માંડવગઢનો સંઘ.

અત્રેથી માંડવગઢનો સંઘ કહાડવામાં આવ્યો. માંડવગઢની યાત્રા કરી થોડા રોજ રહી ગુરૂમહારાજશ્રી વિગેરે રતલામ તરફ હતા તે તરફ પહોંચવા વિહાર કર્યો. રસ્તા-

માં શ્રાવકોના ઘર મળે નહિ. છતાં મુશ્કેલી વેઠીને પણ પંન્યાસજી મહારાજશ્રી કેશરવિજયજી રતલામ આવી પહોંચ્યા અને ગુરૂમહારાજશ્રીને મલ્યા.

**રતલામના સંઘે ગુમાવેલો લાભ.**

અત્રે રતલામમાં ખરતરગચ્છ તથા તપગચ્છ બંને ગચ્છના શ્રાવકો ભેદભાવ વગર વ્યાખ્યાન વાણી વિગેરેનો સારો લાભ લેતા હતા. ધર્મ પરત્વેની સૌની લાગણી સારી હતી. સૌએ મહારાજશ્રીને અત્રે ચાતુર્માસ રહેવા આગ્રહ કર્યો. પન્યાસજી મહારાજ શ્રી કેશરવિજયજી વિગેરે દક્ષિણ તરફથી લાંબો વિહાર કરીને આવવાથી થાકી પણ ગયા હતા. રહેવા ઇચ્છા પણ થઈ માત્ર એક વાંધો એ આવ્યો કે જે અત્રે ચાતુર્માસ રહે તેઓએ ખરતરગચ્છના ઉપાશ્રયે પર્યુષણમાં વ્યાખ્યાન વાંચવા ન જવું આમ તપગચ્છના શ્રાવકોનો રીવાજ કોઈ કારણ સર હશે તે મહારાજશ્રીને જણાવ્યો, મહારાજશ્રીએ જવાબ આપ્યો કે ત્યાં વ્યાખ્યાન વાંચવા જવાથી ગેરલાભ શું છે? લોકોને લાભ થાય, પરસ્પર સંપમાં વધારો થાય, એક બીજાની મદદમાં ઉભું રહેવું તે તો આપણો ધર્મ છે માટે આવો તમારો રિવાજ હોય અગર કોઈ પણ કારણથી આમ કરવાનુ કારણ બન્યું હોય તો તે રિવાજ ખોટો છે માટે તે રિવાજ કાઢી નાખવો સારો છે. છતાં મારવાડી ભાઈઓએ જે પકડયું હોય તે એકદમ કયાંથી છોડે? પરિણામે આંગણે આવેલ મહારાજશ્રીનો અપૂર્વ લાભ સૌ ગુમાવી બેઠા. અત્રે કપડવંજથી શેઠ બાલાભાઈ વિગેરે મહારાજશ્રીને વાંદવા અને પદ્મવિજયજીને કપડવંજ ચોમાસું રાખવા વિનંતિ કરવા તથા

આજ્ઞા લેવા આવ્યા હતા. શેઠ બાલાભાઈએ મહારાજશ્રી વિગેરે તમામ મુનિને પણ કપડવંજ આવવા વિનંતિ કરી અને આપ પધારો તો આપની સાથે કેટલાક શ્રાવકો મદદ કરવા ચાલશે.

## કપડવંજમાં ચાતુર્માસ.

મહારાજશ્રીએ બાલાભાઈનો આગ્રહ જોઈ કપડવંજ આવવા હા કહી. રતલામથી કપડવંજ સુધીના રસ્તામાં શ્રાવકોના ઘર આવતાં ન હતાં. મહારાજશ્રીની સાથે કપડવંજના અમુક ગૃહસ્થો વિહાર દરમિયાન સાથે રહેવાના હતા. મહારાજશ્રીનો વિચાર એવો હતો કે જે ગામમાં કાંઈપણ ખટપટનું કારણ હોય ત્યાં ન રહેવું. રતલામનું વાતાવરણ તેવું હોવાથી ગુરૂમહારાજ સાથે પંન્યાસજી શ્રી કેશર વિજયજી મહારાજ વિગેરે દશેક સાધુઓ દાહોદ, ગોધરા, વિગેરે ગામોમાં ભવ્ય પુરૂષોને ઉપદેશનો લાભ આપતા કપડવંજ પધાર્યા. સંઘે મોટા આડંબરથી સામૈયું કરી નગરપ્રવેશ કરાવ્યો. કપડવંજમાં શ્રાવકની વસ્તિ સારી છે. અત્રે ચાતુર્માસમાં ચૌદ પૂર્વ, પીસ્તાલીશ આગમ તથા અક્ષયનિધિ તપની આરાધના ઘણા શ્રાવક શ્રાવિકાઓએ કરી. વાડીલાલભાઈ તેલીએ સજોડે ચતુર્થવ્રત ગ્રહણ કર્યું. ચાતુર્માસમાં પર્યુષણ પર્વ દરમિયાન ગુરૂમહારાજ પં. મહારાજ શ્રીકમળવિજયજીએ દશ ઉપવાસ કર્યા તે નિમિતે ખરડો કરી શ્રી સંઘે અઠ્ઠાઇ મહોત્સવ આદર્યો. સ્વામિવાત્સલ્ય કરવા નક્કી કર્યું પણ પં. મા. શ્રી. કેશરવિજયજી મહારાજે અગ્રેસરોને સમજાવ્યું કે સ્વામિવાત્સલ્ય જમવું તેના કરતાં મહારાજશ્રીનું નામ રહે તેમ કરવા જરૂર છે. મેં ચોગ

સાસ્ત્રનું ભાષાંતર તૈયાર કરેલ છે તે મહારાજશ્રીની તપ-શ્ચર્યાની ખુશાલી નિમિત્તે આ પુસ્તક છપાય તે સારૂ, તેમાં જે બને તે મદદ કરો. સંઘના અગ્રેસરોએ આ વાત માન્ય કરી. જમવાનું બંધ કરી તે રકમ 'યોગશાસ્ત્ર'ની છપાઇમાં આપી. સં. ૧૯૬૫નું ચાતુર્માસ અત્રે પૂર્ણ થયું. સંઘના અગ્રેસરોને આ વખતે સમજાયું હતું કે જમણવારથી થતી ક્ષણીક તૃપ્તિ કરતાં જ્ઞાનામૃતની તૃપ્તિ વિશેષ ટકી રહે છે.



## પ્રકરણ ૧૭ મું.

(વડોદરામાં તપગચ્છાધિપતિ શ્રીમદ્‌મુક્તિ વિજયજી ગણીશ્વરજીની મૂર્તિની સ્થાપના, વેજલપુરમાં શાસ્ત્રાર્થ, શ્રીમદ્ પં. મા. શ્રી કમળવિજય માહારાજશ્રીના પ્રમુખપણા નીચે મુનિ સંમેલન અને તેના ઠરાવો તથા ઉપધાન ક્રિયા.)

પાલીતાણામાં માહારાજશ્રી દેવવિજયજી તથા કરૂણા-વિજયજી વિગેરે ન્યાયનો અભ્યાસ કરવા ત્રણવર્ષથી રહ્યાહતા તેઓ અભ્યાસ ત્યાંનો કેટલોક પૂર્ણ કરી અમદાવાદ પધાર્યા પાલીતાણા પાઠશાળાનો પંડિત વિરેશ્વરજી અહીં પાઠશા-ળામાં રહેલ હોવાથી પાછો ફરી ન્યાયનો અભ્યાસ બાકીનો અહીં શરૂ કર્યો. માહારાજશ્રી હંશવિજયજી પણ સાથે અભ્યાસમાં સામેલ હતા, ખાદ્ય ખંડન નામનો યશોવિજયજી ઉપાધ્યાયજી કૃત ગ્રંથ શરૂ કર્યો ચાર મહીના અભ્યાસ ચાલુ રાખ્યો તે દરમીયાન ઉનાળાની રજા પડવાથી પંડિતજી રજા પર જવાથી મા. શ્રી દેવવિજયજી તથા કરૂણાવિજયજી કપ-ડવંજ ગુરૂમહારાજ શ્રી કમલવિજયજી મહારાજશ્રી તથા શ્રી કેશરવિજયજી મહારાજશ્રીને વાંદવા કપડવંજ આવ્યા.

આ વખતે લુણાવાડાના અગ્રેસર શ્રાવકો ગુરૂમહારાજશ્રીને ચાતુર્માસ પધારવા વિનંતિ કરવા આવ્યા. ગુરૂમહારાજશ્રીએ તો મહારાજશ્રી દેવવિજયજીને સૂચના કરી કે તમારો ભાવ થાય તો લુણાવાડા જાવ. સારો લાભ મળશે. વળી ત્યાં ભણવા વિગેરેની સગવડ પણ પંડિત રાખી કરી આપશે. આથી મહારાજશ્રી દેવવિજયજી કરૂણાવિજયજી તથા જોગવિજયજી ઠાણા ત્રણ લુણાવાડા ગયા. ત્યાં ગયા બાદ પંડિત બોલાવવાની સૂચના કરતાં સૌ આંખ આડા કાન કરવા લાગ્યા. તપાસમાં માલમ પડયું કે અત્રે સીલિક ન હતી. ઉપાશ્રયમાં કાજો કહાડવાને પણ માણસ ન હતું. એટલે શ્રી દેવવિજયજીએ શ્રાવકોને કહ્યું કે આમ જુઠું કહી કેમ તેડી લાવ્યા? જવાબ મળ્યો કે આપને લાવવા હતા એટલે જેમ તેમ બોલ્યા છીયે. હવે જવા દેવાના નથી મહારાજશ્રી વિગેરેનો ચાલુ અભ્યાસ બંધ થયો. આથી તેમને લાગી આવ્યું અને કપડવંજ જવા તૈયાર થયા, પણ સંઘે જવા દીધા નહિ. પાછળથી ગુરૂમહારાજ તરફથી ત્યાં આ વર્ષે સ્થિરતા કરવા ભલામણ આવી. આથી અત્રે સ્થિરતા કરી. અત્રે પાઠશાળાની સગવડ ન હતી તે માટે યોગ્ય ઉપદેશ આપ્યો. અને પાઠશાળા શરૂ થઈ અને નિયમીતપણે ચાલવા લાગી. પર્યુષણમાં સ્વપ્ના કે ઘોડીયા પારણું વિગેરે ઉતારવા બાબતનું અત્રે કાંઈ પણ સાધન ન હતું. અત્રે કેટલાકને એવો પણ વ્હેમ બેઠેલો હતો કે જેના ઘેર ઘોડીયા પારણું લઇ જાય તેને ઠીક રહે નહી. આ વ્હેમ દૂર કરાવ્યો અને સંઘે નવાં ચૌદ સ્વપ્ના તથા ઘોડીયા પારણું કરાવ્યું. જે ધણીને ઘેરે ઘોડીયા પારણું લઈ

ગયા હતા તેને ઘેર પર્યુષણ પર્વ ખતમ થયા બાદ ઘોડીયા પારણું લઈ જનાર બાઈ માંદી પડી. આથી આ બાઈને જો કાંઈ થાય તો જે વ્હેમ હતો તે સાચો પડે. આ કારણે શ્રી દેવવિજયજી મહારાજે વાસક્ષેપ મંત્રીને નાખ્યો અને દૃઢ સંકલ્પ બળથી તે બાઈને સૂચના કરી કે હવે તમોને આરામ થોડા રોજમાં થઇ જશે. તેમજ સાજા થયે મને વોળાવવા વિહાર કરતી વેળાએ જાતે પગે ચાલીને આવશો. આ પ્રમાણે સૂચના કરી. પ્રભુકૃપાએ થોડા રોજમાં બાઇ લદ્દન સાજી થઇ ગઈ અને વિહાર વખતે તે બાઇ પગે ચાલીને મહારાજશ્રીને વોળાવવા પણ આવી શકી હતી. આ પ્રમાણે શ્રી દેવવિજયજી મહારાજનું ચાતુર્માસ સં. ૧૯૬૫નું અત્રે લુણાવાડામાં થયું.

ગુરુમહારાજશ્રી તથા કેશરવિજયજી મહારાજનું ચાતુર્માસ કપડવંજમાં પુરૂં થયું; આ દરમિયાન મુનીરાજશ્રી મોહનવિજયજીનું ચાતુર્માસ વડોદરા થયું હતું. ત્યાં ચોમાસામાં વિજયાદશમીથી ઉપધાન શરૂ કરાવ્યાં હતાં, તેની માળ માગશર શુદીમાં પહેરાવવાની હતી. તેમજ વડોદરા કોઠીપોળમાં દાદાગુરુ મુળચંદજી–મુક્તિવિજયજી મહારાજશ્રીનો ઘણો ઉપકાર હોવાથી તેમની મૂર્તિ દહેરાસરજીમાં એક બાજુએ ગોખલામાં પધરાવવાની હતી. આથી બધો સમુદાય આ નિમિત્તે વડોદરા એકઠો થાય તેમ પ્રબંધ કરવાનો હતો. આથી ગુરુમહારાજશ્રીને કપડવંજ જણાવ્યું. તેમણે ગોધરા શ્રી વિનયવિજયજીને ખબર આપી. શ્રી. દેવવિજયજીને લુણાવાડા ખબર આપી.

વિગેરેમાંથી શાસ્ત્રના પાઠો રજુ કર્યા. મહારાજશ્રીએ અંતે સાબીત કરી આપ્યું કે અશુદ્ધ ક્રિયા પણ શુદ્ધ કરવાનો ખપ રાખી ક્રિયા કરનાર આરાધક છે પણ સર્વથા ક્રિયા નથી કરતો તે વિરાધક છે. આમ બધાને ખાત્રી કરી આપી. પ્રતિવાદીએ પણ કબુલ કર્યું. ત્યારબાદ વેજલપુરથી વિહાર કરી છાણી પધાર્યા. ગુરુમહારાજ તથા શ્રી કેશરવિજયજી મહારાજ વિગેરે કપડવંજથી નીકળી ચુણેલ પધાર્યા. ત્યાંથી છાણી આવ્યા બાદ અત્રે જુદા જુદા સ્થળેથી ચાતુર્માસ રહેલા મુનિઓ પણ સાથે થઇ ગયાં. અત્રે વડોદરાથી કોઠીપોળના શ્રાવકો મહારાજશ્રીના સત્કાર માટે તથા આમંત્રણ માટે સામા આવ્યા હતા. ગુરુમહારાજશ્રી પોતાના શિષ્ય પ્રશિષ્યના પરિવાર સહ વડોદરાના શહેર બહારના કમાટી બાગમાં પધાર્યા. અત્રે તેમનું સ્વાગત કરવા વડોદરા શહેરના હજારો ભાવિક શ્રાવકો હાજર થયા. સામૈયામાં ગાયકવાડ સરકારના અંબાડીથી શણગારેલા ત્રણ હાથીઓ પણ લાવવામાં આવ્યા હતા. ઠાઠમાઠ ઘણો ભવ્ય અને ભભકાબંધ કરવામાં આવ્યો હતો.

## વડોદરામાં એકઠા થવાનું કારણ.

વડોદરામાં કોઠીપોળના દહેરાસર સામે વિશાળ મુકામમાં લગભગ વીસ સાધુઓ ઉતર્યા. ગુરુમહારાજશ્રી કમળવિજયજી, પંન્યાસજી શ્રી કેશરવિજયજી, શ્રી ભાવવિજયજી રંગવિજયજી, લાભવિજયજી, વિનયવિજયજી, દેવવિજયજી, મોહનવિજયજી, મોતીવિજયજી, દર્શનવિજયજી, ચારિત્રવિજયજી, પ્રતાપવિજયજી, રમણીકવિજયજી, ન્યાયવિજયજી

વિગેરે વીશ ઠાણા અત્રે હતા. વ્યાખ્યાનનો લાભ ઘણા સારા પ્રમાણુમ લોકો લેતા હતા. માળ પહેરવાના મુહુર્તે ગુરુમહારાજશ્રી તથા પં. શ્રી કેશરવિજયજી, દેવવિજયજી તથા મોહનવિજયજીએ માળો પહેરાવી, તે પછી મૂર્તિ પધરાવવાના ટાઈમે મહારાજશ્રી મુકિતવિજયજી ગણિ મહારાજશ્રીની મૂર્તિની અંજન શલાકા સાથે પ્રતિષ્ઠા કરવામાં આવી. અને દહેરાસરના એક સુંદર ગોખલામાં મૂર્તિ પધરાવવામાં આવી. બપોરે હજારો માણસોની મેદની વચ્ચે શાંતિ સ્નાત્ર ભણાવવામાં આવ્યું. આનંદથી તમામ કાર્યો નિર્વિઘ્ને પસાર થયાં. અત્રે ગુરુમહારાજશ્રીના પરિવાર ઉપરાંત પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી મહારાજ તથા ચતુરવિજયજી વિગેરે બીજા પણ ઘણા સાધુઓ હતા. પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી મહારાજશ્રીની પ્રેરણાથી મુનીમંડળ ભરવાનો વિચાર થયો.

## સાધું સંમેલન અને તેના ઠરાવો.

જો કે આ સંમેલન માત્ર વડોદરામાં એકઠા થયેલા મુની રાજો અને મુખ્યત્વે શ્રી કમળવિજયજી મહારાજના સંઘાડાના સાધુઓનું હતું. તેમાં ગુરુમહારાજશ્રીને પ્રમુખપદ આપવામાં આવ્યું હતું. પાંત્રીશથી ચાલીશ સાધુઓ તથા પચીશેક સાધ્વીઓએ સંમેલનમાં હાજરી આપી હતી. પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી, શ્રી ચતુરવિજયજી, પં. શ્રી કેશરવિજયજી, શ્રી દેવવિજયજી, શ્રી મોહનવિજયજી વિગેરેએ અવસર ઉચિત અને ચાલતા સાધુ સાધ્વીઓના આચાર વિચાર, વિહાર, દીક્ષા વિગેરે બાબત ભાષણો કર્યા. અને

પછી સર્વાનુમતે નીચેના ઠરાવો પસાર કરવામાં આવ્યા.

**સંમેલનના ઠરાવો.**

૧. દરેક સાધુ સાધ્વીએ પોતાના ગુરૂની નિશ્રાએ રહેવું પણ સ્વચ્છંદે એકલા વિચરવું નહિ.

૨. નવકલ્પી વિહાર કરવો, છુટા કાળમાં એક સ્થળે રહેવું નહિ. જુદા જુદા દેશોમાં વિચરવું.

૩. ઉપદેશ પદ્ધતિ બદલાવવી, નવા દહેરાસરો બંધાવવામાં તેમજ સ્વામિવાત્સલ્યને અંગે જમણવારોમાં પૈસા ખર્ચાવવાને બદલે જીર્ણોદ્ધાર, પુસ્તકોદ્ધાર અને શ્રાવકોદ્ધાર કરવા બને તેટલો ઉપદેશ આપવા પ્રયત્ન કરવો.

૪. સાધુ સાધ્વીઓએ આપસ આપસમાં સંપની વૃદ્ધિ કરવી.

૫. દિક્ષા લેવા આવનાર માણસની યોગ્યતા તપાસ્યા પછી જ લાયક જણાય તો દિક્ષા આપવી.

૬. ગુરૂથી વિના પ્રયોજને જુદા થયેલા શિષ્યને તેના ગુરૂની રજા સિવાય સાથે રાખવો નહિ.

૭. દિક્ષા લેનાર માણસને અમુક વખત પાસે રાખવો અને તેને અભ્યાસ કરાવવો. ઓછામાં ઓછા બે પ્રતિક્રમણ થયા પછી દિક્ષા આપવી.

૮. દિક્ષા આપતી વખતે દશ વૈકાલીકના ચાર અધ્યયન અને સાધુ ક્રિયા થયા પછી જ વડી દિક્ષા આપવી.

૯. દિક્ષા આપતી વખતે તેના વાલી–વારસદારની સંમતિ મેળવીને પછી દિક્ષા આપવી.

આ બધા ઠરાવો કરવામાં આવ્યા હતાં જે હાજર રહેલા બધાઓએ કબુલ રાખ્યા હતા. આ ઠરાવો બરોબર પાળવામાં આવ્યા હોત તો વર્ત્તમાન કાળની જે દશા જૈનસંઘમાં ચાલી રહેલી છે તે કદી થવા પામત નહિ. આ પ્રમાણે મહોત્સવ પૂર્ણ થયો. ત્યારબાદ ગુરૂમહારાજશ્રી વિગેરે અહિંથી વિહાર કરી પાદરા પધાર્યા. પાદરાથી શ્રી કેશરવિજયજી મહારાજ; તથા પદ્મવિજયજી તથા વિનયવિજયજી બોરસદ પધાર્યા. ગુરૂમહારાજશ્રી તથા શ્રી દેવવિજયજી, શ્રીલાભવિજયજી, શ્રીમોહનવિજયજી, શ્રી મોતીવિજયજી, શ્રીચારિત્રવિજયજી વિગેરે ખંભાત પધાર્યા. ગુરૂમહારાજશ્રી વિગેરે અહિંથી વિહાર કરી પાલીતાણા, સિદ્ધાચળજીની યાત્રાર્થે પધાર્યા. શ્રી કેશરવિજયજી મહારાજ બોરસદથી પેથાપુર પધાર્યા.



## પ્રકરણ ૧૮ મું.

### આચાર્યશ્રીની સાહિત્યસેવા અને પેથાપુરમાં ચાતુર્માસ.

પેથાપુરમાં સંવત ૧૯૬૬ની સાલમાં પં. મહારાજશ્રી કેશરવિજયજી તથા દેવવિજયજી મહારાજ વિગેરે પધાર્યા હતા. ચાતુર્માસ અત્રેજ નક્કી થયું. વ્યાખ્યાનનો અપૂર્વ લાભ ભાવિકો સારી સંખ્યામાં લેતા હતા. ચાતુર્માસમાં શ્રી સંઘને ઉપધાન તપ કરાવવાની ભાવના થવાથી બીજા

સાધુઓની જરૂર પડતાં શ્રી લાભવિજયજીને ગુરૂશ્રી પાસેથી પેથાપુર બોલાવવામાં આવ્યા, વ્યાખ્યાનમાં ધર્મરત્ન પ્રકરણ શ્રાવકના એકવીશ ગુણ તથા વીશસ્થાનક ચરિત્ર વાંચવામાં આવતું હતું.

## આચાર્યશ્રીની સાહિત્ય સેવા.

આચાર્યશ્રીના જીવનનો મોટો ભાગ અપ્રમત્ત દશામાં ગયો છે તે દરમિયાન તેમણે જૈનસમાજને ઉપયોગી થાય તેવાં સુંદર બોધરસથી ભરપુર લગભગ વિશેક સદ્ગ્રંથો લખ્યા છે. જેની હજારો નકલો ખપી જતાં બીજી આવૃત્તિઓ પણ છપાવવી પડેલ છે. જ્ઞાન મેળવવું અને અન્યને તેવા જ્ઞાનના રસીયા બનાવવા તેજ તેઓશ્રીનું કર્ત્તવ્ય હતું. તેઓ શ્રીનો સ્થૂલદેહ નથી પણ પુસ્તકો રૂપી અક્ષરદેહ સદા મોજુદ હોવાથી એમની ગેરહાજરીમાં પણ એમના ગ્રંથો અદ્ભૂત અસર ઉપજાવી અનેકને સત્પંથે જવાનું કે ધર્મમાર્ગમાં દૃઢ થવાનું કારણ બની રહ્યા છે. એમનું લખેલું ગમે તે એકજ પુસ્તક અથેતિ વાંચવામાં આવે તોપણ તેના રહસ્યથી જીવન ફેરવાઈ જાય છે તો તેમના બધા ગ્રંથોનું વાંચન અને મનન કોઈ સ્વર્ગીય વાતાવરણમાં લઈ જાય છે. અગર જીવનના ઉત્તમ સંસ્કારોનું આરોપણ કરે એ નિશંક બાબત છે. એમના ગ્રંથોની વિશિષ્ટતા તો એ છે કે એની ભાષા બાલક વૃદ્ધહરકોઈ સ્હેલાઈથી સમજી શકે છે તેમજ એમના ગ્રંથોનું વાંચન ચાલુ હોય ત્યારે વાંચનાર ઉન્નત વિચારશ્રેણીમાં તલ્લીન બની જાય છે. જેવું

મનમાં તેવુંજ બોલવામાં કે લખવામાં કે તેવુંજ જીવનમાં ઉતારવાની તેમની વૃત્તિ હોવાથી વાંચકના હૃદયપટ પર તેમનું લખાણ સચોટ અસર કરે છે. આપણા જીનેશ્વર દેવોના વિયોગે આગમ એ આધારભૂત છે તેવીજ રીતે તેમના વિયોગે તેમના પુસ્તકો આધારભૂત તથા સ્મરણરૂપ છે તેઓશ્રીની ગેરહાજરીમાં તેમના પુસ્તકોનું વાંચન-મનન'નીદીધ્યાસન એ તેમના પ્રત્યે પૂજ્યભાવ કે ગુરૂભાવ દર્શાવવાનો સીધો રસ્તો છે, એ સૌ કોઈ સમજી શકે એવી બીના છે.

---

## કયા કયા પુસ્તકો કયાં કયાં રચ્યાં ?

---

### ૧. દશવૈકાલિક સૂત્રનું ભાષાંતર.

સં. ૧૯૬૦ ના જામનગરના ચાતુર્માસમા સર્વથી પહેલું તેનું ભાષાતર કર્યું અને તે શા હીરાચંદ કકલભાઇ અમદાવાદવાળા તરફથી બહાર પડયું છે. સાધુ સાધ્વીઓને ભેટ મળે છે.

### ૨. પ્રબોધ ચિંતામણી ભાષાંતર.

સં. ૧૯૬૨ના સુરતના ચાતુર્માસમાં ભાષાતર કર્યું. શ્રી જૈનધર્મપ્રસારક સભા-ભાવનગર તરફથી બ્હાર પાડેલ છે.

### ૩. યોગશાસ્ત્ર ભાષાંતર.

શ્રી હેમચંદ્રાચાર્ય રચિત યોગશાસ્ત્રનું આ ભાષાંતર બહુ લોકપ્રિય નીવડયુ છે. તે સં. ૧૯૬૩ ના મુબઇના ચાતુર્માસમાં શ્રી અધ્યાત્મ પ્રસારક વર્ગ તરફથી તથા શ્રી વિજયકમળકેસર ગ્રંથમાળા તરફથી બ્હાર પાડેલ છે,

## ૪. શ્રી મલયસુંદરી ચરિત્ર ભાષાંતર.

સં. ૧૯૬૪ના પુનાના ચાતુર્માસમાં લખ્યું અને તે જા
જૈન બુકસેલર મેઘજી હીરજી તથા શ્રી વિજયકમલ કેશર ગ્રંથ
તરફથી બ્હાર પાડેલ છે.

## ૫. સુદર્શના ચરિત્ર ભાષાંતર.

સં. ૧૯૬૮-૬૯ માણસા તથા વઢવાણ કેમ્પના ચાતુર્મા
લખ્યું-તે પણ મેઘજી હીરજી તરફથી બ્હાર પાડેલ છે.

## ૬ ૭. ગૃહસ્થ ધર્મ તથા નીતિમય જીવન.

સં. ૧૯૭૦ ના રાજકોટના ચાતુર્માસમાં લખેલ છે. કે
શા. સોમચંદ ભગવાનદાસ અમદાવાદવાળા તરફથી બ્હાર પાડેલ

## ૮-૯-૧૦. ધ્યાન દીપીકા, સમ્યક્ દર્શન તથા નીતિ વચના

આ પ્રમાણે આ ત્રણ પુસ્તકો સં. ૧૯૭૩માં શા. સોમ
ભગવાનદાસ અમદાવાદવાળા, તરફથી બ્હાર પાડેલ છે. જે વાંક
તથા ગોધાવીના ચાતુર્માસમા લખેલા હતાં.

## ૧૧-૧૨. શાંતિનોમાર્ગ તથા આત્મજ્ઞાનપ્રવેશિકા.

સં. ૧૯૭૬-૭૭ અમદાવાદ તથા દહેગામના ચાતુર્માસ
લખેલ છે. સં. ૧૯૭૮માં પાદરાવાળા વકીલ ત્રિભોવનદાસ દલ
તથા શ્રી વિજયકમલ કેશર ગ્રંથમાળા તરફથી બીજી આવૃત્તિઓ
બ્હાર પાડેલ છે.

## ૧૩. આત્મવિશુદ્ધિ.

સં. ૧૯૮૧ના રાણપુરના ચાતુર્માસના લખી છે. અને
વિજયકમલ કેશર ગ્રંથમાળા તરફથી બ્હાર પાડેલ છે.

## ૧૪. શ્રી મહાવીર તત્વપ્રકાશ.

સં. ૧૯૮૨ના ભાવનગરનાં ચાતુર્માસમાં લખેલ જે ગ્રંથમા
તરફથી બ્હાર પાડેલ છે.

## ૧૫. આનંદ અને પ્રભુ મહાવીર.

સં. ૧૯૭૩ના દેહગામના ચાતુર્માસમા લખેલ છે. ગ્રંથમાળા તરફથી પ્રસિદ્ધ કરેલ છે.

## ૧૬–૧૭. પ્રભુનાપંથે જ્ઞાનનોપ્રકાશ તથા ૐ કારના પંથે

સં. ૧૯૮૪ના વીસનગરના ચાતુર્માસમાં લખેલ છે તેમજ ગ્રંથમાળા તરફથી પ્રસિદ્ધ કરેલ છે.

## ૧૮. આત્માનો વિકાસક્રમ યાને મહામોહનો પરાજય

સં. ૧૯૮૫ના વડાલીના ચાતુર્માસમાં લખેલ છે. જે ગ્રંથમાળા તરફથી પ્રસિદ્ધ કરવામા આવેલ છે.

## ૧૯. શ્રી મહાવીર તત્વપ્રકાશ સંસ્કૃત.

સં. ૧૯૮૬ના દહેગામના ચાતુર્માસમા ઉપરોક્ત બુક ગુજરાતીમા લખેલ તે સંસ્કૃતમા લખી ગ્રંથમાળા તરફથી બહાર પાડેલ છે.

## ૨૦. ધર્મોપદેશ તત્વજ્ઞાન.

સં. ૧૯૬૬ના પેથાપુરના ચાતુર્માસમા બનાવી ગ્રંથમાળા તરફથી બહાર પાડેલ છે; આચાર્યશ્રીના પગલે ચાલી જ્ઞાન પ્રચાર અર્થે તેમના લઘુભ્રાતા મહોપાધ્યયજી મા. શ્રી દેવવિજયજીએ પણ કેટલાક પુસ્તકો લખી પ્રસિદ્ધ કરાવેલછે. જેની યાદી નીચે મુજબ છે.

## મહોપાધ્યાયજી મા૦ શ્રી દેવવિજયજી ગણિકૃત પુસ્તકો.

## ૧–૨. પ્રકરણ પુષ્પમાળા તથા અનુયોગદ્વાર સૂત્ર ભાષાંતર.

નિગોદ છત્રીશી પરમાણુ તથા પુદ્ગલ છત્રીશી મૂલ તથા ટીકાના ભાષાતરો તથા અનુયોગ દ્વાર સૂત્રનું સંપૂર્ણ ભાષાતર સં. ૧૯૭૨ ના પાટણ ચાતુર્માસમા તૈયાર કરી સં. ૧૯૭૩મા આત્માનંદ સભા તરફથી બહાર પાડેલ છે.

### ૩-૪. દેવભક્તિમાળા તથા વિજયકમળસૂરિશ્વરજી જીવનચરિત્ર.

સં. ૧૯૭૬ના અમદાવાદના ચાતુર્માસમાં લખવામાં આવેલ છે. અને તેજ સાલમાં શ્રી આત્માનંદ જૈન સભા તરફથી બહાર પાડેલ છે.

### ૫-૬. દેવવિનોદ તથા રેખાદર્શન ભા-૧ લો આ બે પુસ્તકો.

સં. ૧૯૭૯માં મુંબઇના ચાતુર્માસમાં લખ્યાં અને સં. ૧૯૮૦ માં ગ્રંથમાળા તરફથી બહાર પાડેલ છે.

### ૭-૮. આપણી વર્ત્તમાનકાળની સ્થિતિ તથા આપણો અસ્ત કે ઉદય આ બે પુસ્તકો.

સં. ૧૯૮૪ના છુટા કાળમાં વીજાપુર તથા લોદ્રામાં લખેલાં જે ગ્રંથમાળા તરફથી ભેટ તરીકે બહાર પાડેલ છે.

### ૯-૧૦-૧૧. રેખાદર્શન-હસ્ત સંજીવ ભા-૧-૨-૩

સં. ૧૯૮૬ના દહેગામના ચાતુર્માસમાં લખ્યા અને સં. ૧૯૮૭ના અમદાવાદના ચાતુર્માસમાં ગ્રંથમાળા તરફથી બહાર પાડેલ છે.

### ૧૨-૧૩-૧૪. શ્રી વિજયકેશરસૂરિ જીવનપ્રભા, રાસ તથા વ્રજવિનોદ નીતિ વચનામૃતો

સં. ૧૯૮૮ના પાલીતાણાના ચાતુર્માસમાં લખ્યા અને સં. ૧૯૮૯માં ગ્રંથમાળા તરફથી પ્રસિદ્ધ કરેલ છે.

### ૧૫-૧૬. આચાર્યશ્રી વિજયકેશરસૂરીશ્વરજીનું બૃહદ્જીવન-ચરિત્ર-જીવનપ્રભા તથા આત્મોન્નતિ વચનામૃતો.

સં. ૧૯૯૧માં ખંભાતના ચાતુર્માસમાં તૈયાર કરેલ અને ૧૯૯૨માં ગ્રંથમાળા તરફથી પ્રસિદ્ધ કરેલ છે.

### ૧૭. યોગદૃષ્ટિ સમુચ્ચય ભાષાંતર.

સં. ૧૯૯૧માં ખંભાતના ચાતુર્માસમાં તૈયાર કરેલ અને સં. ૧૯૯૨માં ગ્રંથમાળ તરફથી પ્રસિદ્ધ કરેલ છે.

## ૧૮. મુહપત્તિ ચર્ચાસાર સમીક્ષા.

સં. ૧૯૯૦ બારડોલીના ચાતુર્માસમાં તૈયાર કરેલ અને ૧૯૯૨માં ગ્રંથમાળા તરફથી હવે પ્રસિદ્ધ થશે.

## ૧૯. શિશુશિક્ષા

અમદાવાદમા અન્ય પુસ્તકો ઉપરથી લખેલ છે. સં. ૧૯૯૨માં ગ્રંથમાલા તરફથી પ્રસિદ્ધ થએલ છે.



## આચાર્યશ્રીના પુસ્તક ઉપર સમાલોચના.

---

લી. ઠક્કર માધવજી ગોકળદાસ. કામદાર. ભેરાઈબંદર.

ઇશ્વિર સ્મરણ કરતા ગુરૂ મેળવવાની જરૂર પડી. જેનો પ્રયાસ કરતા આખરે આપ જેવા સદ્‌ગુરૂ પ્રાપ્ત થયા. મને એક જૈન મિત્રના સમાગમથી જુનાગઢમા ગોરજીના મુકામે તા. ૨૦–૨–૨૭ના રોજ આપનું બનાવેલું પુસ્તક શ્રી મહાવીર તત્વપ્રકાશ નામે મારા વાંચવામાં આવ્યું અને તે વાચતા મારા મનની અંદરની બધી બાબતો શાંત થઇ ગઇ. હું જેવા ગુરૂની તપાસમા હતો તેવા ગુરૂ મળી આવ્યા. અને એ પુસ્તકમાનો આપનો ફોટો લક્ષપૂર્વક મેં મારા અંતર-આત્મામા લઈ રાખી શાત થયો છું. એ પુસ્તક ગોરજી પાસેથી માગી મેળવી લેવા ઇચ્છા થઇ પરંતુ જેમ પ્રિય મને હતું તેવું તેઓને પણ હતું તેથી તેમની પાસે માગણી ન કરતાં ભાવનગર જૈન ધમ પ્રચારક સભા પર રિપ્લાઈ કાર્ડ લખી વી. પી. થી મંગાવ્યું. ઇશ્વરકૃપા અને આપ જેવાની કૃપાથી એ પુસ્તક અમુલ્ય હોઈ મને ભેટ મોકલવામાં આવ્યું. જે એકથી બેવાર લક્ષથી વાંચતાં તેના દરેક શબ્દની કિંમત થઈ શકતી નથી. એવું અલૌકિક રચનાવાળું હોવાથી તેના વાંચનથી મારા મનને બહુ શાંતિ થઇ. આપના દર્શ-

નનો લાભ લેવા આ સેવક બહુ આતુર છે. તેથી ભાવનગર પત્ર લખીને હાલ આપ કયાં બીરાજો છો વિગેરે પૂછાવતાં પ્રત્યુત્તર છે કે આપ હાલ અમદાવાદ બીરાજો છો. આપના શરીરે બીમારીને અંગે હાલમાં સુખશાંતા નથી. આપનું શરીર તંદુરસ્ત થઈ મૂળ સ્થિતિપર આવી જાય તેમ પરમાત્મા પાસે માગું છું. આપની સ્થિરતા હાલ ત્યાંજ હશે. પરમાત્માની ઇચ્છા હોય અને આપ ગુરૂનાં દર્શન મારા પ્રારબ્ધમાં થવાને નિર્માણ હોય તો બની શકે. પ્રત્યુતર લખશોજી.

ઉપરનો પત્ર લખનાર એક જૈનેતર બન્ધુ છે. તેણે મહારાજશ્રીને જોએલ પણ ન હતા છતાં તેમના પુસ્તકની તેમના પર કેવી અદ્દભૂત જાદુઈ અસર થવા પામી છે! પત્રમાં તેણે કેટલો સદ્દભાવ દર્શાવ્યો છે? આચાર્યશ્રીના એક પુસ્તક માત્રથી આ પત્ર લખનારના જીવનમાં ધર્મ અને સંસ્કારનાં બીજ રોપાયાં. તેનું કારણ આચાર્યશ્રીજ ગણી શકાય. પુસ્તકોના પ્રચારથી જ્ઞાન સર્વત્ર પહોંચે છે અને તેમાં એકાદના જીવનને પણ તે સફળ કરવા તૈયાર હોય તો પણ તેને માટે લીધેલો શ્રમ કે ખર્ચેલ પૈસા ઠેકાણેજ છે.



## પ્રકરણ ૧૯ મું.



### પેથાપુરમાં ઉપધાન મહોત્સવ તથા પાનસરનો સંઘ.



#### પેથાપુરમાં ઉપધાન.

પેથાપુરના સંઘને ઉપધાન વહન કરવાની ઈચ્છા હોવાથી મુહૂર્ત નક્કી કરી ચોતરફ કંકોત્રીઓ લખવામાં આવી, લગભગ સવાસો માણસો ઉપધાનમાં બેઠા. ઉપધાનની ટોળીઓ અગાઉથીજ લખાઈ ગઇ હતી. મહારાજશ્રી આનંદથી બધી ક્રિયા કરાવતા હતા. તેમની મદદમાં પંન્યાસજી શ્રી દેવવિજયજી તથા પંન્યાસજી શ્રી લાભવિજયજી પણ હાજર હતા. માળનો વરઘોડો સુંદર ચડાવ્યો હતો, તે પ્રસંગે અમદાવાદથી રજકનું બેંડવાજું પણ મંગાવવામાં આવ્યુ હતું. વળી સમોવસરણની રચના તથા અઠ્ઠાઈ મહોત્સવ વિગેરે પણ સારી રીતે થયું હતું. પ્રથમ માળ મહારાજશ્રીના હસ્તે મ્હેતા ચંદુલાલ હાથીભાઇના ધર્મપત્નિએ તથા શા. સકરચંદ કાલીદાસના ધર્મપત્ની બેન મોતીએ પહેરી હતી. ઉપધાનના તમામ કામકાજમાં મુખ્ય ભાગ સા. સ્વરૂપચંદ પુનમચંદ લેતા હતા. તેમજ મનસુખલાલ રવચંદ તથા હાથીભાઈ તથા સકરચંદ કાલીદાસ વિમળગચ્છ વાળાઓ વિગેરે સારો લાભ લીધો હતો. અને ઉપધાન પણ તેઓ તરફથીજ થયાં હતાં. આ પ્રમાણે સં. ૧૯૬૬નું ચાતુર્માસ અત્રે પૂર્ણ થયું.

## પાનસરનો સંઘ.

પાનસરમાં આ વખતે થોડા સમય પહેલાં નવા પ્રતિમાજી નીકળ્યા હતા. હજારો માણસો દર્શન કરવા આવતા હતા. પેથાપુરથી પાનસર નવ ગાઉ દૂર હતું. પેથાપુર સંઘમાં અગ્રેસર તરીકે શા. સ્વરૂપચંદ પુનમચંદ હતા. તેમની દેખરેખ નીચે સંઘ નીકળવાનો હતો. મહારાજશ્રીને ખાસ સંઘમાં આવવા આગ્રહ કરવામાં આવ્યો અને મહારાજશ્રીએ હા પાડી. સંઘ રેલ્વે દ્વારા ગયો. પણ અમુક માણસો મહારાજશ્રી સાથે ચાલતા હતા. પ્રથમ રાંધેજા–આદરજ પછી પાનસર આવ્યા. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી સારૂં સામૈયું થયું. પ્રભુ મહાવીર દેવના દર્શન કર્યાં. પ્રતિમાજી ઘણા કાંતિવાળા તેમજ ભવ્ય જોઈ સૌને બહુજ આનંદ થયો અત્રે સંઘ ત્રણ દિવસ રહ્યો. રોજ આંગીપૂજા તથા સ્વામિવાત્સલ્ય આદિ થયાં હતાં.

## ઉંઝા તરફ વિહાર તથા ચાતુર્માસ.

મહારાજશ્રી વિગેરે પાનસરથી ભોયણી મલ્લીનાથ દાદાની યાત્રાએ ગયા. ત્યાંથી જોટાણા થઈ કટોસણ પધાર્યા. જ્યાં કટોસણના દરબારશ્રી વિગેરેને વ્યાખ્યાનનો સારો લાભ આપ્યો. તેમજ ઘણાને નિયમ પણ આપ્યા. અત્રેથી મ્હેસાણા ગયા. અહિંયા ગુરૂમહારાજશ્રીના દર્શનનો લાભ મળ્યો. ગુરૂમહારાજશ્રી પાલીતાણાથી વિહાર કરી બોટાદ, રાણપુર, વઢવાણકેમ્પ, વીરમગામ, ભોયણી, જોટાણા, લીંચ થઈને અત્રે આવી પહોંચ્યા હતા. અત્રે એકઠા થયા બાદ ઉંઝાના અગ્રેસરો ગુરૂમહારાજશ્રી વિગેરે બધાને પોતાના ગામમાં

ચાતુર્માસની વિનંતિ કરવા આવ્યા. ગુરૂમહારાજશ્રીએ તે વિનતિ માન્ય રાખી અને ઉંઝા આવવા હા પાડી. બધા ચાતુર્માસ માટે ઉંઝા પધાર્યા. સંઘે સારો સત્કાર કર્યો. તેમજ વ્યાખ્યાન વાણીનો સૌ સારી રીતે લાભ લેવા લાગ્યા. ગુરૂમહારાજશ્રી તથા શ્રી કેશરવિજયજી મહારાજ અવારનવાર વ્યાખ્યાન આપતા હતા. બપોરના વખતે ગુરૂમહારાજશ્રી તથા લાભવિજયજી તથા, દેવવિજયજી પરસ્પર ધર્મરત્ન કરંડક વાંચતા હતા. તેમજ શ્રી દેવવિજયજી મહારાજ અવકાશે ઈંગ્લીશ અભ્યાસ પણ શીખતા હતા, અત્રે પીસ્તાલીશ આગમ તથા ચૌદ પૂર્વની તપશ્ચર્યાઓ સારા પ્રમાણમાં થઇ સં. ૧૯૬૭નું ચાતુર્માસ અત્રે ઘણી શાંતિપૂર્વક પસાર થયું.

## માણસામાં ચાતુર્માસ. સં. ૧૯૬૮.

ઉંઝાનું ચાતુર્માસ પૂર્ણ થતાં ગુરૂમહારાજશ્રી તથા શ્રી દેવવિજયજી તથા શ્રી લાભવિજયજી વિગેરે તારંગાજી યાત્રાર્થે પધાર્યા. પંદર વીશ ભાવિક શ્રાવકો સાથે ચાલ્યા; રસ્તામાં પાટણથી નીકળેલાં તારંગાનો ઢબરીયો સંઘ ભેગો થયો. જેમાં કાંઇ ખાસ વ્યવસ્થા જેવું ન હતું. મહારાજશ્રી વિગેરે તારંગા પહોંચી અજીતનાથ દાદાના દર્શન કર્યાં. અહિંથી વડાલી તથા ઈડર ગયા ત્યાંથી પ્રાંતીજ પધાર્યા. પં. શ્રી કેશરવિજયજી મહારાજ તથા શ્રી દર્શન વિજયજી હજુ ઉંઝા હતા. ત્યાંથી વિહાર કરી માણસા પધાર્યા. અત્રે મગનલાલ નામના એક જોશી તથા ધ્યાની બ્રાહ્મણ રહેતા હતા. પં. મહારાજશ્રી કેશરવિજયજી મહારાજે તેમની પાસે યોગનો અભ્યાસ શરૂ કર્યો.

શ્રી દેવવિજયજી મહારાજ પણ માણસા આવ્યા અને તેમણે પણ જ્યોતિષનો અભ્યાસ શરૂ કર્યો. જ્યોતીષ સાર, મુહુર્તમાર્તંડ, ગ્રહલાઘવ, તથા ફલાદેશના ગ્રંથો આ જોશી પાસે ભણ્યા. મહારાજશ્રી અત્રે યોગના અભ્યાસ માટે રોકાયા. ચાતુર્માસ માટે સંઘનો આગ્રહ થવાથી અત્રેજ ચાતુર્માસ કર્યું. ચાતુર્માસ પહેલાં માલવાડાના રહીશ એક શ્રાવક હરદાનજીને જીતવિજયજીએ દીક્ષા આપેલ પણ તેને તેમની સાથે બનાવ ન થવાથી તેમની રજા મંગાવી તેને માણસામાં વડી દિક્ષા મહાશજશ્રીના નામથી આપી, તેમનું નામ શ્રી હેતવિજયજી રાખવામાં આવ્યું. ચાતુર્માસમાં વ્યાખ્યાન વખતે સૂયગડાંગ સૂત્ર વાંચવામાં આવતું હતું. અત્રે ઉપાધ્યાય શ્રી વીરવિજયજી મહારાજના શિષ્ય મુની શ્રી રૂપવિજયજી મોટીઅવસ્થાએ દીક્ષા લઈને છેલ્લી જીંદગી સુધારવા મહારાજશ્રી પાસે માણસા આવીને રહ્યા હતા. તેઓ અત્રેજ કાલધર્મ પામ્યા હતા. અત્રેનું ચાતુર્માસ આ પ્રમાણે સં. ૧૯૬૮ની સાલનું શાંતિપૂર્વક પસાર થયું.



# પ્રકરણ ૨૦ મું.

## વતનની ભૂમિ કાઠીયાવાડમાં ત્રણ ચાતુર્માસ,

[ અધ્યાત્મ યોગ નિષ્ટ શ્રી બુદ્ધિસાગરજીનો મેલાપ. જાતિ સ્મરણ જ્ઞાનયુક્ત દિવાળીબ્હેન, એક શ્રીમંત કુટુંબ યોગને માર્ગે, વઢવાણ કેમ્પમાં ચાતુર્માસ, અને હુન્નર-શાળાની સ્થાપના, રાજકોટ અને વાંકાનેરમાં ચાતુર્માસ. ]

### બે ધુરંધર યોગાભ્યાસીઓનો મેળાપ.

સં. ૧૯૬૮ના ચાતુર્માસ બાદ માણસાથી વિહાર કરી પં. મહારાજશ્રી કેશરવિજયજી પાનસર તરફ જતા હતા ત્યાં તે વિહારમાં અધ્યાત્મ યોગનિષ્ઠ જૈનાચાર્ય શ્રી બુદ્ધિસાગરજી મળ્યા હતા. બંનેની શાંતિ અને શક્તિ અલૌકિક હતી. યોગમાર્ગના બંને રસીયા અને જાણકાર હતા. સાહિત્ય લેખનમાં બંને સતત્ પ્રયત્નશીલ અને રૂચીવાળા હતા. ગંગા જમનાનો પ્રવાહ એ દશ્ય જેમ સૌની આંખ ખેંચે તેમ આ મેળાપનું દશ્ય પણ અદ્દભુત હતું. બંનેને અરસપરસ ઘણોજ આનંદ થયો. બંનેએ અરસપરસ યોગમાર્ગને લગતી કરેલી મહેનત અભ્યાસ, વાંચન, ધ્યાનમાર્ગ વિગેરેની સારી પેઠે ધર્મચર્ચા કરી. અગાઉથી જ તેમનો બંનેનો સંબંધ આદર્શ હતો. પંડિત લાલન શીવજી પ્રકરણને અંગે સુરતમાં ધમાલ ચાલેલી ત્યારે અંદરોઅંદર પત્રવ્યવહારથી એક બીજાએ સમાધાન

માટે યોગ્ય સલાહની આપ લે પણ કરી હતી. આ પત્ર-વ્યવહાર ઉપરથી સ્હેજે અનુમાન થઇ શકે કે બંને મહાત્માઓનો ધર્મ સંબંધ આદર્શ હતો. વિહારના રસ્તામાં બંને મળ્યા બાદ બંનેને અન્યત્ર જવાનું હોવાથી છુટા પડવાનું હતું. એ ધર્મ સંબંધનો વિયોગ અસહ્ય હતો. તેમાં સંસારી ભાવના પ્રેમને સ્થાન ન હતું. શ્રી. બુદ્ધિસાગરજી મહારાજ પાછા ફરી બે ગાઉ સુધી આપણા ચરિત્રનાયકને વળાવવા સાથે ગયા હતા. અત્રેથી પંન્યાસજી મહારાજ ભોયણી પધાર્યા.

## જાતિ સ્મરણ જ્ઞાનયુક્ત દિવાળી બેન.

એક વખત ભોયણી યાત્રા કરવા ઉક્ત બેન ગયેલાં હતાં. મહારાજશ્રી ત્યાં બીરાજતા હતા. દિવાળી બેને શેઠ સિદ્ધકરણ ગુલેચ્છા અને તેમની પત્નિ સદાકુંવર બ્હેનને મહારાજશ્રીની યોગશકિત સંબંધી વાત કરી. ત્યારબાદ સૌ મહારાજશ્રીનો અત્રે લાભ લેવા લાગ્યાં. તેમાં દિવાળી-બ્હેને જાપ કરવાનો નિયમ લીધો. જાપનું કાર્ય મુશ્કેલ હતું. પણ એ જાપ ખૂબ કરવાથી તેઓ દેવની સહાય પણ મેળવી શકવા શકિતવાન બન્યા હતા. જ્યારે તેઓ ધ્યાનમાં બેસતાં ત્યારે કોઈ દિવ્ય પુરુષ તેમની સમક્ષ હાજર થતો. પ્રારંભમાં તો તે ઘણું કષ્ટ આપતો. છતાં દિવાળીબેનની હિંમત ખરેખર નવાઇ પમાડે તેવી હતી. આ દેવે તેમની ઘણી કસોટી કરી હતી. તેમજ આ જાપથી તેમણે શકિત ઘણી સારી મેળવી હતી. તેમને તેમના પાછલા ભવોનું જ્ઞાન પણ થયું હતું. તેમનું ચરિત્ર “ પ્રભુને પંથે જ્ઞાનનો

પ્રકાશ ” એ બુકમાં સવિસ્તર આપેલ છે જે ખાસ વાંચવા લાયક છે.

**એક શ્રીમંત કુટુંબ યોગને માર્ગે.**

ભોયણીજીમાં આ વખતે ચાંદાનગરના રહીશ ભાવિક શ્રાવક સિદ્ધકરણ ગુલેચ્છા તથા તેમની ધર્મપત્નિ સદાકુંવર બેન મહારાજશ્રીને વાંદવા આવ્યાં મહારાજશ્રી એક યોગી અને ધ્યાની છે તે તેઓ સારી પેઠે જાણતા હતા. અત્રે દિવાળીબ્હેન પણ સાથે હતાં. બંનેની જીવનચર્યામાં ધ્યાન યોગાભ્યાસ મુખ્યત્વે હતાં. શ્રી સિદ્ધકરણભાઇ તેમના સમાગમમાં આવ્યાથી મહારાજશ્રીના અપૂર્વ શાંતિમય જીવનથી તેઓ છક થઇ ગયા ! તેમના હૃદયમાં મહારાજશ્રીનો ઉપદેશ સારી પેઠે ઉતરી ગયો. સદાકુંવરબેને તો પોતાના મન સાથે એવી પ્રતિજ્ઞા કરી કે પોતે જીવે ત્યાંસુધી મહારાજશ્રીનું જ્યાં જ્યાં ચાતુર્માસ હોય ત્યાં ત્યાં દર વરસે વાંદવા જવું. અને તે તેમણે મરણાંત સુધી પાળી પણ ખરી. સદાકુંવરબેન સં. ૧૯૭૫માં સ્વર્ગવાસ પામ્યા તે પછી સિદ્ધકરણભાઈ દર વર્ષે મહારાજશ્રીની સાથે ચારથી છ માસ સુધી રહેતા અને યોગાભ્યાસ કરતા. સંસારિક ઉપાધિથી દૂર રહી તેમજ વ્યાપારનો બોજો પોતાના પુત્ર ચેનકરણજીને સોંપી પોતે સાધુની માફક મહારાજશ્રીની સેવામાં તત્પર રહેતા.

**વઢવાણમાં ચાતુર્માસ.** સં. ૧૯૬૯

વઢવાણ કેમ્પમાં શેઠ ડાહ્યાભાઈ લલ્લુભાઇના ધર્મપત્નિ બ્હેન સંતોકને વરસીતપનું પારણું હોવાથી તેમનો આગ્રહ

થવાથી પંન્યાસજી મહારાજશ્રી કેશરવિજયજી તથા મહારાજશ્રી દેવવિજયજી વિગેરે ઠાણા ભોયણીથી વઢવાણ કેમ્પ પધાર્યાં. લખતરમાં વઢવાણ કેમ્પના અગ્રેસર વકીલ મુળચંદભાઇ ચતુર, હરજીવન ડાહ્યાભાઇ, લવજી બાદશાહ, મુળજીભાઇ બેચર વિગેરે સામા આવ્યા હતા. ઠાઠ સાથે સત્કારપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો આબાલવૃદ્ધ સૌ કોઇ, મહારાજશ્રીને ઉત્સુકતાથી જોતા હતા. અને પોતાના વતનમાં એક વખત કેશવજીભાઇ તરીકે બાલપણ વીતાવનાર આ ધુરંધર યોગીને જોતાં સૌ આશ્ચર્યમાં ગરકાવ થઈ જતા. રોજ વ્યાખ્યાનમાં ઉપદેશની રેલમછેલ ચાલતી. લોકોની મેદની દિનપ્રતિદિન વધવા લાગી. આવાં વ્યાખ્યાનવાણીનો ગંગા પ્રવાહ પોતાને આંગણે સદા વહે તેમ કોણ ન ઇચ્છે? સંઘના અગ્રેસરોએ એકત્ર થઈ પંન્યાસજી મહારાજશ્રીને અત્રેજ ચાતુર્માસ રહેવા આગ્રહ કર્યો. અત્રે મહારાજશ્રીની દિક્ષા લીધા અગાઉ રહેતા હતા. તેમ તેમને જૈન તેમજ જૈનેતરનો મોટો ભાગ ઓળખતો હતો. મહારાજશ્રીને થયું કે મારા મેળવેલા યત્કિંચિત જ્ઞાનનો લાભ આ મારા વતનના જુના પરિચિત જૈન બન્ધુઓને આપું અને તેમને ધર્મ માર્ગે દૃઢ કરૂં એમ વિચારી ચાતુર્માસ માટેના આગ્રહને માન આપી વઢવાણ કાંપનું ચાતુર્માસ નક્કી કર્યું.

## ચાતુર્માસમાં ધાર્મિક કાર્યો.

રોજના ચાલુ વ્યાખ્યાનથી ચતુર્વિધ સંઘને અનન્ય લાભ મળતો હતો. પણ શ્રી સંઘને તો પંન્યાસજી મહારાજ પાસેથી જેટલો લાભ લેવાય તેટલો લેવો હતો. તેથી

સંઘના અગ્રેસરોએ પંન્યાસજીને શ્રી ભગવતિસૂત્ર વાંચવાની વિનંતિ કરી. પંન્યાસજીએ હા કહી તે નિમિત્તે ચોખાના ત્રણસો સાથીયા, બદામો, શ્રીફળ, રૂપાનાણું, મોતીનો સાથીયો વિગેરે વિધિ કરવી જોઇએ તે માટે કહેવામાં આવતાં બધી સગવડ થઇ ગઈ, સાચા મોતીનો સાથીયો સુરતના શેઠ ધરમચંદ ઉદેચંદના સુપુત્ર શેઠ મગનભાઈ ધરમચંદ જેઓ અત્રે હવાફેર માટે રોકાયેલા હતા તેમના તરફથી તયાર કરીને મુકવામાં આવ્યો. એટલુંજ નહિ પણ 'શ્રી ભગવતિ સૂત્ર' ઘેર લઈ જઈ રાત્રિ જંગો કરવા ઘી પણ તેઓજ બોલ્યા હતા સવારમાં વરઘોડો ચડાવી, વાજતે ગાજતે શહેરમાં ફર્યાં બાદ શ્રી ભગવતિજી સૂત્ર પંન્યાસજીને આપવામાં આવ્યું. શ્રી ભગવતિજીસૂત્ર સાંભળવા માટે સૌ કોઇ તલપાપડ થઇ રહ્યા હતા. એટલે તરતજ વાંચના શરૂ થઈ. શ્રી મહાવીરસ્વામિને, શ્રી ગૌતમસ્વામીએ પૂછેલા પ્રશ્નોના જવાબો, કેટલીયે સૂક્ષ્મ બાબતો ઉપર વિવેચન વિગેરે વાંચના સાંભળવામાં શ્રોતાજનો એક ધ્યાન રહેતા હતા. શતક પુરૂં થયે પૂજા ભણાવવામાં આવતી હતી. સાથે મૃગાવતિ ચરિત્રનું પણ વાંચન થતું હતું. મહારાજશ્રી દેવવિજયજી પણ ભગવતીજીસૂત્રની વાંચનામાં મદદ કરતા હતા. શાસન ઉદ્યોતના આવાં કાર્યો તથા વ્યાખ્યાન ઉપદેશને લીધે કદી પણ દેહેરાસરે ન જનારા જ્ઞાનના સદાના રશીયા બની ગયા અને શ્રાવકના નિત્ય કર્મોમાં રકત પણ થયા. આવા અપૂર્વ અને અલભ્ય લાભથી વઢવાણ કેમ્પ વાસીઓ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા અને ઠેરઠેર પંન્યાસજી મહારાજની પ્રશંસા થવા લાગી.

હુન્નર શાળા.

કાઠીયાવાડનો વ્યાપાર ધંધો કેટલાક બંદરોને બાદ કરતાં બહુ ઓછા કસવાળો હતો, શહેરોમાં પોતાના નિભાવ પુરતો ખર્ચ પણ ઘણા ખરા મેળવી શકતા ન હતા તેમજ છેક નાના ગામડામાંથી શહેરમાં આવી વસેલાં કુટુંબો પણ મહા મુશ્કેલીએ ગુજરાન ચલાવતાં હત. વઢવાણ કેમ્પના ચાતુર્માસ દરમિયાન પંન્યાસજીએ જોયું કે શ્રાવકોનો કેટલોક ભાગ આજીવિકાના સાધનો મેળવી શકતો નથી. અને મહા મુશ્કેલીનું જીવન વીતાવે છે. ચોવીશે કલાક નોકરી ઉમેદવારી કે સાધારણ ધંધા પાછળ કમાણીને માટે ફાંફાં મારનાર શ્રાવકો ગુજરાનની ફિકરમાં ધર્મકરણીને માટે પણ વખત કે શાંતિ મેળવી શકતા નથી. માટે આ બન્ધુઓને માટે હુન્નરશાળા સ્થપાય અને બેકાર ભાઇઓને તે દ્વારા કંઇક ગુજરાનનું સાધન મળે એ અતિ જરૂરનું છે. હુન્નરશાળા કહાડવાનો વિચાર પંન્યાસજી મહારાજ શ્રી કેશરવિજયજીએ વઢવાણ સંઘના અગ્રેસરોને જણાવ્યો. તરતજ તેની એક ટીપ કરવામાં આવી. અને શ્રીમંતોએ યથાશકિત તેમાં પૈસા ભર્યા. તેમાં સીવણ, વણાટ, મોજાં ગુથવાં, નેતર ભરવું, ગુંથણ વિગેરે ઘણા હુન્નરો દાખલ કરવામાં આવ્યાં. આ કામની દેખરેખ વકીલ મુળચંદભાઇ ચતુર રાખતા હતા અને સેક્રેટરી તરીકે માસ્તર ખેતસીભાઇ કામ કરતા હતા. થોડો વખત કામ સારા પાયા ઉપર ચાલ્યું. શહેરના તથા બ્હારના ઘણા માણસો લાભ લેવા લાગ્યા. બ્હારગામના છોકરાઓને ત્યાં

ખાવા પીવાની સગવડ પણ કરી આપવામાં આવી. દરજી-ના કામો, કોટ, પાટલુન, પહેરણ વિગેરે તમામ પુરુષ અને સ્ત્રીઓને ઉપયોગી હુન્નર થોડા વખતમાં ઘણાઓ શીખી ગયા. તે ઉપરાંત તેમાં ઝીકની ટોપીઓ, ગળપટ્ટાઓ, રૂમાલ વિગેરે બનાવવાના હુન્નરો નવા દાખલ કરવામાં આવ્યા. આમ કામ ઉત્સાહથી ચાલતું હતું. તૈયાર થયેલો માલ બહાર વેચી તેના પૈસા હુન્નરશાળા ફંડમાં જમે કરવામાં આવતા. પંન્યાસજી મહારાજ શ્રી કેશરવિજયજીના તથા મહારાજ શ્રી દેવવિજયજીના ઉપદેશથી કચ્છ–જખૌ નિવાસી શ્રાવિકાબ્હેન દેવલીબાઇએ વંદનાર્થે આવતાં રૂપીયા દશ હજારનું વ્યાજ હુન્નરશાળા ચાલે ત્યાંસુધી આપવા કબુલાત આપી. તેમજ સીવવાના સંચા વિગેરે પણ મોકલી આપ્યા. હુન્નરશાળામાંથી તૈયાર થયેલી વ્યક્તિઓ બહાર નીકળી સારી કમાણી કરી શકવા સમર્થ બની. મહારાજશ્રીનું સં. ૧૯૬૯નું ચાતુર્માસ પૂર્ણ થયા પછી તેઓશ્રી આનંદથી વિહાર કરી ગયા. હુન્નરશાળાનું કાર્ય ત્રણેક વર્ષ સુધી ઠીક ચાલ્યું, પરંતુ તે પછી પરસ્પર વૈમનસ્ય થતાં કામ બગડયું અને પરિણામે હુન્નરશાળાને સદાને માટે તાળું દેવામાં આવ્યું.

## રાજકોટમાં ચાતુર્માસ. સં. ૧૯૭૦.

વઢવાણ કેમ્પથી વિહાર કરી પંન્યાસજી વિગેરે લીંબડી ગયા. ત્યાં સ્વામિવાત્સલ્ય થયું. હર્ષના અતિરેકમાં વાસણ વિગેરેની પ્રભાવના સારી થઇ. ત્યાંથી વાંકાનેર પધારતાં સારો સત્કાર થયો. અત્રે રાજકોટ નિવાસી શેઠ

હેમચંદ ધારશીભાઇને ત્યાં જ્ઞાનપંચમીનું દશથી બાર છોડનું ઉજમણું હોવાથી તેમજ તે નિમિત્તે અઠ્ઠાઈમહોત્સવ હોવાથી પંન્યાસજીને આગ્રહથી તેઓ રાજકોટ પધારવા વિનંતિ કરવા આવ્યા. ધામધુમથી રાજકોટ લાવ્યા. બહારગામથી પૂજા–ભાવના સારૂ કેટલીક ટોળીઓ પણ બોલાવવામાં આવી હતી. બધું કાર્ય શાંતિથી સંપૂર્ણ થયું. અત્રે મહારાજશ્રીના હસ્તે બીજું એક કાર્ય થયું. અત્રે સ્થાનકવાસી તથા શ્વેતાંબર સંઘના ઐકયથી બંનેની એક એકત્ર બોર્ડિંગ ચાલતી હતી. આ કેળવણી અને ધર્મના બીજ રોપનાર ઉપયોગી સંસ્થામાં ભણતા બાળકોને ઉન્નતિક્રમમાં લઈ જવાનું કાર્ય પણ હતું. જેમાં મદદ આપવાનું સમજાવતાં શેઠ હેમચંદભાઇએ પોતાના તરફથી સારી રકમ આપી તેમજ એક મુકામ પણ બંધાવી આપ્યું. તદુપરાંત અત્રેની શ્રી જૈન શ્રાવીકાશાળામાં પણ સારી મદદ અપાવી. ચાતુર્માસનું પણ અત્રેજ નક્કી થયું. પણ તે પહેલાં ટાઈમ હોવાથી શ્રી જામનગર શત્રુંજય તીર્થ ઉપર આવેલાં દહેરાસરોની સ્પર્ધામાં ઉભાં રહી શકે તેવાં દેહેરાસરોના દર્શન કરવાનું મન વધતાં પંન્યાસજી આદિ ઠાણા પાંચ શ્રી જામનગર ગયાં. ત્યાં એક માસ રહ્યા દેહેરાસરોના દર્શન કરી પ્રભુની ભક્તિનો અનુપમ લ્હાવ લીધો. વ્યાખ્યાન વિગેરેના લાભ પણ જામનગરના શ્રી સંઘને સારી રીતે આપ્યો. ત્યાંથી વિહાર કરી વચન આપ્યા. પ્રમાણે પાછા રાજકોટ આવ્યા અને આનંદથી રાજકોટનું ચાતુર્માસ પૂર્ણ થયું.

## વાંકાનેર ચાતુર્માસ. સં. ૧૯૬૧.

રાજકોટથી પંડિત માહારાજશ્રી કેશરવિજયજી મહારાજ શ્રી વિગેરેની ઇચ્છા શ્રી ગીરનાર તીર્થનીયાત્રા કરવાની થતાં ત્યાંથી વિહાર કરી સૌ જુનાગઢ પધાર્યા. વળતે દિવસેજ ગીરનાર પર્વત ઉપર પધાર્યા, ચારેક દિવસ ત્યાંજ રહ્યા. અને દર્શન, ચૈત્યવંદન તેમજ ધ્યાનનો અલભ્ય લાભ મેળવ્યો. જુનાગઢમાં અત્રે શીવાભાઇ નામે એક પાટીદાર રાજ્યાધિકારી તથા ડૉકટર સૌભાગચંદ ભાઇ નામના બે યોગમાર્ગના રસિયાનો મેળાપ થયો હતો. મહારાજ શ્રી તો પોતાને અત્યંત પ્રિય એવા યોગમાર્ગના રસીયાનો મેળાપ કરી પોતે તત્સંબંધે અવનવું જાણવાને સદા તૈયારજ રહેતા આ બંને યોગમાર્ગના જાણકાર બંધુઓ અવારનવાર મહારાજશ્રી પાસે આવતા હતા. મહારાજશ્રી તેમની પાસેથી જાણવા યોગ્ય બાબતો જાણીને નોંધ કરતા હતા. તેમજ તે બંને પણ મહારાજશ્રી પાસે કેટલીક શંકાઓનું સમાધાન કરવા આવતા હતા. અત્રે જુનાગઢ કેટલોક વખત રહ્યા, તે દરમિયાન મોટે ભાગે પર્વત ઉપર રહી કલાકોના કલાકો સુધી ધ્યાન લગાવતા અને યોગમાર્ગમાં ખૂબ આગળ વધતા હતા. મહારાજશ્રી પાસેથી રજા લઈને શ્રી દેવવિજયજી તથા કરૂણાવિજયજી માંગરોળ,પ્રભાસપાટણ, વેરાવળ વિગેરે સ્થળોમાં દર્શન અર્થે જઈ આવ્યા. દરેક શહેરમાં લોકોએ સારો સત્કાર કર્યો હતો. અને જાહેર ભાષણો દરેક સ્થળે આપ્યા હતા.

## શ્રી વીરજયંતિ પ્રસંગે ભાષણ.

જુનાગઢમાં દર સાલ શ્રી વીરજયંતિ સંઘ તરફથી

સારી રીતે ઉજવવામા આવે છે. મહારાજશ્રી દેવવિજયજી મહારાજશ્રીના પ્રમુખપણા નીચે આણુ સાલ પણુ સારી રીતે ઉજવવામાં આવી. પ્રેમાભાઈ હોલમાં જયંતિની સભા રાખ. વામાં આવી હતી. સ્થાનકવાસી સાધુઓ ખણુ જયંતિમાં ભાગ લેવા આવ્યા હતા. રાજ્યનો અધિકારી વર્ગ પણુ હાજર રહ્યો હતો. આ પ્રસંગે પં.મા.શ્રી દેવવિજયજી મહારાજે પ્રભુ મહાવીરના ગુણુગાન સાથે તેઓ કેવી રીતે આગળ વધ્યા. આપણે આગળ વધવા શું કરવું જોઇએ વિગેરે સવિસ્તાર ભાષણુના રૂપમાં કહી શ્રોતાજનો ઉપર સારી અસર ઉપજાવી હતી. ચૈત્રી પૂનમના દિવસે ગીરનારની યાત્રા ઉપર બહારથી સારી સંખ્યામાં યાત્રાળુઓ આવ્યા હતા. આ આવેલા યાત્રાળુઓને કંઈક લાભ મળે તે માટે શહેરના કેટલાક અગ્રેસરોએ પંન્યાસજી શ્રી કેશરવિજયજી મહારાજશ્રીને વિનંતિ કરી. તેમણે શ્રી દેવવિજયજીને જાહેરભાષણુ આપવા સૂચના કરી. વિષય 'તીર્થયાત્રા અને આપાણું કર્ત્તવ્ય' એ રાખવામાં આવ્યો હતો. સભા ડુંગર ઉપર નેમનાથ પ્રભુના મંડપ બહાર ભરવામાં આવી હતી. ત્યાં પાટ, ટેબલ વિગેરેની ગોઠવણુ કરવામાં આવી હતી. આ પ્રસંગે હજારો માણુસોની મેદની વચ્ચે પંન્યાસજી મહારાજ શ્રીકેશરવિજયજી મહારાજશ્રીના પ્રમુખપણા નીચે શ્રી દેવવિજયજી મહારાજે ભાષણુ સુંદર રીતે આપ્યું હતું.



# પ્રકરણ ૨૧ મું.

## પં. શ્રી દેવવિજયજીનું તીર્થયાત્રાના હેતુ વિષેનું વિદ્વત્તાભર્યું ભાષણ.

### તીર્થયાત્રાનો હેતુ અને આપણું કર્ત્તવ્ય.

શ્રી દેવવિજયજી મહારાજે જણાવ્યું કે હે મહાનુભાવો ! તીર્થયાત્રાનો હેતુ જણાવતાં શાસ્ત્રકાર મહારાજ જણાવે છે કે

श्रीतीर्थपांजरजसा वीरजो भवंति तीर्थंबंभ्रमणतो नभवे भ्रमंति ।
द्रव्यव्ययादिह नराः स्थिरसंपदः स्युः पूज्याभवंति जगदीशमथार्चयंतः ॥ १ ॥

તીર્થભૂમિ ઉપર અનેક મહાત્માઓ જ્ઞાન ધ્યાનમાં મગ્ન રહેલ હોવાથી તેમજ અનેક જીવો મોક્ષે ગયેલ હોવાથી તેમના ચરણ કમળથી તેમજ તેમના પરમાણુઓથી તે જગ્યા પવિત્ર બને છે. આ હેતુથી તીર્થભૂમિકાને પવિત્ર ગણવામાં આવે છે. આ પવિત્ર તીર્થભૂમિકાની રજનો સ્પર્શ કરનાર માણસ પાપરૂપ રજથી રહિત થાય છે. પૈસા કમાવા માટે જેમ લોકો દેશાંતરમાં પર્યટન કરે છે, તેમ પોતાના આત્માના ભલા માટે જે લોકો તીર્થભૂમિમાં પ્રભુના દર્શન કરવા માટે અને તે સાથે જ્ઞાની ગુરૂઓના દર્શન માટે પર્યટન કરે છે તે લોકો ચારગતિરૂપ સંસારમાં કદી પણ ભ્રમણ કરતા નથી. જે મનુષ્યો નાત, જાત, વિવાહ અને

લગ્નના પ્રસંગે પોતાની વાહવાહ કહેવડાવવા ખાતર હજારો રૂપીયાનું પાણી કરે છે, તેનો બદલો લોકો વાહવાહ કરે તેટલો છે. પણ તેના કરતાં તે પૈસા તીર્થભૂમિમાં, સુપાત્ર-દાનમાં, પ્રભુભક્તિમાં, જીર્ણોદ્ધારમાં, જ્ઞાનદાનમાં તેમજ સ્વધર્મી બન્ધુઓના ઉદ્ધારમાં જો ખરચવામાં આવે તો તે લક્ષ્મી સ્થિર થાય છે એટલે તે લક્ષ્મી તેની પાસે કાયમ ટકી શકે છે અને વૃદ્ધિ પામે છે. જે મનુષ્યો રાતદિવસ પૈસાના પૂજારી બને છે અને સારે ઠેકાણે ખરચતા નથી તેઓ આખરે હેરાન થાય છે. પણ જેઓ પોતાનો પૈસો પ્રભુની સેવા, બહુ માન અને તીર્થની પ્રભાવનામાંજ ખરચે છે તેઓ પોતેજ આ લોકમાં પૂજનીક થાય છે. લોકો તેનો સારો સત્કાર કરે છે, અને પરલોકમાં પણ મહાપૂ-જનીક ઈન્દ્રાદિકપણે ઉત્પન્ન થાય છે. આ બધો પ્રતાપ તીર્થભૂમિકાનો છે. આવા સ્થળોમાં થોડો વખત પણ રહ્યા હોઈએ તોપણ મહાન્ ફાયદો થાય છે. પરમશાંતિ મળે છે. વળી આ પવિત્ર સ્થળની સ્પર્શના કરવા અનેક મહાત્માઓ પણ આવે છે, અને તેઓ દ્વારા ખાસ પોતાનું કર્ત્તવ્ય જાણી તે અમલમાં મુકવાથી મહાન ફાયદો થાય છે. આ ફાયદો ઘર આગળ મળતો નથી. કારણ કે અનેક ઉપાધિઓ ઘર આગળ હોવાથી જરાપણ અવકાશ મળતો નથી. તો પછી પરમ શાંતિની આશા ક્યાંથી રાખવી! પણ તીર્થભૂ-મિમાં આવનાર તમામ ઉપાધિ તથા કામકાજ બધું ઘર આગળ મુકીનેજ આવે છે. આથી યાત્રા કરનાર માણસ, પ્રભુપૂજા, દર્શન, ગુરૂસેવા વિગેરે કરી પરમ શાંતિ મેળવે છે. આ કારણને લઈને ખાસ તીર્થયાત્રા કરવી જોઈએ,

વિધિપૂર્વક જો તીર્થયાત્રા કરવામાં આવે તો સારૂં ફળ મળે છે. તીર્થયાત્રાની વિધિ, શાસ્ત્રમાં આ પ્રમાણે કહેલ છે કે—

**एकाहारि भूमिसंस्तारकारी पद्भ्यांचारी शुद्ध सम्यक्त्वधारी**
**यात्राकाले सर्वसचित्तहारी पुण्यात्मा स्याद् ब्रह्मचारी विवेकी॥**

અર્થાત્ આત્મકલ્યાણ કરવાને ઈચ્છનાર વિવેકી પુણ્યવાન માણસે પ્રથમ નિર્ણય કરવો જોઈએ કે હું આત્મકલ્યાણ અર્થેજ તીર્થયાત્રા કરવા જાઉં છું, પણ મોજશોખ ખાતર જતો નથી. આ નિર્ણય કરી તીર્થસ્થાને પહોંચ્યા પછી તરતજ પ્રભુદર્શન કરી શકિત હોય તો ઉપવાસનું પચ્ચખ્ખાણ કરવું અને શક્તિ ન હોય તો એકાસણાનું પચ્ચખ્ખાણ કરવું અને પછી તીર્થભૂમિમાં જ્યાંસુધી રહીએ ત્યાંસુધી એકાસણા કરવાં અને શક્તિ ન હોય તોજ પછી બીયાસણા કરવાં. કર્મક્ષય કરવામાં તપશ્ચર્યાની ખાસ જરૂર છે. માત્ર તીર્થની સ્પર્શના કરવાથી કર્મક્ષય થઈ જતો નથી. શુકરાજા, ચંદ્રશેખર તેમજ દૃઢપ્રહારી જેવા અઘોર કર્મવાળાઓએ પણ તીર્થસ્પર્શના સાથે તપશ્ચર્યાથીજ કર્મક્ષય કર્યાં હતાં. આટલા માટે યાત્રાવિધિ બતાવતાં પ્રથમ ‘છ’રીની અંદર એક વખત ભોજન કરવા રૂપ એકાસણું કરવા કહેલ છે. તપ, જપ અને ધ્યાન આપણે સાથે કરીએ તો ઘણો લાભ થાય છે. શ્રી સિદ્ધાચલજીના સ્તવનમાં પણ આપણે ગાઈએ છીએ કે—“ચૈત્રી કાર્તિકી પૂનમ યાત્રા, તપ, જપ, ધ્યાનથી પાપ ખપાવે. ગિરિવર દર્શન વીરલા પાવે” વળી જે ભાગ્યશાળી જીવ હોય છે તેનેજ આવાં ઉત્તમ તીર્થોનાં દર્શન થાય છે. તપ માટે કહ્યું. જપમાં રાત

દિવસ પ્રભુનું સ્મરણ ચાલતાં, બેસતાં, સુતાં અને ઉઠતાં કર્યા કરવું. આર્ત્ત, રૌદ્ર ધ્યાન મુકી ધર્મ અને શુકલ ધ્યાન કર્યા કરવું; અગર પોતાના આત્માના શુદ્ધસ્વરૂપનું ધ્યાન કરવું. ભાવથી શત્રુંજય તે આત્મા છે. કારણ કે તેજ શત્રુને જીતનાર છે. સીદ્ધાચળજીના દુહામાં પણ કહ્યું છે કે-

અકેકું ડગલું ભરે, શત્રુંજય સામું જેહ<br>ઋષભ કહે ભવક્રોડના, કર્મ ખપાવે તેહ. ॥ ૧

અર્થાત્ જે માણસ સિદ્ધાચળજીની યાત્રા કરવાના ઈરાદાથી તેની સન્મુખ એક પગલું ભરે છે તે માણસ પગલે પગલે પણ ક્રોડો ભવના પાપને ખપાવે છે, પણ તે સાથે તપ, જપ અને ધ્યાન તો જોઈએજ. સામાન્ય પ્રકારે ગિરિ સન્મુખ પગલાં ભરીએ એટલેજ પાપ ઘટવા લાગે તેમ વિચારવાનું નથી; એમ તો ઘરથી માંડી શત્રુંજય ગીરી સુધીમાં અનેક વાર આપણે અનેક ડગલાં ભર્યાં હશે, તો તે હિસાબે આપણા બધાં કર્મો ખપી જઈ આપણને કેવળ-જ્ઞાન થવું જોઈએ. છતાં આપણને પાંચ જ્ઞાનમાંથી એકપણ તાદૃશ જ્ઞાન હજી સુધી થયું નથી, અને હજુ તેવા ને તેવાજ છીએ. કારણ કે તીર્થયાત્રા સાથે તપ, જપ અને ધ્યાન કર્મક્ષયના ખરા કારણરૂપ તે આપણે કર્યું નથી. તેમજ ભાવશત્રુંજય આત્મા છે તે તરફ આપણે ડગલું ભરવું જોવે તે પણ ભરેલ નથી, તેમજ આજકાલ તપની જગ્યાએ તીર્થલાડુ ઉડાવાય છે. જપની જગ્યાએ એક બીજાની કુથલી થાય છે, અને ધ્યાનની જગ્યાએ આર્ત્ત રૌદ્ર ધ્યાન થાય છે. આ બધું દૂર થવુંજ જોઈએ. જો કે બધા આ મુજબ

કરે છે એમ મારૂ કહેવું નથી, પણ આમાં સુધારો કરવા જરૂર તો છેજ. આ પ્રમાણે એકઆહારીપણું અર્થાત્ તપ વિગેરેનું પ્રથમ પગથીચું યાત્રા વિધિમાં જણાવ્યું. હવે બીજી "ભૂમિ સંસ્તારકારી" નામની 'રી' છે. યાત્રા દરમિયાન ચાલે ત્યાંસુધી સુવાનું ભૂમિપર સંથારીચું પાથરી ચલાવવું. ત્રીજી 'રી' મુજબ પગે ચાલીને યાત્રા કરવી. ચોથી 'રી' મુજબ શુદ્ધ સમ્યકત્વને ધારણ કરવું. પાંચમી 'રી' મુજબ સચિત્ત વસ્તુનો ત્યાગ કરવો. અને છઠ્ઠી 'રી' મુજબ બ્રહ્મચર્ય પાળવું. આ મુજબ છ 'રી' પાળી યાત્રા કરવાથી મહાન્ ફળ મળે છે. આટલું મુખ્યવકતા શ્રી દેવવિજયજી મહારાજે જણાવ્યા બાદ પંન્યાસજી મહારાજ શ્રી કેશરવિજયજી મહારાજે ટુંકમાં જણાવ્યું કે યાત્રા કરવા સાથે સત્સમાગમનો લાભ મેળવવો એ પણ યાત્રા કરવાનો હેતુ છે. આવા પવિત્ર તીર્થમાં આવા મહાત્માઓ મળી આવે છે. તેમનો સમાગમ કરવો, તેમને એમ પૂછવું કે અમારે આગળ વધવા શું શું કરવું? વિગેરે પુછવું. વળી આપણી શ્રાવક તરીકેની લાયકાત આપણે પ્રથમ પ્રાપ્ત કરવી જોઈએ. શ્રાવક નામ ધરાવ્યા માત્રથી પાંચમું ગુણઠાણું આવી જતું નથી. પેલા પગથીયા તરીકે ન્યાય સંપન્ન વિભવ શ્રાવકોમાં ન હોય તો પહેલા ગુણઠાણા રૂપ પહેલા પગથીયાનું ઠેકાણું નથી ત્યાં પાંચમા પગથીયાંની આશા કયાંથી રખાય? આ પંચમ આરારૂપ કલિકાળમાં ગુરૂમહારાજ છે એજ બોલતા ભગવાન છે. તેની પાસે જવાથીજ કાંઈ પણ લાભ મેળવી શકાય છે, અને તે લાભ તીર્થયાત્રાએ આવવાથી મળે છે. આ પ્રમાણે તીર્થયાત્રામાં સત્સમાગમની

અગત્ય સમજાવ્યા બાદ નેમનાથ પ્રભુની જય બોલાવી સભા વિસર્જન કરી હતી. ત્યાર બાદ પં. મા. શ્રી કેશરવિજયજી મહારાજ વિગેરે સાધુઓ અહિંથી થોડા દિવસ બાદ વિહાર કરી ધોરાજી ગયા અને ત્યાંથી જેતપુર થઇ વાંકાનેર આવ્યા. અહિંના શ્રાવકોએ મહારાજશ્રીનો સારો સત્કાર કર્યો. સામૈયા સાથે નગર પ્રવેશ કરાવ્યો, ચાતુર્માસ માટે સંઘે ઘણો આગ્રહ કર્યો. સંઘની વિનતિને માન આપી અત્રે ચાતુર્માસ રહેવા હા પાડી. આ સમયમાં ભોયણીજીમાં 'આગમસમિતિ' નામની સંસ્થા પં. મા. શ્રી આનંદસાગરજી મહારાજ વિગેરેના ઉપદેશથી સુશ્રાવક વેણીચંદ સુરચંદની દેખરેખ નીચે સ્થાપવામાં આવી હતી.

## પ્રકરણ ૨૨ મું.

## શ્રી દેવવિજયજી મહારાજનો જ્ઞાનાભ્યાસ. અને ગુરૂમહારાજને આચાર્ય પદવી.

### જૈન સિદ્ધાંત દાનશાળા.

ભોયણીમાં આગમ સમિતિ નામની સંસ્થા સ્થાપવાનો ઉદ્દેશ એ હતો કે સાધુ સાધ્વીમાં આગમ–સિદ્ધાંતનું જ્ઞાન ઘણું ઓછું થઇ જવાથી આ સમિતિ મારફત જ્ઞાનનો પ્રચાર વિશેષ કરવો. શ્રી વેણીચંદભાઇએ તમામ સમુદાયનદ

સાધુ સાધ્વીઓને આગમ સમિતિમાં સિદ્ધાંત વાંચનામાં લાભ લેવા પધારવા આમંત્રણ પત્રિકા મોકલાવી હતી. આગમ વાંચના પં. શ્રી આણંદસાગરજી આપવાના હતા. સવાર તથા સાંજ મલી બંને ટાઇમ વાંચના આપવાના નક્કી થયા હતા. સાધુ સાધ્વીઓમાં જ્ઞાન પ્રચારની આવશ્યકતા હોવાથી આ યોજના ઘણી સુંદર થઇ હતી. આપણા ચરિત્રનાયક પંન્યાસજી મહારાજશ્રી કેશરવિજયજી મહારાજ ઉપર પણ આમંત્રણ પત્રિકા આવી હતી. મહારાજશ્રીને જ્ઞાન ભણવા ભણાવવા પર ઘણો પ્રેમ હોવાથી મહારાજશ્રી દેવવિજયજી ન્યાયવિજયજી વિગેરેને પાટણ કે જ્યાં પ્રથમ વાંચના થવાની હતી ત્યાં જવા અનુજ્ઞા આપી. મહારાજશ્રી પોતે તથા દર્શનવિજયજી તથા પદ્મવિજયજી ઠાણા ત્રણ વાંકાનેરમાં ચાતુર્માસ રહ્યા. અત્રેના ચાતુર્માસ દરમિયાન પુસ્તકો લખવાનું તથા અન્ય પુસ્તકો વાંચવાનું સારી રીતે થયું.

## શ્રી દેવવિજયજી મહારાજ વિગેરે પાટણની આગમ વાંચનામાં.

શ્રી દેવવિજયજી, શ્રી કરૂણાવિજયજી તથા શ્રી ન્યાયવિજયજી વાંકાનેરથી ભોયણી તથા ચાણસ્માના દહેરાસરોના દર્શન કરી અનુક્રમે પાટણ આવ્યા. લગભગ પચાસ ઠાણા આગમ વાંચનાનો લાભ લેવા આવ્યાં હતાં. પં. મા. શ્રીઆનંદસાગરજી મહારાજે બધાને જ્ઞાનદાન દેવામાં જરા પણ ક્યાસ રાખેલ નથી. ચૈત્રી તથા આસોમાસની ઓળીમાં અસઝાયના કારણે સિદ્ધાંત વાંચના બંધ રાખી નિગોદ છત્રીશી, બંધ છત્રીશી, પુદ્‌ગલ છત્રીશી તથા પરમાણુ ખંડ છત્રીશી વંચાવવામાં

આવી. મહારાજશ્રી દેવવિજયજીએ આ બધી છત્રીસીનું ભાષાંતર વાંચતી વખતે કરી નાખ્યું. અને તે પ્રકરણ પુષ્પમાળા તરીકે શ્રી આત્માનંદ સભા તરફથી બ્હાર પાડી દરેકને ભેટ અપાવ્યું. વાંચનામાં સૂયગડાંગ, સૂત્ર દશવૈકાલિકસૂત્ર મુખ્યત્વે હતાં. સં. ૧૯૭૧ની સાલનું ચાતુર્માસ અત્રે પાટણમાં પૂર્ણ થયું. બીજી વાંચના કપડવંજમાં તથા ત્રીજી અમદાવાદમાં થઈ હતી. શ્રી દેવવિજયજી મહારાજે પણ તેમાં સારો ભાગ લીધો હતો. પ્રથમ વાંચના લીધા પછી ફરી તેઓ તેજ વાંચના બધાને વાંચી સંભળાવતા હતા.

## ગુરૂમહારાજશ્રી પાસે અમદાવાદમાં.

પંન્યાસજી મહારાજશ્રી કમળવિજયજી મહારાજશ્રી વિગેરેને અમદાવાદના શેઠ સારાભાઈ ડાહ્યાભાઈ તરફથી અમદાવાદમાં ચાતુર્માસ કરવા પધારવા વિનંતિ કરવામાં આવી. કારણ કે તેમના માતુશ્રી ઉજલીબેનને જ્યારે પંન્યાસજી મહારાજશ્રી કમળવિજયજી મહારાજ અમદાવાદ પધારે ત્યારે તેમના હાથે ઉપધાન કરવાનો અભિગ્રહ હતો. તેમની વિનતિનો સ્વિકાર કરી ગુરૂમહારાજશ્રી પોતાના શિષ્ય પ્રશિષ્ય પરિવાર સાથે અમદાવાદ પધાર્યા. સારાભાઈ ડાહ્યાભાઈ તથા નગરશેઠ વિમળભાઇ મયાભાઈ શેઠ મણીભાઇ લાલભાઈ વિગેરે અગ્રેસરો તરફથી સારો સત્કાર કરવામાં આવ્યો. સૌ ઉજમબાઈની ધર્મશાળામાં ઉતર્યા.

## વાંકાનેરના ચાતુર્માસમાં પુસ્તક લેખન.

પંન્યાસજી મહારાજ શ્રી કેશરવિજયજી વિગેરે વાંકા-

નેર ચાતુર્માસ રહ્યા હતા. તે દરમિયાન અવકાશના ટાઈમે પુસ્તકો લખવાનું કામ ઘણું સારૂં થયું. એકંદર પાંચ પુસ્તકો લખ્યાં, ચાતુર્માસબાદ વાંકાનેરથી વિહાર કરી વઢવાણ વીરમગામ થઈ ગુરૂમહારાજ પાસે અમદાવાદ પધાર્યા. ગુરૂશ્રીને મળતાં ઘણો આનંદ થયો. તેમના લખેલાં પાંચ પુસ્તકો ધ્યાનદીપીકા, સમ્યક દર્શન, ગૃહસ્થધર્મ, નીતિમય જીવન અને નીતિ વચનામૃત આ પ્રમાણે તૈયાર કરેલા પાંચ પુસ્તકો છપાવવા વિચાર થયો. તેથી અમદાવાદમાં છપાવી નાખ્યાં. છપાવ્યાબાદ આ પુસ્તકો ઠેર ઠેર વંચાવા લાગ્યાં અને તેની માગણી વધવા લાગી. હજારો નકલો ખપી જતાં બીજી આવૃત્તિ પણ કેટલીક બુકની કહાડવી પડી વ્યાખ્યાનવાણી ઉપરાંત પુસ્તક વાંચનથી પણ પંન્યાસજી શ્રી કેશરવિજયજી મહારાજનો જ્ઞાનસંદેશ ઘેર ઘેર પહોંચવા લાગ્યો અને તેમના સુંદર વિચારોથી લખેલાં પુસ્તકો ઉપરથી તેમની પ્રશંસા ઠેર ઠેર થવા લાગી.

## ગોધાવીમાં ચાતુર્માસ.

અમદાવાદમાં ગુરૂમહારાજ સાથે ચાતુર્માસ રહેવાનો સંજોગ મલ્યો હતો, પણ તેટલામાં ગોધાવીના શ્રાવકો પંન્યાસજી મહારાજશ્રી કેશરવિજયજીને પોતાને ગામ ચાતુર્માસ લઇ જવા આગ્રહ કરવા આવ્યા. આ નાના સરખા ગામમાં ગણ્યા ગાંઠયા જૈનનાં ગૃહોહતાં. પરંતુ શ્રાવકો ધર્માનુરાગી તથા સરળ હતા. મહારાજશ્રીનો વિચાર શહેર કરતાં ગામડાઓમાં નિવૃત્તિ-શાંતિ સારી મળે. તેમજ શહેરમાં તો ઘણા સાધુઓ રહે એટલે ગામડામાં જે લાભ આપણને તથા શ્રાવકોને મળશે તે શહેર-

માં રહેવાથી નહિ મળે, આમ વિચાર કરી ગુરૂશ્રીની આજ્ઞા મેળવી ગોધાવીના સંઘના અગ્રેસરોની વિનંતિનો સ્વિકાર કર્યો. અને ગોધાવી પધારતાં શ્રી સંઘે મહારાજશ્રીનો યોગ્ય સત્કાર કર્યો. નાના સરખા ગામડામાં પંન્યાસ પદવીધર અને વ્યાખ્યાન કાર્યમાં નિપૂર્ણ એવા મહારાજશ્રીનો સંજોગ વિરલજ હોય છે. આવો લાભ પોતાને ગૃહ આંગણે મળવાથી સૌ શ્રાવકો સવાર સાંજ પ્રતિક્રમણ, પોસહ, વ્યાખ્યાન વિગેરે ધર્મકાર્યમાં જોડાવા લાગ્યા. આ સ્થાન શાંતિનું હોવાથી મહારાજશ્રી 'ધ્યાન' પાછળ અત્રે ઘણો ટાઇમ લેતા હતા. ધ્યાન વખતે 'ૐઅર્હં નમ:' એ જાપ મહારાજશ્રી જપતા હતા. અત્રે પણ એ જાપ સવા કરોડ સુધી કરવાની ઘણા બન્ધુઓને પ્રતિજ્ઞા આપી હતી.

## અમદાવામાં ધાર્મિક પ્રવૃત્તિ.

ગુરૂમહારાજશ્રીએ સં. ૧૯૭૨ માં મોટા યોગોદ્વહનની ક્રિયા શરૂ કરી અને શ્રીમાન્ ખાંતિવિજયજી દાદાના શિષ્ય મુનીરાજશ્રી મોહન વિજયજીને મહાનિશીથ સૂત્રના જોગમાં નાખ્યા, શ્રી દેવવિજયજી મહારાજને ભગવતીસૂત્રના યોગમાં નાખ્યા, તે પછી મુનિશ્રી મોહનવિજયજી તથા લાભવિજયજીને ભગવતિસૂત્રના જોગમાં નાંખ્યા. આ પ્રમાણે સાધુસાધ્વીઓ મળી પચાસ જણાને મોટા યોગમાં દાખલ કર્યા. બીજી બાજુ શેઠ સારાભાઈ ડાહ્યાભાઇ તરફથી ઉપધાન કરાવવાની કંકોતરીઓ ગામેગામ મોકલાવામાં આવી. બસોની સંખ્યા ઉપધાનમાં બેસનારની થઇ. ઉપધાનનું બધું ખર્ચ શેઠ સારાભાઈ ડાહ્યભાઇ તરફથી હતું. ઉપધાનની ક્રિયા

નિર્વિઘ્ને આનંદથી પરિપૂર્ણ થતાં માળનું મુહૂર્ત સં. ૧૯૭૩ના મહા શુદી ૬ ને દિવસે નક્કી થયું. આ પ્રસંગે પંન્યાસ પદવી તથા ગણિ પદવી ભગવતીજી સૂત્રના યોગવહન કરનાર ત્રણે મુનીઓને આપવાનું નક્કી થયું.

## ગુરૂમહારાજને આચાર્ય પદવી આપવાની ચર્ચા.

અમદાવાદમાં મહારાજશ્રીના પરમભકત કેટલાક શ્રાવકો તથા સાધુ સાધ્વીઓએ ભેગા ભળી વિચાર કર્યો કે આજે હરેક સમુદાયમાં અચાર્ય છે, તો પછી આપણા સમુદાયમાં પણ આચાર્યની જરૂર છે. આ વખતે શ્રી કેશરવિજયજી મહારાજ વિગેરે પણ ગોધાવીથી અમદાવાદ આવી ગયા હતા. તેમણે જણાવ્યું કે એકે કર્યું તે આપણે કરવું એ બરાબર નથી. આચાર્ય પદવીની જોખમદારી કંઇ ઓછી નથી. તેમજ અમુક જ્ઞાનની પણ જરૂર પડે છે. આ બધા મારા વિચારો છે પછી બીજાને યોગ્ય લાગે તે ખરૂં. બાકી આપણા પૂજ્ય ગુરૂમહારાજશ્રીને આચાર્ય પદવી અપાય તે માટે મને વિરોધ છેજ નહિ. આ પ્રમાણે આ બાબત અત્રે ચર્ચાવા લાગી.

## ગુરૂ મહારાજશ્રીને આચાર્ય પદવી.

ગુરૂમહારાજશ્રી કમળવિજયજીની જ્ઞાનશક્તિ, પ્રભાવ અને યોગ્યતા આ સમયમાં કોઈથી અજાણ ન હતી. તેમને આચાર્ય પદવી આપવાની સૌ કોઇ અગત્ય સ્વિકારતું હતું. તેમના રાગી ભકતો પણ વારંવાર વિનતિ કર્યા કરતા હતા. મહારાજશ્રીએ આખરે સંમતિ પણ આપી. સાથે

સાથે ગુરૂમહારાજશ્રીની ઈચ્છા શ્રી કેશરવિજયજીને ઉપાધ્યાય બનાવવાની હતી પણ આ વખતે શ્રી કેશરવિજયજીનું મન 'યોગ' તરફ લાગેલ હતું. આથી પદવી માટે ચોકખી ના કહી, અને જણાવ્યું કે આ પંન્યાસ પદવી પણ પાછી લેવાતી હોય તો તે પણ પાછી દેવા તૈયાર છું. આવી પદવીઓથી આત્મકલ્યાણ કઇ જાતનું થાય? આમાં તો અભિમાન કહાડવાને બદલે ઉલટું તે વધવાનો સંભવ છે; કોઇ જગ્યાએ જવું હોય તો એકલાથી જવાય નહિ. આપશ્રીનું અને મારૂં બંનેનું લક્ષ્યબિન્દુ જુદું છે. એટલે આપશ્રીને આ પદવીની જરૂર છે. તેથી ખુશીથી લ્યો, પણ મને તો પદવીનો મોહ નથી. આવો પ્રત્યુત્તર અને તે નિરભિમાનપણાથી મળતાં સૌને આનંદ થયો.

## આચાર્ય પદવી.

આચાર્ય પદવી આપવાનું નક્કી થતાં શેઠ વખતચંદ ખુશાલચંદના નામથી નગરશેઠ વિમળભાઇ મયાભાઈની સહીથી દરેક સ્થળે કંકોતરી મોકલવામાં આવી, બ્હારથી આવનારાઓ માટે શેઠ સારાભાઈ ડાહ્યાભાઈ તરફથી રસોડું ખોલવામાં આવ્યું. ગુરૂમહારાજશ્રીની આચાર્ય પદવી તથા શિષ્યોની પંન્યાસ પદવી ઉપર એક બીજાને લગતા ભાવિક શ્રાવકો મુંબઈ, સુરત, વડોદરા, યેવલા, પુના, વઢવાણ-કેમ્પ, લીંબડી, રાજકોટ, વાંકાનેર, પાલીતાણા, શીહોર, ભાવનગર, વિગેરે સ્થળે ઘણા ગામના ભાવિક શ્રાવકો આવી પહોંચ્યા હતા. સં. ૧૯૭૩માં મુનીશ્રી દેવવિજયજી, શ્રી મોહનવિજયજી, અને શ્રી લાભવિજયજી, આ

ત્રણ મુનીઓને ગણિપદવી માટે ગુરૂમહારાજશ્રીએ ક્રિયા કરાવી. અને ગણિપદવી તથા પંન્યાસ પદવીથી વિભૂષિત કર્યા. ત્યારબાદ ગુરૂમહારાજશ્રીને આચાર્ય પદવી આપવાની વિધિ થઈ. તેમાં તેમને શ્રી વિજયકમળ સુરીશ્વરજી નામ આપવામાં આવ્યું. આ પ્રસંગે લગભગ દશથી બાર હજાર મનુષ્યો એકત્ર મળ્યા હતા. પદવી દાન તથા ઉપધાનના ઉત્સવ નિમિત્તે પૂજા, પ્રભાવના, અઠ્ઠાઈ મહોત્સવ તથા શાંતિસ્નાત્ર સારી ધામધુમથી થયાં હતાં.

## પુસ્તકે પ્રભાવના.

આચાર્ય પદવી તથા પંન્યાસ પદવીની ખુશાલીમાં પંન્યાસજી મહારાજશ્રી કેશરવિજયજીના બનાવેલાં નવીન પાંચ પુસ્તકો તથા શ્રી દેવવિજયજી મહારાજશ્રીના બનાવેલાં અનુયોગદ્વાર સૂત્રસારાંશ તથા પ્રકરણ પુષ્પમાલા નિગોદાદિ છત્રીસીઓના ભાષાંતર આ બે પુસ્તકો મહોત્સવમાં ભાગ લેનારા તમામ સાધુ સાધ્વીઓને ભેટ આપવામાં આવ્યા હતા.

## સંઘ સાથે પાલીતાણાની યાત્રા.

ચેવલાથી શેઠ ખૂબચંદ રામચંદ તરફથી શ્રી સિદ્ધગિરિનો સંઘ નીકળતાં આચાર્ય મહારાજશ્રી તથા પં. શ્રી દેવવિજયજી, પં. શ્રી મોહનવિજયજી, પં. શ્રી લાભવિજયજી વિગેરે બાર ઠાણા અમદાવાદથી નીકળી સેરીસા, કલ્લોલ, પાનસર અને ભોયણીજીની યાત્રા કરી પાલીતાણા તરફ સંઘ સાથે પહોંચ્યા. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી

તરફથી સારો સત્કાર કરવામાં આવ્યો હતો. યાત્રા કરી પરમશાંતિ મેળવી.

## શ્રી કેશરવિજયજી મહારાજ 'બરડાના' પહાડ તરફ.

અમદાવાદમાં પૂજ્ય ગુરૂમહારાજને આચાર્ય પદવી આપવાની હતી તે પ્રસંગે પંન્યાસજી શ્રી કેશરવિજયજી મહારાજ હાજર રહી શકે તેમ નહતા. કારણકે તેમનું મન બરડાના પહાડમાં કોઇ એક મહાનયોગી રહેતા હતા તેમની મુલાકાતે જવાનું હતું. તેથી ગુરૂમહારાજની આજ્ઞા લઇ બરડાનાં પહાડ તરફ જવા નીકળી ગયા હતા. જો કે ગુરૂમહારાજશ્રીએ તેમને જણાવ્યું હતું કે આજકાલ એવા યોગીઓ રહ્યા નથી કે જેઓ સમાધિમાં લાંબો સમય રહી શકતા હોય, માટે નાહક ત્યાં જવાનું શા માટે રાખો છો! આ જીવ જ્યારે તે વસ્તુને યોગ્ય લાયક થશે એટલે તે વસ્તુ ઘેર બેઠાં આપનારા મળી આવશે. આ પ્રમાણે ગુરૂમહારાજે જણાવ્યું. પણ પં. મહારાજ શ્રી કેશરવિજયજીએ કહ્યું કે ઉદ્યમ તો કરવો જોઇએ તે સિવાય સાધ્ય કંઇ થાય? ગુરૂમહારાજે આખરે રજા આપ્યાથી પં. મ. શ્રી કેશરવિજયજી, દર્શનવિજયજી, ન્યાયવિજયજી, હેતવિજયજી આ પ્રમાણે ચાર ઠાણાએ બરડાના પહાડ તરફ જવા વિહાર કર્યો.



## પ્રકરણ ૨૩ મું.

## યોગીઓના પ્રદેશમાં શ્રી કેશરવિજયજી મહારાજ-નું પ્રયાણ.

[ બરડાના પહાડમાં શ્રી ચિદાનંદજીના મેલાપ માટે પ્રયાણ. જુનાગઢમાં યોગચર્ચા, એક હઠયોગીનો મેલાપ. તે પરથી થયેલો કેટલોક જરૂરી અનુભવ.]

### બરડાનો પહાડ.

આપણામાં શ્રી ચિદાનંદજી મહારાજ નામે એક મહાત્મા પરમયોગી થયેલા જે સૌને સુવિદિત છે. પંન્યાસજી મહારાજે એ મહાત્મા સંબંધી એમ સાંભળ્યું કે તેઓ તથા બીજા બે ચાર યોગીઓ બરડાના પહાડમાં વિદ્યમાન છે. અને ધ્યાન લગાવી દિવસોના દિવસો સુધી સમાધિમાં બેસી રહે છે. આ વાત સત્ય હશે કે કેમ તે માટે શંકા થાય એ સ્વાભાવિક છે. પરંતુ આપણા ચરિત્ર નાયકને લાગ્યું કે ગમે તેમ થાય તો પણ આ મહાત્માઓને બરડાના પહાડમાં શોધવા જોઈએ. જો તેઓનો મેળાપ થાય તો અહોભાગ્ય ગણાય. મેળાપ ન થાય તો તે બહાને પહાડમાં બેસી ધ્યાન લગાવીશું. આ વિચારથી પોતાના ગુરૂમહારાજની આનાકાની છતાં આગ્રહથી રજા મેળવી આ બાજુ આવવા તેઓ નીકળ્યા હતા. જે 'યોગ' માટે

તેમને અત્યંત રૂચિ હતી તે માટે, તેની સાધના માટે તેઓ ગમે તે મુશીબત સહન કરી ગમે ત્યાં જતા, ખરૂંજ કહ્યું છે કે.

**यथा चित्तं तथा वाचा, यथा वाचस्तथा क्रिया।**
**चित्ते वाचि क्रियायां च, साधूना मेकरुपता. ॥ (१)**

આવું મન વચન અને કાયાનું એકાકીકીપણું એ આદર્શ સાધુના લક્ષણો છે. પ્રિય વાંચક! આપને એમ નથી લાગતું કે આપણા ચરિત્રનાયક પણ એવું એકધારૂં જીવન વીતાવી રહ્યા હતા. અને જીવનના રાહ ઉપર નિર્ભયપણે સત્યશોધનમાં આગળ ધપ્પે જતા હતા. ઉપરોકત બરડાનો પહાડ જુનાગઢથી બાર ગાઉ દૂર આવેલો છે. તેની પાસે જામનગર સ્ટેટનું જૈન વસ્તિવાળું ગામ ભાણવડ આવેલું છે. આ પહાડમાં કેટલીએક ગુફાઓ છે. અને તેની અંદર કેટલાક યોગી મહાત્માઓ રહે છે. છેક તલાટી પાસે કે આજુબાજુનો બધો ભાગ નિર્જન છે. ભાણવડ પણ દૂર વસેલું છે. માત્ર પાંચ પચીશ અજ્ઞાન પણ શરીરે મજબૂત એવા ભરવાડોના ઝુપડાં છુટકછુટક વસેલાં છે. પંન્યાસજી મહારાજ શ્રી કેશરવિજયજી ભાણવડ આવ્યા. ભાણવડમાંજ તેમને પહાડમાં ઢોર ચારનાર અને રાતદિવસ ફરનાર એક ભરવાડનો મેળાપ થયો. પૂછપરછ ઉપરથી પંન્યાસજીને ખબર મળ્યા કે આ પહાડની ગુફાઓમાં કેટલાક યોગીઓ વસે છે. કોઈ કોઇવાર તેઓ જોવામાં આવે છે. પણ તે યોગીઓના મૂળ સ્થાનની માહીતી મળી શકતી નથી. પહાડમાં સિંહ, વાઘ, વરૂ આદિ હિંસક જંગલી પ્રાણીઓ પણ વિશેષ છે, તેથી કોઈ ગુફામાં ખાસ તપાસ

થઇ શકતી નથી. કારણ કે તેવી, તપાસમાં કદાચ કોઇ ગુફામાં સિંહ વાઘ નજરે પડે તો જીવન મરણનો પ્રશ્ન ઉભો થાય. આ વાત સાંભળતાંજ પન્યાસજી મહારાજને લાગ્યું કે પહાડ ઉપર જઇ ત્યાં તપાસ કરવી તે અશક્ય છે છતાં વિશેષ ખાત્રી મેળવવા તેઓ ભાણવડથી પોરબંદર પધાર્યા. ત્યાં પૂછપરછ કરતાં પણ સરખા જવાબો મળ્યા. જેવી જેની સલાહ લેતા તે સૌ કોઇ તે પહાડમાં તપાસ કરવાની વિરૂદ્ધ જતા, પરંતુ તેમ તેમ મહારાજશ્રીની ઈચ્છા ઉત્કટ થતી હતી. આખરે થોડો સમય બરડાના પહાડમાં ખાત્રી કરવા જવાનું મુલતવી રાખી તેઓશ્રી થોડા વખત માટે જુનાગઢ પધાર્યા. બરડાના પહાડમાંથી ધુરંધર યોગીઓને ઢુંઢવાનું તે કામ આખરે સદાને માટે મુલ્તવી રહ્યું.

## જુનાગઢમાં યોગચર્ચા.

જુનાગઢમાં આવ્યા પછી ડૉકટર સૌભાગચંદભાઇ તથા શીવાભાઇ કે જેઓ યોગના અભ્યાસીયો હતા અને અવારનવાર મહારાજશ્રી પાસે આવતા હતા. તેમની પાસે મહારાજશ્રીએ પૂછપરછ કરી કે 'બરડા'ના પહાડમાં ચીદાનંદજી વિગેરે કોઈ યોગીઓ ત્યાં વસે છે આમ સાંભળ્યું છે તે બાબત તમો જાણોછો ? શીવાભાઇએ જણાવ્યું કે ચિદાનંદજી એક સૈકા પહેલાં થઇ ગયા છે. તે હાલ ત્યાં છે. તેમજ બીજા પણ ત્રણ ચાર યોગીઓ ત્યાં છે. આ વાત આપશ્રી શા ઉપરથી કહી શકો છો ? ભરવાડની વાત ઉપર વજૂદ ન રખાય. એવા સામાન્ય પ્રકારના યોગીને નામે ઓળખાતા

બાવાઓ તો ગીરનારમાં કયાં થોડા છે. પણ આત્મસ્વરૂપમાં મસ્ત રહેનારા યોગીઓ મળવા કઠણુ છે. મહારાજશ્રીએ જણાવ્યું કે મારી પાસે પદ્માવતીની સાધના છે. એટલે થાળીની અંદર કાજળ તથા અત્તર લગાડી એક દેવગણનો છોકરો કે છોકરી બેસાડી તે થાળી તરફ લક્ષ આપવાથી અને પદ્માવતીનો જાપ કરવાથી થાળીની અંદર પદ્માવતી દેવી હાજર થાય છે. તે વખતે તેમને જે જે પ્રશ્નો પૂછીયે તેના ખુલાસા આપે છે. આ બાબત મેં ખાત્રી પણ કરેલ છે. બરડાના પહાડ સંબંધી પૂછતાં પણ ખુલાસો મળ્યો હતો કે ચાર યોગી પુરૂષો ત્યાં છે. સાથે શ્રી ચિદાનંદજી નામે સમર્થ યોગી પણ છે. આ ઉપરથી તેની તપાસ અર્થેજ મારે અત્રે આવવું થયેલું છે. પણ કઈ ગુફામાં કયે સ્થળે છે તેની ખાત્રી કરવી મુશ્કેલ હોવાથી તપાસ બંધ રાખેલી છે. જોકે ચિદાનંદજી જેવા મહાત્માને આપણા-જેવા મનુષ્યોને લાભ આપવાની ઇચ્છા હોય તો તેઓ અદૃશ્યપણે નજ રહેત. છતાં વળી કોઇ અદૃશ્ય દેહ ધારણ કરી કોઈ અગમ્ય સાધના પાછળ રોકાઈને રહ્યા હોય તો પણ આપણી દૃષ્ટિમાં કયાંથી આવી શકે? આપણને તેઓ-શ્રીનો લાભ લેવો લખ્યો નહિ હોય એટલે કયાંથી તેઓના દર્શન થાય ? આમ વિચાર કરી બરડાના પહાડ તરફ જવાની ભાવના મુલતવી રાખી જુનાગઢ તરફ આવ્યો છું. આ પ્રમાણે કેટલીક વાતચીત થઈ. તે પછી કેટલોક ટાઇમ મહારાજશ્રી જુનાગઢ સ્થિરતા કરી અને પોતાના યોગા-ભ્યાસમાં તલ્લિન રહેવા લાગ્યા.

## એક ઠગયોગીનો મેળાપ.

ગોધાવીનો રહીશ ચીમનલાલ નામે એક શ્રાવક અત્રે જુનાગઢ એક વખત પંન્યાસજી મહારાજશ્રી કેશરવિજયજી મહારાજ પાસે આવ્યો. તે સમાધિ ધ્યાનનો ઢોંગ કરી પૂછેલા પ્રશ્નોના પ્રત્યુત્તર આપતો. આ વખતે શ્રી શીવજીભાઇ દેવસિંહ અત્રે યાત્રાર્થે આવ્યા હતા. તેમણે ચીમનલાલની હકીકત સાંભળી ઘણોજ હર્ષ થયો. ધ્યાન તથા સમાધિ લગાવી પૂછેલા પ્રશ્નોના ઉત્તરો આપવાનો ખેલ ભાઈ ચીમનલાલ કરતો હતો. આ ખેલમાં જેને જે પ્રશ્ન પુછવા હોય તે એક કાગળમાં લખી તેની સામે ચિઠ્ઠી મુકી દે. તે પછી પ્રશ્ન પુછનાર માણસને ગણીત કરવા અમુક હિસાબ આપતો હતો. આ પુછનાર માણસનું મન તે હિસાબ કરવા રોકાય તે દરમિયાન આ ઠગયોગી તે ચિઠ્ઠી ઉપાડી લઈ તેની જગ્યાએ બીજી ચિઠ્ઠી મુકી દેતો, અને પછી તેના પ્રશ્નો વાંચી પોતાની મનકલ્પનાને અનુસારે તેને જણાવતો હતો કે તમારો આ પ્રશ્ન છે કે? તેનો આ ઉત્તર છે. પ્રશ્નો જોઈને પછી પાછી તે ચિઠ્ઠી તે જગ્યાએ મુકી પહેલાની ખાલી ચિઠ્ઠી ઉપાડી લેતો. તે માત્ર હાથ ચલાકીથી ઉપાડતો હતો. આ પ્રમાણે સારા સારા માણસોના કાગળમાં લખેલા પ્રશ્નો આ યોગી ધ્યાન લગાવી ધ્યાનના બલથી કહે છે તેવી વાત જુનાગઢમાં ઠેર ઠેર ચર્ચાવા લાગી. આ ઉપરથી જુનાગઢના કેટલાક અગ્રેસરો આ યોગીના ચમત્કાર જોવા લલચાયા. આ ઠગયોગીએ પોતાની હાથ ચાલાકીથી ઘણાઓને ચમત્કાર બતાવ્યા. આ ઉપરથી શીવજીભાઈ દેવસિંહને પણ ચમત્કાર જોવા

ઇચ્છા થઇ. પણ આ ઠગયોગી જાણતો હતો કે આ માણસ પાસે મારી હાથ ચાલાકી નહિ ચાલે. આથી તેને બતાવવા ના પાડી. શીવજીભાઇ સમજી ગયા કે આ ઠગ છે. પણ ઉક્ત ઠગને ખરેખરો ચમત્કાર તેની ઠગવિદ્યા માટે બતાવ-વાના હેતુથી સ્થાનિક વકીલ છગનલાલભાઇ ચીનાઇને આ વાત કરી. અને તેની સમક્ષ આ પ્રયોગ કરવા જણાવ્યું. આખરે ચીમનલાલે એ કળા ચીનાઇ વકીલને બતાવવા હા કહી. અને તે પણ એક ઓરડીમાંજ. આ વકીલ પણ કાચા ન હતા. તેના પ્રશ્નની ચિઠ્ઠી નીચે મુકાવી ગણીતના દાખલા ગણવા આપ્યા. પણ નજર તેની તે ચિઠ્ઠી ઉપરજ રહેતી. ચિઠ્ઠી ઉપર નિશાની રૂપે એક મીડું કરેલું. આથી તે ચિઠ્ઠી ઉપાડવા ચીમનલાલે ઘણો પ્રયાસ કર્યો પણ વકીલની નજર તે ચિઠ્ઠી ઉપરજ રહેલી તેથી ફાવ્યું નહિ. એટલે ચીમન-લાલ ફિક્કો પડી ગયો. છતાં આ ઠગયોગીએ બાજી ફેરવી અને વકીલને કહ્યું કે તમો અશ્રદ્ધાળુ છો માટે તમને જવાબ નહિ મળે. આવા અયોગ્ય જવાબ ઉપરથી તેની ઠગવિદ્યા પ્રકાશમાં આવી. શીવજીભાઇએ મહારાજશ્રી જેવા સરળ પુરૂષો કદાચ આ ઠગની જાળમાં ન ફસાય તેટલા ખાતર તેને પોલીસને સોંપવાની તૈયારી કરી. પરંતુ તે આવીને મહારાજશ્રીના પગમાં નમી પડયો. પોતાની ભૂલ કબુલ કરી તે સાથે ફરી આવો છેતરવાનો ધંધો ન કરવા કબૂલાત આપી. તેમજ આજીજી કરી કે મને કોઇ પ્રકારે શીવજીભાઇ પોલીસને ન સોંપે તેમ કરીદ્યો. તેની આજી-જીથી ઉદારદીલના મહારાજશ્રીનું હૃદય પીગળ્યું. એટલે

શીવજીભાઈને તેમ ન કરવા સૂચના કરી. શીવજીભાઈએ કહ્યું કે આપના વચનથી પોલીસને સોંપીશ નહિ પણ મને લખી આપે કે હું જે કાંઈ કરતો હતો તે તદ્દન ઢોંગ હતો અને હવે ફરીથી આ કામ નહિ કરૂં. ' આમ લખી આપે તો છોડી દઉં. છેવટે ચીમનલાલે તે પ્રમાણે લખી આપવાથી તેને મુક્ત કર્યો. શીવજીભાઈએ મહારાજશ્રીને જણાવ્યું કે ચીમનલાલ આપને એક મોટો યોગી લાગતો હતો પણ હવે ખાત્રી થઈ હશે કે તે તો અઠંગ ઉઠાવગીર હતો. તે આપના પત્રોનો ઘણો દૂર ઉપયોગ કરે છે. ઘણાને ફસાવે છે તો હવે તેની આ બીના "જૈન" પત્રમાં તથા બીજા પત્રોમાં આપવાથી બધા ચેતી શકશે. તે પછી પદ્માવતીની સાધના જે તેના તરફથી મળી હતી તેમાં પણ કેટલાક પ્રશ્નોનો ઉત્તર ખોટો પડવાથી તેના ઉપરથી પણ શ્રદ્ધા ઉતરી ગઇ અને જેના આધારે બરડાના પહાડમાં શ્રી ચિદાનંદજી મહારાજને શોધવા નીકળેલા તે વિચારો પણ હવે શાંત થઇ ગયા. ચીમનલાલની ઠગબાજી શ્રી કેશરવિજયજી તથા શ્રી દેવવિજયજી વિગેરેની હાજરીમાં જ ખુલ્લી પડી ગઈ હતી. આમ જેના આધારે બરડાના પહાડ તરફ ચીદાનંદજી મહારાજની શોધમાં નીકળ્યાં હતાં. તેમાં અસંભવિતપણું લાગવાથી તે મુલતવી રાખવાના વિચાર પર આવવું પડયું. આ પ્રસંગે ગુરૂમહારાજ શ્રી વિજયકમલ સૂરીશ્વરજીના વિદાય થતી વખતના કહેલા શબ્દો યાદ આવ્યા. શ્રી દેવવિજયજી મહારાજ તથા કરૂણવિજયજી ગુરૂજીની સાથે સિદ્ધાચળજીની યાત્રા કરી ગીરનારની જાત્રા કરવા અત્રે પધાર્યા હતા. સં. ૧૯૭૩ નું આચાર્ય મહારા-

જશ્રીનું ચાતુર્માસ પાલીતાણા થયું. જેમાં ઘણા ધાર્મિક કાર્યો યોગોદ્‌વહન વિગેરે કરવામાં આવ્યાં હતાં.

## પ્રકરણ ૨૪ મું.

### એક યોગીણીનો મેળાપ અને યોગ બાબત તેમને પૂછેલા કેટલાક પ્રશ્નોનો ખુલાસો.

[એક યોગીણીનો મેળાપ. યોગીણીને પૂછેલા પ્રશ્નો. તેના ઉત્તરો. શીવજીભાઇનું વંદનાર્થે આગમન. ધોરાજીમાં ચાતુર્માસ તથા જ્ઞાનચર્ચા. ભાઇ વ્રજલાલનો સ્વર્ગવાસ.]

#### એક યોગીણીનો મેળાપ.

જુનાગઢ શહેર અસલ સૌરાષ્ટ્રનું કેન્દ્રસ્થાન અને હિંદુરાજ્ય હતું. પાછળથી તે નવાબના હાથમાં ગયું. તેમાં પૂર્વના અવશેષો અને સ્મરણચિન્હો ઘણા છે. ઘણા સ્થાનોનો ઇતિહાસ તેની સાક્ષીરૂપ છે. પણ એ બધાં કરતાંયે શ્રી ગીરનારપર્વત, જે બાળબ્રહ્મચારી શ્રી નેમનાથ પ્રભુના તીર્થરૂપે પ્રસિદ્ધ છે તેની ખ્યાતિ અને તેને લીધે જુનાગઢનું મહત્વ ઘણુ વધી જાય છે. શહેરમાંથી તલાટી જતાં રસ્તામાં દામોદર કુંડ આવે છે. આ સ્થાનથી જરા આગળ જતાં જમણા હાથ તરફ ગાઢ વૃક્ષોની ઝાડી આવે છે, અને

તેની વચ્ચે એક ઝુંપડી છે, જ્યાં ખાસ કામ માટે જઇએ તોજ જઇ શકાય તેવી છે. આ સ્થળમાં કુદરતી સૌમ્યતા અને શાંતિ પ્રવર્ત્તિ રહેલ હોય એ સ્વાભાવિક છે. અત્રે બંગાલદેશની એક યોગિણી બીજી બે સેવિકા બ્હેનો સાથે રહી યોગસાધના તરીકે 'ધ્યાન' કરતી હતી. લોકવાયકા પ્રમાણે મહારાજશ્રીના સાંભળવામાં આવ્યું કે તે યોગીણી સમાધિમાં એકી સાથે દશથી પંદર દિવસ અગર મહીનો પસાર કરે છે. ખાનપાનમાં માત્ર ફુલપુલાદિ અગર દૂધ લે છે. પરિગ્રહ પણ બહુજ ઓછો રાખે છે. આવી પરમ યોગીણી બાબતના સમાચાર શહેરમાં ફેલાતાં ઘણા માણસો તેના દર્શને મુલાકાતે જવા લાગ્યાં. ઘણીવાર મોટે ભાગે સમાધિમાં હોવાથી આવેલા માણસો નિરાશ થઈ પાછાં ફરતાં. અમુક વખતે સમાધિમુકત થતાં મુલાકાત આપતાં. આ હકીકત મહરાજશ્રીના જાણવામાં આવી. એક વકીલ બન્ધુ તે યોગીણી પાસે પ્રસંગે જતો અને ફળફુલ દૂધ પુરૂં પાડતો. તે વકીલ મહારાજશ્રીનો પરિચિત હતો. તેમજ યોગનો રસિક પણ હતો. 'યોગ'ના વિષયમાં કાંઇ નવું જાણવાનું અગર અનુભવો આ યોગીણી પાસેથી મળશે એમ લાગવાથી મહારાજશ્રી કેશરવિજયજી તથા તે વકીલ તે યોગીણીના આશ્રમમાં ગયા. યોગ બાબતની કેટલીક ચર્ચા થઇ; જેના પ્રશ્નોત્તરો નીચે મુજબ છે.

## યોગીણીને પૂછેલા પ્રશ્નોના ઉત્તર.

સવાલઃ—લાંબા દિવસની સમાધિમાં ઇંદ્રિયો પોતપોતાના વિષયને જાણી શકે ખરી કે નહિ ?

જવાબ—તે દરમિયાન શરીર તથા ઇંદ્રિયો જડવત્ બની જાય છે. પછી વિષય ગ્રહણ કેવી રીતે કરે ?

સવાલ—આપ સમાધિમાં શું જોઇ શકો છો ?

જવાબ—કંઇ પણ નહિ.

સવાલ—તો પછી આ સમાધિ જડસ્વરૂપ જેવી હોવાથી તેનું ફળ શું ? જો સમાધિમાં જ્ઞાન પ્રગટ થતું હોય, આત્મામાં આનંદ આવતો હોય તો તે સમાધિ કરી પણ ઉપયોગી ગણાય. શૂન્ય દશાવાળી સ્થિતિને સમાધિ કહેવાય ખરી કે ?

જવાબ—સમાધિમાં લક્ષ આપવામાં આવે તો ખબર પડે. તે સિવાય ખબર ન પડે.

આ ઉપરાંત બીજી યોગ સંબંધી કેટલીક સાધારણ ચર્ચા કર્યા બાદ મહારાજશ્રી શહેરમાં ઉપાશ્રયે આવ્યા. અત્રે પં. મહારાજશ્રી દેવવિજયજી, તથા શીવજીભાઇ વિગેરે સાથે હતા. તે બધાને લાગ્યું કે પંદર દિવસ અગર માસ સુધી સમાધિ કેમ ચાલી શકે ? શું ઉંઘ, આરામ કે કુદરતી હાજત મુશ્કેલીરૂપ નહિ થતાં હોય ? માટે તેની ખાત્રી શી ? વળતે દિવસે ગીરનારની યાત્રાર્થે જતાં રસ્તામાંથી તે બાઈના આશ્રમે ગયા. ત્યાં તો માત્ર પરિચારિકા બ્હેનો હતી. શીવજીભાઇએ તેમને પૂછ્યું કે માતાજી કયાં છે ? પ્રત્યુત્તર મળ્યો કે હાલ આઠ દિવસની સમાધિમાં બેસી ગયાં છે. એટલે મુલાકાત આપી શકશે નહિ. શીવજીભાઇએ માત્ર દૂરથી દર્શન કરવાની ઈચ્છા દર્શાવી. સમાધિનું સ્થળ બતાવવા કહ્યું. તેઓએ જગ્યા તરતજ બતાવી પણ

યોગીણી સમાધિમાં એક તાર હતાં. એટલે આઠ દિવસ પછી ફરીથી પંન્યાસજી શ્રી દેવવિજયજી મહારાજ તથા શીવજીભાઈ યાત્રાર્થે આવતાં તે તરફ ગયા. યોગીણી સમાધિમાંથી ઉઠેલાં હોવાથી મળ્યાં ચ્હેરા ઉપર ભવ્યશાંતિ પથરાયેલી હતી. શીવજીભાઈએ તેમને પ્રશ્નો પૂછયા કે ?

આપ જે સમાધિ કરો છો તે કયા પ્રકારની ?

તે સમાધિ કરવાથી લાભ શું ?

સમાધિ વખતે આત્મા કઈ જગ્યાએ રહે છે ?

**જવાબમાં યોગીણી બોલ્યાં કે :**

સમાધિના ભેદો ઘણા છે. જે સમાધિ કરવાથી ત્રણ કાળનું જ્ઞાન થઇ શકે તે સમાધિ કરતાં આ સમાધિ જુદા પ્રકારની છે. આ સમાધિ તો શરીરના અમુક ભાગમાં નસ દબાવવાથી આત્મા એકદમ દશમાદ્વારમાં–બ્રહ્મરંધ્રમાં પહોંચી જાય છે. અને ઇંદ્રિયો પોતાનું કામ કરતી બંધ થાય છે. આસપાસ ગમે તેવા અવાજો થાય છતાં સાંભળી શકાતું નથી. આત્મા દશમેદ્વારે ચડી ત્યાં લીન થાય છે તેમાં બીજી કાંઈ પણ ખબર પડતી નથી. આ શુન્યદશા કે જડ દશામાં જેટલા દિવસ ધારીયે તેટલા દિવસ રહી શકાય છે. પછી જ્યારે સમાધિમાંથી જાગૃત થવું હોય ત્યારે સેવા કરનાર બાઇ આવીને બીજી અમુક નસ દબાવે છે એટલે પાછો આત્મા દશમાદ્વારથી નીચે ઉતરે છે. અને તરતજ શરીરની ક્રિયાઓ ચાલુ થાય છે. આવા પ્રકારની આ સમાધિ હું કરી શકું છું. મારી દૃષ્ટિએ આનો લાભ એટલોજ છે કે જેટલો વખત આત્મા એ સ્થિતિમાં ચાલુ

રહે તેટલો વખત કર્મબંધ થતો નથી. શીવજીભાઈએ ફરીથી પુછયું કે આજકાલ જર્મનની લડાઇ ચાલે છે તેનો દેખાવ તમે જોવા ધારો તો જોઈ શકો ખરા? જવાબમાં યોગીણીએ જણાવ્યું કે મેં એકવાર તે તરફ દૃષ્ટિ આપેલ ત્યારે બારીક જંતુના દેખાવરૂપે માણસો પરસ્પર લડતાં દેખાયાં હતાં બાકી વિશેષ કાંઈ જાણી શકાયું ન હતું.

આ બધી બાબતો જાણીને શીવજીભાઈ તથા પં. મહારાજ શ્રી દેવવિજયજી મહારાજે પંન્યાસજી મહારાજ શ્રી કેશરવિજયજીને બધી વાત કહી સંભળાવી. આ ઉપરથી એમ તો સમજાયું કે શાસ્ત્રકાર જે સમાધિ જણાવે છે તેથી આ સમાધી જુદી છે. આ સમાધિ હઠયોગની છે. બીજી સમાધિ રાજયોગની કહેવાય છે. રાજયોગની સમાધિમાં આત્માની જાગૃતિ ઘણી હોય છે અને તમામ વસ્તુને અમુક હદ સુધી જોઈ શકાય છે. તે અવધિજ્ઞાનનો એક ભેદ છે. આ સમાધિથીજ આત્મ કલ્યાણ થઈ શકે છે. પણ હઠયોગવાળી સમાધિથી એટલો બધો ફાયદો થતો નથી. નસ દબાવતાં ભૂલ થાય તો વગર મોતે મરવાનો વખત આવે, એટલે આ હઠયોગની સમાધિ તરફ બહુ લક્ષ દેવા જરૂર નથી એમ મહારાજ-શ્રીને સમજાયું. તેથી તેઓ રાજયોગની સમાધિ તરફ વિશેષ લક્ષ આપતા હતા.

શીવજીભાઈ મહારાજશ્રીને વાંદીને પોતાને ગામ ગયા. મહારાજશ્રીને જુનાગઢના સંઘે ચાતુર્માસ માટે ઘણો આગ્રહ કર્યો પણ અત્રેનું પાણી તેમને માફક ન આવવાથી

અત્રેથી વિહાર કરી ધોરાજી પધાર્યા અને સંઘે ઘણો સારો સત્કાર કર્યો.

## ધોરાજીમાં ચાતુર્માસ.

ચાતુર્માસનો ટાઇમ થઇ જવાથી સંઘના અતિઆગ્રહને માન આપી ધોરાજીમાં ચાતુર્માસ રહ્યા. અહિંયા ઓધવજી વકીલ, મોહનલાલ વકીલ, શેસકરણભાઈ ડોકટર વિગેરે ચાર પાંચ જણાઓ ધ્યાનના અભિલાષી હતા. સાંજના રોજ મહારાજશ્રી પાસે આવી ધ્યાનનો અભ્યાસ કરતા હતા. વ્યાખ્યાનમાં સૌ જૈન જૈનેતર પ્રજા સારો લાભ ઉઠાવતી હતી. સ્થાનકવાસી સાધુ છોટાલાલજી તથા શીવજીસ્વામિ પણ અવારનવાર મહારાજશ્રી પાસે આવતા અને ધ્યાન બાબતની ચર્ચા કરતા. મહારાજશ્રીએ શીવજીસ્વામિને ધ્યાનનો રસ્તો સમજાવતાં તેમણે અમલમાં મુકયો હતો. અને જ્યાં ચાતુર્માસ જતા ત્યાંથી પત્રદ્વારા ધ્યાન સંબંધી પ્રશ્નો અવાર નવાર પુછાવતા હતા. તેઓ મહારાજશ્રીના પરમભકત બની ગયા હતા. અમદાવાદના રહીશ અને રાજકોટ એજન્સી પોલીસ ઈન્સ્પેકટર મોહનલાલભાઇ રાજકોટના ચાતુર્માસમાં મહારાજશ્રીના પરમ ભકત બન્યા હતા અને બાર વ્રત ઉચ્ચરી શ્રાવક બન્યા હતા તેઓ રાજકોટમાંથી રીટાયર થઇ જેતપુર પોલીસ સુપ્રીન્ટેન્ટ થઈ જેતપુર રહેતા હતા. ત્યાંથી રોજ મોટરમાં અત્રે વંદન તથા વ્યાખ્યાન શ્રવણ માટે આવતા હતા.

## ધોરાજીમાં પુસ્તક લેખનની પ્રવૃત્તિ.

ઉપરોકત મોહનલાભાઇની પ્રેરણાથી મહારાજશ્રીએ

અત્રે અવકાશના ટાઈમે ગૃહસ્થધર્મ તથા નીતિમય જીવન એ બે પુસ્તકો લખ્યાં હતાં. અને તે પ્રસિદ્ધ પણ કરાવ્યાં હતાં. મહારાજશ્રી મુખ્ય ટાઈમ ધ્યાન પાછળ ગાળતા અને તેમાંથી ફારગત થતાં પુસ્તક લખવામાં બેસતા. આ પ્રમાણે તેમના જીવનનો મોટો ભાગ અપ્રમત દશા તરીકેનો હતો. વ્યાખ્યાનમાં ધોરાજીનો અમલદાર વર્ગ સારી રીતે લાભ લેતો હતો. રાત્રે અમુક જણા યોગચર્ચા કરવા પણ આવતા હતા.

## ચરિત્રનાયકના લઘુભાઇ વ્રજલાલનો સ્વર્ગવાસ.

મહારાજશ્રીના સંસારી પક્ષના વ્રજલાલ નામે એક નાનાભાઈ હતા. જેનું ધાર્મિક જ્ઞાન અને ધાર્મિક સંસ્કારો મહારાજશ્રીના સહવાસથી ઉચ્ચ બન્યા હતા. ભાઈ વ્રજલાલની દિક્ષા લેવાની ભાવના હતી. પંન્યાસજી માહરાજ શ્રી દેવવિજયજી હજી તેને તે માટે તૈયાર કરતા હતા. પરંતુ એકાએક ધોરાજીના ચાતુર્માસ વખતે તે માંદા પડયા. ડોકટરી સારવાર છતાં સાજા ન થયા અને પોતાના વતન વઢવાણકેમ્પમાં ગુજરી ગયા. મહારાજશ્રીના બધાં પુસ્તકો વાંચવાનો આ ભાઈને બહુજ શોખ હતો. અને તે વાંચનના પરિણામેજ તેમણે સુંદર વચનામૃતોનો સંગ્રહ કરી લખી રાખેલો હતો. આચાર્યશ્રીનું નાનું ચરિત્ર પ્રસિદ્ધ થએલું છે તેમાં છેવટે એમના તમામ સંગ્રહિત વાકયો લેવામાં આવ્યાં છે. અને વાકયોના અમૂલ્ય સંગ્રહને ‘શ્રી વ્રજ વિનોદ’ એવું નામ આપવામાં આવેલું છે.

# પ્રકરણ ૨૫ મું.

## વાંકાનેરના ચાતુર્માસમાં માંદગી. બારડોલીમાં ગુરૂમહારાજશ્રીનો સ્વર્ગવાસ.

### જુનાગઢનો સંઘ.

પંન્યાસજી મહારાજશ્રી કેશરવિજયજી તથા પં. મહારાજશ્રી દેવવિજયજી તથા શ્રી દર્શનવિજયજી વિગેરેની ઇચ્છા જુનાગઢ–ગીરનારજી યાત્રાર્થે થતાં કોઇની ઇચ્છા સંઘ કહાડવાની હોય તો સૂચના કરી. આ સૂચનાને અનુસરી ધોરાજીના રહીશ ધર્મીષ્ટ શ્રાવક કાનજીભાઇની ઇચ્છા તેમ થતાં તેમના ખર્ચે સંઘ કહાડવાનું નક્કી થયું. સંઘમાં બસો માણસો હતા. ધોરાજીથી વાજતે ગાજતે રવાના થઇ ચોથે મુકામે સંઘ જુનાગઢ પહોંચ્યો. સઘ તરફથી સારૂં સામૈયું થયું. ગીરનારની યાત્રા આનંદ પૂર્વક કરી પૂજા આંગી વિગેરે ત્રણ દિવસ રાખવામાં આવેલ. સૌએ સારો લાભ લીધો. અત્રેથી ત્યારબાદ સઘ ધોરાજી વિદાય થયો.

### વાંકાનેરમાં ચાતુર્માસ. સં. ૧૯૭૪.

જુનાગઢમાં બીકાનેરના રહીશ એક બન્ધુને દિક્ષા આપવામાં આવી. અને પં. મહારાજશ્રી દેવવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા. તેમનું નામ શ્રી મહેન્દ્રવિજયજી રાખવામાં આવ્યું હતું. અત્રેથી પંન્યાસજી વિગેરે વાંકા-

નેર પધાર્યા. ચાતુર્માસનું અત્રે નક્કી થયું. અત્રે શ્રાવકોની વસ્તિ સારી છે. લોકો ધર્મિષ્ટ અને ભાવિક છે. વળી શ્રી જૈન હિતવર્ધક નામની ટોળી અત્રે છે જે શાસનસેવાના કાર્યો ઉત્સાહથી કરે છે. મહારાજશ્રીની તાત્ત્વિક બોધરૂપ વ્યાખ્યાનવાણીનો સૌ ભાઈયો લાભ લેતા હતા.

## પંન્યાસજી મહારાજને ઝેરી તાવની બીમારી.

સં. ૧૯૭૪ની સાલમાં આખા હિંદમાં ઇન્ફ્લ્યુએન્ઝા નામક ઝેરી તાવ ફાટી નીકળ્યો. એના છાંટા ઠેરઠેર ઉડવા લાગ્યા. આ ઝેરી તાવ જે ઘરમાં દાખલ થતો ત્યાં તાત્કાલિક ચાંપતી સારવાર થતી તોજ બચવા પામતા હતા. સેંકડોના મરણ રોજ સંભળાતાં હતાં. પં. શ્રી દેવવિજયજીને પ્રથમ પર્યુષણના પરિશ્રમની તાવની બીમારી લાગુ પડી પણ તેઓને થોડા દિવસમાં આરામ થઇ ગયો. ત્યારબાદ પં. મા. શ્રી કેશરવિજયજી મહારાજશ્રીને આ ઝેરી તાવની અસર જણાઇ. સંઘના અગ્રેસરો તથા જૈન હિતવર્ધક સભાના મેમ્બરોને ખબર પડતાં સારી સારવાર કરવા લાગ્યા. ડૉકટરે તપાસ કરી જણાવ્યું કે ઝેરી તાવની અસર છે માટે ગોટાનો શેક ચાલુ રાખો. સવાર સાંજ ડૉકટર આવી શરીર તપાસી યોગ્ય દવા આપતા હતા. હિતવર્ધક સભાના બધા મેમ્બરોના વારા ગોઠવી આઠથી દશ જણા રોજ મહારાજશ્રીની સુશ્રુષામાં રહી ખરી ભકિત બજાવતા હતા. ત્રણચાર દિવસ બાદ શ્રી ન્યાયવિજયજીને આ ઝેરી તાવ લાગુ પડતાં તેની સારવાર પણ મહારાજશ્રીની માફક શરૂ કરવામાં આવી ત્યારબાદ શ્રી દર્શનવિજયજીને

પણ સ્હેજ તાવ લાગુ પડયો. એકંદર પાંચ સાધુઓમાંથી ત્રણને આ બીમારી લાગુ પડી ગઈ. લગભગ પંદર દિવસે શ્રી ન્યાયવિજયજીને આરામ થયો. દર્શનવિજયજીને બે ત્રણ દિવસ બાદ આરામ થયો. પંન્યાસજી શ્રી કેશરવિજયજી મહારાજને કંઈક ફેર પડયો જો કે હજુ પુરો આરામ થયો નહતો.

## આઘાતમાં આઘાત ગુરૂમહારાજનો સ્વર્ગવાસ.

આ માંદગીના દુ:ખદાયક દિવસોમાં અણધાર્યો એક માનસિક આઘાત પ્રાપ્ત થયો. આ વર્ષે બારડોલીમાં ચાતુર્માસ માટે રહેલા પૂજ્ય ગુરૂમહારાજશ્રી વિજયકમળ સૂરીશ્વરજી સ્વર્ગવાસ પામ્યા. તે બાબતના તાર સમાચાર અત્રે આવતા ગમગીની ફેલાણી. જૈન સંઘમાં આચાર્ય મહારાજના સ્વર્ગવાસના દુ:ખદ સમાચાર પ્રસરી વળ્યા. તે સાથે પંન્યાસજી મહારાજશ્રી કેશરવિજયજી મહારાજની માંદગીના સમાચાર પણ સર્વત્ર ફરી વળ્યા. આ વખતે ઝેરી તાવની અસર પણ વધી ગઇ. પં. મા. શ્રી દેવવિજયજી માત્ર આ ઝેરી તાવના હુમલામાં સપડાયા ન હતા. તેમણે ખડે પગે ઉભા રહી મહારાજશ્રી તથા દરેકની સેવાભકિત સારી બજાવી હતી. ગુરૂમહારાજશ્રીના સ્વર્ગવાસના અંગેના આવેલા સેંકડો પત્રો તથા તાર વિગેરેના પ્રત્યુત્તરો તેમણે આપ્યા હતા. મહારાજશ્રીની બીમારી સાંભળી સુખશાતા પૂછવા માટે અમદાવાદથી નગરશેઠ વીમળભાઇનો તાર પ્રથમ આવ્યો અને ત્યારબાદ જાતે વાંકાનેર આવી ગયા. થોડા દિવસ રહી તબિયતમાં આરામ થયા બાદ પાછા ફર્યા.

## ગુરૂ મહારાજના સ્વર્ગગમનથી શોક.

પં. મહારાજશ્રી કેશરવિજયજી તથા પં. મહારાજશ્રી દેવવિજયજી વિગેરેને આચાર્યશ્રીના સ્વર્ગવાસથી બહુજ શોક થયો. ગમે તેટલા બાહોશ માણસ કે વિદ્વાનને પણ તેના માથા ઉપરનું છત્ર કે ઢાંકણ જતાં અવશ્ય લાગી આવે છે. તે પ્રમાણે ઉક્ત બંને મહારાજશ્રીને ગુરૂમહારાજ એક છત્રરૂપ હતા. તેઓશ્રી હયાત હતા ત્યાંસુધી કોઈ જાતની ફિકર ન હતી. સાધુસાધ્વીના પરિવારને પણ તેઓશ્રી સાચવતા હતા. હવે તમામ ચિંતા પોતાના ઉપર આવી પડી. પ્રથમ ગમે તે જગ્યાએ જઈ શકતા હતા. હવે તેમ કરતાં વિચાર કરવાનો હતો. તબિયત આખરે સુધરી ગઈ. છતાં હજી અશક્તિ બહુ હતી.

## ગુરૂમહારાજની અંતિમ ભાવના.

ગુરૂમહારાજશ્રીને ઘણા શિષ્યો. પ્રશિષ્યો હતા છતાં મુખ્યપટ્ટધર તરીકે મહારાજશ્રી કેશરવિજયજીજ હતા. ગુરૂમહારાજે પોતાના હાથેજ પોતાની હાથપોથીમાં લખી ગયા હતા કે. "મારી પાછળ પં. શ્રી કેશરવિજયજીને આચાર્ય પદવી આપવી." અત્યારસુધી પંન્યાસજી શ્રી કેશરવિજયજી મહારાજ ધ્યાન કે યોગ માટે ગમે ત્યાં જતા હતા પણ હવે તેમને લાગ્યું કે હવે તે સમય નથી. તેમને એવો પણ વિચાર સ્ફુર્યો કે ગુરૂમહારાજશ્રીના તમામ પરિવારને એકઠો કરી પરસ્પર ઐક્યની ભાવના વધારવાની પ્રવૃત્તિ હાથ ધરવાની ભાવના થઇ, અને તે વિચાર દ્દઢ થતાં વઢવાણકેમ્પ બધાએ મળવાનું નક્કી કર્યું.

## પ્રકરણ ૨૬ મું.

### ગુરૂમહારાજશ્રી વિજયકમળ સૂરીશ્વરના સ્વર્ગગમનની હકીકત. તથા તેમના સંઘાડાનું સંમેલન. તથા ઠરાવો.

આચાર્ય મહારાજશ્રીનુ સં. ૧૯૭૩નું ચાતુર્માસ પાલીતાણામાં થયું હતું. ત્યાંથી ભાવનગર, ઘોઘા વિગેરે સ્થળે ગયા હતા. વિહારમાં તેમના ગુરૂભાઇ શ્રી ગુલાબવિજયજી મહારાજ તથા પંન્યાસ શ્રી ચતુરવિજયજી મહારાજ તથા ઉત્તમવિજયજી વિગેરેને મળી પરસ્પર ખમતખામણા કર્યાં હતાં. જાણે હવે ફરી મેલાપ થવાનો ન હોય એમ અગાઉથીજ સમજાયુ હોય તે મુજબ બધાની સાથે પ્રેમભાવથી ભેટી ફરી સિદ્ધાચળજી જઇ છગાઉની પ્રદક્ષિણા કરી આવ્યા. પાલીતાણાથી ગુરૂમહારાજશ્રીનો વિચાર લીંબડી આવવાનો હતો અને ત્યાં બધાને એકઠા થવું તેમ વિચાર હતો. આ નિર્ણય મુજબ તેમણે પં. શ્રી કેશરવિજયજી તથા પં. શ્રી દેવવિજયજી વિગેરેને લીંબડી બોલાવ્યા. તેઓ ધોરાજીથી લીંબડી આવવા તૈયાર થયા. આ દરમિયાન સુરતથી પંન્યાસ શ્રી આણંદસાગરજી મહારાજને આચાર્ય પદવી આપવા સારૂ ત્યાંના ઝવેરીઓ આચાર્યશ્રી વિજયકમળસૂરીશ્વરજી મહારાજને વિનંતિ કરવા આવ્યા. ભાવિ અન્યથા થતું નથી. ગુરૂમહારાજશ્રીનો છેલ્લો મેળાપ થવો તેમના છ શિષ્યોમાં કોઇના ભાગ્યમાં માંડેલ નહિ. એટલે એવું બન્યું કે ગુરૂમહારાજશ્રીએ પ્રથમનો વિચાર માંડી વાળી

કોઈને ખબર પણ આપ્યા સિવાય ચૈત્રમાસમાં પ્રચંડ તાપમાં અને પોતાની વૃદ્ધાવસ્થાનો પણ ખ્યાલ ન આપતાં લીંબડી તરફ ન જતાં એકદમ સુરત તરફ વિહાર શરૂ કર્યો. સાથે પં. શ્રી લાભવિજયજી તથા પ્રેમવિજયજી એ બે પ્રશિષ્યો હતા.

## સુરતમાં પં. શ્રી આણંદસાગરજીને આચાર્ય પદ.

ગુરૂમહારાજશ્રી વિજયકમળ સૂરીશ્વરજી સુરત આવતાં મોટા સામૈયા સાથે તેમનો સારો સત્કાર કરવામાં આવ્યો. ગુરૂ મહારાજશ્રી રોજ વ્યાખ્યાન આપતા હતા. સુરતમાં છેલ્લા કેટલાક વર્ષથી પં. લાલન તથા શીવજીભાઇના અંગે ઝઘડો ચાલતો હતો. તેનો અંત આણવા પ્રયત્ન કર્યો. છેવટનો યશ આ ભોળા ગુરૂમહારાજશ્રીને મળવાનો નિર્માણ થયેલ હશે એટલે સંઘમાં પડેલાં તડ નાબૂદ થયાં અને સં. ૧૯૭૪ના વૈશાક સુદી ૯ ને દિવસે ઐક્ય સ્થપાતાં સર્વત્ર શાંતિ ફેલાણી. વશાક શુદી ૧૦ ના દિવસે પંન્યાસજી શ્રી આણંદ-સાગરજીને આચાર્ય પદવી આપવાની ક્રિયા શ્રી વિજયક-મળ સૂરીશ્વરજીએ કરાવી અને તેમને આચાર્ય પદવી હજારો શ્રાવકોની હાજરીમાં ધામધુમ પૂર્વક આપી તેમનું નામ શ્રી આણંદસાગર સૂરિ નામ આપ્યું. અત્રે ગુરૂમહા-રાજને ચાતુર્માસ માટે આગ્રહ ખૂબ હતો. છતાં તેમની ઇચ્છા ગામડામાં તબિયતને અંગે રહેવાની હોવાથી બાર-ડોલી જવાની થઇ. દરમીયાન બારડોલીથી નગરશેઠ મંછુ-ભાઇ ઉમાજી શેઠ પ્રેમચંદ લખાજી, શેઠ જીવણજી દેવાજી વિગેરે મહારાજશ્રીને ચાતુર્માસ માટે વિનંતિ કરવા પણ

આવ્યા. જે ઉપરથી આઠ ઠાણા સાથે તેઓશ્રી બારડોલી પધાર્યા.

## બારડોલીમાં ગુરૂમહારાજનું છેલ્લું ચાતુર્માસ અને સ્વર્ગગમન.

બારડોલીમાં રહી લોકોને વ્યાખ્યાન વાણી વિગેરેનો સારો લાભ આપતા હતા. પર્યુષણ પર્વ અત્રે આનંદથી પસાર થયાં. ભાદરવા વદી ચૌદશે ગામ બ્હાર જીવણજી દેવાજીના સુંદર બગીચામાં તેઓ ફરવા ગયા. બાગની સમીપ જતાં કુવા પાસે એક સુંદર ચોતરો તેમની નજરે પડયો. તેના ઉપર તેઓશ્રી બેઠા. ચારે તરફથી સુવાસિત પુષ્પોની સુવાસ પ્રસરી રહેલી હતી. હવા ખુલ્લી હોવાથી વાતાવરણ બહુ આલ્હાદજનક લાગતું હતું. પોતાના ભવિષ્યનો જાણે તેમને ખ્યાલ ન થયો હોય તેમ તેઓશ્રી સાથેના શ્રાવકો તથા પં. શ્રી લાભવિજયજીને કહેવા લાગ્યા કે આ જગ્યા ઘણીજ સુંદર છે. અહિંથી કયાંયે જવા મારી ઈચ્છા નથી. અત્રેજ થોડો સમય બેસીને પ્રભુસ્મરણ કરીએ. તેઓશ્રી ત્યાં બેઠા અને બીજા સાધુઓ બાગમાં ફરવા ગયા. શેઠ જીવણજી દેવાજીએ મહારાજશ્રીને બાગના બીજા ભાગમાં લઈ જવા આગ્રહ કર્યો. છતાં તેઓશ્રી તો ત્યાંજ બેસી રહ્યા. આ પ્રમાણે પોતાના સ્વર્ગગમનની પૂર્વે દશ દિવસ અગાઉ તે જગ્યા પસંદ કરી ઉપાશ્રયે આવ્યા. અત્રે આસો શુદ ૪ ના દિવસે ઈન્ફલુએન્ઝાની તેમને બીમારી લાગુ પડી. ડોકટરી સારવાર શરૂ કરી. શુદી પાંચમના દિવસે તેમણે ઉપવાસ કર્યો. પાંચમનો ઉપવાસ પોતે ગમે તે સંજોગોમાં કાયમ કરતા હતા. અત્રે આઠમાંથી ચાર સાધુ-

ઓને તાવની અસર જણાઇ. બીમારી વધી ગઇ અને ડૉકટરો વૈદ્યોએ ગંભીર કેસ હોવાનુ જણાવ્યું. બચવાની આશા ઓછી જણાતાં સંઘના અગ્રેસરો તથા પં. લાભવિજયજી મહારાજે તેમને જણાવ્યું કે આપશ્રી દીર્ઘાયુષી થાવ છતાં આપશ્રીને દાન, પુન્ય અગર જે કાંઈ ધર્મ કરાવવા ઈચ્છા હોય તે આપશ્રી જણાવો. મહારાજશ્રીએ જણાવ્યું કે મારે કાંઈપણ કરાવવા ઈચ્છા નથી. સંઘ જે કરશે તે વ્યાજબી કરશે. પં. લાભવિજયજીએ કહેલું કે આપશ્રીને કાંઇપણ ભલામણ કરવી હોય તો તે જણાવવા કહ્યું. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે મારે જે કાંઇ કહેવાનું છે તેની નોંધ મેં મારી નોંધપોથીમાં કરેલ છે, આસો શુદી ૧૦ ના દિવસે કંઇક આરામના ચિન્હ જણાયાં. ભક્તિ કરનાર સાધુઓના મન હરખાયાં. પરંતુ કાળની ગતિ કોણ જાણી શકે ? દશમનો દિવસ પૂર્ણ શુદ્ધિમાં પસાર થયો. સાંજના પાણી વાપરી ચોવીહારનું પચ્ચખ્ખાણ કર્યું અને પ્રતિક્રમણ કરવાની તૈયારી કરી. મહારાજશ્રી તથા પં૦ લાભવિજયજી તથા પ્રેમવિજયજી ત્રણ જણાએ ઓરડામાં જુદું પ્રતિક્રમણ શરૂ કર્યું. બીજા સાધુઓ સંઘ સમક્ષ પ્રતિક્રમણ કરવાની હજી તૈયારી કરતા હતા તેટલામાં તો ઈરિયાવહી પડિક્કમી લોગસ્સના કાયોત્સર્ગમાં ચોવીશ તિર્થંકરના પવિત્ર સ્મરણમાં આચાર્યશ્રી તલ્લીન થઈ ગયા. લાંબા સમય સુધી પાછો કાઉસ્સગ્ગ નજ પાર્યો. એટલે પં. શ્રીલાભવિજયજીએ મહારાજશ્રીને બે ત્રણવાર બોલાવ્યા પણ જવાબ ક્યાંથી આપે ? તેઓશ્રીનો આત્મા આ દેહને

છોડી અન્યગતિમાં ચાલ્યો ગયો હતો ! સહુને તરતજ ખબર પડી ગઈ. તેમજ તારથી સુરત, અમદાવાદ, મુંબઇ વિગેરે સ્થળે પણ ખબર આપી દીધા. મુની વર્ગમાં તથા સર્વ ગામોના સંઘમાં શોક પથરાઇ ગયો. પં શ્રીલાભવિજયજી, પ્રેમવિજયજી, હેતવિજયજી અને તિર્થવિજયજી વિગેરે બધાએ ગુરૂમહારાજશ્રીની ભક્તિ કરવામાં બાકી રાખી ન હતી. સવારના પહોરમાં મહારાજશ્રીના શરીરના છેલ્લી વખત દર્શન કરવા સુરત મુંબઇ તથા વડોદરા તેમજ આજુબાજુમાંથી સેંકડો માણસો આવ્યાં હતાં. તેમના દેહને બેસાડવા માટે સાચી કીનખાબ તથા ઝરીની સુશોભિત માંડવી બનાવવામાં આવી હતી. આશો શુદી ૧૧ ના દિવસે બપોરે બે વાગે ઉદાસીન ચહેરે હજારો શ્રાવકોએ મહારાજશ્રીની માંડવી ઉપાડી અને જયજય નંદા, જયજય ભદ્રાના પવિત્ર શબ્દોચ્ચાર સાથે જે જગ્યા મહારાજશ્રીએ પ્રથમથી જોઇ રાખી હતી તેજ જગ્યાએ તેમના શબને સુખડના લાકડાથી અગ્નિદાહ કરવામાં આવ્યો. શહેરમાં ગરીબ, અનાથ લોકોને અનાજ મીઠાઇ વ્હેંચવામાં આવી. ખોડાં ઢોરને ઘાસ ચારો છુટથી નાખવામાં આવ્યો. આખા ગામમાં સૂનકાર દર્શાવતી હડતાળ પાડવામાં આવી. મચ્છીમારોની જાળો તથા કસાઇખાંનું બંધ રાખવામાં આવ્યું.

## અગ્નિદાહવાળા સ્થળ પર સ્મરણ ચિન્હ.

ઉક્ત સ્થળે એક સુંદર આરસપાણની દહેરી કરવા અને અંદર મહારાજશ્રીના પગલાં પધરાવવા માટે સંઘે નિર્ણય કર્યો. સંઘે ગુરૂમહારાજની પાછળ અષ્ટાન્હીકા

મહોત્સવ તથા શાંતિસ્નાત્ર પણ કર્યું. છેલ્લે દિવસે નવકારશી પણ કરવામાં આવી. સુપા કોરેલ ગામના રહીશ શેઠ પનજી વાઘજી તરફથી આરસપાહાણની દહેરી બનાવવામાં આવી. કાર્તિક વદી આઠમ ને દિવસે શેઠ ફકીરચંદ રામાજી તરફથી આચાર્યશ્રીના પગલાં પધરાવવામાં આવ્યાં. ચેવલાવાળા ભાકચંદભાઇએ દહેરી ઉપર ધ્વજાદંડ ચડાવ્યો. શાહ ભાયચંદ ઝવેરચંદ તરફથી દહેરી ઉપર શોનાનું શીખર ચડાવવામાં આવ્યું. મહોત્સવ શાંતિપૂર્વક ખતમ થતાં આવેલા સાધુ, સાધ્વીઓ તથા શ્રાવકો સૌ વિદાય થયા. આ વખતે શ્રી કેશરવિજયજી મહારાજ વાંકાનેરમાં ઝેરી તાવની બીમારીથી મુક્ત થયા હતા.

## સંઘાડાનું સંમેલન.

પં. મહારાજશ્રી કેશરવિજયજી મહારાજશ્રીનું શરીર સારૂં થયા બાદ પેથાપુર સંઘના અગ્રેસર શેઠ મ્હેતા સકરચંદભાઇ કાળીદાસ વિગેરે મહારાજશ્રીને વિનંતિ કરવા આવ્યા. કારણ કે પેથાપુરમાં તેમના પોતાના તરફથી પંચમી તથા એકાદશી તપનું ઉજમણું કરવાનું હતું. મહારાજશ્રીએ પેથાપુર આવવા હા કહી. વાંકાનેરથી વિહાર પણ શરૂ કર્યો. પણ તે દરમિયાન પંન્યાસ શ્રી મોહનવિજયજી વિગેરે તથા પ્રવર્ત્તિની સાધ્વી ગુલાબશ્રીજી, પુન્યશ્રીજી, તથા જ્ઞાનશ્રીજી વિગેરે તરફથી પત્રો મળ્યા કે એકવાર ગુરૂમહારાજશ્રીનો બધો પરિવાર એકઠો થાય તો સારૂં. કદાચ બધા ભેગા ન થઇ શકે તો બધા ગુરૂભાઇઓ મળે તોપણ સારૂં. વઢવાણ કેમ્પ મધ્યમાં આવેલ છે. તો આપશ્રી

વઢવાણ કેમ્પ પધારો અને અમો પણ ત્યાં આવશું. આ પ્રમાણે સમાચાર ધ્રાંગધ્રાથી મળવાથી પં. મહારાજશ્રી કેશરવિજયજી, પં. શ્રી દેવવિજયજી, દર્શનવિજયજી વિગેરે વઢવાણ કેમ્પ પધાર્યા. પં. શ્રી મોહનવિજયજી, ભાવવિજયજી વિગેરે તથા પ્ર. સાધ્વીજી ગુલાબશ્રીજી, પુન્યશ્રીજી જ્ઞાનશ્રીજી વિગેરે ધ્રાંગધ્રાથી વઢવાણ કેમ્પ આવ્યા. બધા આનંદથી મળ્યા. ગુરૂમહારાજશ્રીના અવસાન માટે સૌએ ખેદ પ્રદર્શિત કર્યો. જો કે તેઓ તો ભાગ્યશાળી થઇ ગયા છે. તેઓ તો પોતાની પાછળ બહોળો શિષ્ય પ્રશિષ્ય સમુદાય મુકી પૂર્ણ સમાધિમાં દેહ છોડી પંડિત મરણ મેળવવા ભાગ્યશાળી થયા છે. તેઓશ્રીએ ઉત્તમ ચારિત્ર પાળી સર્વત્ર પોતાનો યશ ફેલાવ્યો છે. અને તે પ્રમાણે હવે સૌએ તેઓશ્રીના પગલે ચાલી નામના કહાડવાની છે આ પ્રમાણે એકઠા થયેલા સર્વ સાધુ સાધ્વીઓને પ્રવર્ત્તક સાધ્વી શ્રી ગુલાબશ્રીજી તરફથી કહેવામાં આવ્યું. બીજે દિવસે એક શાંત સ્થાનમાં પં. મ. શ્રી કેશરવિજયજી, પં. શ્રી દેવવિજયજી, પં. શ્રી મોહનવિજયજી, મહારાજશ્રી ભાવવિજયજી, પ્ર. સાધ્વીજી ગુલાબશ્રીજી, પુન્યશ્રીજી તથા જ્ઞાનશ્રીજી વિગેરે એકઠા થયાં અને ગુરૂમહારાજની પછી હવે બધાએ કોની આજ્ઞા પ્રમાણે વરતવું તે બાબતની ચર્ચા પ્રથમ ઉપસ્થિત કરવામાં આવી. બધા તરફથી પં. શ્રી મોહનવિજયજીએ જણાવ્યું કે ગુલાબવિજયજી મહારાજ મોટા બેઠા છે માટે તેમજ આજ્ઞા પ્રમાણે વરતાય તો કેમ ? જવાબમાં પં. શ્રી દેવવિજયજી મહારાજે જણાવ્યું જે તેમની આજ્ઞા પ્રમાણે વર્ત્તવું તે સાર્થક ક્યારે થાય કે

તમો બધા તેમને વંદના કરો તો, તેઓશ્રીએ યોગવહન તો કર્યાં નથી. તો હવે તમો પંન્યાસ થઈને તેમને વંદના કરશો ખરા ? અને વંદના ન કરો તો પછી તેમની આજ્ઞા પ્રમાણે ચાલવું તેનો અર્થ શો ? આ પ્રમાણે કેટલીક જરૂરી ચર્ચાને અંગે બધા તરફથી પંન્યાસજી મહારાજશ્રી કેશરવિજયજી મહારાજની આજ્ઞા પ્રમાણે વર્त्तવું એવો નિર્ણય કરવામાં આવ્યો. ત્રણ ચાર દિવસની શાંત ચર્ચાને અંતે બધાની સંમતિપૂર્વક નીચેના ઠરાવો કરવામાં આવ્યા અને સંઘાડાના ગેરહાજર રહેલાં સાધુ સાધ્વીઓને તે મુજબ જણાવી આપવાનું નક્કી થયું.

સં. ૧૯૭૫ના પોષ શુદી પાંચમને વાર મંગળના રોજ વઢવાણ કેમ્પમાં, સ્વર્ગવાસી આચાર્ય મહારાજ શ્રી વિજયકમલસૂરીશ્વરજીના શિષ્ય સમુદાય પૈકી પંન્યાસજી મહારાજશ્રી કેશરવિજયજી ગણિ, પં. મહારાજ શ્રી દેવવિજયજી, પં. મા. શ્રી મોહનવિજયજી અને મુનીશ્રી ભાવવિજયજી વિગેરે મુની વર્ગ તથા સાધ્વીજી સમુદાયમાં પ્રવર્त्तની સાધ્વીજી ગુલાબશ્રીજી, પુન્યશ્રીજી તથા જ્ઞાનશ્રીજી વિગેરે સાધ્વીઓએ એકત્ર થઈ નીચે મુજબ ઠરાવો કરેલ છે.

ઠરાવો.

૧. આચાર્ય મહારાજશ્રી વિજયકમળસૂરીશ્વરજીનાં વિરહથી આપણે ઘણા દીલગીર થયા છીયે. એ મહાપુરૂષના પગલે ચાલી તેમની કિર્त्तિમાં વધારો થાય એવા પ્રકારનું વર્त्तન કરવું એ આપણી પ્રથમ ફરજ

છે. એ મહાપુરૂષની ખોટ પુરી પાડવાને તેમના સ્થાને તેમના શિષ્ય પં. મા. શ્રી કેશરવિજયજી મહારાજને આપણે મુખ્ય ગણવા અને તેમની આજ્ઞા પ્રમાણે આપણે વર્ત્તવું.

૨. મર્હુમ આચાર્ય શ્રી વિજયકમલસૂરીશ્વરજી મહારાજના નામનો જ્ઞાનભંડાર અથવા લાયબ્રેરી રાખવી. આ ભંડાર અથવા લાયબ્રેરીની દેખરેખ સારી રહે, દરેકને તેનો લાભ મળે અને વ્યવસ્થા નિયમસર થાય તે સ્થળે રાખવી. આ વ્યવસ્થામાં આપણા મુની વર્ગનો મુખ્ય હક્ક રાખવો. મુની વર્ગને પુસ્તકો ગમે ત્યાં વાંચવા મળે તેવી ગોઠવણ કરવી. વ્યવસ્થાની ખામીને લીધે આ ભંડાર એક સ્થળેથી બીજે સ્થળે બદલાવવા અને વ્યવસ્થામાં સુધારો વધારો કરવાનો મુખ્ય હક્ક તેમના શિષ્ય વર્ગનો છે.

૩. ગુરૂ બંધુઓએ જ્ઞાન, ધ્યાન અને ચારિત્રમાં સંગીન વધારો થાય તેવી રીતે અરસ્પરસ મદદ કરવી. અને સંપની વૃદ્ધિ થાય તેમ વર્ત્તવું. વળી કોઇના શિષ્યને તેમની સંમતિ સિવાય બીજાએ રાખવો નહિ

૪. જે જે સાધુ સાધ્વી આપણી સાથે આહારપાણી, વંદનાદિ સંબંધ રાખે તેમની સાથે આપણે તેવો વ્યવહાર રાખવો અને જે સાધુઓ આપણી સાથે સંબંધ રાખતા ન હોય તેમની સાથે વંદનાદિ વ્યવહાર રાખવો નહિ. સાધ્વીઓએ પણ રાખવો નહિ. કદાચ કોઈ પદવીધર ભેગા થાય તો લોક વ્યવહાર સાચવવા

સાધ્વીઓએ વંદન કરવું. ફેટ્ટાવંદન તો દરેકને કરવામાં હરકત નથી.

૫. પંન્યાસ મોતીવિજયજી તથા હરખવિજયજી વિગેરે જો આપણી સાથે સંબંધ રાખવા માગતા હોય તો તેમની સાથે સંબંધ રાખવો અને સાધ્વીઓએ વંદનાદિ કરવું. નહિતર નહિ.

૬. સાધ્વીઓને અભ્યાસ કરવામાં અનુકૂળ સાધનો મેળવી આપવાં. તેમજ નાના મોટા ગામોમાં સાધ્વીઓએ શ્રાવિકાઓને છુટથી ઉપદેશ આપી શકે તેવા પ્રકારનું જ્ઞાન આપવા અપાવવા લક્ષમાં રાખવું.

૭. કોઈ પણ દિક્ષા લેનાર ઉમેદવાર પુરૂષ યા સ્ત્રીને દિક્ષા આપવી હોય તો સારી વાંચણી થયા બાદ તથા સાધુનો આચાર જાણ્યા પછી દિક્ષા આપવી. તે સિવાય આપવી નહિ.

ઉપર પ્રમાણે બધાએ મળી બધાની સંમતિથી ચોક્કસ કરીને જ આ ઠરાવો નક્કી કર્યા હતા. આ ઠરાવનો અમલ અમુક ટાઈમ સુધી ઠીક ચાલ્યો હતો. પણ સં. ૧૯૭૯માં જૈનાચાર્ય શ્રી વિજયનેમિસૂરિ મહારાજે પં. શ્રી મોહનવિજયજીને આચાર્ય પદવી આપવાથી આ સમુદાયમાં બે વિભાગ પડી ગયા હતા. બાકી સંમેલન વખતે તો ગુરૂમહારાજશ્રીના પગલે શાંતિ પૂર્વક ચાલી તેઓશ્રીની નામના કેમ વધારવી તેજ સૌનું ધ્યેય હતું.

**વઢવાણ કેમ્પમાં જ્ઞાનભંડાર.**

આચાર્ય મહારાજશ્રી વિજયકમળ સૂરીશ્વરજીનો જ્ઞાન-

ભંડાર, જ્યારે તેમનો શિષ્ય સમુદાય ત્યાં મળ્યો ત્યારે વ્યવસ્થિત કરવાની વાત થઈ હતી. તે મુજબ એકઠા થયેલા શિષ્યોએ તમામ પુસ્તકો, પોથીઓ છોડી, તડકે નાખી નવેસરથી પોથીઓ બાંધીને જ્ઞાનભંડારમાં ગોઠવી હતી. તેમજ તેનું નવું લિસ્ટ પણ તૈયાર કરીને શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને સોંપવામાં આવ્યું હતું. તે વખતના કાર્યવાહકો ઘણી લાગણીવાળા હતા. હાલની દેખરેખ જોઈએ તેવી નથી. આથી પુસ્તકોની દશા ઘણીજ ખરાબ બની છે. આ ઉપરાંત બીજો એક જ્ઞાનભંડાર પંન્યાસ મહારાજ શ્રી કેશરવિજયજી તથા પંન્યાસ મહારાજશ્રી દેવવિજયજીનો પણ છે. તે જ્ઞાનભંડારના પુસ્તકો તથા પોથીઓ વ્યવસ્થિત રીતે કબાટમાં ગોઠવેલ હતાં. જે સંવત ૧૯૮૩ની અતિવૃષ્ટિના લીધે ભીંજાઇ જતાં સં. ૧૯૮૮માં પંન્યાસજી મહારાજ શ્રી દેવવિજયજીએ તડકે નાખી ફરી નવેસરથી બાંધી સુધારેલ છે. અને જેનું લિસ્ટ પણ તેઓશ્રીએ કરેલ છે. હાલ આ જ્ઞાનભંડારની દેખરેખ તથા માલીકી પંન્યાસજી મહારાજશ્રી દેવવિજયજીની છે. હાલ આ જ્ઞાનભંડાર એક ભાડુતી મુકામમાં છે. નવીન જ્ઞાનમંદીર કરવાની તજવીજ ચાલી રહી છે, ગુરૂમહારાજશ્રી વિજયકમળ સૂરીશ્વરજી તથા આચાર્ય મહારાજશ્રી વિજયકેશરસૂરીશ્વરજીના સ્મારકરૂપે આ જ્ઞાનમંદીર કરવા ભાવના છે.

# પ્રકરણ ૨૭ મું.

## પેથાપુરમાં ત્રણ દિક્ષા. અઠ્ઠાઈ મહોત્સવ. ઉજમણું અને સમવરણ રચના.

### ભોયણીની યાત્રા, પેથાપુરમાં દિક્ષા મહોત્સવ.

[ સંઘ તરફથી આચાર્ય પદવી લેવા માટે આગ્રહ, મહારાજશ્રીના પદવી અંગેના વિચારો, આચાર્યપદ સ્વિકારવાની ના, અમદાવાદમાં ઉપધાન મહોત્સવ અને કેશરીયાજીનો સંઘ. ]

વઢવાણ કેમ્પથી વિહાર કરી પંન્યાસજી મહારાજશ્રી કેશરવિજયજી, પં.શ્રી દેવવિજયજી, શ્રીદર્શનવિજયજી વિગેરે ઠાણા ૭ માંડલ પધાર્યા. અત્રે તપગચ્છ, અંચળગચ્છ અને પાયચંદગચ્છ એમ ત્રણ ગચ્છના મળી સાડાત્રણસોથી ચારસો શ્રાવકોના ઘર છે, પ્રથમ સં. ૧૯૫૫માં મહારાજશ્રીએ અત્રે ચાતુર્માસ કરેલ હતું. આ વખતે પણ લોકો વ્યાખ્યાન વિગેરેનો સારો લાભ લેતા હતા. અત્રે થોડી સ્થિરતા બાદ ચૈત્રી પુનમની ઓળી ભોયણીજી રહી કરવાની ભાવના થવાથી સૌ ભોયણીજી ગયા. માંડલના સંઘે ચાતુર્માસ માટે અતિઆગ્રહ કર્યો પણ મહારાજશ્રીએ જણાવ્યું કે ત્રણે ગચ્છના શ્રાવકો મળીને ભોયણીજી આવશો તો તમોને લાભ મળશે. ભોયણીની યાત્રા કરી મહારાજશ્રી ત્યાં ઓળી સુધી રહ્યા. ઓળી પ્રસંગે માંડલથી તપગચ્છના ઘણા માણસો ભોયણીજી

આવ્યાં હતાં. તેમણે મહારાજશ્રીને માંડલ ચાતુર્માસ કરાવવા ઘણો આગ્રહ કર્યો. મહારાજશ્રીએ કહ્યું કે ત્રણે ગચ્છવાળા તમો એકત્ર થઈ પેથાપુર અમુક ટાઈમમાં આવશો તો તમને લાભ મળશે. આ પ્રમાણે જણાવ્યા બાદ મહારાજશ્રી વિગેરે ઠાણા ૭ ભોયણીથી પાનસર ગયા ત્યાં દર્શન કરી પેથાપુર પધાર્યા. સંઘે સારો સત્કાર કર્યો. મહારાજશ્રી વિગેરે વિમળગચ્છ તરફથી બાંધવામાં આવેલા નવા ઉપાશ્રયમાં ઉતર્યા.

## દીક્ષા મહોત્સવ.

અત્રે પેથાપુરમાં જ્ઞાનપંચમી તથા એકાદશી તપના અંગે વૈશાક શુદી ૬ થી ઉજમણું શરૂ થનાર હોવાથી અમદાવાદથી પં. મા. શ્રી સૌભાગ્યવિમળજી વિગેરે તથા સાધ્વીજી ગુલાબશ્રીજી, પુન્યશ્રીજી વિગેરે આવ્યા હતા. વળી લાઠીદડના રહીશ શ્રાવક ઉત્તમચંદ ભુદર, પાળીયાદના રહીશ શ્રાવક ભવાન મોતી, મોઢુકાના રહીશ શ્રાવક ત્રિભોવનદાસ જીવણભાઈ અત્રે દીક્ષા લેવાની શુભ ભાવનાથી આવ્યા હતા. તેઓ ભાવિક હતા અને અત્રે થતા મહોત્સવ સાથે તેમનો દિક્ષાનો પ્રસંગ યોજાય એવી સૌની ઇચ્છા હતી. તેઓ પં. શ્રી કેશરવિજયજી તથા પં. શ્રી દેવવિજયજી પાસે આવ્યા હતા. મહારાજશ્રીના આ ત્રણે જણા પરિચયવાળા તથા સંબંધી પણ હતા. એટલે આ બાબતમાં વિશેષ તપાસ કરવાની જરૂર ન હતી. વૈશાક શુદી ૬ નું દિક્ષાનું મુહૂર્ત હતું. તેમાં ત્રિભોવનદાસને જરા કામ પ્રસંગને લઈ બોટાદ જવાથી તેમનું મુહૂર્ત વૈશાક શુ. ૧૦ નું આવ્યું

ઉજમણાની શરૂઆત વૈશાક શુદ ૬ થી હતી તે પ્રસંગે એક સુંદર વરઘોડો ચડાવવામાં આવ્યો હતો. દિક્ષા લેનાર બે બન્ધુઓને શહેર બહાર વડવૃક્ષની નીચે નાણ ગોઠવી સારી ધામધુમપૂર્વક દિક્ષા આપવામાં આવી. ભવાનભાઈનું નામ શ્રી વીરવિજયજી રાખી પં. મા. શ્રી કેશરવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા. ઉત્તમચંદભાઈને લલિતવિજયજી નામ આપી પં. મા. શ્રી દેવવિજયજી મહારાજના શિષ્ય બનાવવામાં આવ્યા. ત્રિભોવનદાસને શુદી ૧૦ ના રોજ દિક્ષા આપી તેમનું નામ તરૂણવિજયજી રાખવામાં આવ્યું. તેમને પં. શ્રી દેવવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા. આ દિક્ષા મહોત્સવ સાથે ઉજમણુ, સમવસરણની રચના તથા અઠ્ઠાઇ મહોત્સવ પણ ચાલુ હતાં. પેથાપુરની બહાર વસતા જૈનો તથા આસપાસના જૈનો મોટી સંખ્યામાં અત્રે આવી મહોત્સવમાં ભાગ લઇ રહ્યા હતા. સાધુ સાધ્વીઓના ઠાણા કુલ ચાલીશ હતાં. વ્યાખ્યાનનો સૌ ઉત્સાહથી લાભ લેતા હતા.

**આચાર્ય પદવી માટે આગ્રહ.**

આ મહોત્સવના દિવસોમાં વિમળગચ્છ સંઘના અગ્રેસર શેઠીયા વકીલ ડાહ્યાભાઇ હકમચંદ, વકીલ છોટાભાઇ લલ્લુભાઇ, મેતા હાથીભાઇ ઝવેરચંદ, મેતા સકરચંદ કાળીદાસ શાહ સ્વરૂપચંદ પુનમચંદ વિગેરે એકાંતમાં મહારાજશ્રીને મળ્યા. અને કહ્યું કે ગુરૂવર્ય આચાર્ય મહારાજશ્રી વિજયકમળ સૂરીશ્વરજીની ગાદી ઉપર આપને સ્થાપન કરવા અમો આપશ્રીને આગ્રહભરી વિનંતિ કરીએ છીએ. અમારી વિનંતિ આપ કૃપા કરીને સ્વિકારો. મહોત્સવ સાથે મહો-

ત્સવ થશે. વળી ગુરૂમહારાજશ્રીની આજ્ઞા પણ તેમજ છે. જે બાબત સ્વહસ્તે તેઓ નોંધપોથીમાં લખી પણ ગયા છે. સંઘનો અતિ આગ્રહ હોવાથી મહારાજશ્રીએ વિચાર કરી પછી જવાબ આપવા જણાવ્યું. શેઠીયાઓને લાગ્યું કે વિચાર કરીને ચોક્કસ હાજ કહેશે. કારણ કે આજકાલ તો સાધુઓ પદવી લેવા અનેક પ્રયાસો કરે છે તોપણ મળતી નથી. તો પછી આપણે આપીયે તેની ના કેમ કહેશે ? પાછળથી મહારાજશ્રીએ પોતાના આત્મા સાથે વિચાર કર્યો કે હે આત્મન્ ! આ પદવીને માટે તું લાયક છે? આચાર્ય પદ એટલે શ્રી ગૌતમ સ્વામિએ સ્વિકારેલ પદવી, જે મહાનુભાવ અનેક લબ્ધિ સંપન્ન હતા. ચૌદ પૂર્વ અને ચાર જ્ઞાનના ધણી હતા. તેઓજ તે પદને લાયક હતા. આપણામાં તેઓશ્રીનો એકપણ ગુણ મળે નહિ તો આ પદને લઈ તું તારા આત્માને શા માટે ભારે કરે છે? શાસ્ત્રમાં પણ કહેલ છે કે જે આચાર્ય શબ્દ મહાનુભાવ ગૌતમસ્વામિએ ધારણ કરેલ તે શબ્દ—પદવી અયોગ્ય પાત્રને આપવામાં આવે તો અનંત સંસારી કહેલ છે. તો હે ચેતન ! તું વિચાર કર કે આ પદને તું લાયક છે? આજકાલ ગતાનુગતિક લોકો હોય છે. એકે કર્યું એટલે બીજાએ કરવું એવી સ્થિતિ ચાલી છે. આ પદવીથી તો અભિમાન વૃત્તિમાં વધારો થાય છે. હજી યોગ વિદ્યા સંતોષકારક પ્રાપ્ત થઇ નથી. હજી કોઈ જગ્યાએ જવું હશે તો જઇ શકાશે, પણ આચાર્ય પદવી લીધા પછી ક્યાંયે જવાશે નહિ. ભવિષ્યમાં કદાચ ગમે તે થાય પણ હાલ આ વિચાર બંધ રાખવો સારો છે, આ પ્રમાણે સ્વ આત્મા સાથે નિર્ણય

કરી બીજે દિવસે વકીલ ડાહ્યાભાઇ તથા છોટાભાઈ વિગેરે અગ્રેસરો આવ્યા તેને પોતાના વિચારો સંભળાવ્યા. બધા તે સાંભળી આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. મહારાજશ્રીની નિસ્પૃહવૃત્તિ જોઇ બધાને આનંદ થયો અને બધાને ખાત્રી પણ થઇ કે તેઓશ્રી જે કહે છે તે બરાબર છે. આગળ ઉપર જોયું જશે. આમ વિચાર કરી પછી વધારે આગ્રહ ન કર્યો. મહોત્સવ આનંદપૂર્વક પૂર્ણ થયા બાદ સંઘે અત્રે ચાતુર્માસ રહેવા આગ્રહ કર્યો. મહારાજશ્રીએ જણાવ્યું કે માંડલવાળાને મેં અમુક શરતે હા કહેલી છે માટે પ્રથમ હક્ક તેમનો છે. જણાવેલા ટાઈમ સુધી માંડલવાળાની રાહ જોયા છતાં જ્યારે તેમાંનું કોઇ ન આવ્યું ત્યારે અત્રે પેથાપુરનું ચાતુર્માસ નક્કી થયું. પછી માંડલવાળા આવ્યા. પણ હવે નકામું હતું. પોતે કરેલ ભૂલનો પશ્ચાતાપ ઘણો થયો. પણ ઉપાય હવે નજ હતો.

## પેથાપુરના ચાતુર્માસમાં ધર્મારાધન.

ચાતુર્માસમાં ધર્મરત્ન પ્રકરણ તથા વીશસ્થાનક ચરિત્ર મહારાજશ્રી વાંચતા હતા. ધર્મરત્ન પ્રકરણમાં શ્રાવકના એકવીશ ગુણોનું વર્ણન આવે છે. તે સંબંધી ચાર માસ લગભગ સુંદર વ્યાખ્યાન સાંભળી શ્રોતાઓના મન ઉપર સારી અસર થઈ. ચાતુર્માસમાં ત્રણે નવીન સાધુઓને પં. મા. શ્રી દેવવિજયજીએ માંડલીયા યોગની ક્રિયા કરાવી. આ પ્રમાણે અત્રે સં. ૧૯૭૫નું ચાતુર્માસ પૂર્ણ થયું.

## અમદાવાદમાં ઉપધાન મહોત્સવ.

પં. શ્રી લાભવિજયજી તથા શ્રી ન્યાયવિજયજી વિગેરે

અમદાવાદ ચાતુર્માસ રહ્યા હતા. તેમના ઉપદેશથી મહારાજશ્રીના પરમભક્ત શેઠ સકરાભાઈ લલ્લુભાઈ મનોર તરફથી ઉપધાનવહન કરાવવાની ધર્મ ક્રિયા આસો શુદી ૧૦થી શરૂ કરાવી હતી. તેમાં બસો જણા બેઠાં હતાં. ઉપધાન પૂર્ણ થતાં માળના મહોત્સવ ઉપર મહારાજશ્રીને અમદાવાદ લાવવા આમંત્રણ કરવા શેઠ શકરાભાઈ લલ્લુભાઈ વિગેરે પેથાપુર આવ્યા. વળી નગરશેઠ વિમળભાઈ મયાભાઈ તરફથી પણ અમદાવાદ પધારવા આગ્રહ થયો. આથી અમદાવાદ આવવા મહારાજશ્રીને હા પાડી. સં. ૧૯૭૫નું ચાતુર્માસ અત્રે પૂર્ણ કરી પાનસર થઈ મહારાજશ્રી વિગેરે અમદાવાદ જવાના હતા.

## પાનસરનો સંઘ.

આ પ્રસંગે જમનાદાસ મોકમચંદના ધર્મપત્નિ બેન મેના તરફથી પાનસરનો સંઘ કહાડવામાં આવ્યો. ઘણા માણસો સાથે હતા. પાનસર ત્રણચાર રોજ રહી કલ્લોલ થઈ ખોરજ આવ્યા. અત્રે અમદાવાદથી ભાવિક શ્રાવકો તથા શેઠાણી મુક્તાબેન, ગજરાબેન વિગેરે મહારાજશ્રીના સત્કાર માટે આવ્યાં હતાં. ત્યાં સ્વામિવાત્સલ્ય કરી અમદાવાદ પાછાં ફર્યાં. બીજે દિવસે સવારમાં શહેર પ્રવેશ કરી મસ્કતિ મારકેટ આવતાં પં. શ્રી મોહનવિજયજી અત્રે આવ્યા હતા તેઓ પણ સાથે થઈ ગયા. બધાઓ સામૈયા સાથે ધામધુમ પૂર્વક પ્રવેશ કર્યો. સૌ ઉજમબાઇની ધર્મશાળામાં ઉતર્યા. માળનો વરઘોડો ચડયા બાદ બીજે દિવસે ઉપધાન વાળાઓને માળ પહેરાવવામાં આવી. આ નિમિત્તે

નાખી દેશે. મહારાજશ્રી ત્યાં પધાર્યા ત્યારે તેમને જણાયું કે શ્રાવકોની વસ્તિ તો સારી છે. છતાં સાધુઓના ચાતુર્માસ ન થવાથી શ્રાવકોમાં વિવેક ઘણો ઓછો છે. તેને લઈ તે વખતે અત્રે કન્યાવિક્રય જેવી બદી ફેલાયેલી હતી, મહારાજશ્રી અત્રે ગામમાં પધારતા કોઈપણ શ્રાવક પોતાના સ્થાનેથી–દુકાનેથી ઉભો નજ થયો. કોઈ પણ દહેરાસર કે ઉપાશ્રય બતાવવા નજ આવ્યું. આગે ચાલો કહી સૌ પોત પોતાના વ્યવસાયમાં લાગી રહ્યા. આખરે મહારાજશ્રી સ્વમેળે ઉપાશ્રયે પહોંચ્યા. એમને લાગ્યું કે શ્રાવકના કુટુંબમાં જન્મવા માત્રથી આ બંધુઓ શ્રાવકપણું સમજી બેઠા છે. નથી તેમને ધર્મનું ભાન કે નથી ધર્મક્રિયાનું. માટે આવા શ્રાવકોને ધર્મને પંથે ચડાવવા તે મુશ્કેલ છતાં ખરેખર કર્ત્તવ્યરૂપ છે. વ્યાખ્યાનમાં એકવાર સૌને એકત્ર કર્યા. અને સૌને શ્રાવકના ગુણ, શ્રાવકનું કર્ત્તવ્ય, દેવગુરૂ, અને ધર્મનું સ્વરૂપ ઘણી સારી રીતે સમજાવ્યું. આથી મહારાજશ્રી માટે સૌના હૃદયમાં સન્માન પેદા થયું. સહુના હૃદયમાં જાગૃતિની જયોત પ્રગટવા લાગી. કોઈએ ખરૂંજ કહ્યું છે કે.

ભૂમિ શુદ્ધિથી સાચી ભૂખ, સાચી ભૂખથી સાચો સ્વાદ.

મહારાજશ્રીના અમૃતમય ઉપદેશથી શ્રાવકોની હૃદય ભૂમિ વિશુદ્ધ થતાં તેમને ધર્મમાર્ગની સાચી ભૂખ સમજાણી. તેથી તેઓ ધર્મક્રિયાઓ, જ્ઞાનપ્રાપ્તિ વિગેરે માટે તેઓ દોરવાયા અને મહારાજશ્રીનો ઉપદેશ રોજ ચાખવા માટે ઉપાશ્રયે આવવા લાગ્યા. જ્ઞાની પુરૂષો પત્થરની માફક

જડવત્ બનેલા આત્માઓને પણ જ્ઞાનદાનથી નવપલ્લવિત કરી નાખે છે. તેવીજ રીતે મહારાજશ્રીના ઉપદેશથી ધર્મ-ભાવનાથી શૂન્ય હૃદયો પણ ધર્મવાસિત બની ગયાં. ધર્મકરણીમાં વળી સૌનો ઉત્સાહ વધવા લાગ્યો. તેઓ મહારાજશ્રીને પોતાના જીવનતારક માનવા લાગ્યા. ચાતુ-ર્માસ અત્રેજ થયું. ઘણા શ્રાવકો ધર્મચુસ્ત બન્યા. પર્યુષણ પર્વ અત્રે રૂડી રીતે પસાર થયાં. અત્રેના તલાટી ભીખા-લાલ મગનલાલ તથા કેશવલાલ ગુલાબચંદ એ બંને સુશ્રાવકોએ મહારાજશ્રીનો ઉપદેશ સારી રીતે ઝીલ્યો. વ્યાખ્યાનમાંથી નિવૃત્ત થઇ મહારાજશ્રી રોજ ધ્યાનમાં બેસતા હતા. ચારથી છ કલાક ધ્યાન ચાલતું. બીજા ટાઈ-મમાં ઉપયોગી પુસ્તકો પણ લખતા હતા. અત્યાર સુધીમાં આઠ પુસ્તકો પ્રસિદ્ધ થઇ ચુકયાં હતાં. હાલ સુદર્શના ચરિત્ર તથા આત્મજ્ઞાન પ્રવેશિકા આ બે ગ્રંથો લખતા હતા. આ ગ્રંથો હજારોની સંખ્યામાં બહાર પાડેલા છે. ચાતુર્માસ બદલાવવા અને મહારાજશ્રીને પોતાને ઘેર પગલાં કરાવવા લોકોની ભાવના ઘણી થઇ. આમંત્રણ ઘણા હોવાથી ઉછામણી બોલીને મહારાજશ્રીનું ચોમાસું બદલાવ્યું. સં. ૧૯૭૭નું ચાતુર્માસ અત્રે પૂર્ણ થયું. પં. મહારાજશ્રી દેવવિ-જયજી વિગેરેનું ચાતુર્માસ ચાણસ્મામાં હતું. ત્યાંથી વિહાર કરી ગંભીરા, ભોયણીજી, પાનસર થઇ પેથાપુર આવ્યા. ત્યાંથી ડભોડા થઈ દહેગામ આવતાં ઘણા શ્રાવકો સામે આવ્યા. દહેગામમાં વ્યાખ્યાન વિગેરેનો લાભ પં. મહારાજશ્રી દેવવિ-જયજી આપતા હતા. એક જગ્યા ઉપાશ્રય માટે એક શ્રાવકે ભેટ

આપેલ તે બીજા માણુસે દબાવેલી. મહારાજશ્રીએ તે સમજાવીને પાછી અપાવી. મહારાજશ્રીને ગળાનું દરદ હોવાથી તે બતાવવા તેઓશ્રી નડીયાદ પધાર્યા. ડોકટરે યોગ્ય દવા આપી. અત્રે વડોદરાથી કોઠીપોળના અગ્રેસરો વાંદવા તથા ત્યાં પધારવા વિનંતિ કરવા આવ્યા. તેમનો આગ્રહ હોવાથી મહારાજશ્રીએ વડોદરા તરફ વિહાર શરૂ કર્યો. પં. મહારાજશ્રી દેવવિજયજી વિગેરે દેહગામથી વિહાર કરી પાલુંદ્રા આવ્યા. સૌને ત્યાં ધર્મોપદેશ આપ્યો. છોટાભાઈ નામના એક બન્ધુને ચતુર્થ વ્રત ઉચ્ચરાવ્યુ. બીજે દિવસે તેમના તરફથી આંતરસુબાનો સંઘ કહાડવામાં આવ્યો. જેમાં ૫૦ થી ૭૫ લગભગ માણસો હતાં. ત્યાં પૂજા આંગી, સ્વામિવાત્સલ્યનો કાર્યક્રમ પણ રાખવામાં આવ્યો હતો. ત્યાંથી આંતરોલી, મહુધા થઇ નડીયાદ આવ્યા. ત્યાંથી આણંદમાં પં. મહારાજ શ્રી કેશરવિજયજી મહારાજ સાથે વિહારમાં સામેલ થઇ ગયા. અહિંથી બધા છાણી ગયા. બીજે દિવસે પં. મહારાજ શ્રી કેશરવિજયજી, પંન્યાસજી શ્રી દેવવિજયજી વિગેરે મળી ઠાણા દશ વડોદરા કોઠીપોળના ઉપાશ્રયે પધાર્યા. શેઠ નાનચંદભાઈ, ઝવેરી જેઠાભાઇ ચુનીલાલ વાડીલાલ કેશવલાલ વિગેરે તરફથી ઘણો સારો સત્કાર બેંડ વાજાં સાથે કરવામાં આવ્યો હતો. સામૈયામાં હાથીઓ પણ લાવવામાં આવ્યા હતા. અત્રે રહી જૈન-જૈનેતર પ્રજાને રોજ વ્યાખ્યાન વાણીનો સુંદર લાભ આપવા લાગ્યા.



## પ્રકરણ ૬૦ મું.



## મુગટરામ યોગીને મેલાપ, યોગમાર્ગમાં વધુ મંથન.

( યોગી મુગટરામજીનો મંજુસરમાં મેલાપ. તેમના દ્વારા મૃત આત્માઓ સાથે વાતચિત. ભાઇ ચુનીલાલની દિક્ષા.)



### યોગી મુગટરામજી.

વડોદરાથી પાંચ ગાઉ દૂર મંજુસર ગામમાં મુગટરામજી નામે એક યોગી પુરૂષ રહેતા હતા. લોકો તેમના પ્રત્યે સારી બુદ્ધિ ધરાવતા હતા. નજીકના તથા દૂરના ઘણા માણસો તેમના દર્શન કરવા તથા પોતાના કામકાજના અંગે પૂછવા આવતા હતા. આ મહાત્મા ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણ હતા. છતાં એક યોગી તરીકે રહેતા હતા. તેમનામાં ઘણીજ નમ્રતા હતી. સાધુ સંતપુરૂષો પ્રત્યે સારૂં માન હતું. તેમની મુલાકાતે આવનાર તમામની જમવાની સગવડતા ત્યાં તેમના તરફથીજ થતી હતી. આ માણસ યોગના બળથી અગર દેવની સાધનાથી કંઇ પણ અલૌકિક શક્તિ મેળવી શકયા હતા. જેથી તેમની પાસે આવનાર ગમે તે માણસ સંતોષકારક ખુલાસો મેળવીને જતો. મહારાજશ્રીને આ બાબત ખબર પડવાથી પ્રથમ ત્યાં તપાસ કરવા પંન્યાસજી મહારાજશ્રી દેવવિજયજીને મોકલ્યા.

### પંન્યાસજી મહારાજશ્રી દેવવિજયજી યોગી મુગટરામની મુલાકાતે.

વડોદરાથી બે શ્રાવકો સાથે પં. મહારાજ શ્રી દેવ-

વિજયજી મંજુસર આવ્યા. આગળથી ખબર આપ્યા હોવાથી મુગટરામજીના મોટા પુત્ર ગીરજાશંકર પં. મહારાજશ્રી દેવવિજયજી પાસે આવ્યા. ઘણો સત્કાર કરી હર્ષપૂર્વક કહ્યું કે આજે અમારા પુર્ણભાગ્ય કે અમારા ઘરો આપ મહાત્માથી પાવન થયાં. વિગેરે કહી પોતાના સ્થાનમાં લઇ ગયા. ત્યાં એક અલગ ઓરડો કહાડી આપ્યો. ઉનાપાણી વિગેરેની સગવડ હતી. દશ વાગે માળ ઉપરથી મુગટરામજી યોગી. દેવવિજયજી મહારાજશ્રી પાસે આવ્યા. તેમને મળ્યા. ઘણા પ્રેમથી વાતો કરી. પછી આહારપાણી લેવા માટે આગ્રહ કર્યો. ગોચરી લીધી. બપોરના બે વાગે મુગટરામજી ફરી મહારાજશ્રી પાસે આવ્યા. અત્રે બીજા બ્હારગામના આવેલ પાંચ સાત જણાઓએ કેટલાક સવાલો પૂછયા તે બધાને સંતોષકારક ઉત્તર આપી પં. મહારાજશ્રી દેવવિજયજી સાથે વાતમાં જોડાયા. પંન્યાસજી શ્રી દેવવિજયજી મહારાજે યોગ બાબતના કેટલાક પ્રશ્નો લખી રાખેલા તે પૂછયા. આ બધાના ઉત્તરમાં મુગટરામજીએ જણાવ્યું કે "બરોબર મહેતન કરનાર હોય તો થોડા ટાઈમમાં તે વસ્તુ મેળવી શકે છે. પં. મા. શ્રી દેવવિજયજીનો હાથ જોઈને કહ્યું કે તમો પૂર્વભવના યોગી આ રસ્તે ચાલનારા છો. તમામ કામકાજ કાગળ પત્ર કે કોઈપણ જાતની ઉપાધિ વિગેરે છોડી યોગ પાછળ ધ્યાન આપો તો થોડા વખતમાં યોગની સિદ્ધિ થાય. તે પછી મહારાજશ્રીએ ચિદાનંદ મહારાજકૃત સ્વરોદયમાંથી કેટલીક બીનાનો ખુલાસો પૂછયો. તથા ખેચરી, ભુચરી વિગેરે પાંચ મુદ્રાઓ તથા બીજી કેટલીક બાબતોનો ખુલાસો પૂછયો.

એકંદર ખુલાસાથી સંતોષ તો ઉપજ્યો પણ આ બધું કહે છે તે કોના બળથી તે ચોક્કસ થઇ ન શકયું. અત્રે તેમના મોટા પુત્ર ગીરજાશંકરને પૂછતાં ખબર પડી કે આ વસ્તુ તેમને તેમના માતાજીના બાપ પાસેથી મળી હતી. તેમને પણ તે એક યોગી દ્વારા મળેલ. પ્રથમ હનુમાનની સાધના મળી હતી. તે પછી સદાવ્રત વિગેરે ચાલુ રાખેલ. આ સાથે કલાકો સુધી જાપ અને ધ્યાનમાં તેઓ બેસતા. અને તે બધાને લીધે તેમણે દિવ્ય શક્તિ મેળવી હતી. પંન્યાસજી શ્રી દેવવિજયજી મહારાજ વડોદરા આવ્યા અને પંન્યાસજી શ્રી કેશરવિજયજી મહારાજને બધી વાત કરી. તેમનું મન પણ ત્યાં જવા લલચાયું.

## પં. શ્રી કેશરવિજયજી મહારાજ મુગટરામજીની મુલાકાતે.

કેટલાક શ્રાવકો સાથે તેઓશ્રી મંજુસર આવ્યા. અને મુગટરામજી મહારાજ સાથે બે ત્રણ રોજ રહ્યા. તેમની પાસે કઈ બાબત ઉપયોગી છે તે કેટલેક અંશે સમજાણી.

## મૃત આત્માઓ સાથે વાત કરવાની શક્તિ.

મુગટરામજી મહારાજમાં મૃત આત્માઓ સાથે વાત કરવી અગર તેમને બોલાવવા આ શક્તિ ઠીક હતી. મૃત આત્માઓને બોલાવી તેને જે જે પ્રશ્નો પૂછે તેનો ઉત્તર આપતા હતા. પણ સામો માણસ જાણી ન શકે. ફક્ત મુગટરામજી મહારાજને આપણે જે પુછીયે તેનો ખુલાસો તેઓ તે મૃત આત્માઓને પૂછે અને તે જે ખુલાસો આપે તે આપણને કહે. પરસ્પર તેઓ વાતચિત કરે તે આપણે

જોઈ ન શકીએ. મહારાજશ્રીએ હેમચંદ્રાચાર્યશ્રીને બોલાવવા જણાવ્યું એટલે તેઓને બોલાવ્યા. તેમને મહારાજશ્રીએ સુગટરામ મહારાજ દ્વારા પૂછયું કે યોગશાસ્ત્રમાં યોગી પુરૂષોને ઝેર અસર કરે નહિ તો તમોને તમારા શિષ્યે બે વાર ઝેર આપેલ તેનાથી તમારૂ મૃત્યુ કેમ થયું? ઉત્તર મળ્યો કે બે વાર નહિ પણ ત્રણવાર ઝેર આપેલ. પણ મારૂં મૃત્યુ તેથી થયેલ નથી. યોગશાસ્ત્રના અમુક પાને જુઓ તેમાં શું લખેલ છે? વળી યોગશાસ્ત્ર બાબત કેટલીક વાતચિતો પણ થઇ. તે પછી ચિદાનંદજી મહારાજશ્રીને બોલાવ્યા. તેમની સાથે પણ કેટલીક વાતચિતો થઈ. વડોદરાવાળા લાલભાઈ ઝવેરી સુગરામ મહારાજ પાસે આવ્યા તેમને પણ તેમના પિતાશ્રી સાથે કેટલીક વાતો કરાવી. અને દહેરાસરનો અમુક ભાગ હજી કેમ અપૂર્ણ રાખેલ છે. વિગેરે ખાનગી વાતો પણ કેટલીક કહી. સુગટરામજી મહારાજ મૃત આત્માઓ સાથે વાતચિત કરવાની શકિત ઉપરાંત બીજી શકિત પણ ધરાવતા હતા. તેઓ સૂક્ષ્મ શરીર કરી અમુક ઠેકાણે જવાની શકિતઓ પણ ધરાવતા હતા. ઝવેરી લાલભાઇને કહે કે અમુક વખતે તમો વાઈસિરોય પાસે ગયા હતા. તે વખતે અમુક ઠેકાણે તમો ગયા હતા કે કેમ? આ વખતે હું તમારી પાછળ સૂક્ષ્મ શરીર વડે આવ્યો હતો. પછી તમો અમુક ઠેકાણે ગયા. તે પછી હું પાછો અહિં આવ્યો. મહારાજશ્રી સુગટરામજીની આ બધી શકિત જાણી તેમની પાસેથી કંઈપણ લાભ મેળવવા થોડો વખત અત્રે મંજુસરમાં રહ્યા. જો કે અત્રે

અગવડતા હતી. છતાં યોગમાર્ગમાં કંઇ નવીન ખબર મેળવવાની ઉત્કટ ઇચ્છા હોવાથી અત્રે તે સહન કરી લીધી. અત્રે શ્રી સિદ્ધકરણભાઇ કે જેઓ મહારાજશ્રીના પરમ ભક્ત હતા તે આવવાથી અગવડતા બધી દૂર થઇ.

## મહારાજશ્રીની મંજુસરમાં સ્થિરતા.

પંન્યાસજી મહારાજ દેવવિજયજી વિગેરે સાધુઓ વડોદરા રહ્યા. એક સાધુ સાથે મહારાજશ્રી મંજુસર રહ્યા. તેમના સમાગમથી ધ્યાન બાબતની ઘણી નવી નવી બાબતો મહારાજશ્રી જાણી શકયા. શરૂઆતના યોગના અભ્યાસીએ પ્રથમ લક્ષ્યબિંદુ કયાં રાખવું અને જાપ કેવી રીતે કરવો આ બીના પ્રથમ જાણવામાં આવી. આ સંબંધી મળતું નવું જ્ઞાન પં. મહારાજશ્રી કેશરવિજયજી મહારાજ લક્ષમાં રાખી પં. મહારાજશ્રી દેવવિજયજીને લખી જણાવતા હતા. જેની નોંધ કરી લેવામાં આવતી હતી. મહારાજશ્રી અત્રે યોગાભ્યાસ તથા જ્ઞાનમાં સમય વીતાવવા લાગ્યા.

## ચુનીલાલની દિક્ષા.

પં. મહારાજ શ્રી દેવવિજયજી વિગેરે વડોદરાથી ડભોઇ ગયા. અત્રે વઢવાણ નજીક બાપોદરાના રહીશ એક સ્થાનકવાસી શ્રાવક ચુનીલાલ નામે મળ્યા. તેમણે સ્થાનકવાસીની દિક્ષા લીધી હતી. સત્સમાગમદ્વારા સત્યવસ્તુ સમજાતાં તેમને સંવેગીની દિક્ષા લેવાનું મન થયું. તેમની પછવાડે તેમના કેટલાક જાણીતાઓ તેમ કરતા અટકાવવા આવ્યા હતા. પણ સત્યવસ્તુ જેણે બરોબર જાણી હોય તે

કેમ ભોળવાય? અહિંથી મહારાજશ્રી સીનોર ગયા. જ્યાં
અઠ્ઠાઇ મહોત્સવ પૂર્વક સારી ધામધુમથી તેમને દિક્ષા
આપવામાં આવી. તેમનું નામ શ્રી ચંદ્રવિજયજી રાખવામ
આવ્યું. અને પંન્યાસજી મહારાજશ્રી કેશરવિજયજીન
શિષ્ય તરીકે તેમને જાહેર કરવામાં આવ્યા. અહિં થોડ
રોજ રહી શ્રાવકોને વ્યાખ્યાન વાણીનો સારો લાભ આપ્યો

## પ્રકરણ ૩૧ મું.

### યોગમાર્ગ તથા ધ્યાન ઉપર વિશેષ પ્રકાશ.

પંન્યાસ શ્રી કેશરવિજયજી મહારાજશ્રીને યોગને
અભ્યાસ કરતાં યોગના જાણકાર દ્વારા જે જે યોગન
રસ્તાઓ મળ્યા અને અનુભવ્યા તથા યોગના અભ્યાસ માટે
પંન્યાસ મહારાજશ્રી દેવવિજયજીને જે જે રસ્તાઓ બતાવ્યા
તેનો સંગ્રહ અત્રે કરવામાં આવેલ છે.

૧. મુળબંધ, ઉડીયાનબંધ અને જાલંધરબંધ. આ ત્રણ
બંધો પણ યોગમાં ઉપયોગી છે. ગુદાના ભાગની
સીવણી ઉપર ડાબા પગની એડી રાખી લીંગ ઉપર
જમણા પગની એડી રાખી શ્વાસ ઉપર ખેંચવો. તે
મુળબંધ કહેવાય છે.

૨. શ્વાસ લેતી વખતે પેટને અંદરના ભાગમાં ખેંચવું તે
ઉડીયાનબંધ કહેવાય છે.

૩. શ્વાસ લેતી વખતે હડપચીના ભાગને કંઠ સાથે મેળવવો તે જાલંધર બંધ કહેવાય છે. પ્રાણાયામ કરતી વખતે આ ત્રણે બંધોની ખાસ જરૂર પડે છે. તેમજ ધ્યાન કરતી વખતે પણ પવનને સ્થિર કરવા જરૂર પડે છે. આ બધુ ગુરૂગમથી કરવું. પોતાની મેળે કરવા જતાં વખતે અડચણ આવે, બાકી રસ્તો ઘણો ઉત્તમ છે. થોડા વખતમાં ઘણા કર્મો ખપાવવાનું તથા ચિત્તની એકાગ્રતા મેળવવાનું આ વડેજ થાય છે.

## શ્રી મુગટરામજી મહારાજ પાસેથી મળેલી ધ્યાનોપયોગી છ મુદ્રા તથા તેનું ફલ.

૧. ખેચરી મુદ્રા તે. જીહ્વાનો અગ્રભાગ મોઢું બંધ કરી ઉપર તાલુએ લગાડવો અને ૐકારનું ધ્યાન કરવું. આનું ફલ અમૃતસ્રાવ થશે, ચિત્ત શાંત થશે. સુષુમણા નાડી બનશે અને ધ્યાન થશે.

૨. ભૂચરી મુદ્રા તે. ત્રિકુટમાં લક્ષ્ય આપી ૐકારનો જાપ કરવો. આથી નાદ ઉત્પન્ન થશે. અને જ્યોતિનો પ્રકાશ થશે.

૩. ચાચરીમુદ્રા તે. નાકની દાંડી ઉપર લક્ષ આપી ૐકારનો જાપ કરવો. આથી તેજનો પ્રકાશ થાય. અને પાંચ તત્ત્વના રંગો દેખાશે.

૪. અગોચરી મુદ્રાતે, કાનની અંદર લક્ષ્ય આપી ૐકારનો જાપ કરવો, આથી લક્ષ્ય બીજે જશે નહિ, અને શબ્દ પણ સંભળાશે.

૫. ઉન્મની મુદ્રા તે બ્રહ્મરંધ્રમાં ૐકારનો જાપ કરવો અને લક્ષ આપવો. બાર આંગુલ ઉંચે બહારના ભાગમાં. આથી મનોવૃત્તિ સ્થિર થશે અને સંકલ્પ વિકલ્પનો નાશ થશે.

૬. સાંભવી મુદ્રાતે ખુલ્લી ચક્ષુની અંદર કીકીમાં લક્ષ-વૃત્તિ આપવી. આથી ચક્ષુ સ્થિર થશે. મીંચાશે નહિ. ચક્ષુઓનું તેજ વધશે. તેથી પવન સ્થિર થાય અને એકાગ્રતા ટકી રહે.

## આચાર્ય મહારાશ્રી વિજયકેશરસૂરીશ્વરજીએ મહા. શ્રી દેવવિજયજીને બતાવેલો યોગમાર્ગ.

૧. શરૂઆતમાં પદ્મમાસન કરવું. હોઠ બંધ કરવા. દાંત સાથે દાંત ન અડકાવવા. તેમ થવાથી પવન સ્થિર થતો નથી. માટે તે બાબત લક્ષ આપવું. દૃષ્ટિ નાસિ-કાના અગ્ર ભાગ ઉપર રાખવી. અહિં દૃષ્ટિ આપ-વાનો હેતુ એ છે કે તે સ્થળે બ્રહ્મનું દ્વાર છે.

૨. નાસીકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ રાખી ત્રિવેણીમાં ૐકારનો જાપ કરતા રહેવું. તેમાંથી નાદ ઉત્પન્ન થશે. નાદથી પ્રકાશ ઉત્પન્ન થશે. પછી નાદ અને પ્રકાશ બંને ચાલ્યા જશે. તે જવા પછી જે સ્થિતિ રહે તે નિર્વિકલ્પ છે. પ્રકાશ પામવા માટે અજપાનું લક્ષ અને નાદ એ બંને છે.

૩. નાસાના વિવર પાસે નીચે વૃત્તિ રાખવી અને તે નસકોરાદ્વારા ધીમે ધીમે બ્રહ્મરંધ્ર ઉપર થઈ બ્હાર જવું આ પણ અભ્યાસક્રમ છે.

૪. દૃષ્ટિ નાસાગ્ર પર રહે તેમ રાખવી. નાકની અણી ઉપર રહે એવો આગ્રહ નથી. પણ તેની લાઈનમાં રહે તેમ આકાશ તરફ રાખવી. આ અભ્યાસ અંધારામાં કરવાથી સુગમતા થાય છે. કેમકે ત્યાં કોઈ વસ્તુ દેખાતી ન હોવાથી કેવળ નાસા પાસે આકાશમાં વૃત્તિ રહે છે અને પ્રકાશાદિ દેખાય પણ છે. જાપ જપાય તો ઠીક છે. બાકી જ્યાં વૃત્તિ દષ્ટિ રૂપે રાખવાની છે. ત્યાં જાપની જરૂર નથી.

૫. પવન નાસાના છિદ્રમાં થઈ શરીરને પોષણ આપે છે. આ પવન ખરી રીતે બ્રહ્મતત્ત્વ છે. તે નીચે શરીરમાં જતાં શરીરની વાસનાને પોષણ આપે છે. તેજ તત્ત્વ નાસાદ્વારા બ્રહ્મરંધ્રમાં થઈ ઉપર બહાર જતાં બ્રહ્મસ્વરૂપમાં ભળે છે અને શક્તિઓ આપે છે.

૬. સર્વ વ્યાપક તત્ત્વ છે. તે નાસા ઉપર દૃષ્ટિ રાખવાથી પ્રગટ પ્રાપ્ત થાય છે. જો ત્રણ મહીના અને સાત દિવસ અખંડ અભ્યાસ તે સ્થળે થાય તો પરમતત્ત્વની પ્રાપ્તિ થાય છે.

૭. આ અભ્યાસ કરતાં તે નાસા સન્મુખ અનેક રૂપો ખડા થાય છે. તેમાં દૃષ્ટિ ન આપતાં, તેમાં ન મુઝાતાં—ન રોકાતાં આગળ અભ્યાસ શરૂ રાખવાથી તેટલી મુદતમાં તત્ત્વજ્ઞાન પ્રગટે છે.

૮. ભ્રકુટિમાં લક્ષ રાખી ૐકારનો જાપ ખુલ્લી દૃષ્ટિથી કરવો. એકલા પ્રણવની બધી શક્તિઓ ત્યાંથી પ્રગટે છે.

૯. અભ્યાસનું સ્થળ તે સિદ્ધિઓ માટે પણ છે. લાંબા

કાળે પણ તે શુદ્ધ પ્રકાશ થશે. સતત્ દૃષ્ટિ ત્યાં રહેવાથી સુગમ થશે.

૧૦. નાસીકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ સ્થિર થાય. અને આંખમાંથી પ્રકાશ પડે તેટલો અભ્યાસ થાય તો આગળ ઉપયોગી છે, એમ સમજાય છે.

૧૧. હૃદયમાં ૐ કારનો જાપ અને વૃત્તિ બ્રહ્મરંધ્ર તરફ, અને ત્યાંથી બહાર નીકળતી જેટલી બ્હાર લંબાવાય તેટલી લંબાવવી. સુર્ય સુધી વૃત્તિ હૃદયમાંથી બ્રહ્મ-રંધ્ર સુધી ૐ કારના જાપ સાથે બ્રહ્મરંધ્રથી બહાર જેટલી ઉંચે લઇ જવાય તેટલી લઇ જવી. આગળ બહાર વૃત્તિ જાય તે વખતે હૃદયમાં વૃત્તિ ન રહે તો વાંધો નથી. ટુંકામાં વૃત્તિ બહાર જાપ સાથે રાખવી. બ્રહ્મરંધ્ર તરફ થઇને બહાર લઇ જવી. આથી શાંતિ, સ્થિરતા સર્વ કાંઇ મળશે.

## આચાર્ય શ્રી વિજયકેસર સૂરીશ્વરજી હસ્ત લિખિત બુકમાંથી યોગનો પૂર્વ પશ્ચિમ માર્ગ.

૧. મુળબંધથી ગુદાનું આકુંચન કરી અપાનને નાભી સાથે મેળવવો. પછી હૃદયમાં, કંઠમાં, ભ્રુમધ્યમાં અને બ્રહ્મરંધ્રમાં લાવી બ્હાર જવું.

૨. નાસિકાની અંદર વૃત્તિ અને ઠેઠથી તે બહારના વાયુને ત્રિકુટીમાં પહેલા સાથે મેળવી બંને સાથે બ્રહ્મરંધ્ર-માં થઇ બાર આંગુલ બહાર જવું. આ પૂર્વ માર્ગ. બહાર આત્મા પરમાત્માની એકતા કરવી.

૩. નાસિકાથી પવન લઈ હૃદયમાં મેળવી, નાભી પાસે

મેળવી વંકનાલ દ્વારા બરડાની કરોડમાં થઈ ગળા પાસે આવવું.

૪. અહિં એક સિદ્ધિની ચોકી છે તે ઓળંગી ભમર ગુફામાં આવવું. અહિં વિશ્વની બધી શક્તિઓ છે. તે ઓળંગી ચોટલી પાંસે થઈ બહાર બાર અંગુલ સાથે મેળ કરવો. તેથી એકતા થાય છે. આ પશ્ચિમ માર્ગ છે.

૫. કાકડા આગળ જ્યાં અમૃત ટપકે છે તે દ્વારમાં વૃત્તિ દ્વારા બ્રહ્મરંધ્રમાં જવાય છે. આ પહેલાનાં કરતાં સરળ માર્ગ છે. કાકડો પોલો છે. તે દ્વારા બ્રહ્મરંધ્ર-માંથી અમ્રત આવે છે.

૬. નાસિકાની અંદર વૃત્તિ રાખવી. જ્યાં બંને આંખની અણીઓ મળે છે તે ભાગથી અંદર સેજ નીચે વૃત્તિ આપવાથી શ્વાસ ધીમો પડે છે. સુષુમણા થાય છે, પવન ઉંચો બ્રહ્મરંધ્ર તરફ જાય છે. આ ક્રિયાથી પવનનો જય થાય છે. મનનો જય કરવા માટે સાંભવી મુદ્રાની જરૂર છે.

૭. લક્ષ આંખની અંદર–બહારથી અંદર જોવું. બરોબર કીકીની અંદરના તેજમાં વૃત્તિ રાખવી. તે પવનને બ્રહ્મરંધ્ર તરફ લઈ જશે. વિચારો બંધ થશે. વિશ્વની તમામ વાત જોવા જાણવાનું સામર્થ્ય તેથી આવે છે. દરેક પદાર્થ પારદર્શક થાય છે. તેને ભેદીને પદાર્થ દેખાય છે.

૮. આંખમાંથી બહાર તરફ પણ કીકીમાં વૃત્તિ અપાય

છે. બંનેથી સર્વત્ર પ્રકાશ થાય છે. આંખની શકિત વધે છે. દૃષ્ટિ સ્થિર થાય છે. તેથી મનનો જય થાય છે.

૯. બંને ભ્રમરની વચમાં દૃષ્ટિ આપી સુતેલા માણસ સન્મુખ જોવાથી તે જાગૃત થાય છે

૧૦. ઓડની પાછળ નીચે દબાવવાથી ઉંઘ આવે છે.

૧૧. બહાર વૃત્તિ આપવી તેના કરતાં પણ નિર્વિચાર સ્થિતિ ઉત્તમ છે. તે સ્થિતિ થતાં આત્મસ્વરૂપે થઈ રહેવાય છે.

૧૨. બહાર ઉંચે પરમાત્મા દેખવાની ક્રિયા પણ એક જાતની વૃત્તિ છે. પરમાત્મા તેટલો હજી દૂર કલ્પ્યો છે. ત્યારે નિર્વિચાર સ્થિતિમાં આત્મા પોતે પોતા-રૂપે થઈ રહે છે. છેવટનું આ કર્તવ્ય છે. તે પ્રાપ્ત કરવા માટે પ્રથમથી પવન તથા મનના જયની ક્રિયાઓ કરવી.

૧૨. નાસાદ્વારથી બ્રહ્મરંધ્રમાં વૃત્તિ રાખવી. 'સોઽહં જાપ તથા સુરતા સાથે.

૧૩. મૂળબંધદ્વારા અપાન નાભિમાં લાવવો. પછી હૃદયમાં અને પછી ઓડના ભાગમાં ભ્રમર ગુફામાં લઈ જઈ સહસ્ત્રદલમાં સ્થિર કરવાથી સમાધિ થાય છે.

૧૪. પવન તથા મનને ન છેડતા એકલી સુરતા બહાર રાખવી. અને 'તે બ્રહ્મ હું છુ' તે ભાવમાં વધારો કરવો.

૧૫. આ બ્રહ્મ ભાવનાથી બ્રહ્મસ્વરૂપ થવાય છે. મરણ વખતે આ બ્રહ્મરંધ્રદ્વારા દેહ ત્યાગ કરવો.

૧૬. નેત્ર, નાસિકા અને જીભ એક કરવી, એટલે દાંતની વચમાં જીભને પકડી નાસિકા ઉપર નેત્ર રાખવાં. આ ક્રિયાથી મન પકડી શકાય છે. જીભનો સ્વાદ ભોગવવાનું મન ઓછું થાય છે.

૧૭. બ્રહ્મરંધ્રમાં દશમો નાદ મેઘગર્જના થાય ત્યારે બ્રહ્મદ્વાર ખુલે છે. તેમ થાય તોજ પરમપદમાં જઇ શકાય છે.

૧૮. નાભિમાં જે શબ્દ સુરતાથી સંભળાય છે તે પરા-વાણી. તેમાં લક્ષ આપવાથી સર્વ જાતની ભાષા સમજી શકાય છે.

૧૯. હૃદયમાં થતા શબ્દને સુરતાએ સાંભળતાં બીજાના મનના વિચારો જાણી શકાય છે.

૨૦. દરેક કાર્ય કરતી વખતે પરમાત્માના નાસાગ્ર પાસે દર્શન પ્રથમ કરવાં. તે પછી કાર્ય કરવું. પરમાત્માને શરીર અર્પણ કરી દેવું.

૨૧. દિવસમાં જેટલો જાપ કે અભ્યાસ કર્યો હોય તે પરમાત્માને અર્પણ કરી દેવો.

૨૨. જપ યોગમાં જપ કરતાં લક્ષ્યાર્થ ધ્યાનમાં રાખવું. પ્રાણયોગ મૂલબંધ કરી પાંચવાર આ કુંચન કરી અપાનને નાભિમાં લાવવો. ત્યાં અગિયાર વાર ઉડી-યાન કરી હૃદયમાં થઈ સહસ્રદલમાં પ્રાણ અપાન લઇ જવા. ત્યાં સ્થિરતા થવાથી પ્રાણજય થાય છે.

૨૩. જાલંધર બંધ કરવાથી સૂક્ષ્મ શરીર ઉર્ધ્વગામી થઈ બહાર જવાની શક્તિ આવે છે. તેમજ કંઠમાં ધારણા કરવાથી વાસના ક્ષય થાય છે. ઓછામાં ઓછી નિત્ય

સવાકલાક ધારણા કરવી. ત્રણ મહીના ને સાત દિવસ આ પ્રયોગ કરવો.

૨૪. નાસાના મૂળમાં અંદર ધારણા કરવાથી પ્રાણ જય થાય છે.

૨૫. આંખની ચપળતા દૂર થાય તો મનસ્થિર થયું કહેવાય તે સાંભવી મુદ્રાથી બને છે.

૨૬. મનનો જય કરવા માટે સાંભવી મુદ્રાની જરૂર છે.

૨૭. હ્રદય કમળના મધ્યમાં વૃત્તિ સ્થિર થાય તો પણ મન-સ્થિર થાય છે, તે માટે નાસીકા અને કંઠસ્થાનને એક લાઇનમાં લાવી હ્રદયકમળમાં જોવું—ધારણા કરવી. પ્રકાશ માટે આ ક્રિયા યોગ્ય છે.

૨૮. પરમાત્મા સિવાય બીજી ઉપાસના કરવી ન જોઇએ. કેમકે તેને દેવો છેવટની સ્થિતિમાં આપણને તેના કાબુમાં લે છે. અને આપણું લક્ષ ચુકાવી નીચો પાડે છે.

૨૯. સિદ્ધિઓની પણ આજ ગતિ છે. મરણ વખત પહેલાં સિદ્ધિઓને પણ કાઢી નાખવી અને બ્રહ્મમાં એક રસ થવું.

૩૦. આંખોના ખુણા પાસે નાકમાં વૃત્તિ રાખવાથી સુષુ-મણા થાય છે.

૩૧. વ્યવહારના બ્રહ્મ કર્મો. ૧. શરીરની અંદર ષટ્ચક્રા-દિનું માનસિક પૂજન, ૨. ધારણા માટે સુરતા રાખવી. ૩. કેવળ નિર્વિકલ્પ બની વ્યાપ્ત થવું. ૪. અનુક્રમે આ ચાર માર્ગે થઈ પૂર્ણ સ્વરૂપ પ્રગટ થાય છે.

યોગના અનેક રસ્તાઓ છે. જેને જે માર્ગે લાભ થયો તેને માટે તે ઉત્તમ છે. બાકી આ બધા રસ્તાઓ આગળ વધવા માટે ખાસ ઉપયોગી છે અને તે અનુભવ-સિદ્ધ છે.

## પ્રકરણ ૩૨ મું.

## વલસાડનું ચાતુર્માસ તિથલમાં ધરમપુર દરબારને મેલાપ.

### પાદરામાં ચાતુર્માસ.

પં. શ્રી કેશરવિજયજી મહારાજ હજી મંજુસરમાં સુગટરામજી મહારાજ પાસે યોગાભ્યાસ કરી રહ્યા હતા. પં. મહારાજ શ્રી દેવવિજયજી વિગેરેને પાદરાના અગ્રેસરોને આગ્રહ હોવાથી પાદરા પધાર્યા. સંઘે સારો સત્કાર કર્યો. ચાતુર્માસ માટે આગ્રહ થયો. પાદરાથી તેમજ વડોદરાથી મંજુસર ચાતુર્માસની વિનંતિ કરવા શ્રાવકો આવ્યા. મહારાજશ્રીએ જણાવ્યું કે હું વડોદરા આવવાનો છું તે વખતે જોઇ જવાશે એમ ઉત્તર આપ્યો. મહારાજશ્રી ત્યારબાદ વડોદરા આવ્યા. મહારાજશ્રીને ગ્રામ્યજીવન તંદુરસ્તી માટે ઉપયોગી જણાતાં પાદરાવાળાને હા પાડી અને ત્યાં પધાર્યા. દરાપરાના શ્રાવકો વિનંતિ કરવા આવતાં પં. મા. શ્રી દેવવિજયજી, વિગેરેને દરાપરા મોકલ્યા. દરાપરામાં પં. મા. શ્રી દેવવિજયજી શ્રાવકોને યોગ્ય લાભ આપી રહ્યા હતા. પરંતુ

પર્યુષણમાં તેમને શરદીને લીધે શ્વાસની અસર જણાઈ. પાદરા આ વાતની ખબર આપતાં પં. મહારાજશ્રી કેશરવિજયજી એક સારા ડોકટર સાથે દરાપરા આવ્યા. દવા આપી. ઠીક થવાથી પં. મા. શ્રી દેવવિજયજી વિગેરે પાદરા આવ્યા. હજુ દર્દની અસર ગઇ નહતી. વડોદરાથી ડોકટર બોલાવી ઇન્જેકશન લીધું છતાં સ્થિતિ સુધરી નહતી. ચોમાસું ઉતર્યા પછી તેઓશ્રી વડોદરા દવા કરાવવા ગયા. ત્યાં બાલુભાઇ વૈદની દવાથી આરામ થયો. પાદરાના ચાતુર્માસમાં ચંદ્રવિજયજીને વડીદિક્ષા આપવામાં આવી. સં. ૧૯૭૮નું ચાતુર્માસ આ પ્રમાણે અત્રે પસાર થયું. અત્રે વલસાડથી ઝવેરી નગીનદાસ વીરચંદ, ફુલચંદ રાયચંદ વિગેરે પાંચ છ જણા મહારાજશ્રીને વલસાડ ચાતુર્માસમાં લઇ જવા વિનંતિ કરવા આવ્યા. મહારાજશ્રીએ તે તરફ વિહાર કરવા ઇચ્છા દર્શાવી, વડોદરાથી ફરી એકવાર પંન્યાસજી શ્રી દેવવિજયજી મહારાજ મંજુસર જઈ સુગટરામજી મહારાજને મળી આવ્યા.

## બારડોલીમાં 'સમાધિમંદિર'ના દર્શને.

વલસાડના શેઠીયાઓ મહારાજશ્રીને વિનંતિ કરી ગયા પછી મહારાજશ્રી વિગેરે આઠ સાધુઓએ વડોદરાથી વિહાર કર્યો. ત્યાંથી પાદરા, કાવી, જંબુસર, વિગેરે સ્થળે થઇ ભરૂચ પધાર્યા. ત્યાં મુનિ સુવ્રતદાદાના દર્શન કરી ઝઘડીયાજી તીર્થમાં પધાર્યા. અત્રે ત્રણ ચાર રોજ રહ્યા. અહિના હવાપાણી ઘણા સારાં હોવાથી તેમજ ધર્મશાળાનું સાધન સારૂં હોવાથી ઘણા માણસો હવા ફેરના કારણે પણ અત્રે

આવે છે, અત્રે એક સુંદર બગીચો પણ છે, જ્યાં મહારાજશ્રી અત્રે રહ્યા ત્યાંસુધી રોજ ધ્યાન કરવા જતા હતા. અહિંથી ઓઢાણા થઈ બારડોલી પધાર્યા. શેઠ મંછુભાઈ ઉમાજી, જીવણજી દેવાજી વિગેરે મહારાજશ્રીની સામા આવ્યા હતા. સારૂં સામૈયું કરી નગરપ્રવેશ કરાવ્યા બાદ મહારાજશ્રીએ સૌને વ્યાખ્યાનનો સારો લાભ આપ્યો. અત્રે પંન્યાસજી મહારાજશ્રી કેશરવિજયજી મહારાજ ગુરૂમહારાજશ્રીના સમાધિમંદિરના દર્શન કરવા ગયા. પોતાના ગુરૂન. પૂર્વ જીવનની બધી સ્મૃતિ નજર આગળ તરવરી તેમને વિચારો ઉપર વિચારો આવવા લાગ્યા. જીવ ધારે છે શું ને કર્મ કરે છે શું? લીંબડી મુકામે બધાને એકઠા થવાનો નિર્ણય હતો, તે ઉડી ગયો, સુરતમાં ચાતુર્માસ રહેવાનો નિર્ણય કરેલો તે પણ ઉડી ગયો અને બારડોલીમાં આવવાનું બન્યું. અહિં કર્મ સંયોગે આ દેહ પડે છે! અહિંયાં આઠેક દિવસ રહ્યા. ઘણા શ્રાવકોને ધર્મમાં જોડયા.

## સુરતમાં પધરામણી.

અત્રે સુરત હરીપરાના શેઠ નાનચંદ કીકાભાઈ વિગેરે સુરત પધારવા માટે વિનંતિ કરવા આવ્યા શ્રી પંન્યાસજી મહારાજ શ્રી કેશરવિજયજી તથા પં. શ્રી દેવવિજયજી મહારાજ વિગેરે સુરત પધાર્યા. હરિપરાના સંઘે ઘણો સારો સત્કાર કર્યો. ત્યાંથી ગોપીપુરાના સંઘે બેંડ સાથે સામૈયું કરી મહારાજશ્રીને ગોપીપુરા નેમુભાઈની વાડીએ લાવ્યા. અત્રે આત્મ જાગૃતિ આપનાર દેશના તેઓશ્રી રોજ

આપવા લાગ્યા. અત્રે એક માસ સ્થિરતા કરી. ત્યારબાદ અત્રે વલસાડથી ઝવેરી નગીનભાઈ વીરચંદ, ફુલચંદ રાયચંદ, લલ્લુભાઇ દીપચંદ વિગેરે મહારાજશ્રીને વલસાડ પધારવા વિનતિ કરવા ફરી આવ્યા. આ વખતે મહારાજશ્રીને ગળે બરોબર ઠીક ન હોવાથી સુરતમાં પં. શ્રી દેવવિજયજી મહારાજ વ્યાખ્યાન વાંચતા હતા.

## મુંબઇ તરફથી આમંત્રણ.

મુંબઇ ગોડીજીના દહેરાસર તથા ઉપાશ્રયના કાર્યવાહક ઝવેરી ચુનીલાલ મંછુભાઈ તથા હીરાભાઇ મંછુભાઈ તથા સુશ્રાવક પાનાચંદ કોટવાળના ધર્મપત્નિ શ્રાવિકાબ્હેન હીરાકુંવરે અત્રે વ્યાખ્યાનનો સારો લાભ લીધો હતો. તેમણે મહારાજશ્રી વિગેરેને કહ્યું કે આપને વલસાડની વિનંતિ છે તો હાલ ભલે ત્યાં પધારો પરંતુ મુંબઇ આવવા માટે અમારી વિનંતિ લક્ષમાં રાખશો. અમો મુંબઇ જઇને વિનંતિ કરવા આવશું. પ્રવૃત્તિમય જીવનવાળી મુંબઇ નગરીમાં મહારાજશ્રીને જવા ઇચ્છા નહતી. કારણ કે તેઓશ્રી તો નિવૃત્તિમય જીંદગી વધુ પસંદ કરતા હતા. તેથી આગળ ઉપર જોયું જશે તેવો પ્રત્યુત્તર આપ્યો.

## વલસાડમાં ચાતુર્માસ.

વલસાડવાળાની વિનંતિને માન આપી મહારાજશ્રી વિગેરે સુરતથી નવસારી, કાલીયાવાડી, જલાલપુર, અબ્રામા થઇ બીલીમોરા પધાર્યા, સંઘ તરફથી યોગ્ય સત્કાર કરવામાં આવ્યો. અત્રે અઠવાડીયું રહ્યા. ત્યાંથી વલસાડ પધારતાં સંઘે સારો સત્કાર કર્યો. ઘણે દૂર સુધી ઘણા માણસો

સામા ગયા હતા. ઉપાશ્રયમાં પધારી મહારાજશ્રીએ સરસ ધર્મોપદેશ આપ્યો. ત્યારબાદ રોજ વ્યાખ્યાન નિયમીત બેસતું હતું લોકો સારો લાભ લેતા હતા.

## દરિયા કીનારે 'તિથલ'માં ધ્યાન.

વલસાડથી ત્રણ માઇલ દૂર દરિયા કીનારે તિથલ ગામ છે. જ્યાં ધનવાન લોકોના હવા ખાવા માટેના બંગલાઓ છે. કેટલાક રાજામહારાજાઓ પણ અત્રે ઉનાળામાં હવા ખાવા આવતા હોવાથી તેમના બંગલાઓ પણ અત્રે છે. ધ્યાન કરનારને અહિં એકાંત પણ સારૂં મળે છે. મહારાજશ્રી તથા ઝવેરી નગીનભાઇ તથા સિદ્ધકરણભાઇ એક દિવસ ફરવા માટે તિથલ મુકામે દરીયા કિનારે આવ્યા. અહિંના હવાપાણી, તથા દરીયાની સુંદરતા ધ્યાન માટે એકાંત શાંત સ્થાન વિગેરે જોવાથી અત્રે રહેવા ઇચ્છા થઇ, ચાતુર્માસ તો વલસાડમાં કરવાનું હતું પણ ઉનાળાની સીઝનમા અહિં બે ત્રણ માસ આવવા વિચાર કર્યો. મહારાજશ્રીની ઇચ્છા અત્રે રહેવાની થએલ હોવાથી ઝવેરી નગીનભાઇએ જણાવ્યું કે આપશ્રી થોડો વખત ધ્યાન કરવા અત્રે પધારો તો હું તથા સિદ્ધકરણભાઇ સહકુટુંબ હવા-ફેર માટે તથા આપના સમાગમનો લાભ લેવા માટે અત્રે રહેવા વિચાર કરીએ. આ ઉપરથી મહારાજશ્રીએ તિથલ આવવા હા કહી. સગવડતા થયે સૌ તિથલ આવી રહ્યા. મહારાજશ્રી પણ તિથલ પધાર્યા. અત્રે ગોચરી પાણી વિગેરેની જરાપણ અડચણ ન હતી. રોજ ધ્યાન માટે સારો ટાઇમ તેઓશ્રી લેતા હતા.

## ધરમપુર દરબારના મોદીનો મેલાપ.

અત્રે એક દિવસ દરીયાકિનારે રેતીના મેદાનમાં બેસી મહારાજશ્રી શાંતચિત્તે, પરમાત્માનું ચિંતવન–ધ્યાન કરી રહ્યા હતા તે વખતે ધરમપુર દરબારના મોદી રૂગનાથભાઈ ફરતા ફરતા ત્યાં આવી પહોંચ્યા. આ મોદી ભાવનગર સ્ટેટના રાજપરા ગામના રહીશ જૈન શ્રાવક હતા. અને મહારાજશ્રીને પીછાણતા હતા. આ વખતે મહારાજશ્રી તો ધ્યાનમાં મગ્ન હતા. તેમની પરમ શાંતઆકૃતિ અને ધ્યાનમગ્નતા જોઈ મોદી રૂગનાથભાઈને તેમના પ્રત્યે ઘણું માન પેદા થયું. તેઓ નમસ્કાર કરી મહારાજશ્રી પાસે બેસી ગયા. ધ્યાન પૂર્ણ થયા બાદ મહારાજશ્રીએ ધર્મ-લાભનો આશીર્વાદ આપ્યો. મોદીએ પૂછયું કે આપ સાહેબ આ જંગલ પ્રદેશમાં અહિં કયાંથી ? અહિં જૈનોની વસ્તિ ન હોવાથી આપશ્રીને ગોચરી પાણીની અગવડ પડતી હશે. આપશ્રી અહિં કેટલા સમયથી આવ્યા છો ? આપશ્રી અહિં કયા સ્થળે રહો છો ? આપશ્રી સાથે બીજા કોઇ સાધુઓ કે શ્રાવકો છે કે કેમ ? ઉત્તરમાં મહારાજશ્રીએ જણાવ્યું કે થોડા વખતથી અત્રેનું શાંત વાતાવરણ જોઈ પરમાત્મ ચિંત-વન માટે અત્રે આવેલ છું. નજીકના બંગલામાં વલસાડથી હવા ફેર માટે શ્રાવકો અત્રે આવી રહ્યા છે એટલે ગોચરી પાણી માટે વાંધા જેવું નથી, બીજા શિષ્યો વલસાડ છે. ત્યારબાદ મહારાજશ્રીએ મોદીની ઓળખાણ માગતાં તેણે જણાવ્યું કે 'હું ત્રણ વર્ષથી ધરમપુર દરબારના મોદી તરીકે કામ કરૂં છું, મૂળ રાજપરાનો રહીશ છું. અત્રે

હવા ખાવા માટે દરબારશ્રી તથા તમામ કચેરીમંડળ તથા સ્ત્રિવર્ગ નજીકના બંગલામાં થોડો વખત થયા પધાર્યા છે. દીવાન પણ શ્રાવક છે. આપશ્રીનું નામ તો ઘણા વખતથી સાંભળ્યું હતું. પણ દર્શન અચાનક થયાં. આપશ્રીનું હાલ અત્રે સ્થિરતા હોવાથી અમને સારો લાભ મળશે. દરબારશ્રી પણ ઘણા ધર્મિષ્ટ છે. તેમજ સંતસમાગમની બહુ ઇચ્છા રાખવાવાળા છે. હું આપશ્રીની બાબત ખૂદ દરબાશ્રીને જણાવીશ.

## ધરમપુર દરબાર શ્રી વિજયદેવજી મહારાજશ્રીના દર્શને.

અત્રે મોદી આ પ્રમાણે વાતચિત કરી ગયા બાદ તેમણે બંગલે જઈ દરબારશ્રી, દિવાનશ્રી વિગેરે બધાને બધી વાત કહી સંભળાવી. દરબારશ્રી આ વાત સાંભળી ઘણા ખુશી થયા. અને મહારાજશ્રીનો લાભ લેવા ઉત્સુક બન્યા. આવા જંગલ જેવા પ્રદેશમાં ભાગ્યવાન જીવોનેજ સંત સમાગમ થાય છે. એક વિદ્વાન અને યોગાભ્યાસમાં આગળ વધેલા સંત પુરૂષનો સમાગમ થવો એ ભાગ્યોદયની નિશાની છે. બીજે દિવસે દરબારશ્રી વિગેરેએ ઝવેરી નગીનભાઇને બંગલે મહારાજશ્રીના દર્શને આવવાની અગાઉથી ખબર આપ્યા મુજબ એક મોટરમાં દરબારશ્રી તથા દિવાન વિગેરે બીજી મોટરમાં બીજા કારભારી વિગેરે તમામ કચેરી મંડલ મહારાજશ્રીને વંદન કરવા અને વ્યાખ્યાનનો લાભ લેવા આવી પહોંચ્યાં. ઝવેરી નગીનભાઈએ પણ દરબારશ્રીને લાયક બેઠક તથા આદરસત્કારની તૈયારી કરી હતી.



## પ્રકરણ ૩૨ મું.

### આચાર્ય મહારાજશ્રી તથા ધરમપુર દરબારશ્રી વિજયદેવજી.

[ મહારાજશ્રીએ દરબારશ્રીને આપેલો અસરકારક ધર્મોપદેશ. પં. લાલન તથા શીવજીભાઈના અત્રે થયેલાં રસમય ભાષણો. દરબારશ્રી વિગેરેએ લીધેલા નિયમો. વલસાડનું ચાતુર્માસ. ]

વલસાડ પાસે આવેલા તિથ્થલ મુકામે સમુદ્રના કિનારા ઉપર આવેલા એક બંગલાના એકાંત ભાગમાં મહારાજશ્રી આત્મધ્યાનમાં બેઠા છે ત્યાં દરબારશ્રીના આવવાના સમાચાર તેમને મોકલવામાં આવ્યા. એટલે ધ્યાનથી પરવારી મહારાજશ્રી એક પાટ ઉપર આવીને બેઠા. થોડીવારે ધરમપુરના દરબાર શ્રી વિજયદેવજી, દિવાન, કારભારી, મોદી રૂગનાથભાઇ વિગેરે કચેરીમંડળ સાથે મહારાજશ્રીના ઓરડામાં દાખલ થયા. મહારાજશ્રીને નમસ્કાર કરી બધા શાંત ચિત્તે ઉપદેશ સાંભળવા બેઠા. યોગ્ય પાત્ર અને યોગ્ય સ્થળ જાણી મહારાજશ્રીએ ઉપદેશ આપતાં જણાવ્યું કે.

चत्तारि परमंगाणि दुलहाणि इहजंतुणो,
माणुसत्तं सुइ सद्धा संजमे विरियमि च. ॥१॥

હે મહાનુભાવો! આ જગતમાં ચાર વસ્તુ પામવી ઘણીજ દુર્લભ છે. અનંતી પુન્યની રાશી જ્યારે એકઠી થાય છે ત્યારેજ મનુષ્યનો દેહ મળે છે. આ જીવ સૂક્ષ્મ શરીરપણે અનંતો કાલ અવ્યવહાર રાશિ નિગોદમાં રઝળ્યો. તે

પછી અનંતો કાલ બાદર દેહ–વ્યવહાર રાશિમાં રઝળ્યો. આ પ્રમાણે આ સંસારમાં રખડતાં રખડતાં ક્ષુધા, તૃષા, તાપ, તડકા, તાઢ વિગેરે અનેક ભેદન છેદનના દુઃખો સહન કરતાં અકામનિર્જરાના બળથી આ જીવ આગળ વધતો વધતો બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરેંદ્રિયપણું પામી પછી પંચેંદ્રિયપણું પામ્યો છે. તેમાં પણ વિશેષ પુન્ય હોય ત્યારે જ મનુષ્ય દેહ મળે છે. તેમાં પણ આર્યદેશ, ઉત્તમકુલ, નિરોગી શરીર, દીર્ઘઆયુ. આ વિગેરે અનંતિ પુન્યની રાશી વધે છે ત્યારેજ મળે છે. મનુષ્ય જન્મ મળ્યા પછી ત્યાગી, વૈરાગી, શુદ્ધ ગુરૂનો સમાગમ મળવો તે ઘણો જ કઠણ છે. કદાપિ ગુરૂશ્રીનો સમાગમ મલ્યો તો પણ તેઓશ્રીની વાણી સાંભળવાનો યોગ મળવો તે પણ ઘણો કઠણ છે, કદાચ તે જોગ મલ્યો તો પણ તે વાણીમાં શ્રદ્ધા આવવી ઘણી કઠણ છે. કદાચ શ્રદ્ધા બેસે તો તે વાત અમલમાં મુકવી તે ઘણીજ કઠણ છે. પુર્ણ ભાગ્યોદય હોય તોજ આ ચાર વસ્તુ મળે છે. માટે હે મહાનુભાવો! આ મનુષ્યનો દેહ ઉત્તમ ચિંતામણી રત્ન કરતાં અધિક કિંમતી મળ્યો છે, વારંવાર તે મળનાર નથી. તે સિવાય અન્ય ભવમાં ધર્મસાધન પણ મળનાર નથી માટે તેવું કાંઇ સાર્થક કરી લેવા જરૂર છે. મનુષ્યભવ પામી મનુષ્ય તરીકે આપણું કર્ત્તવ્ય આ પ્રમાણે હોઇ શકે. કહ્યું છે કે

निद्रांते परमेष्टि संस्मृतिरथो देवार्चन व्यापृतिः ॥
साधुभ्यः प्रणतिः प्रमादविरतिः सत्वानुकंपाकृतिः
सर्वस्योपकृतिः शुचिव्यवहृतिः सत्पात्रदानेरतिः
श्रेयो निर्मल धर्मकर्मनिरतिः श्लाघ्यानराणांस्थितिः ॥१॥

અર્થ. આત્મકલ્યાણ કરવાની ઇચ્છાવાળા જીવોએ સવારમાં વ્હેલાસર નિદ્રાનો ત્યાગ કરી પરમાત્માનું સ્મરણ સર્વથી પ્રથમ કરવું. તે પછી પરમાત્માની પૂજા કરવી અને ગુરૂને નમસ્કાર કરવો. પ્રમાદનો ત્યાગ કરવો. જીવો ઉપર અનુકંપા કરવી. તમામ જીવો ઉપર ઉપકાર કરવો. પવિત્ર વ્યવહાર રાખવો. સુપાત્રમાં દાન દેવાની ઇચ્છા રાખવી. મોક્ષ દેનાર એવા નિર્મળ ધર્મમાં પ્રવૃત્તિ કરવી. આ પ્રમાણે જે મનુષ્યો વર્ત્તે છે તેજ ખરેખર પ્રશંસા કરવા લાયક છે. આ જણાવેલી બાબતો પ્રમાણે અનુસરવામાં આવે તો આ ભવમાં પણ આત્મકલ્યાણ સાધી શકાય છે.

૧. પરમાત્માનું સ્મરણ કરવાથી માનસિક મલિનતા દૂર થાય છે, પુણ્યની વૃદ્ધિ થાય છે. જેમ જેમ ઘણો જાપ થાય છે. તેમ તેમ અનાદિકાલની અંતઃકરણમાં રહેલી મલિન વાસનાઓ નાબૂદ થાય છે. મન નિર્મળ બને છે અને લાંબા વખતે મન સ્થિર થવાથી અનેક શકિતઓ આત્મામાંથી પ્રગટ થાય છે. આ બધો પ્રતાપ જાપનો છે.

૨. પ્રભુની પૂજા કરવાથી પોતે પૂજનીય બને છે. દેવોને પણ પૂજનીય થાય છે.

૩. કંચન, કામિનીના ત્યાગી એવા ગુરૂની સેવા કરવાથી આપણને તે દ્વારા સત્યજ્ઞાન મળે છે. જે ગુરૂઓ કંચન કામિનીના ત્યાગી ન હોય તે બીજાને ત્યાગનો ઉપદેશ કેવી રીતે આપી શકે? વાસ્તવિક તે ગુરૂ નજ કહેવાય. છુટો હોય તેજ બીજાને છોડવી શકે છે. પણ બંધાયેલ હોય તે બીજાને છોડવી શું શકે?

માટે ત્યાગી ગુરૂઓની સેવા ભક્તિ નમસ્કાર અને સત્‌સમાગમ કરવો એજ ઉત્તમ છે.

૪. પ્રમાદ વિરતિ, આ જીવે આળસ–પ્રમાદ કરીને ઘણું ગુમાવ્યું છે. મદ, વિષય, કષાય, નિદ્રા અને વિકથા એ પાંચ પ્રમાદો છે. અભિમાન વૃત્તિમાં, પાંચ ઈંદ્રીયોના વિષયોમાં, ક્રોધાદિચાર કષાયોમાં, નિદ્રામાં અને દેશકથા આદિ ચાર વિકથા વિગેરે આ પ્રમાણે પાંચ પ્રમાદોમાં આ જીવે આખી જીંદગી ફોગટની ગુમાવી દીધી છે. માટે જેમ બને તેમ આ પાંચે પ્રમાદ દૂર કરવા.

૫. સત્ત્વાનુકંપા, દરેક પ્રાણી–જીવ ઉપર દયાની લાગણી ધારણ કરવી. દીન દુઃખી જીવને જોઇ આપણાથી બનતું કરી તેને સુખી કરવા પ્રયત્ન કરવો તે દ્રવ્યાનુકંપા. ધર્મહીણ જીવને જોઇ તેને ધર્મમાં જોડવો તે ભાવઅનુકંપા છે.

૬. સર્વસ્યોપકૃતિ, દરેક જીવના ઉપર ઉપકાર કરવો. મળેલ લક્ષ્મિનો સદ્‌વ્યય કરવામાં નહિ આવે તો આખરે તે ચાલી જશે અગર તેને છોડીને તમારે જવું પડશે માટે મન, વચન, કાયા અને ધનથી જેમ બને તેમ પરોપકાર કરવા જરૂર છે.

૭. સુચિંવ્યવહૃતિ, આપણો આચાર વિચાર એટલો બધો પવિત્ર રાખવો કે જેને લઇ આપણી જ્ઞાતિ, કુટુંબ, પુત્રપૌત્રાદિ ઉપર તેની સારી અસર થાય. બાપ વ્યસની હોય તો તેની અસર છોકરા ઉપર તેવીજ

થાય છે. નિર્વ્યસની બાપના પુત્રો નિર્વ્યસની બને છે–હોય છે.

૮. સત્પાત્રદાનેરતિ, ઉત્તમ પાત્રમાં દાન દેવાની ભાવના રાખવી. શક્તિ અનુસારે થોડામાંથી પણ થોડું દેવું. લક્ષાધિપતિ થઇશ ત્યારે દાનશાળાઓ, પાઠશાળાઓ, દવાશાળાએ કરાવીશ હાલ મારી પાસે કંઇ નથી. માટે શું આપું? આવી ઠગારી ભાવના ન રાખવી. પણ કકડામાંથી કકડો આપવાની ભાવના રાખવી. આ પ્રમાણે ધર્મ કાર્યમાં રકત થવાથી આત્મ કલ્યાણ થતાં વાર લાગતી નથી. મનુષ્યને આગળ વધવા માટે આ બધાં ખાસ જરૂરી કર્ત્તવ્યો છે. વળી, આ સાત વ્યસનો પણ ખાસ ત્યાગ કરવા જરૂર છે.

द्यूतं च मांसंच सुरा च वेश्या, पापर्द्धिचोरि परदार सेवा.
एतानि सप्त व्यसनानि लोके घोराति घोरे नरके नयंति ॥

અર્થ. જુગાર, માંસ, મંદીરા, વેશ્યા, શિકાર, ચોરી અને પરસ્ત્રી ગમન એ સાત વ્યસનો છે. આ સાત વ્યસનોને આચરનાર મનુષ્ય જ્યાં ઘોર દુઃખો છે તેવી નરકમાં પડે છે. માટે આ સાતે વ્યસનો ત્યાગવા લાયક છે. આ સાત વ્યસનમાંથી એક એક વ્યસન સેવનારા આ લોકમાં મહા દુઃખો પામ્યા છે તો પછી સાતે સેવનારની શું સ્થિતિ થાય!

द्यूताद्राज्य विनाशितं नलनृपः प्राप्तोऽथत्रा पांडवाः
मद्यात् कृष्णनृपश्चः राघवपिता पापार्द्धितो दूषितः ॥
मांसात् श्रेणिक भूपतिश्च नरके चोर्याद्विनष्टानके
वेश्यातः कृतपुण्यको गतधनोऽन्यस्त्रिमृतो रावणः ॥

૧. અર્થ. જુગાર રમવાથી નળરાજાએ તથા પાંચ પાંડવોએ રાજ્યની પાયમાલી કરી. રાજ્ય હારી ગયા અને વનવાસ લેવો પડયો. ભીખારીની માફક જંગલમાં રખડવાનો વખત આવ્યો. નળરાજાને રસોયા તરીકે કેટલાક વર્ષ સુધી રહેવું પડયું. વર્ત્તમાનકાળમાં પણ સટ્ટા કરનારા કેટલા બધા પાયમાલ થયા છે અને થાય છે તે સૌ નજરે જુએ છે. સટ્ટો પણ જુગાર છે. માટે આત્મહિત ઇચ્છતા જીવોએ જુગાર તજી દેવો.

૨. મદીરાપાન કરવાથી કૃષ્ણ વાસુદેવની દ્વારકાનગરીનો નાશ થયો. મદીરાના પાનથી ઉન્મત્ત બનેલા શ્યામ પ્રદ્યુમ્ન કુમારોએ દીપાયન ઋષીને માર માર્યો. અને તેણે નિયાણું કર્યું. આખરે અગ્નિકુમાર દેવમાં દીપાયન ઋષી ઉત્પન્ન થયો અને દ્વારકા નગરીનો અગ્નિથી નાશ કર્યો.

૩. શિકાર કરવાથી રામચંદ્રજીના પિતા દશરથરાજા પાયમાલ–હેરાન થયા. કર્મ કેવી રીતે અને કયારે ઉદય આવે છે તે કહી શકાતું નથી. પોતાના વિનયવાન મોટા પુત્ર રામને દશરથરાજા રાજ્યગાદી આપવાને તૈયારી કરે છે તે દરમિયાન કૈકેયીએ પોતાને આપેલા બે વરદાનની માગણી કરી. સ્વપુત્રને રાજ્ય આપવાની અને રામને વનવાસ આપવાની દશરથ રાજા પાસે માગણી કરી. આથી દશરથ રાજા મૂર્છા પામે છે અને જમીન ઉપર ઢળી પડે છે. આ વિગેરે સર્વત્ર જાણીતી વાત છે.

૪. માંસ ભક્ષણુંથી શ્રેણીક રાજા પ્રભુ મહાવીર દેવના સમાગમમાં આવ્યા છતાં અને ધર્મનું સત્ય સ્વરૂપ સમજ્યા છતાં નરકમાં જવા વખત આવ્યો. તેમાં મુખ્ય કારણ પ્રભુના સમાગમ થયા પહેલાં માંસ ભક્ષણને અંગે શીકાર દ્વારા અનેક જીવનો ઘાત કરવાનો પ્રતાપ સમજવાનો છે.

૫. ચોરી કરવાના શું શું ફળ આવે છે? એ કયાં કોઈથી અજાણ્યું હતું? તેથી પણ અનેક જીવો નાશ પામ્યા છે.

૬. વેશ્યાગમન કરવાથી કયવન્ના શેઠ ધનથી પાયમાલ થયા હતા અન્યનું પણ તેમજ સમજવું.

૭. પરદારા ગમન કરવાથી રાવણ વિગેરે અનેક રાજાઓ રાજ્યથી ભ્રષ્ટ થઈ મરણને શરણ થઇ નરકાદિ ગતિમાં ગયા છે. આ પ્રમાણે એક એક વ્યસનના સેવનથી અનેક જીવો પાયમાલ થયા છે તો પછી સાતે વ્યસન સેવન કરનારની શું ગતિ થાય?

આ પ્રમાણે વિદ્વત્તાપૂર્ણ સચોટ વ્યાખ્યાન આપી મહારાજશ્રીએ સૌના મન ઉપર સારી અસર ઉપજાવી. અત્રે રોજ આ પ્રમાણે વ્યાખ્યાન બેસતું હતું તે દરમિયાન મુંબઈથી પંડિત ફત્તેહચંદ કપુરચંદ લાલન મહારાજશ્રીના દર્શને પધાર્યા. અત્રેના હવાપાણી તથા દરબારશ્રી વિગેરેનો મહારાજશ્રી સાથે સમાગમ જોઈ ઘણાજ ખુશી થયા. ઉકત પંડિતજીએ અમેરિકા, ફ્રાન્સ, ઈંગ્લાંડ વિગેરે પાશ્ચિમાત્ય દેશોમાં અનેક સ્થળે ફરી ત્યાંની પ્રજાને ભાષણો દ્વારા જૈનદર્શનનું સારૂં જ્ઞાન કરાવ્યું હતું. અત્રે એક દિવસ

વ્યાખ્યાન પૂર્ણ થતાં તેમણે ત્યાંના આચાર વિચાર, વિગેરે અનુભવો કહી સંભળાવ્યા. પોતે ધ્યાનના રસીયા હતા. તેથી ધ્યાન કેમ કરવું, ધ્યાનથી શું લાભો થાય છે. પોતાને ધ્યાનથી શું લાભ થયો વિગેરે અનુભવ સાથે અત્રે કહી સંભળાવ્યું. પોતે પશ્ચિમના લોકોમાં રહી ધ્યાનની જાગૃતિ કેટલા અંશે ઉત્પન્ન કરી છે તે કહી સંભળાવ્યું.

## શ્રી શીવજીભાઇનું આગમન.

આ પ્રસંગે અત્રે શીવજીભાઇ દેવસિંહનું મહારાજશ્રીના વંદન અર્થે આવવું થયું. તેમની બોલવાની છટા, કવિત્વ, વિવેચન શકિત વિગેરે સર્વત્ર સુપ્રસિદ્ધ હતાં. આને લઈ તેમને માન મળતું. સભાને રંજન કરી પ્રેક્ષકોને મુગ્ધ કરવાની શકિત તેમનામાં ભારે હતી. એકવાર વ્યાખ્યાન પૂર્ણ થયા બાદ મહારાજશ્રીએ શીવજીભાઈને કંઇક બોલવા ફરમાવ્યું. એટલે દરબારશ્રી તથા કચેરી મંડલ સમક્ષ તેમણે પોતાની વિદ્વત્તાયુકત વાણીનો ઉપદેશ આપ્યો તેમજ તદ્દન સરળ અને મંદ હાસ્યરસ યુકત ભાષામાં દેવ, ગુરૂ અને ધર્મનું સ્વરૂપ, અહિંસા, અચૌર્ય, સત્યતા, બ્રહ્મચર્ય વિગેરે ઉપર તથા શીકાર, માંસ મદિરા વિગેરે વ્યસનોના ત્યાગ ઉપર તેમણે ઘણું સરસ ભાષણ આપ્યું. આ ભાષણથી દરબારશ્રી તથા કચેરીમંડળ ઉપર ઘણી સારી અસર થઈ. આ પ્રમાણે સતત્ એક માસ સુધી દરબારશ્રી તથા કચેરી મંડલે આવો લાભ લીધાથી તેમની ધાર્મિકવૃત્તિઓ ઘણી સુંદર થઇ. જેને પરિણામે તમામ પરિવારે સાત વ્યસનોના ત્યાગના પચ્ચખ્ખાણ લીધાં. વળી પ્રભુ સ્મરણ કરવાનો

નિયમ તથા અમુક લાખ કે કરોડ સુધી જાપ કરવાની પ્રતિજ્ઞા લીધી. આ પ્રમાણે મહારાજશ્રીના સમાગમ બદલ દરબારશ્રી વિગેરેને સારો લાભ થવાથી સૌએ મહારાજશ્રીનો આભાર માન્યો. ત્યારબાદ વલસાડ ચાતુર્માસ માટે આવ્યા. અત્રે રહી રોજ સેંકડો જીવોને ધર્મમાં જોડતા હતા. અત્રેના ડોકટર ધરમચંદભાઇ જેઓ પરોપકારવૃત્તિવાળા હતા. તેઓ મહારાજશ્રીના સમાગમનો બહુજ લાભ લેતા હતા. આ પ્રમાણે સં. ૧૯૭૯નું વલસાડનું ચાતુર્માસ અત્રે પૂર્ણ થયું.

## પ્રકરણ ૩૪ મું.

## પં. મા. શ્રી દેવવિજયજીનું મુંબઈમાં ચાતુર્માસ તથા શ્રી વિજયકમળકેશર ગ્રંથમાળાની સ્થાપના.

[ મુંબઇ પધારવા વિનંતિ. દમણ તરફ વિહાર. પં. મા. શ્રી દેવવિજયજીની ફીરંગીના મંદીરની મુલાકાત. મુંબઇ તરફ વિહાર. રસ્તામાં થયેલી ધર્મ પ્રવૃત્તિ. ગ્રંથમાળાની સ્થાપના અને તેનું આખર ભવિષ્ય. ]

### પં. મા. શ્રી દેવવિજયજીને મુંબઇ પધારવા વિનંતિ.

પં. મા. શ્રી કેશરવિજયજી મહારાજ તિથલ હતા તે દરમિયાન પં. મા. શ્રી દેવવિજયજી મહારાજ વલસાડ હતા. ત્યાંના ઉપાશ્રયમાં શરદીની અસર જણાયાથી પં. મા. શ્રી દેવવિજયજી વલસાડથી દમણ સુધી જવાની રજા લેવા તિથલ

આવ્યા. મહારાજશ્રીએ રજા આપી. પં. મા. શ્રી દેવવિજયજી વલસાડ આવી વિહારની તૈયારીમાં પડયા તે દરમિયાન મુંબઇથી ઝવેરી ચુનીલાલ મંછુભાઇ વિગેરે વિનંતિ કરવા આવ્યા. મહારાજશ્રી તિથલ હોવાથી તેમને ત્યાં મોકલ્યા. તેઓએ પં. મહારાજશ્રી કેશરવિજયજીને મુંબઈ પધારવા આગ્રહ કર્યો પણ તેમણે ચોકખી ના પાડી કે મારો વિચાર મુંબઈ આવવા માટે બીલકુલ વધતો નથી. આથી આવેલા શ્રાવકોએ પં. મા. શ્રી દેવવિજયજીને મોકલવા માટે આગ્રહ કર્યો. મહારાજશ્રીએ જણાવ્યું કે તેમને વલસાડ જઈ પૂછી જુઓ. તેમનું મન હશે તો હું સંમતિ આપીશ. આ પ્રમાણે જવાબ મળવાથી સૌ વલસાડ આવ્યા; અને પં. મા. શ્રી દેવવિજયજીને મુંબઈ પધારવા આગ્રહ કર્યો. પં. મા. શ્રી દેવવિજયજીએ જણાવ્યું કે હાલ હું ચોક્કસ કહી શકતો નથી. અમારે તો ગમે ત્યાં આવી શ્રાવકોને ઉપદેશ આપવો છે. આગળ ઉપર જોયું જશે હાલ હું દમણ સુધી જવા ઈચ્છું છું.

## દમણ તરફ વિહાર.

વલસાડથી પં. મા. શ્રી દેવવિજયજી તથા શ્રી તરૂણ-વિજયજી બે જણા વિહાર કરી પાલડી આવ્યા. અહિં જાહેર ભાષણ આપ્યું. અહિંથી બગવાડા ગયા. અત્રે એક ટેકરી ઉપર સુંદર દહેરાસર છે ત્યાં દર્શન કર્યાં. અત્રે ખાંતિવિ-જયજી દાદાના શિષ્ય મોહનવિજયજી મહારાજશ્રીનો મેલાપ થયો. અત્રેથી દમણ ગયા. અહિં અગાઉથી ખબર હોવાથી સંઘ તરફથી સામૈયું સારી રીતે કરવામાં આવ્યું. સવારમાં

વ્યાખ્યાન તેમજ સાંજે જાહેરભાષણનો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. જેનો સૌ સારી રીતે લાભ ઉઠાવતા હતા. ચાતુર્માસ માટે વિનંતિ કરી પણ મુંબઈથી ફરી ગોડીજીના ઉપાશ્રયના વહીવટદારો તથા શ્રી હીરાકુંવર બેન વિગેરે દશ જણા વિનંતિ કરવા આવ્યા, અને એવો આગ્રહ પકડી બેઠા કે પ્રથમ મુંબઇ આવવા હા કહો ત્યારપછીજ અત્રેથી ઉભા થવાના છીયે તે પહેલાં અન્નપાણી પણ લેવાના નથી. પં. મા. શ્રી દેવવિજયજીએ જણાવ્યું કે મહારાજશ્રીની આજ્ઞા હોય તો મને આવવામાં વાંધો નથી. આવનારાઓએ જણાવ્યું કે અમો મહારાજશ્રી પાસેથી રજા લઇને આવ્યા છીયે માત્ર તમારી ઇચ્છા ઉપર આધાર છે, માટે મુંબઇ તરફ વિહારની તૈયારી કરો. પં. મા. શ્રી દેવવિજયજીએ આખરે મુંબઇ પધારવા કબૂલાત આપી. પણ એક ત્રીજા સાધુની માગણી કરી કે ત્રીજા સાધુને મહારાજશ્રી મોકલે તો મને મુંબઈ આવવા અડચણ નથી. આ ઉપરથી બધા શ્રાવકો પાછા તિથ્થલ મહારાજશ્રી પાસે આવ્યા અને જણાવ્યું કે એક સાધુ અત્રેથી મોકલો એટલે પં. મા. શ્રી દેવવિજયજી મુંબઇ આવશે. મહારાજશ્રીએ શ્રી ન્યાયવિજયજીને મુંબઇ જવા સૂચના કરી. તેથી તેઓ દમણ પં. મા. શ્રી દેવવિજયજી પાસે આવ્યા. પં. મા. શ્રી કેશરવિજયજીમહારાજશ્રીએ હીરાકુંવર બેન તથા સાથે આવેલા શ્રાવકોને પં. મા. શ્રી દેવવિજયજી બાબત યથાયોગ્ય ભલામણ કરી કે જેવી રીતે લઇ જાઓ છો તેવી રીતે પાછા અહીં મુકી જજો. તે વાત સર્વે કબુલ કરી. ત્યારબાદ દમણ આવી પં. મા. શ્રી દેવવિજયજીને જણાવ્યું

જે અમો મુંબઇ જઇએ છીએ. ત્યાંથી રસ્તાનો ભોમીઓ એક તમારા તરફ માણસ મોકલીશું. ત્યાંસુધી તમો વિહાર શરૂ ન કરશો. હજુ સુધી તો શ્રાવકોના ઘર હોવાથી મુશીબત જેવું નથી. ત્યારબાદ વિનંતિ કરવા આવનારા સૌ મુંબઇ ગયા.

## પં. મા. શ્રી દેવવિજયજીને ફીરંગીના ચર્ચ અને પ્રાર્થના ઉપરથી આવેલા વિચારો.

દમણમાં એકવાર દરીયા કિનારા તરફ પં. મહારાજશ્રી દેવવિજયજી સવારમાં દરીયા કીનારે જંગલ જવા તથા ફરવા નીકળ્યા હતા. આ સ્થળના પવિત્ર વાતાવરણમાં એક જગ્યાએ ફીરંગી લોકોનું દેવળ આવેલું હતું. પં. મા. શ્રી દેવવિજયજી મહારાજ આ બાજુ દરિયા કીનારે ધ્યાનમાં બેઠા હતા અને શાંત ચિત્તે પ્રભુ સ્મરણ કરતા હતા. તેવામાં અચાનક કંઇક મધુર સુંદર ધ્વનિ તેમને કાને પડયો. મહારાજશ્રીને વિચાર થયો કે આ સુંદર ધ્વનિ કયાંથી આવતો હશે? આની તપાસ કરવા જરા અવાજ તરફ આગળ વધતાં તેમણે એક કિલ્લો જોયો. તેની અંદર આવેલા ફીરંગી મંદીરમાં બસેં સ્ત્રિ પુરૂષો શાંતિથી પ્રાર્થના કરતા જોવામાં આવ્યા. એક ધર્મગુરૂ પ્રાર્થના બોલતા હતા ત્યારે બીજાઓ ઝીલતા હતા. આ પ્રાર્થનામાં અતિશય મીઠાશ હતી. વાતાવરણ તદ્દન શાંત હતું. સામે પુરૂષાકારે ભગવાન ઇશુખ્રીસ્તની ક્રોસ વાલી મૂર્તિ સ્થાપિત કરેલી હતી. આ બધું મહારાજશ્રીએ ધ્યાન પૂર્વક નીહાળ્યું. એ વખતે તેમને વિચારો ઉદ્ભભવ્યા કે

"ખરી પ્રાર્થનાની પદ્ધતિ આજ કહેવાય." પરમ શાંતિ સિવાય પરમાત્મામાં એકતાર કે તલ્લીન થઇ શકાતું નથી. આપણા જૈન દહેરાસરોમાં પ્રાર્થના કે પ્રભુસ્તવના થતી વખતનો ઘોઘાંટ ભારે કંટાળો આપે છે. કારણકે તેમાં ખરા ભકતોને પ્રભુ સાથે તલ્લિન થવામાં મુશ્કેલી પડે છે. ભક્તિ વખતે તો શાંતિજ જોઇએ. તેમજ અર્થનો લેશ માત્ર વિચારણા કર્યા સિવાય ફોનોગ્રાફની માફક બોલી જવું તેમાં આનંદ કયાંથી આવે ! પ્રાર્થના કે સ્તવન તદ્દન ધીમે અવાજે અને સુંદર મધુર સ્વર સાથે ગાવામાં આવે તો તે આત્માને પ્રભુ સાથે એકરૂપ બનાવી દેછે અને એવી પ્રાર્થનાથી પ્રાર્થના કરનારને પોતાના પાપ કે અપકૃત્યોનો ખરેખરો પસ્તાવો પણ થાય છે. માટે આવી પ્રાર્થના કે પ્રભુભક્તિની પદ્ધતિ આપણા દહેરાસરોમાં થાય એ અતિ જરૂરનું છે વિગેરે વિચારો ઉત્પન્ન થયા.

## મુંબઇ તરફ પ્રયાણ.

બીજે દિવસે મુંબઇ તરફ પ્રયાણ થયું. મહારાજશ્રી મોહનવિજયજી, રામવિજયજીને સાથે મુંબઇ લઈ જવા પં. મા. શ્રી દેવવિજયજીએ આગ્રહ કર્યો. પણ તેમણે દમણ ચોમાસાની હા કહી દેવાથી મુંબઈ આવવા અશક્તિ દર્શાવી. છતાં દરીયાની ખાડી સુધી તેઓશ્રી પં. મા. દેવવિજયજીને વળાવવા ગયા અને પછી સૌ છુટા પડયા. સં. ૧૯૭૯ના વૈશાખ શુદ ૧૧ ના બે વાગે આશરે દમણની ખાડી ઉતરવાની હોવાથી પંદર વીશ શ્રાવકો સાથે જહાજમાં બેસી ખાડી ઉતર્યા. કેટલાક શ્રાવકો સાથે ચાલ્યા.

આગળ વિહાર કરતાં ફણસા, સંજાણ, ગોલવડ થઈ દહેણુ આવ્યા. અત્રે મુંબઇથી કેટલાક શ્રાવકો તથા હીરાકુંવર બેન વંદનાથે આવ્યાં હતાં. દહેણુથી વાણગામ, બોઈસર, પાલઘર, સફાળા, દેવસર થઇ અગાસી પધાર્યા. અત્રે કેટલાક શ્રાવકો મહારાજશ્રીના દર્શને આવ્યા હતા. અગાસીના દહેરાસરમાં આંગી, પૂજા ભણાવવામાં આવી. અત્રેથી વસઈ થઇ મલાડ શેઠ દેવકરણ મુળજીના બંગલામાં પધાર્યા. શેઠને આગલે દિવસે મહારાજશ્રીના આવાગમનની ખબર પડવાથી ત્યાં આવી ગયા હતા. તેમણે મહારાજશ્રીની ભકિત સારી રીતે કરી. ત્યાંથી અંધેરી શેઠ ભોગીલાલ લહેરચંદના બંગલામાં પધાર્યા, અંધેરીથીવીર્લેપારલે આવી શેઠ હેમચંદ મોહનલાલના બંગલે ઉતર્યા, ત્યાંથી શાંતાક્રુઝ શેઠ નરોતમ ભાણજીના બંગલે ઉતર્યા. અત્રે બે દિવસ સ્થિરતા કરી તે દરમિયાન મુંબઇથી ઘણા ભાવિક શ્રાવકો દર્શનાર્થે આવી ગયા. અત્રેથી માહીમ, દાદર થઇ ભાયખલા શેઠ ફીકાભાઇ પ્રેમચંદના બંગલે ઉતર્યા.

## મુંબઇનો સત્કાર.

ભાયખલામાં પહોંચ્યા બાદ ગોડીજીના ઉપાશ્રયના કાર્યવાહકો શેઠ મોતીલાલ મુળજીભાઈ, સંઘવી દેવકરણ મુળજીભાઈ, ઝવેરી ચુનીલાલ મંછુભાઈ, ઝવેરી ભાયચંદભાઇ નગીનદાસ, વેણીચંદ સુરચંદ, ઝવેરી રાયચંદ મોતીચંદ વિગેરે પં. મહારાજશ્રી દેવવિજયજીને વાંદવા આવ્યા. બીજે દિવસે બેંડવાજા, સાંબેલા સાથે હજારો શ્રાવક, શ્રાવિકાઓ મહારાજશ્રીના સત્કાર માટે ભાયખલા આવ્યા.

ત્યાંથી વરઘોડા સાથે પં. મા. શ્રી દેવવિજયજી, શ્રી ન્યાયવિજયજી તથા શ્રી તરૂણવિજયજી શહેરના મોટા ભાગમાં ફરી ગોડીજીના ઉપાશ્રયે પધાર્યા. મંગલીક સાંભળવા અર્થે તથા દર્શન અર્થે માણસોની સંખ્યા એટલી બધી વધી પડી કે ઉપાશ્રય વિશાળ છતાં ઉભા રહેવાનો પણ માર્ગ મળે નહિ. મહારાજશ્રીએ ટુંકમાં મંગલીક સંભળાવ્યું. વ્યાખ્યાન શ્રવણનો લાભ મેળવવા નિયત ટાઇમની જરૂર જણાવાથી રોજ ૮ થી ૯।।–દોઢ કલાક વ્યાખ્યાનનો સમય જાહેર કરવામાં આવ્યો. આ ટાઇમ મુજબ વેપારી તથા નોકરીયાત વર્ગ સૌ વ્યાખ્યાન શ્રવણનો એક સરખો લાભ મેળવી શકતા હતા.

પં. મા. શ્રી દેવવિજયજી અત્રે વ્યાખ્યાનમાં આવશ્યક સૂત્ર તથા શ્રીચંદ્રકેવલીનું ચરિત્ર રોજ વાંચતા હતા. શ્રોતાવર્ગ સારી સંખ્યામાં આવતો હતો. શ્રાવકોમાં અરસ્પરસ સંપ સારો હતો અને હાલની માફક કોઇપણ જાતની પક્ષાપક્ષી કે ભેદભાવ ન હતો, જે જે ગામોના શ્રાવકો દહેરાસર, ઉપાશ્રય કે પાઠશાળા માટે ટીપ કરવા આવતા હતા. તે માટે ઉપદેશ આપી સારી ટીપ કરાવી દેવામાં આવતી, મહારાજશ્રી માટે સૌના હૃદયમાં અપૂર્વ માન હતું.

## શ્રી વિજયકમલકેશર ગ્રંથમાલાની સ્થાપના.

પં. મહારાજશ્રી દેવવિજયજી મહારાજના સદુપદેશથી જ્ઞાનના પ્રચાર અર્થે ઉપરોકત ગ્રંથમાળા ખોલવામાં આવી. પં. મહારાજ શ્રી કેશરવિજયજી કૃત યોગશાસ્ત્ર

ભાષાંતર આદિ પુસ્તકો હાલ ઉપલબ્ધ ન હોવાથી આ ગ્રંથમાળા તરફથી ફરી પ્રસિદ્ધ કરવાનું નક્કી થયું. આ ગ્રંથમાળાનું વ્યવસ્થાપક બોર્ડ નીમવામાં આવ્યું. પ્રમુખ તરીકે શા. અંબાલાલ બુલાખીદાસભાઇ અમદાવાદ શાહપુરના રહીશને નીમવામાં આવ્યા. ઉપપ્રમુખ તરીકે શેઠ ચુનીલાલ કલ્યાણજી દાઠાના રહીશ. સેક્રેટરી તરીકે શા. પોપટલાલ હલસુખભાઇ વિજાપુરના અને ટ્રેઝરર તરીકે શા. દેવચંદ મુળચંદ પાલીયાદવાળાને નીમવામાં આવ્યા.

## ગ્રંથમાળા દ્વારા પુસ્તક પ્રકાશન.

તરતજ યોગશાસ્ત્ર, શાંતિનો માર્ગ, આત્મજ્ઞાન પ્રવેશિકા, રેખાદર્શન, દેવવિનોદ આટલાં પુસ્તકો હાલ છપાવવાનુ કામ શરૂ કરી દેવામાં આવ્યું. આ પુસ્તકોમાં મદદ આપનારનું નામ કાયમ રહે તે માટે તેમાંથી અમુક પુસ્તકો તે ધણીને ભેટ આપી બાકીનાને વેચીને તેની કિંમત ઉપજાવવાનુ નક્કી થયું. આથી તે આવેલી રકમમાંથીજ ઉપરોકત પુસ્તકોની ફરી બીજી નવી આવૃત્તિઓ બ્હાર પાડી શકાય.

## ગ્રંથમાળાનું આખર ભવિષ્ય.

ઉક્ત ગ્રંથમાળાનું કાર્ય એકવર્ષ બહુ સારી રીતે ચાલ્યું. પં. મહારાજશ્રી દેવવિજયજી મુંબઈથી અન્યત્ર વિહાર કરી ગયા દરમિયાન વ્યવસ્થાપકોમાં મતભેદ ઉદ્ભવ્યો. છતાં ટ્રેઝરર શા. દેવચંદ મુળચંદે આ બધું કામ સંભાળી લીધું. કેટલાંક પુસ્તકો બુકસેલરો મારફત વેચાવ્યાં. પણ તેમના

હસ્તક આ કાર્ય લાંબા વખત સંતોષકારક રીતે ચાલ્યું. આખરે આ ગ્રંથમાળા દેહગામવાળા વિશ્વાસુ શ્રાવકોને સોંપવામાં આવી. જે હાલ સાધારણ રીતે ચાલે છે. તેમજ તે દ્વારા અવારનવાર પુસ્તકો છપાઇને પ્રસિદ્ધ થયા કરે છે. સીલકમાં હજી જે જે પુસ્તકો પડયાં છે. તેના વેચાણની કિંમત ઉપજ્યાથી મહારાજશ્રીના સ્મારકમાં તે આપી દેવી તેવો વિચાર ગ્રંથમાળાના વ્યવસ્થાપકોએ કરેલો છે.

---

## પ્રકરણ ૩૫ મું.

---

### પં. મા. શ્રી દેવવિજયજીના હસ્તે મુંબઈના ચાતુર્માસમાં થએલા ધાર્મિક કાર્યો.

---

[પં. મા. શ્રી દેવવિજયજીને હાથે મુંબઇમાં જૈનવિશ્રામ મંદિરની સ્થાપના. વિશ્રામ મંદિરની સ્થાપના માટે ઉપદેશ, શ્રાવકોના ઉદ્ધારની ધગશ. દશહજાર રૂપિયાની ટીપ. ચાતુર્માસની બદલી, અઠ્ઠાઈ મહોત્સવ, માંગરોલમાં પ્રતિષ્ઠા મહોત્સવ.]

અલબેલી મુંબઈ નગરી તેના વધતા જતા વ્યાપાર રોજગારને અંગે સેંકડો માણસોને હંમેશાં પોતાના તરફ ખેંચે છે. સ્વદેશના વ્યાપાર ધંધા નબળા પડે, ખેતી સારી ન થાય ત્યારે લોકોને મુંબઇ ધંધા કે નોકરી માટે જવાનું

હવે સામાન્ય થઇ પડયું છે. પણ આવી વિશાળ નગરીમાં આવનારને રોટલો મળવો સ્હેલો છે. પરંતુ ઓટલો મળવો મુશ્કેલ છે. જેલની અંધારી કોટડીયો કરતાં પણ નાની નાની ઓરડીઓમાં સંકડાશથી માણુસો જ્યાં રહેતાં હોય ત્યાં કદાચ કોઈ પોતાના સંબંધી બહાર ગામથી આવ્યા હોય તો ત્યાં સુવા બેસવાની કે બે દિવસ નિરાંતથી રહેવાની આવનારાઓને ભારે મુશ્કેલીઓ વેઠવી પડતી. અત્રે મુંબઈમાં બીજી ઘણી ખરી કોમના અગ્રેસરોએ એ સ્થિતિ નીહાળી પોતાની કોમના કોઇપણ ભાઈઓ ધંધા કે નોકરી અર્થે મુંબઇ આવે તો તેમને માટે રહેવાની, ઉતરવાની અને નોકરી ધંધો શોધી આપવાની સગવડતા કરી છે. પણ જનો માટે આવી એક પણ સગવડતા મુંબઇ માટે નથી. આ ઉપરથી પં. મહારાજ શ્રી દેવવિજયજી મહારાજ જ્યારે મુંબઇ પધારેલા ત્યારે તેમને જણાવ્યું કે મુંબઇમાં બીજી કોમના તમામ માણસો માટે સગવડતા છે પણ જૈનોને માટે ઉતરવા રહેવા કે આરામ મેળવવાની એક પણ ધર્મશાળા કે તેવી બીજી જગ્યા નથી. આ મુશ્કેલી જેણે અનુભવી હોય તેજ જાણે. મુંબઇમાં પ્રથમ વાર આવતો હોય તેને કયાં ઉભું રહેવું, કયાં સુવું વિગેરે અગવડતા જુવે ત્યારે એકવાર તો આવનારનું મુંબઇના સ્વાર્થી જીવન અને વૈભવ માટે ફિટકાર આપવાનું મન થઇ જાય. યાત્રાર્થે આવનાર માટે મોતીશા શેઠે બંધાવેલ લાલબાગ છે, પણ ત્યાં જોઇએ તેવી સગવડતા નથી. આથી નવા આવનારા કોઇપણ જાતની ઓળખાણ વગરના શ્રાવકો જ્યાંત્યાં આડાઅવળા પડી રહેતાં કોઇ વળી ઉપાશ્રયમાં સુવા આવતા. આ વસ્તુ શોચનીય

હોવાથી પં. મહારાજ શ્રી દેવવિજયજી મહારાજને જણાયું કે આ લોકોના ઉદ્ધાર ખાતર પૈસાપાત્ર શ્રાવકોને યોગ્ય ઉપદેશ આપી એકાદ એવું ખાતું ખોલાવવું કે જેમાં બહાર-ગામથી આવતા શ્રાવકોને અમુક દિવસ સુધી વિશ્રામ મળે.

## વિશ્રામ મંદિર ખોલવા માટે વ્યાખ્યાનમાં ઉપદેશ.

મુંબઇમાં પ્રતિવર્ષ ઘણા મુનીઓના ચાતુર્માસ થતાં પણ આ વસ્તુસ્થિતિ જાણી તે માટે ભાગ્યેજ કોઇ પ્રયત્ન કરતા હતા. મુંબઇમાં આપણા શ્રીમંત જૈનો ઘણા છે. ચાતુર્માસ આવનારા સાધુઓ ધારે તો હરકોઇ ખાતામાં દાનની રેલમછેલ કરાવી શકે. મહારાજશ્રીના વિચાર સાથે સ્વયંસેવક મંડળના અગ્રેસરો મંગળદાસભાઇ, મોહનલાલ ચુનીલાલભાઈ, લ્હેરૂભાઇ ચુનીલાલ કોટવાલ વિગેરે સંમત થયા. બીજે દિવસે પં. મા. શ્રી દેવવિજયજી મહારાજે વ્યાખ્યાનમાં ઉપદેશ આપ્યો કે: “ સાતે ક્ષેત્રમાં પૈસો વાપરવો તે ઉત્તમ છે, પણ તેમાં જે ક્ષેત્ર સીદાતું હોય તેમાં વધારે લક્ષ આપવા ખાસ જરૂર છે. સાધુ, સાધ્વી, જીનપ્રતિમા, દહેરાસરજી અને જ્ઞાન આ પાંચ ક્ષેત્રો હાલ એવી કફોડી સ્થિતિમાં નથી કે તેના માટે વધારે કાળજી રાખવા જરૂર હોય. પણ શ્રાવક અને શ્રાવિકા ક્ષેત્ર તરફ જરા દૃષ્ટિ નાખી જુઓ તો અવશ્ય તમોને સમજાશે કે આ ક્ષેત્રનો ઉદ્ધાર કરવા ખાસ જરૂર છે. ગામડાઓમાં ધંધો રોજગાર મંદ પડવાથી ઘણા બેકાર ભાઇઓ મુંબઈમાં આવે છે. જેમાં કેટલાક એવા હોય છે કે તેમને મુંબઇમાં આવ્યા બાદ ખાવાપીવા કે સુવાની

પણ સગવડ મળતી નથી. કેટલાકો આયંબીલના રસોડે લુખો રોટલો દાળ જમી અહિં ઉપાશ્રયમાં કે કોઈના ઓટલા ઉપર જ્યાં ત્યાં સુઈ રહે છે. કેટલાકો એવી સોણતમાં મુકાય છે કે ધર્મથી પતિત થઈ બીજા ધર્મમાં ભળી જાય છે. મારા જાણવા મુજબ કેટલાયે જૈનો ખ્રીસ્તી તથા આર્યસમાજીસ્ટો બની ગયા છે. કારણકે આ લોકો નોકરી, ગુજરાન ચલાવવા માટે મદદ વિગેરે આપે છે અને એ લાલચથી ભોળા શ્રાવકો સ્વધર્મ છોડી પરધર્મમાં ભળી જાય છે! આજીવિકાના અભાવે હરકોઈ મનુષ્ય શું શું કરવા નથી તૈયાર થતો? જૈનોની સંખ્યા અસલ કેટલી હતી અને હાલ કેટલી છે? દરસાલ કેટલી અને કયા કયા કારણે ઘટે છે તેનો કોણ વિચાર કરે છે! આપણા સ્વધર્મી બન્ધુઓ માટે આપણને લાગણી નહિ ઉપજે ત્યારે બીજા કોને ઉપજશે? આ સ્થિતિ લાંબો કાળ નભાવી લેવી ન જોઈએ. આવતા પચીશ વર્ષ પછી જૈનોની સંખ્યા કેટલી હશે? કોઈ જૈનોના ઉદ્ધાર માટે પરિશ્રમ ન લે તો જરૂર ઘટેજ, વલી દર્શન કરનારા નહિ હશે તો દહેરાસરો શું કામના? સંઘમાં જનારા નહિ હોય તો સંઘ કોણ કાઢશે? માટે જૈન ધર્મ ઉભો રાખવો હોય તો ધર્મીઓ પ્રથમ ઉભા રાખવા જરૂર છે, આજીવિકાએ સુખી હશે તો ધર્મ તરફ પણ સારી લાગણી રાખશે. તેમજ શ્રાવક, શ્રાવિકા ક્ષેત્રમાંથીજ બીજાં ક્ષેત્રો પોષાશે. માટે શ્રાવકક્ષેત્ર પ્રથમ સુધારો. આ માટે અત્રે એક ‘ જૈનવિશ્રામ મંદિર ’ ખોલવા જરૂર છે.

## વિશ્રામ મંદિર માટે દશ હજાર રૂપીયાની ટીપ.

મહારાજશ્રીના ઉપદેશની અસર સચોટ થઇ વિશ્રામ મંદિરની અગત્ય સમજાવ્યા બાદ તે માટે ટીપ થતાં લગભગ દશહજાર રૂપીયા ભરાયા. કોઇએ ત્રણ વર્ષ, પાંચ વર્ષ, અમુક રૂપીયા આપવાનું વચન આપ્યું તે માટે વ્યવસ્થા કરવા એક કમીટી નીમવામાં આવી.

પ્રમુખ. રા. રા. હીરાલાલ મંછાચંદ સોલીસીટર.

સેક્રેટરી. લ્હેરૂભાઈ ચુનીલાલ કોટવાળ.

આ વિશ્રામ મંદિરનો લાભ બહારગામના ઘણા માણસો લેવા લાગ્યા. હજીસુધી પણ આ ખાતું ચાલ્યા કરે છે. પર્યુષણ પર્વમાં પણ એ ખાતે સારી મદદ મળી. અત્રે ગોડીજીના ઉપાશ્રયમાં આ પ્રમાણે ચાતુર્માસ સારી પ્રવૃત્તિમાં પસાર થયું.

## ચાતુર્માસની બદલી.

ચાતુર્માસ પૂર્ણ થતા બદલાવવા જુદા જુદા ત્રણજણા રાજપાળભાઇ, ગોવિંદજીભાઇ અને પ્રાગજીભાઈ ધરમશીનો આગ્રહ થયો. પ્રાગજીભાઇનો આગ્રહ વિશેષ હોવાથી તેમને ત્યાં ચાતુર્માસ બદલાવવું નક્કી થયું. તેમનો તથા તેમના ધર્મપત્નિ શ્રાવિકા બેન નવલબેનનો ધર્મપ્રેમ ઘણો સારો હતો. સત્કાર નિમિત્તે પોતાના માળા આગળ મંડપ બાંધી ધ્વજા પતાકાથી શણગાર્યો. જે માળામાં તેઓ રહેતા હતા તે પાંચમો માળો આખો ખાલી કરાવી વ્યાખ્યાન વાંચવાની ગોઠવણ કરી. નીચેના ભાગમાં પ્રભુ પધરાવવાની

સગવડ કરી. કાર્તિક શુદી ૧૫ના દિવસે હજારો માણસોની મેદની વચ્ચે, બેંડવાજા સાથે પં. મહારાજશ્રી દેવવિજયજી વિગેરેને સારી ધામધુમથી પોતાને ત્યાં લાવ્યા. અત્રે ત્રણ દિવસ વ્યાખ્યાન ચાલુ રાખ્યું. સેંકડો શ્રાવકો લાભ લેતા હતા. સવારે વ્યાખ્યાનમાં, બપોરે પૂજામાં તથા સાંજે ભાવનામાં એમ ત્રણે વાર શ્રીફળની પ્રભાવના રોજ ચાલુ હતી. પૂજા ભણાવવા પ્રસિદ્ધ ગવૈયાઓ બોલાવ્યા હતા. ત્રણ દિવસ ભક્તિભાવની જમાવટ સારી થઈ. ત્યારબાદ પં. મહારાજશ્રી દેવવિજયજી, શ્રી ન્યાયવિજયજી તથા શ્રી તરૂણ વિજયજી ત્રણે ઠાણાને શેઠ પ્રાગજીભાઈ તથા તેમના ધર્મપત્નિ તથા તેમના ભાટીયા શેઠ તરફથી કિંમતી ધુંસા તથા કામલીઓ અને કપડાં વ્હોરાવવામાં આવ્યા; તથા આ ચાતુર્માસ બદલાવવાના કાયમી સ્મરણ માટે 'યોગશાસ્ત્રનામ' ની બુક છપાવવા એકહજાર રૂપીયા આપ્યા. પ્રાગજી-ભાઈએ એવું સુંદર ચોમાસુ બદલાવ્યું કે હજી સુધી આવું ચોમાસુ કોઈના વખતમાં બદલાયુ નહિ હશે એવું સુંદર ચોમાસું બદલાવ્યુ. ત્યારબાદ મહારાજશ્રી વગેરે પાછા ઉપાશ્રયે આવ્યા. શેઠ પ્રાગજીભાઈએ ચાતુર્માસ બદલાવવા નિમિત્તે લગભગ ચાર હજાર રૂપિયાનો ખર્ચ કર્યો હતો. ચાતુર્માસ શાંતિથી નિર્વિધ્નપણે પસાર થયા બાદ વિશ્રામ મંદિરનું કામ વ્યવસ્થિત પાયા ઉપર મુકવા સારૂં પં. મા. શ્રી દેવવિજયજી વિગેરે છ મહીના વધારે રોકાયા. સારા-પાયા ઉપર કામ આવ્યા પછી સં. ૧૯૮૦ના ફાગણ શુદ ૧૫ના દિવસે વિહાર કરી મુંબઇથી ભાયખલા આવ્યા. ત્યાંથી સાંતાક્રુઝ, વીલેપારલે, અંધેરી, મલાડ, વસઈ, અગાસી,

દહેણુ, સંજાણ, અછારી, વાપી, બગવાડા, ઉદવાડા, પારડી થઈ વલસાડ પધાર્યા. ત્યાંથી બીલીમોરા, નવસારી થઈ સુરત પધાર્યા. સુરતમાં થોડા રોજ સ્થિરતા કરી.

## માગરોળમાં પ્રતિષ્ઠા માટે વિનંતિ.

અત્રેથી ભરૂચ આવતાં રસ્તામાં સાંભળ્યું કે ખાંતિવિજયજી દાદાના શિષ્ય મોહનવિજયજી મહારાજ માંગરોળમાં વધારે માંદા છે તેથી ભરૂચ ન જતાં લાંબો વિહાર કરી તાબડતોબ માંગરોળ પધાર્યા; ત્યાં મોહનવિજયજી મહારાજને મળ્યા. દવા વિગેરેથી આરામ થયા બાદ સંઘનું એક જરૂરી કામ હાથ ઉપર લીધું. સંઘમાં અંદરોઅંદર કુસંપના કારણે પ્રભુજીની પ્રતિષ્ઠા કેટલાક વર્ષ થયા થઈ નહતી. પરોણા દાખલ મંદિરમાં પધરાવ્યા હતા. મહારાજશ્રીએ સંપ માટે ઉપદેશ આપવાથી સુલેહ થઇ ગઇ. આથી પ્રતિષ્ઠા કરવાની ભાવના થઈ. તેથી પં. મહારાજશ્રી દેવવિજયજી તથા શ્રી મોહનવિજયજી વિગેરેને પ્રતિષ્ઠા પ્રસંગે ખાસ હાજર રહેવા વિનંતિ કરી. મોહનવિજયજી મહારાજને તો આગળ જવાનું હોવાથી તેમણે ના કહી પણ સંઘને જણાવ્યું કે પં. મહારાજશ્રી દેવવિજયજી મહારાજને તેમના મોટાભાઈ પં. મહારાજશ્રી કેશરવિજયજી મહારાજ સાથે ભરૂચ રહેવાના છે. તે તમારી પ્રતિષ્ઠા વિગેરેમાં પુરતો સાથ આપશે તેમને જ્યોતિષનું જ્ઞાન સારૂં હોવાથી મુહૂર્ત્ત વિગેરે પણ કહાડી આપશે. સંઘના અગ્રેસરોએ જણાવ્યું કે પં. મહારાજશ્રી દેવવિજયજીના હસ્તે તો અમારો જુનો ઝગડો પતી ગયો અને અમો પ્રતિષ્ઠા

કરવાના વિચાર ઉપર આવ્યા. છીએ માટે તેમણે તો હાજર રહેવાનુંજ છે. તમો રહો તો વધારે સારૂં. પછી પં. મહારાજશ્રી દેવવિજયજીએ પ્રતિષ્ઠા વિગેરેના બધાં મુહૂર્ત્ત કહાડી આપ્યાં અને જણાવ્યું કે વિનંતિ માટે પં. મહારાજશ્રી કેશરવિજયજી મહારાજ પાસે આવજો, ત્યાં બધું ચોક્કસ થઇ રહેશે. ત્યારબાદ ત્યાંથી વિહાર કરી પં. મહારાજશ્રી દેવવિજયજી તથા શ્રી મોહનવિજયજી મહારાજ ઝગડીયા તીર્થની યાત્રાર્થે પધાર્યા અને શાંતિપૂર્વક આદીશ્વર ભગવાનની ભક્તિમાં ત્રણચાર રોજ વીતાવ્યા.

## પ્રકરણ ૩૬ મું.

## મઢડા યોગાશ્રમની સ્થાપના તથા માંગરોળ જૈન દહેરાસરની પ્રતિષ્ઠા

સં. ૧૯૭૯ના ચાતુર્માસ પહેલાં, પં. મહારાજ શ્રી કેશરવિજયજી મહારાજ વડોદરા બીરાજમાન હતા ત્યારે મઢડાવાળા શીવજીભાઈ દેવશી. મહારાજશ્રીને વાંદવા આવ્યા. અને યોગ સંબંધી કેટલીક ચર્ચા થયા બાદ શીવજીભાઇએ જણાવ્યું કે આપશ્રીને યોગનો વિષય અતિપ્રિય છે અને યોગના માટે આપ અહોનિશ અભ્યાસ ચાલુ રાખો છો. તો તે યોગનો લાભ બીજા જીવોને મળે. અને યોગનું રહસ્ય બીજા પણ જાણી શકે તો સારૂ. એ હેતુથી

એક કોઈ સારા સ્થળમાં યોગાશ્રમ સ્થાપવાની જરૂર છે. આથી લુપ્ત પ્રાય થયેલો યોગનો માર્ગ ફરી સજીવન થઈ શકશે અને કેટલાક યોગ માર્ગના રસીયાને તો તે આશીર્વાદ રૂપ થઈ પડશે. જો આપશ્રીને તથા પં. મહારાજ શ્રી દેવવિજયજીને મારૂં કહેવું યોગ્ય લાગતું હોય તો તે માટે પ્રયત્ન કરો. હું મારાથી બનતો લાભ આપીશ. હાલ તુરત મઢડામાં કેટલાંક મકાનો બાંધેલાં છે તેમાંથી એકાદ યોગાશ્રમ માટે રાખીએ અને તેમાં યોગના અભ્યાસકોને પંડિત લાલન યોગાભ્યાસ કરાવશે. ખાવા પીવા સુવા વિગેરેની સગવડતા હું કરી આપીશ. આ પ્રમાણે વાતચિત થયા બાદ મહારાજશ્રીને લાગ્યું કે યોગના રસીયા બે ચાર હાલ છે. તેઓ મઢડામાં રહી અભ્યાસ કરે તો ઘણું સારૂં છે. આમ નિર્ણય કર્યા બાદ પં. લાલનને બોલાવવામાં આવ્યા. તેમણે મઢડા રહી અભ્યાસ કરાવવા હા પાડી.

## યોગાશ્રમનો અહેવાલ.

મઢડામાં યોગાશ્રમ તરત ખોલવામાં આવ્યું. શ્રી પદ્મવિજયજી તથા બીજા ત્રણ શ્રાવકો પ્રથમ દાખલ થયા અને યોગાભ્યાસની શરૂઆત કરી. અમુક વખત ધ્યાન કરવું, અમુક વખત જાપ, અમુક વખત પરમાત્માસ્તુતિ, અમુક વખત સામાયિક વિગેરે ક્રિયાઓ સાથે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ આ પ્રમાણે અષ્ટાંગ યોગની વ્યાખ્યા સમજાવી અભ્યાસકોને આગળ વધારતા હતા. વખત જતાં તેમાં આઠ જણા થયા. આ બધાને ખાવા પીવા વિગેરેની સગવડતા માટે

ખર્ચ લાગે એ સ્વાભાવિક હોવાથી ફંડની જરૂરીયાત જણાઈ. મહારાજશ્રીના ઉપદેશથી બીલીમોરાવાળા ઘેલાભાઇ તથા વલસાડવાળા ઝવેરી નગીનભાઇ વીરચંદને આ બાબત સૂચના કરવામાં આવતાં તેઓએ પોતાથી બનતી મદદ આપવા જણાવ્યું. તે ઉપરાંત વલસાડ, બીલીમોરા, નવસારી અને કાલીયાવાડી વિગેરે બાજુના ગામોમાંથી મહારાજશ્રીના ઉપદેશથી સારી ટીપ થઈ. આ ટીપના નાણા વલસાડમાં ઝવેરી નગીનભાઈ વીરચંદની દુકાને ભરવામાં આવતા હતાં. બે અઢી વર્ષ સુધી ઉક્ત યોગાશ્રમનું કામ સારી રીતે ચાલ્યું. પણ પાછળથી કેટલાક પ્રતિકૂળ સંજોગોને લીધે એ કાર્ય બંધ થયું. મહારાજશ્રીનો ઉદ્દેશ તો તેમાંથી સારા યોગાભ્યાસીઓ ઉભા કરવાનો હતો અને લાંબો વખત યોગાશ્રમ ચાલ્યું હોત તો જરૂર પોતાની ધારણા પાર પડત. પરંતુ વ્યવસ્થાપક તથા દેખરેખની ખામીને લીધે આ આદર્શ સંસ્થા કાયમ માટે હાલ બંધ પડી ગઇ.

## પં. મહારાજ શ્રી દેવવિજયજીના હસ્તે માંગરોળમાં પ્રતિષ્ઠા.

જગડીયાજીમાં પં. મહારાજ શ્રી દેવવિજયજી મહારાજને ભરૂચના શ્રાવકો ભરૂચ પધારવા તેમજ ચાતુર્માસ પણ ત્યાંનુ કરવા વિનંતિ કરવા આવ્યા. આ વખતે પં. મહારાજ શ્રી કેશરવિજયજી મહારાજ ભરૂચ હતા. પં. મહારાજ શ્રી દેવવિજયજીએ પ્રત્યુત્તરમાં જણાવ્યું કે મહારાજશ્રી પાસે તો હું આવવાનો છું, અને તેઓશ્રી રહેશે તો હું તેમની સાથેજ રહેવાનો છું. ત્યારબાદ જગડીયાથી

ભરૂચ આવ્યા. સંઘે સારો સત્કાર કર્યો. વ્યાખ્યાનવાણીનો શ્રાવકોને લાભ આપ્યો. પં. મહારાજ શ્રી કેશરવિજયજી મહારાજ શહેરથી જરા દૂર વીરમગામવાળા શેઠ નગીનદાસ મગનલાલના બંગલામાં રહેતા હતા. ત્યાં હવાપાણી સારાં હતાં, બંગલાની આસપાસ સુંદર બગીચો હતો. ધ્યાન કરવા માટે જગ્યા ઘણી સારી હતી. તેથીજ મહારાજશ્રી અત્રે રહ્યા હતા. વ્યાખ્યાન વાંચવા માટે વેજલપુરમાં આવતા હતા. અહિં ભરૂચ–વેજલપુરમાં લાડવાશ્રીમાળી શ્રાવકોના ૧૦૦ થી ૧૨૫ ઘર છે. જોકે અંદર કુસંપ પણ હતો. મહારાજશ્રી જ્યાં તડ કે ઝગડો હોય ત્યાં ન રહેવાની ઇચ્છાવાળા હતા. છતાં અત્રે રહી ઉપદેશદ્વારા સંપ કરવા પ્રયત્ન કર્યો પણ બંને પક્ષના હૃદય હજુ સાફ થયાં નહતાં. આથી સંપ થઈ શક્યો નહિ. માત્ર ધ્યાન કરવાની સારી સગવડતા હોવાને અંગે મહારાજશ્રી અત્રે ચાતુર્માસ કરવા પ્રેરાયા હતા. પં. મહારાજશ્રી દેવવિજયજી અત્રે આવ્યા બાદ ફરીથી શાહ છગનલાલ ખુબચંદ, નાણાવટી છગનલાલ ન્યાલચંદ, શાહ ભુખણભાઇ ભગવાનદાસ શાહ ચંદુલાલ નાથાભાઈ વિગેરે અગ્રેસરો મહારાજશ્રી તથા શ્રી દેવવિજયજીને અત્રે ચાતુર્માસ રહેવા આગ્રહ કરવા આવ્યા. જે જે અગવડતા હતી તે દૂર કરવા સૌ કબૂલ થયા. સાધુ સાધ્વીઓને ભણવા માટે એક પંડિતની ગોઠવણ કરવામાં આવી. સાધુના ઠાણા સાત પં. મહારાજશ્રી કેશરવિજયજી તથા પં. શ્રી દેવવિજયજી, મુનીશ્રી દર્શનવિજયજી, મુનીશ્રી ન્યાયવિજયજી, શ્રી તરૂણવિજયજી. શ્રી ધર્મવિજયજી, તથા શ્રી ચંદ્રવિજયજી તેમજ સાધ્વીઓ ઠાણા પાંચ રતનશ્રીજી

વિવેકશ્રી, નેમશ્રી. મંગલશ્રી, મુક્તિશ્રી, વિગેરે મળી બાર ઠાણાનું અત્રે ભરૂચમાં ચાતુર્માસ નક્કી થયું.

**માંગરોળમાં પ્રતિષ્ઠા.**

સુરત પાસે કોસંબા નજીક આવેલા માંગરોળમાં દહેરાસરજીની પ્રતિષ્ઠા કરવાની હોવાથી ત્યાંના શ્રાવકો પં. મહારાજ શ્રી દેવવિજયજીને વિનંતિ કરવા આવ્યા. અગ્રેસરોમાં શેઠ સાકરચંદ ફુલચંદ, મગનલાલ દલીચંદ, ધુળાજી નંદાજી, માણેકચંદ વિમળચંદભાઈ વિગેરે હતા. તે બધાએ પં. મહારાજ શ્રી કેશરવિજયજી મહારાજને ત્યાં આવી પ્રતિષ્ઠાનુ કાર્ય પતાવવા વિનતિ કરી. મહારાજશ્રીએ જણાવ્યું કે મારા ધ્યાનાભ્યાસમાં ખલેલ પહોંચે તેથી હું તો આવી શકીશ નહિ; પણ હું પં. શ્રી દેવવિજયજી તથા તરૂણ વિજયજી બે સાધુને મોકલીશ તેઓ પ્રતિષ્ઠાનું કાર્ય પાર પાડી દેશે. ત્યારબાદ ઠેરઠેર કંકોત્રીઓ લખવામાં આવી. જ્યાં એક પણ નવકારશી કરનારનુ ઠેકાણું નહતું ત્યાં મહારાજશ્રીના ઉપદેશથી આઠ દિવસની પૂજાઓ તથા આઠ નવકારશી નોંધાઈ ગઇ. તેમજ અઠ્ઠાઇ મહોત્સવનું ચોક્કસ થયુ. મહોત્સવ અંગે સુરત તથા ભરૂચ બંને સ્થળેથી બે બેન્ડવાજાં મંગાવવામાં આવ્યાં. પંન્યાસજી મહારાજ શ્રી દેવવિજયજી તથા શ્રી તરૂણવિજયજી તથા ભરૂચથી એક ટોળી વિગેરે મળી માંગરોળ આવ્યા. મહારાજશ્રીનું સામૈયું સારી રીતે કરવામાં આવ્યું. આ પ્રસંગે શ્રી પદમમુનીજી તથા કનકમુનીજી પણ આવ્યા હતા. છાણીથી નગીનદાસભાઇ બધી વિધિ કરાવવા આવ્યા હતા.

પ્રતિષ્ઠા અંગે કુંભસ્થાપન, નવગ્રહ પૂજન, ધ્વજ પૂજન, શાંતિસ્નાત્ર અને પ્રભુજીની સ્થાપના વિગેરે કાર્યો નિર્વિઘ્ને પરિપૂર્ણ થયા બાદ બે વરઘોડા ચડયા. બહારગામથી જૈનો સારી સંખ્યામાં હાજર થયા હતા. આઠે દિવસ બંને ટંકની નવકારશી હોવાથી કોઈને જમવાની ફિકર નજ હતી. આ પ્રસંગે એકંદર દશહજાર રૂપીયાની ઉપજ થઈ હતી. અત્રે ધાર્મિક અભ્યાસ માટે પાઠશાળાની સગવડતા ન હતી. મહારાજશ્રીને તે ખબર પડવાથી ઉપદેશ આપતાં પાંચ વર્ષ સુધી પાઠશાળા વ્યવસ્થિત ચાલે તેવી ગોઠવણ કરવામાં આવી. જુદા જુદા માણસો અમુક ટાઈમ સુધી અમુક રકમ આપે તેવી ગોઠવણ કરી હતી. પણ યોગ્ય શિક્ષકના અભાવે તેમજ મહારાજશ્રીને ભરૂચ પાછું ફરવાનું હોવાથી પાઠશાળાનું ઉભું કરેલું કાર્ય જેમનું તેમ રહ્યું. ત્યારબાદ પં. મહારાજ શ્રી દેવવિજયજી મહારાજ ભરૂચ ચાતુર્માસ અર્થે પધાર્યા.

## પ્રકરણ ૨૭ મું.

### ભરૂચના ચાતુર્માસમાં આપેલો અપૂર્વ લાભ.

[ વ્યાખ્યાન શ્રવણ માટે ઉપાશ્રયમાં પડાપડી. વ્યાખ્યાનનો લેવાયેલો લાભ. ઉપદેશ બદલ કાયમી સ્મારક તથા લાયબ્રેરી અને ગુરૂમહારાજની જયંતિ ]

શ્રીમદ્ આચાર્ય મા. શ્રી વિજયકેશર સૂરીશ્વરજી મહારાજ



ભરૂચમાં આપેલ જાહેર ભાષણ સં. ૧૯૮૦ની સાલનો ફોટો વર્ષ ૪૭

એડવાન્સ પ્રિ. અમદાવાદ

સં. ૧૯૮૦ની સાલમાં પં. મહારાજશ્રી કેશરવિજયજી તથા પં. મહારાજશ્રી દેવવિજયજી વિગેરેનુ ચાતુર્માસ અત્રે થયું. મહારાજશ્રી એક બાહોશ વ્યાખ્યાનકારક તરીકે સર્વત્ર પંકાઇ ચુકયા હતા. તેમની વાણીમાં મીઠાશ અને ઉપદેશ આપવાની સરળ પદ્ધતિથી સૌ તેમનું વ્યાખ્યાન સાંભળવા સર્વત્ર આતુર રહેતા હતા. અત્રે પણ શ્રાવકોને તેમનના વ્યાખ્યાનનો એવો રસ લાગ્યો કે ઉપાશ્રયમાં બેસવાની જગ્યા પણ ન મળે. ઘણા માણસોને નિરાશ થવાનો પ્રસંગ આવવા લાગ્યો. સૌને લાભ મળે તે હેતુથી એક પારસી ઈજનેરે શુભ ભાવનાથી જણાવ્યું કે જોડેની ઉપાશ્રયની જગ્યા છે તેને તોડી ચાલુ ઉપાશ્રયની જગ્યા સાથે મેળવી દેવામાં આવે તો ઉપાશ્રય મોટો થાય અને તે બધું હું મારા ખરચે તૈયાર કરાવી દઈશ. આવા કાર્ય માટે કોણ સંમત ન હોય ? તરતજ જગ્યા વિશાળ બનાવવામાં આવી, વચ્ચે એક દરવાજો મુકવામાં આવ્યો. આથી હંમેશાં ૧૨૦૦થી ૧૫૦૦ માણસો વ્યાખ્યાન પ્રસંગે ઉપાશ્રયમાં શાંતિપૂર્વક બેસી શકતા હતા.

## વ્યાખ્યાનનો લેવાયેલો અપૂર્વ લાભ.

વ્યાખ્યાનનો રંગ સૌ જૈન-જૈનેતરને એટલો બધો લાગ્યો હતો કે સાડાઆઠે વ્યાખ્યાન શરૂ થતું હતું છતાં દૂરનાં પરાં, અને સ્ટેશન નજીક રહેવા છતાં વ્હેલા હાજર થઈ જતા. જૈન ભાઇઓ હજુ ચા પાણીથી પરવાર્યો ન હોય ત્યાં તો ઉપાશ્રય અન્યદર્શનીઓથી પણ ચિકાર ભરાઇ જતો. વ્યાખ્યાન શ્રવણ માટે હદ પારની પડાપડી હતી. ભરૂ-

ચમાં હિંદુ ઘાંચીઓથી વસ્તિ સારા પ્રમાણમાં છે. આ લોકોને મહારાજશ્રીના વ્યાખ્યાનનો એવો રસ લાગ્યો કે તેઓમાંથી ઘણાખરા સૌની પહેલાં આવી પાટ વિગેરે સાફસુફ કરી બધી તૈયારી કરી મુકતા. જાજમ પાથરવાનું પણ તેઓ જાતે કરી લેતા. કારણ કે શ્રાવકો મોડા આવે અને તૈયારી મોડી થાય તેને અંગે વ્યાખ્યાન મોડું બેસે એ તેમને રૂચતું ન હતું. મહારાજશ્રીના ઉપદેશ શ્રવણ માટે બન્ધુઓની આ લગની પ્રશંસનીય ગણાય. અશાડ શુદી ચૌદશે ચાતુર્માસ બેઠા બાદ હરકોઇ મુનીને કપડાં, કામલી કે તેવું કંઈ લઈ શકાતું નથી. એ નિયમની ખબર પડવાથી તે પહેલાં કેટલાક ઘાંચીઓ તથા પારસીઓ મહારાજશ્રીને કપડાં તથા કામળી, રૂમાલ વિગેરે વ્હોરાવવા આવ્યા. મહારાજશ્રીને જો કે બધી ચીજો લેવાની ઇચ્છા ન હતી. છતાં તેમણે લાગ્યું કે આ જીવો હજી ધર્મમાં તાજા જોડાતા હોવાથી તેમનું મન દુઃભવવું એ યોગ્ય નથી એમ ધારી બધાને થોડો થોડો લાભ આપ્યો. વેજલપુરના ઉપાશ્રય નજીક એક ઘાંચી ગૃહસ્થ રહેતા હતા. જેની દુકાન કલકત્તા તથા ભરૂચમાં હતી. તેણે મહારાજશ્રીને જણાવ્યું કે મારો ભાવ બધા સાધુ સાધ્વીઓને એકેક કામળી વ્હોરાવવાનો છે, માટે તે વિનંતિ માન્ય રાખો. આમ કરી આઠથી દશ રૂપીયા વાળી એકેક એવી બાર કામળીઓ તે લાવ્યો અને દરેક સાધુ સાધ્વીને વ્હોરાવી જો કે બધાને કામળીની જરૂર ન હતી. પણ મહારાજશ્રીએ કોઈ જીજ્ઞાસુના ધાર્મિક ભાવોને હરકત ન પહોંચે તેટલા

ખાતર સૌને તે વ્હોરવા જણાવી દીધું હતું. ઘણા જૈનેતરો ઉપર મહારાજશ્રીના ઉપદેશની ઘણી સારી અસર થઈ.

**ચાલુ વ્યાખ્યાન.**

વ્યાખ્યાનમાં રોજ મુખ્યત્વે ગૌતમપૃચ્છા વંચાતી હતી. ગૌતમ સ્વામિએ પ્રભુ શ્રી મહાવીર દેવને જે જે પ્રશ્નો પૂછેલા છે તેનું વિવેચન જવાબ સાથે આમાં આવે છે. આ વસ્તુ ઘણી સરસ ગણાય છે. જેમકે ગૌતમસ્વામિ પ્રભુને પૂછે છે કે હે પ્રભુ! કેવા કર્મ કરવાથી આ જીવ રાજા, રંક, મનુષ્ય, દેવ, તિર્યંચ, નારકી, મુંગો, બહેરો, બોબડો, લુલો, લંગડો, રોગી, નિરોગી, પુરૂષ, સ્રિ, નપુંસક, ભીખારી, ધનાઢય વિગેરે બને છે. આનો ઉત્તર પ્રભુ મહાવીરદેવ ઘણી સરસ રીતે આપે છે. જે જૈનોને તો ઠીક પણ અન્ય દર્શનીઓને પણ અતિ સાંભળવા અને મનન કરવા લાયક હોય છે. આથી વ્યાખ્યાનમાં આવનાર અન્ય દર્શનીઓ આ વંચાતા પ્રશ્નોની રોજ નોંધ કરી લેતા હતા. મહારાજશ્રીને ગળાનું દરદ હોવાથી તેમને આરામ આપવા કોઈવાર પં. મહારાજ શ્રી દેવવિજયજી પણ તેજ વિષયનું વ્યાખ્યાન વાંચતા હતા. આ ઉપરાંત યોગશાસ્રમાંથી અષ્ટાંગ યોગના વિષયને તથા શ્રી ચંદ્રકેવલી ચરિત્રમાંથી ષટ્ચક્રનું સ્વરૂપ અને તેના ઉપર કેવી રીતે લક્ષ રાખી જાપ કરવો તથા પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતિત ધ્યાન કેવી રીતે કરવું. વળી યોગશાસ્રમાંથી પાંચ પ્રકારની ધારણા કેવી રીતે કરી ધ્યાન કરવું વિગેરે બધું સારી રીતે સમજાવતા હતા. ઘણા જીવોને પ્રભુનું સ્મરણ કરવાની તેમજ

સાત વ્યસનોના ત્યાગની બાધા પણ આપી હતી. પર્યુષણમાં સ્વપ્નાં ઉતારવાં, ઘોડીયા પારણાનું ઘી બોલવું, વિગેરે પણ આ અન્ય દર્શનીઓ જોઇ ઘણા ખુશી થયા હતા. જ્ઞાન-પંચમીના દિવસે સારી સંખ્યામાં પોસહ થયા હતા. ચાતુર્માસ પૂર્ણ થતાં બધા જૈન–જૈનેતરો મળી વિચાર કરવા લાગ્યા કે હવે આપણને આ મહાત્માના દર્શનનો તથા વ્યાખ્યાનનો ફરી લાભ મળવો કઠણ છે. આપણને શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મા–પરમાત્માની પીછાણ કરાવી આપણા સૌ ઉપર હદપાર ઉપકાર કર્યો છે. એમના ઉપદેશથી આપણામાંથી રાગદ્વેષ પણ ઘણા ઓછાં થયાં છે. આ બધાંનો બદલો આપણે કઇ રીતે વાળી શકીએ?

## મહારાજશ્રીના ઉપકાર બદલ કાયમી સ્મારક.

મહારાજશ્રીના અનેક ઉપકાર બદલ તેમની સ્મૃતિ સૌના હૈયામાં ચિરંજીવ રહે તે માટે સૌ તેમને અંગે કાંઇ સ્મારકની યોજના કરવા તૈયાર થયા. આ વાતને સૌએ વધાવી લીધી હતી. છેવટે એવા વિચાર ઉપર આવ્યા કે જેમાં વિના આગ્રહે સૌ પોતાને યોગ્ય લાગે તેટલી રકમ આપે અને તે રકમના વ્યાજમાંથી ભરૂચમાં સંસ્કૃત અભ્યાસ કરનાર જે વિદ્યાર્થી પ્રથમ તથા બીજે નંબરે આવે તેને સ્કોલરશીપ મહારાજશ્રીના નામથી આપવી. આ રૂપીઆના મ્યુનીસીપાલીટી બોન્ડ લઇ લેવાં અને પ્રતિવર્ષ તેની યોગ્ય વ્યવસ્થા કરવી. આ ઉપરાંત મહારાજશ્રીના દર્શન માટે મહારાજશ્રીની ઓઇલ પેઇન્ટીંગની એક છબી કેન્વાસ ઉપર તૈયાર કરાવવી. આ ટીપમાં પણ એક હજાર રૂપીઆ ભરાયા.

## ઓઇલ પેઈન્ટીંગ છબી ખુલ્લી મુકવાનો પ્રબંધ.

મહારાજશ્રીની ઓઇલ પેઇન્ટીંગવાળી મોટી છબી તૈયાર થવાથી અમદાવાદ નિવાસી મહારાજશ્રીના પરમભકત શેઠ શકરાભાઈ લલ્લુભાઇને તે ખુલ્લી મુકવા આમંત્રણ આપવાનું ઠર્યું. તેમણે ખુલ્લી મુકવા ખુશી દર્શાવી. આ સાથે સુશ્રાવક ભુખણભાઈ ભગવાનદાસ તરફથી પં. મહારાજશ્રી દેવવિજયજીની પણ ઓઇલ પેઈન્ટીંગની છબી ખુલ્લી મુકવાનું નક્કી થયું. આસો શુદી ૧૦ના દિવસે આ ક્રિયા કરવાની હતી.

આસો શુદી ૧૦ના રોજ સવારના ગુરૂમહાજશ્રીની જયંતિ ઉજવ્યા બાદ બપોરના વખતે એક જાહેર મીટીંગ બોલાવવામાં આવી હતી. તેમાં જૈન જૈનેતરો તથા શહેરના બીજા અગ્રેસરો સારી સંખ્યામાં હાજર રહ્યા હતા. અમદાવાદથી મહારાજશ્રીના પરમ ભકત શેઠ શકરાભાઇ મનોરદાસ મહારાજશ્રીને વાંદવા પધાર્યા હતા. તેમના પ્રમુખપણા નીચે સભા મળી હતી. પ્રારંભમાં મહારાજશ્રીના ગુણગ્રામ પછી મહારાજશ્રીના અત્રેના ચાતુર્માસથી જૈન તેમજ જૈનેતર પ્રજાને મળેલા અપૂર્વ લાભ માટે સભાએ આભાર માન્યો હતો. ત્યારબાદ એવી દરખાસ્ત મુકવામાં આવી હતી કે મહારાજશ્રી હવે ચાતુર્માસ પૂર્ણ થયું હોવાથી અન્યત્ર જશે. માટે તેમના દર્શનનો લાભ અમને નહિ મળે, તેથી તેઓશ્રીના કાયમી સ્મરણ માટે એવો પ્રબંધ કરવામાં આવ્યો છે કે મહારાજશ્રીના નામથી સંસ્કૃત પરીક્ષામાં પ્રતિવર્ષ પ્રથમ અને બીજા નંબરે પાસ થનાર

વિદ્યાર્થીને થયેલી ટીપના વ્યાજમાંથી સ્કોલરશીપ આપવી. આ બીના સભા સમક્ષ રજુ થતાં સૌને ઘણોજ આનંદ થયો. ત્યાર-બાદ મહારાજશ્રીની ઓઈલ પેઈન્ટીંગ છબીઓ ખુલ્લી મુકવાની શેઠ શકરાભાઈને વિનંતિ કરવામાં આવી. શ્રી શકરાભાઈએ ઉભા થઈ સભાને સંબોધીને જણાવ્યું કે આ છબીઓ ખુલ્લી મુકવા આ સભા તરફથી મને જે આગ્રહ કરવામાં આવ્યો તેથી હું મારા આત્માને ભાગ્યશાળી સમજું છું; અને આપ સૌનો ઉપકાર માનું છું. આ પ્રસંગે મારા તર-ફથી મહારાજશ્રીના સ્મારક ફંડમાં રૂપીયા પાંચસે એક આપું છું. આ પ્રમાણે પોતાની ઉદારતા દર્શાવી તથા પોતા તરફથી કેનવાસ ઉપર બનાવેલ પ્રભુ મહાવીરદેવની ધ્યાન અવસ્થાની છબી પોતે ભેટ આપી અને સભા સમક્ષ પરમાત્મા શ્રી મહાવીર દેવ, પં. મહારાજ શ્રી કેશરવિજયજી તથા પં. મહારાજ શ્રી દેવવિજયજીની છબીઓ ખુલ્લી મુકવામાં આવી. લોકોના આનંદનો પાર ન હતો. સૌ મહારાજની પ્રશંસા કરવા લાગ્યા. આ પ્રમાણે સભાનું કામ સફળતા પૂર્વક પતાવી શેઠ શકરાભાઇ વિગેરે અમદાવાદ ગયા. આ પ્રસંગે એક સદ્‌ગૃહસ્થે નિરભિમાનપણે નામઠામ વગર એક સારી રકમ મહારાજશ્રીના સ્મારકમાં મોકલાવી. આ રકમ મોકલનાર કોણ હશે તેની તપાસમાં છેવટે જણાવ્યું કે જે ઘાંચી બન્ધુએ તમામ સાધુ સાધ્વી-ઓને કામળીઓ વ્હોરાવી હતી તેનીજ ભાવના આ પ્રમાણે થઇ હતી. આ સ્મારકમાં જૈન કરતાં જૈનેતરોનો હિસ્સો ઘણો સારો હતો.

## શ્રી વિજયકેશરસૂરીશ્વરજી સ્મારક ફંડની વ્યવસ્થા સં. ૧૯૮૦-૮૧-૮૨-માં



રૂ. ૨૦૦) ની લોન ભરૂચ મ્યુનીસીપાલીટીને નીચેની શરતે આપેલ છે.

૧૦૦) તારાબાઇ મહીલા-વીદ્યાલયમાં સૌથી ઉપલે નંબરે પાસ થાય અને સંસ્કૃતમાં સારી હોય તેવી બે છોકરીઓને રૂ. ૩) હરેકને ઇનામ આપવું. શ્રી વિજયકેશર-સૂરિજીના નામથી.

૧૦૦) ડુંગોજી કન્યાશાળામાં ઉપલી શરતે લોન આપેલી છે.

૨૦૦) ની લોન ભરૂચ હીન્દુ અનાથાશ્રમને આપી છે તે એવી શરતે કે અનાથાશ્રમના છોકરાઓને શ્રી વિજયકેશર સૂરિજીના નામથી ભણવા ને ચોપડીઓ આપવી.

૧૫૭ાાા ભરૂચ દાદાભાઈ ફ્રી રીડીંગ રૂમ સારૂ લાયબ્રેરીમાં કબાટ એક શ્રી વિજયકેશર સૂરિજીનું નામ લખીને તથા ચોપડીઓ સાથે શ્રી વિજયકેશરસૂરિના નામથી મુકયો છે.

૧૫૭ાાા ઉપર મુજબનો કબાટ તથા પુસ્તકો વેજલપુર જૈન ધર્મશાળામાં મહારાજશ્રીના નામથી મુકેલો છે.

૨૯પા૦— નો મોટો કેનવાસ ઉપરનો ફોટો શ્રીવિજય-
કેશર સૂરિજી મહારાજનો ભરૂચ વેજલપુર
જૈન ધર્મશાળામાં મુકેલો છે.

ઉપર મુજબની વ્યવસ્થા સં ૧૯૮૦-૮૧-૮૨માં થયેલી છે.

**સં. ૧૯૮૯ શ્રાવણ શુદ ૧૧ વાર બુધવાર**

તા. ૨-૮-૩૩

શ્રીમદ્ વિજયકેશરસૂરીશ્વરજીમહારાજના સ્મારક ફંડની મળેલી મીટીંગ પુરજા ઉપર શા. ત્રીભોવનદાસ દ્વારકાદાસની દુકાન ઉપર

**હાજર**

૧ શા. અમૃતલાલ ત્રીભોવનદાસ ૬ શા. ગીરધરલાલ કાળીદાસ ડાંગરવાળા
૨ શા. કાળીદાસ લલ્લુભાઇ રૂવાળા ૭ છગનલાલ પુંજાભાઈ દલાલ
૩ શા. છગનલાલ મુલચંદ ૮ કાળીદાસ ગુલાબચંદ શાહ
૪ ગોરધનદાસ મનસુખદાસ ૯ છગનલાલ નાથાભાઈ દલાલ
૫ દામોદરદાસ પ્રાણજીવનદાસ ૧૦ ચુનીલાલ ભગવાનદાસ ગાંધી

ઉપર જણાવેલ સદ્‌ગૃહસ્થો ભેગા મળી આજરોજ નીચે મુજબ ઠરાવ કરે છે.

૧ શ્રીમદ્ આચાર્યમહારાજ શ્રી વિજયકેશરસૂરીશ્વરજી મહારાજશ્રી સ્વર્ગ ગમન થયા તેની આ મીટીંગ દીલગીરી જાહેર કરે છે.

૨ આજ રોજ શાહ કાલીદાસ લલુભાઇએ સદરહુ ફંડનો હીસાબ તમામ રજુ કીધો છે તેમાં નીચે મુજબની રકમ સીલીક રહી છે.

૨૯૯૦ાાૣ લોન ૩ા ટકા પા પાંચવાળી
૪૫૯ાાાૣ શા ઠાકોરલાલ રણછોડદાસને ત્યાં ડીપોઝીટ છે.
૧૦૦ા શા. નગીનદાસ રણછોડદાસને ત્યાં ડીપોઝીટ છે.

૮૫૯ાાૣ

આ ડીપોઝીટ મુકેલા રૂપીઆ ઉપાડી લેવા તથા લોનની મુદત પાકેથી તેના રૂપીયા ઉપાડી લેવા અને તમામ રૂપીયા ભરૂચ નર્મદા બેંકમાં કાળીદાસ લલુભાઈએ લાવીને મુકવા સદરહુ રૂપીયા શ્રી વિજયકેશરસૂરીશ્વરજીના સ્મારક ફંડના વહીવટ કરતા નીચેના ગૃહસ્થોના નામ ઉપર મુકવા.

૧ અમૃતલાલ ત્રીભોવનદાસ ડાંગરવાળા ૨ શા. દામોદર પ્રાણજીવનદાસ ૩ શા. ગોરધનદાસ મનસુખદાસ ૪ શા. કાલીદાસ ગુલાબચંદ ૫ ચુનીલાલ ભગવાનદાસ ગાંધી.

ઉપર મુજબના પાંચ ગૃહસ્થોના નામ ઉપર મુકવા અને આ પાંચ ગૃહસ્થોએ મીટીંગ બોલાવીને વધુ મતે રૂપીયાની વ્યવસ્થા કરવી.

આ ઠરાવની નકલ મહોપાધ્યાયજી મા. શ્રી દેવવિજયજી મહારાજ ઉપર મોકલવા શેઠ અમૃતલાલ ત્રીભોવનદાસને સત્તા આપવામાં આવે છે.

## ફરીથી સ્મારક ફંડના અંગે મળેલી કમીટી.

સદરહુ ફંડની આજદીન સુધી શા કાળીદાસ લલ્લુભાઈએ વ્યવસ્થા કરી અને ફંડના રૂપીયા પ્રમાણીકપણાથી સાચવી રાખ્યા તે માટે આ મીટીંગ તેમનો આભાર માને છે. તા. ૨ ઓગસ્ટ ૧૯૩૩.

## સહી.

| | |
|---|---|
| ૧ શા અમૃતલાલ ત્રીભોવનદાસ | ૨ શા દામોદર પ્રાણજીવનદાસ |
| ૩ શા ગીરધરલાલ કાળીદાસ | ૪ કાળીદાસ ગુલાબચંદ |
| ૫ દલાલ છગનલાલ પુંજાભાઈ | ૬ દલાલ છગનલાલ નાથાભાઈ |
| ૭ શા છગનલાલ મુલચંદ | ૮ શા કાળીદાસ લલ્લુભાઈ |
| ૯ શા ગોરધનદાસ મનસુખભાઈ | ૧૦ ચુનીલાલ ભગવાનદાસ ગાંધી |

શા અમૃતલાલ ત્રીભોવનદાસ ડાંગરવાળાની સહી દ. પોતે.

આ પ્રમાણે મહારાજશ્રીના સ્મારક ફંડના વધેલા નાણાં સં. ૧૯૯૧ના આસો શુદી તેરસે. વેજલપુરમાં મહારાજશ્રીના નામથી લાયબ્રેરી ખુલી મુકાણી તેમાં ઉપયોગ લેવા કમીટી તરફથી અપાણા છે.

## શ્રી વિજયકેશરસૂરીશ્વરજીની જૈન લાયબ્રેરી.
## વેજલપુર ભરૂચ

મહારાજશ્રીના ઉપકારનો બદલો વળવો કઠણ છે તો પણ ફુલ નહી તો ફુલની પાંખડી પણ અપાય તો સારૂ આમ સમજી ભરૂચની જૈન જૈનેતર પ્રજાએ મહારાજશ્રીના સ્મારક માટે એકઠી કરેલ રકમમાંથી રૂપીઆ ૯૦૭ાા આશરે બચ્યા હતા. તે વગર વ્યાજે નર્મદા બેંકમાં શા. કાળીદાસ લલુભાઈ તથા ડાંગરવાળા અમૃતલાલ ત્રીભોવનદાસના નામે હતા તે રકમમાંથી શ્રીમદ્ વિજયકેશરસૂરીશ્વરજી મહારાજશ્રીના નામની લાયબ્રેરી વેજલપુરમાં ખોલાય તો સારૂ આ બાબતનો ઉપદેશ મહોપાધ્યાયજી મા. શ્રી દેવવિજયજી મહારાજે ભરૂચની પ્રજાને આપતા ભરૂચની

જૈન જૈનેતર પ્રજાએ મહારાજશ્રીનો ઉપદેશ માન્ય રાખી વેજલપુરમાં એક લાયબ્રેરી ખોલવા સારૂ વેજલપુરની જૈન જૈનેતર પ્રજાની એક મીટીંગ તા. ૧૦–૧૦–૩૫ના રોજ સાંજના કલાક ૪ વાગે શેઠ અમૃતલાલ ત્રીભોવનદાસ ડાંગરવાળાના મકાનમાં મીટીંગ મળી તેમાં નીચેના ગૃહસ્થો હાજર હતા.

૧. અમૃતલાલ ત્રીભોવનદાસ, ૨. કાળીદાસ લલ્લુભાઈ
૩. છગનલાલ કલ્યાણદાસ, ૪. ગીરધરલાલ કાળીદાસ
૫. દામોદરદાસ પ્રાણજીવનદાસ ૬. લલ્લુભાઈ મોહનલાલ
૭. ચુનીલાલ ભગવાનદાસ ગાંધી ૮. છગનલાલ નાથાભાઈ દલાલ
૯. મોહનલાલ લાલભાઈ.

ઉપલા ગૃહસ્થોની મીટીંગમાં સર્વાનુમતે નીચે મુજબ ઠરાવ થયો છે.

૧. આચાર્ય મહારાજશ્રી વિજયકેશરસૂરીશ્વરજી મહારાજશ્રીના નામની લાયબ્રેરી વેજલપુરમાં પીર કાઠાની નજીકમાં ખોલવી.

૨. આચાર્ય મહારાજશ્રી વિજયકેશરસૂરીશ્વરના સ્મારક ફંડના રૂ. ૯૦૭ાાન્ાા જેટલી રકમ હોય તે આ લાયબ્રેરીના ટ્રસ્ટીઓને સોંપવી.

૩. સદરહુ રૂપીઆ એક વરસ સુધી અનામત રાખવા એ રકમમાંથી વાપરવા નહિ.

૪. લાયબ્રેરીના ખર્ચ માટે બીજા ગૃહસ્થો પાસેથી ઉઘરાવીને વાપરવા.

૫. સદરહુ લાયબ્રેરીના કામકાજ ઉપર આ કમીટીને દેખરેખ રાખવાનો હક કાયમ રાખ્યો છે અને તેઓને જે હકીકત જણાય તે ઉપર ધ્યાન ખેંચવાનો હક છે.

૬. સદરહુ ઠરાવની નકલ મહોપાધ્યાયજી મા. શ્રી દેવ-વિજયજી મહારાજશ્રીને મોકલવી.

૭. સદરહુ રૂ.ની રકમ મહોપાધ્યાયજી મા. શ્રી. દેવવિજયજી મહારાજશ્રીને હરકત ન આવે તો તાકીદે આપી દેવી.

તા. ૧૦–૧૦–૩૫.

૧) શા. અમરતલાલ ત્રીભોવનદાસ ડાંગરવાળાની સહી દ. પોતે
૨) શા. દામોદરદાસ પ્રાણજીવનદાસ સહી દ. પોતે
૩) શા. ગીરધરલાલ કાળીદાસ સહી દ. પોતે
૪) શા. છગનલાલ કલ્યાણદાસ
૫) શા. કાળીદાસ લલ્લુભાઈ રૂવાળા
૬) ચુનીલાલ ભગવાનદાસ ગાંધી
૭) લલ્લુભાઇ મોહનલાલ ૮) છગનલાલ નાથાભાઈ
૮) મોહનલાલ લાલભાઇ પટેલ સહી દ. પોતે

આ પ્રમાણે મીટીંગમાં નીર્ણય થયા પ્રમાણે સં. ૧૯૯૧ના આસો શુદ ૧૩ ગુરૂવારે સવારના સવાદશ વાગે શ્રી અમૃતલાલ ત્રીભોવનદાસ ડાંગરવાળાના હાથે આચાર્ય મહારાજશ્રી વિજયકેશર સૂરીશ્વરજીના નામથી લાયબ્રેરી ખોલી, લાયબ્રેરી ખુલ્લી મુકવાની ક્રિયા કરવામાં આવી હતી તે વખતે ગામના સારા સારા પ્રતીષ્ઠિત ગૃહસ્થોની હાજરી હતી. ઓનરરી મેજીસ્ટ્રેટ તથા મ્યુનીસીપાલીટીના કાઉન્સીલરો, વકીલો, વહેપારીઓ વિગેરે ઘણા હાજર હતા

અને તે વખતે મહારાજશ્રીનો ફોટો ત્યાં ગોઠવી તેના ઉપર હાર તોરા ચડાવી મહારાજશ્રીના જયના પોકારો વખતો વખતે થયા હતા. અને કેટલાકોએ ભાષણો પણ કર્યાં હતા તેમાં એક માણસે મહારાજશ્રીનો ફોટો કેનવાસનો મહારાજશ્રીના સ્મારક ફંડમાંથી બનેલો જૈન ઉપાશ્રયમાં રાખેલ છે તે ફોટો હવે મહારાજશ્રીની લાયબ્રેરીમાં રાખવા જરૂર છે કે જેથી બધાને દર્શનનો લાભ થવા સાથે મહાત્માપુરૂષને ઓળખી પણ શકે. આ પ્રમાણે ભાષણ થયાં હતાં આ વખતે જૈનભાઈઓમાં શેઠ મુલચંદભાઈ જીવચંદ, શા. છગનલાલ ખુબચંદ, ભુખણભાઇ ભગવાનદાસ વિગેરે ઘણા માણસો હાજર હતા.

આ વખતે ભેટની રકમો તથા ફરનીચરો વિગેરે સારી વસ્તુ ભેટ આવી હતી. એક વર્ષનો ખર્ચ જૈનેતર પ્રજા તરફથી તરત રૂ. ૩૦૦) આશરે થઈ ગયા હતા. આ લાયબ્રેરીના મેમ્બરો મોટે ભાગે અન્ય દર્શનીઓ છે અને તેઓની મોટી રકમ મહારાજશ્રીના સ્મારકમાં આવી છે. આ ભાઈઓનો ઉત્સાહ અને ગુરૂશ્રી પ્રત્યેનો પ્રેમ કેટલો છે તે આ લાયબ્રેરી તથા સ્મારક ઉપરથી સહજ સમજાય તેમ છે.

ભરૂચના ચાતુર્માસમાં કામકાજ પ્રસંગે અગ્રેસર તરીકે શેઠ ભુખણભાઈ ભગવાનદાસ. નાણાવટી છગનલાલ ન્યાલચંદ, શા. ચંદુલાલ નાથાભાઇ, શેઠ છગનલાલ ખૂબચંદ વિગેરેને સારી મહેનત ઉઠાવી હતી. આમ સં. ૧૯૮૦નું ચાતુર્માસ અત્રે પસાર થયું.



# પ્રકરણ ૩૮ મું.

## કેરવાડાના જીનાલયની પ્રતિષ્ઠા

પં. મહારાજ શ્રી કેશરવિજયજી મહારાજ હસ્તક અનેક ધાર્મિક કાર્યો દરેક પ્રસંગે થયા કરતાં હતાં તેમાં એક કાર્યનો વધુ ઉમેરો થયો. આમોદ પાસે કેરવાડા નામે ગામ છે. અહિં એક સુંદર પ્રાચીન દહેરાસરજી છે. શ્રાવકનાં પચીસ ઘર છે. એક ધર્મશાળા પણ છે. આ દહેરાસર જીર્ણ થવાથી રીપેર કરાવી અંદરના પ્રતિમાજીઓ ઉત્થાપન કરેલ હતાં, તેમને ફરીથી સ્થાપન કરવા આ પ્રતિષ્ઠા મહોત્સવ કરવાનો હતો. કેરવાડાના શ્રાવકો મહારાજશ્રી પાસે આમંત્રણ માટે આવ્યા તેમજ તે લોકો ભરૂચ વેજલપુરના શ્રાવકો પ્રતિષ્ઠા પ્રસંગે યોગ્ય સહકાર આપે તે પણ તેમની ઈચ્છા હતી. મહારાજશ્રીએ તેમની વિનંતિ સ્વિકારી અને ભરૂચવાળા શેઠ ભુખણભાઇ ભગવાનદાસ તથા છગનલાલ ખુબચંદે આ કાર્ય માથે લીધું. ભરૂચથી વિહાર કરી મહારાજશ્રી દેરોલ પધાર્યા. વિહાર વખતે હજારો જૈન-જૈનેતરો મહારાજશ્રીને વળાવવા ગયા હતા. મહારાશ્રીએ સૌને આ ભવના કર્ત્તવ્યની છેલ્લી દેશના આપી. દેરોલમાં સ્વામિવાત્સલ્ય કરવામાં આવ્યું હતું. અહિંથી વાગરા, પાજ, ઓછણ, ગંધાર, ટંકારીયા થઈ મહારાજશ્રી કેરવાડા પધાર્યા. રસ્તામાં સૌએ ગંધારની યાત્રા કરી. પ્રતિષ્ઠાને અંગે અત્રે અઠ્ઠાઇ મહોત્સવ પણ રાખવામાં

આવ્યો હતો. પ્રતિષ્ઠા વિધિ કરાવવા રાંદેરથી નગરશેઠ છોટાલાલભાઈ નવલચંદભાઈ તથા પાટણવાળા ભોજક ગીરધરભાઇ આવ્યા હતા. પ્રતિષ્ઠાને અંગે કુંભસ્થાપના, નવગ્રહ પૂજન, ધ્વજપૂજન, શાંતિસ્નાત્ર અને પ્રભુજીને ગાદીએ સ્થાપન આદિ તમામ પ્રસંગો નિર્વિઘ્ને સારી રીતે પતી ગયા ગામડાની પ્રજા છતાં સૌએ હોંશે હોંશે સારો લાભ લીધો. છેવટે ચંદ્રનાડી અને જળતત્ત્વ શરૂ થતાં પં. મહારાજ શ્રી કેશરવિજયજીએ પ્રભુજીના મસ્તક ઉપર વાસક્ષેપ નાખ્યો. ત્યારબાદ પં. શ્રી દેવવિજયજીએ વાસક્ષેપ નાખ્યો. સર્વત્ર જય જયકાર થઇ રહ્યો. જીનેશ્વરદેવની ભક્તિ માટે લોકોના હૃદય પૂર્ણ ભાવનાવાળાં થયાં. પ્રતિષ્ઠાનુ કાર્ય પૂર્ણ થતાં નવકારશી પણ થઈ, ત્યારબાદ મહારાજશ્રી આમોદ પધાર્યા. ત્યાં બે ત્રણ દિવસ રહી સૌને સારો લાભ આપ્યો.

## ખંભાત થઇ રાજકોટ પધાર્યા.

અત્રેથી મહારાજશ્રીની ઇચ્છા ખંભાતના પ્રાચીન દહેરાસરોના દર્શન કરવાની હોવાથી તે તરફ વિહાર કર્યો. ખંભાત નજીક આવતાં શેઠ ખૂબચંદ ખુશાલભાઈ વિગેરે વંદનાર્થે સામે આવ્યા. મહારાજશ્રીનું સ્વાગત કરી શહેર પ્રવેશ કરાવ્યો. અત્રે આઠેક દિવસ રહી સૌને વ્યાખ્યાન વાણીનો સારો લાભ આપ્યો. અત્રેથી સિધા બોરૂનો આરો ઉતરી, લીંબડી ગયા. કેટલાક ભાવિકો ભરૂચથી લીંબડી સુધી પણ સાથે હતા. અત્રે ત્રણચાર દિવસ રહી કોઠારી મગનલાલ ભુરાભાઈ જૈન બોર્ડિંગની મુલાકાત લીધી. એક

જાહેર વ્યાખ્યાન બોર્ડિંગના કમ્પાઉન્ડમાં આપ્યું અત્રેથી વિહાર કરી રાજકોટ પધાર્યા.

## જામનગરમાં ઉજમણા પ્રસંગે વિનતી.

પં. મહારાજશ્રી દેવવિજયજી વિગેરે ઠાણા ખંભાતથી જુદા પડી વઢવાણ કેમ્પમાં રહેલ જ્ઞાનભંડાર તપાસવા ગયા. તે તપાસ્યા બાદ રાજકોટ મહારાજશ્રી સાથે થોડા દિવસમાં આવી ગયા. ભરૂચના ચાતુર્માસ વખતેજ જામનગરના શેઠ જેઠાભાઇ કુશલચંદ પોતાના તરફથી ઉજમણું કરવાનું હોવાથી તે પ્રસંગે પં. મહારાજશ્રીને ત્યાં પધારવા વિનંતી કરવા આવ્યા હતા. તેમણે એટલે સુધી જણાવેલું કે તમો આવશો તોજ હું ઉજમણું કરીશ. મહારાજશ્રીએ તેમની વિનંતીને માન આપી જામનગર આવવાની હા પાડી. તે મુજબ ભરૂચથી વિહાર કરી ખંભાત લીંબડી થઇ રાજકોટ આવ્યા. ત્યાં શેઠ જેઠાભાઇ ફરી વિનંતિ માટે આવ્યા. આથી રાજકોટથી મહારાજશ્રી વિગેરે જામનગર તરફ વિહાર શરૂ કર્યો. ધ્રુંવાવ પહોંચતાં જામનગરથી ઘણા માણસો દર્શને આવ્યાં. ત્યાં એક નવકારશી પણ કરવામાં આવી. વળતે દિવસે પંન્યાસજી મહારાજશ્રી કેશરવિજયજી તથા તથા પં. શ્રીદેવવિજયજી તથા મા. દર્શનવિજયજી વિગેરે આઠ ઠાણાઓએ જામનગરમાં પ્રવેશ કર્યો. સંઘે સારો સત્કાર કર્યો.



## પ્રકરણ ૩૯ મું.

### " જામનગરમાં ઉજમણું તથા મહોત્સવ; જન્મભૂમિ તથા સિધ્ધાચળ તરફ પ્રયાણ "

[ જામનગરમાં સુશ્રાવક જેઠાભાઈના પુત્રના લગ્ન પ્રસંગે ઉજમણું તથા અન્ય ધાર્મિક કાર્યો, ત્યારબાદ જન્મ ભૂમિ તરફ વિહાર, રાણપુરમાં ચાતુર્માસ, બાવળાના સંઘ સાથે સિદ્ધગીરી તરફ પ્રયાણ ]

જામનગરમાં સુશ્રાવક શેઠ જેઠાભાઈ કુશલચંદના પુત્ર જમનાદાસનો લગ્ન પ્રસંગ ઉજવવાનો હતો. તે પ્રસંગ જોકે સાંસારિક ગણાય છતાં તે ધર્મપ્રિય બન્ધુને એવી ભાવના સ્ફુરી કે એ પ્રસંગ ઉપર શાસનનો ઉદ્યોગ થાય તેવો મહોત્સવ પણ કેમ ન કરવો ? લગ્ન પ્રસંગે માત્ર વેવાઈ–વેવાણોને રીઝવવાં, નાતીલાઓને જમાડવા, વાજાં વગડાવવાં એ બધાં કરતાં પણ સ્વધર્મી બન્ધુઓને ધર્મમાં રાગ થાય, જીનેશ્વર દેવની ભક્તિ માટે અનુરાગ પ્રગટે તેવી પ્રવૃત્તિ પણ શા માટે ન કરવી ? આ પ્રમાણે પોતાના હૃદયમાં ખરેખરી ધર્મભાવના પ્રગટી હોવાથી જ્ઞાન, દર્શન તથા ચારિત્રની આરાધના નિમિત્તે ઉજમણું તથા જીનેશ્વર દેવની ભક્તિ નિમિત્તે અઠ્ઠાઈ મહોત્સવ કરવાનું તેમને મન થયું. લગ્ન સં. ૧૯૮૧ના મહા વદી ૧૦ ના હતાં. વદી ૧૩ ના દિવસે ઉજમણાનો તથા અઠ્ઠાઈ મહોત્સવનો પ્રારંભ કરવામાં આવ્યો. મહારાજશ્રી તથા પં. મહારાજશ્રી દેવવિજયજી વિગેરે

આઠ સાધુઓ ઉપરાંત પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી મહારાજ વિગેરે દશેક સાધુઓ તથા સાધ્વીઓ મળી પચાસથી સાઠ ઠાણા આ મહોત્સવ પ્રસંગે અત્રે બીરાજમાન હતાં. શહેર બહાર શેઠ તારાચંદભાઇ પ્રાગજીની વાડીમાં એક સુંદર મંડપમાં ઉજમણાના છોડ બાંધવામાં આવ્યા. ત્યારબાદ મહા-વદી તેરસે કુંભસ્થાપના કરી અઠ્ઠાઇમહોત્સની શરૂઆત કરવામાં આવી. આઠે દિવસ રાગરાગણીથી જુદી જુદી પૂજા ભણાવવામાં આવતી હતી. છેલ્લા દિવસે સ્વામિવાત્સલ્ય પણ કરવામાં આવ્યું. આ શુભ પ્રસંગોમાં બીજાં ધાર્મિક કાર્યો પણ સારી રીતે કરવામાં આવ્યા. પડધરીના શ્રાવકો ત્યાં ઉપા-શ્રય માટે ટીપ કરવા આવતા તે સંબંધે શેઠ જેઠાભાઇ કશ-ળચંદ, શેઠ લાલજી હરજી, શેઠ પ્રાગજી ધરમશી વિગેરેને ઉપ-દેશ આપી રૂા. બે હજારટીપમાં ભરાવી દીધા. અલીયાવાડાના ઉપાશ્રયમાં થોડી મદદની જરૂર હતી તે પણ અપાવી. અત્રે વ્યાખ્યાન વાણી વિગેરેમાં લોકો સારો લાભ લેતા હતા. મહોત્સવનું કામ નિર્વિઘ્ને પરિપૂર્ણ થતાં મહારાજશ્રી વિગેરે વિહાર કરી ધુવાવ આવ્યા. સાથે ઘણાભાવિકો વળાવવા આવ્યા હતા. અત્રે શેઠ જેઠાભાઈ તરફથી સ્વામિવાત્સલ્ય કરવામાં આવ્યું. અહિંથી મહારાજશ્રી વિગેરે વંથલી, પડ-ધરી, રાજકોટ વિગેરે સ્થળે દર્શન કરી ઝાલાવાડ તરફ વીંછીયા ગામમાં પધાર્યા.

## વીંછીયા. સર્વા અને જન્મભૂમિ પાળીયાદમાં.

આ ત્રણે સ્થળોમાં પાળીયાદ મહારાજશ્રીની જન્મભૂમિ છે, તેમજ બીજાં બે તેની નજીકના ગામો મહારાજશ્રીના

પરિચિત સ્થાનો હતાં વળી ત્યાંની પ્રજા સરળ અને ભોળી હતી વળી મહારાજશ્રી માટે અત્યંત માન ધરાવતી હતી. વીંછીયામાં સામૈયું થયા બાદ મહારાજશ્રીએ બધાને યોગ્ય ધર્મોપદેશ આપ્યો. ચૈત્રમાસની આયંબીલની ઓળી અત્રે કરી. સવારે વ્યાખ્યાનમાં તથા રાત્રે ઉપાશ્રય પાસે ધર્મોપદેશ અપાતો તેમાં જૈન કે જૈનેતર સૌ સારો લાભ લેતા હતા. અત્રે શ્રીમહાવીર પ્રભુની જયંતિ પણ ઉજવવામાં આવી. તે સાથે દહેરાસરના નામાની ગુંચનો નિવેડો પણ લાવવામાં આવ્યો. અત્રેથી સર્વા ગયા. આ સર્વા તેજ કે જ્યાં માધવજીભાઈએ બીજી દુકાન કરી હતી. આથી આ સ્થાન પણ નિવાસભુમીજ ગણાય છે. અહિં દરબારશ્રીના ઉતારામાં ઉતર્યા. અત્રે ઉપાશ્રયની જરૂર જણાતાં મહારાજશ્રીએ જમીન તથા રૂપીયાની યોગ્ય મદદ કરાવી, અત્રેથી મહારાજશ્રી તથા પં. મહારાજશ્રી દેવવિજયજી વિગેરે પોતાની જન્મભૂમિ પાળીયાદમાં આવ્યા. સમસ્ત જૈનઆલમમાં પોતાની જ્ઞાન અને શક્તિથી પ્રભાવ પાડનારને જન્મભૂમિ પણ એક સમર્થ પુરૂષ તરીકે કેમ માન ન આપે ? જરૂર આપેજ. અત્રેના જૈનો તથા અન્ય મહારાજશ્રીના જાણીતાઓ ઘણે દૂર સુધી સામે ગયા. ગામડામાં મળી શકે તેવાં સત્કારના સાધનોથી સામૈયું કર્યું. શહેરમા બેંડ વાજાનો ઠાઠ સત્કારનો ખ્યાલ આપે છે. અત્રે તો ભોળાં હૈયાં, ચ્હેરામાં આનંદની ભાવના અને ઉલ્લાસવાળાં હૃદયો એ બધી બાબતો સત્કારનો ખ્યાલ આપે છે. મહારાજશ્રીએ અત્રે યોગ્ય ઉપદેશ આપી ગામના દરબાર કાઠી દાનાખાચર,

તથા તેમનો સ્ત્રિવર્ગ, તથા કામદારવર્ગને સારો લાભ આપ્યો. ત્યારબાદ અત્રેથી ચુડારાણપુર પધાર્યા.

## રાણપુરમાં ચાતુર્માસ સં. ૧૯૮૨.

રાણપુરમાં મહારાજશ્રીને સંઘ તરફથી ચાતુર્માસ રહેવા વિનંતિ થતાં હા કહી. બ્હારથી અત્રે મહારાજશ્રીને કોઇ વાંદવા આવે તે માટે ભાવિક શ્રાવક શેઠ જગજીવન નેમચંદે જમવા વિગેરેની સગવડતા કરવાનું માથે લીધું. તે સિવાય અન્ય કામમાં શેઠ વાડીલાલ પરશોતમ તથા મોહનભાઇ ઝુંઝાભાઈ સારો ભાગ લેતા હતા. શેઠ નાગરદાસભાઈના બંગલે મહારાજશ્રીને ધ્યાન કરવાની સગવડતા કરવામાં આવી હતી. ત્યાં તેઓશ્રી સિદ્ધકરણભાઇ સાથે રહેતા હતા. માત્ર વ્યાખ્યાન પ્રસંગે શહેરમાં આવતા હતા. પર્યુષણપર્વ અત્રે શાંતિપૂર્વક પસાર થયાં.

## ગુરૂમહારાજની જયંતિનો ઉત્સવ.

રાણપુરમાં આસો શુદી ૧૦ ના દિવસે ગુરૂમહારાજની જયંતિ સારી રીતે ઉજવવામાં આવી. પં. મા. શ્રી કેશરવિજયજી મહારાજશ્રીના પ્રમુખપદે ગુરૂસ્તુતિ, સંવાદ, રાસડા વિગેરેનો કાર્યક્રમ સારી રીતે કરવામાં આવ્યો. તેમજ પં. મહારાજશ્રી દેવવિજયજીએ તથા મહારાજશ્રીએ યોગ્ય રૂપમાં ગુરૂમહારાજનું શાંતિમય જીવન શ્રોતાઓ સમક્ષ કહી સંભળાવ્યું હતું અત્રેની પાઠશાળાની પરીક્ષા પં. મહારાજશ્રી દેવવિજયજીએ લીધા બાદ લીંબડીવાળા કોઠારી છોટાલાલભાઇ મગનલાલના ધર્મપત્નિ બેન સમતા તરફથી મહારાજશ્રીના રચેલાં યોગશાસ્ત્ર, મલયસુંદરી, વિગેરે ત્રણુસે રૂપીયા સુધીની

કિંમતના પુસ્તકોનું છોકરા, છોકરીઓને ઇનામ આપવામાં આવ્યું હતું. બપોરના પૂજા ભણાવાના ટાઇમે પૂજા ભણાઇ રહ્યા પછી શેઠ વાડીલાલભાઇ તરફથી શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી. તથા રાત્રે ભાવના સારી રીતે થઇ. અત્રે ચાતુર્માસ દરમિયાન જસદણ દરબારના ભાયાત મોઢુકા ગામના દરબારના કુંવર, કુંવરી તથા રાણી તથા કારભારી વિગેરે મહારાજશ્રીને વંદન કરવા પધાર્યા હતા, તેમણે ધર્મ સંબંધી કેટલીક ચર્ચા મહારાજશ્રી પાસે કરી ખુલાસો મેળવ્યો. આવનારાઓમાંથી ઘણા ખરાએ સાત વ્યસન ત્યાગની પ્રતિજ્ઞા લીધી. બીજા પણ અનેક ભાવિકો મહારાજશ્રીને વાંદવા આવતા હતા. તેમાંથી ઘણાખરાને જીંદગી સુધીમાં સવાકરોડ વાર ૐ અર્હંનો જાપ કરવાનો નિયમ મહ.રાજશ્રીએ આપ્યો હતો.

## રાણપુરથી પાલીતાણા તરફ પ્રયાણ.

ચાતુર્માસ પૂર્ણ થતાં શેઠ લેરાભાઈ મુળચંદે અલાઉનો સંઘ કહાડયો. પ્રથમ બોળડી ગામે શેઠ વાડીલાલ પુરૂષોત્તમદાસ તરફથી સંઘ જમણ કરવામાં આવ્યું હતું. ત્યાંથી અલાઉ જઈ સૌએ પ્રભુના દર્શન ભકિત કર્યા બાદ અત્રે સંઘપતિ તરફથી સંઘ જમાડવામાં આવ્યો હતો. અત્રેથી મહારાજશ્રી બોટાદ તરફ થઇ પાલીતાણા તીર્થક્ષેત્રમાં યાત્રાર્થે પધાર્યા. રસ્તામાં વલા જતાં ત્યાંના દરબારશ્રી દર્શને આવ્યા હતા. તેમણે ધર્મસંબંધી કેટલીક ચર્ચા કરી હતી.

## પં. મા. શ્રી દેવવિજયજી અને વળા દરબાર.

અત્રે વળા દરબારે પં. મા. શ્રી દેવવિજયજી મહારાજને

જ્યોતિષનું સારૂ જ્ઞાન હોવાથી નમ્રભાવે પૂછયું કે, હાલ રાજ્યની લગામ બીજાના હાથમાં છે તે પછી મારા હાથમાં ક્યારે આવશે ? મહારાશ્રીએ દરબારશ્રીનો હાથ જોઈ જણાવ્યું કે ધર્મકરણીમાં વધારો કરો, ન્યાયથી ચાલો, પૂન્યમાં જરા ખામી પડી છે તે દૂર થવાથી થોડા ટાઈમમાં ફરી રાજગાદીની લગામ તમોને મળશે. મહારાજશ્રીની ભવિષ્યવાણી સાચી પડી. થોડા વખતમાં ફરી ગાદી મળી પણ ખરી.

## બાવળાના સંઘ સાથે પાલીતાણા.

અત્રે વ્યાખ્યાનવાણીનો લાભ દરબારશ્રી, અધિકારી વર્ગ વિગેરે સારી રીતે લેતા હતા. તે દરમિયાન શ્રીસિદ્ધાચળ જતો બાવળાનો સંઘ અત્રેથી નીકળ્યો. સંઘપતિને ખબર પડતાં તેણે મહારાજશ્રીને સાથે પધારવા વિનંતિ કરી. આથી આ સંઘ સાથે મહારાજશ્રી પાલીતાણા પધાર્યા. ત્યાં પહોંચતાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી સંઘનું સારી રીતે સામૈયું કરવામાં આવ્યું. મહારાજશ્રી તથા સાથેના સાધુઓએ શત્રુંજય પર ચડી દાદાની યાત્રા કરી. અને ભાવપૂર્વક સ્તવના કરી. ત્યારબાદ નવટુંકની યાત્રા કરી તેમજ ઘેટીના પાગે પણ જઇ આવ્યા. અત્રે ધ્યાન માટે એકાંત સ્થાન સારૂં હોવાથી મહારાજશ્રી પાલીતાણામાં બે અઢી માસ સુધી પાટણવાલાની ધર્મશાળામાં રોકાયા. તે દરમિયાન રાણપુરથી શેઠ વાડીલાલભાઈ પુરૂષોત્તમદાસ સહકુટુંબ મહારાજશ્રીને વાંદવા આવ્યાં. મહારાજશ્રીના સત્સંગનો લાભ તેમણે અત્રે પંદર દિવસ સુધી લીધો. અત્રે પં. મહારાજશ્રી દેવવિજયજીએ શ્રી ન્યાયવિજયજીને મહાનિશિથ

સુત્રના તથા બીજી પચીશેક સાધ્વીજીઓને ઉત્તરાધ્યયનસૂત્ર તથા આચારાંગસૂત્રના યોગમાં નાખ્યા. બે મહીના સુધી જોગનું કામ ચાલ્યું.

## શીહોરમાં સ્થિરતા.

પાલીતાણાથી મહારાજશ્રી વિગેરે શીહોર પધાર્યા. અત્રે એક માસની સ્થિરતા હતી. તે દરમિયાન લોકોને વ્યાખ્યાનનો સારો લાભ આપ્યો. અત્રે અજીમગંજવાળા બાબુ વિજયસિંહકુમાર વિગેરે મહારાજશ્રીને વાંદવા શીહોર આવ્યા. મહારાજશ્રીનું વ્યાખ્યાન સાંભળી તેમને ઘણો સંતોષ થયો. શીહોરના સંઘે મહારાજશ્રીને અત્રે ચાતુર્માસ માટે આગ્રહ કર્યો. પણ મહારાજશ્રીએ જણાવ્યું કે હાલ ભાવનગર તરફ જવું છે. પછી શરીરે શાતા હશે તો શીહોર આવીશ. અત્રેથી તેઓશ્રી વરતેજ થઇ ભાવનગર દાદાવાડીના જૈન ઉપાશ્રયે પધાર્યા આજ વખતે પં. મહારાજશ્રી દેવવિજયજી વિગેરે જેઓ પાલીતાણા યોગવહનની ક્રિયા કરાવતા હતા. પણ શત્રુંજયતીર્થની યાત્રા દરબાર સાથેના વિરોધથી બંધ થતાં તેઓશ્રી ત્યાંથી વિહાર કરી મહુડા, ઘોઘા થઇ ભાવનગર પં. મહારાજશ્રી કેશરવિજયજી મહારાજ પાસે આવી પહોંચ્યા.



## પ્રકરણ ૪૦ મું.

## ભાવનગર અને શીહોરના સંઘ વચ્ચે ચાતુર્માસ કરાવવા માટે એક બીજાનો આગ્રહ.

### ભાવનગરમાં સ્વાગત.

ભાવનગર સંઘ તરફથી મહારાજશ્રી વિગેરે મુનીરાજોનું સારી રીતે સ્વાગત કરવામાં આવ્યું. સામૈયું શહેરથી દાદાસાહેબના દહેરાસરે સામું ગયું. શ્રાવકો તથા શ્રાવિકાઓનો ઉલ્લાસ અવર્ણનીય હતો. ત્યાંથી વાજતે ગાજતે મહારાજશ્રી વિગેરે તમામ પરિવારે ઘોઘાને દરવાજે થઇ શહેરમાં પ્રવેશ કર્યો. અને મારવાડી વંડાના નામે ગણાતા ઉપાશ્રયમાં ઉતર્યા. એકઠા થયેલા શ્રોતાવર્ગ અને દર્શનાભિલાષી શ્રાવકોએ વંદન કર્યા બાદ, મહારાજશ્રીએ તેમને માંગલિક સંભળાવ્યું. વ્યાખ્યાન રોજ બેસતું હતું. લોકોને ખબર પડતાં ઉપાશ્રય ચીકાર ભરાવા લાગ્યો. વ્યાખ્યાનમાં શ્વેતાંબર દિગંબર કે સ્થાનકવાસી બધા જૈનો તેમજ જૈનેતર વર્ગના લોકો પણ સારી સંખ્યામાં આવવા લાગ્યા, આથી ભાવનગર શહેરમાં મહારાજશ્રીના વ્યાખ્યાનની પ્રશંસા ઠેરઠેર થવા લાગી. મહારાજશ્રીની વ્યાખ્યાન આપવાની છટા અને તત્ત્વનો ઉપદેશ ઠસાવવાની શક્તિને લીધે લોકો વ્યાખ્યાન સાંભળી એટલે સુધી અભિપ્રાય આપતા હતા કે "આવું વ્યાખ્યાન અમે અમારી જીંદગીમાં પ્રથમ વારજ સાંભળ્યું."

## ચાતુર્માસ માટે આગ્રહ.

આવો રોજ અપાતો લાભ કોણ જવા દે ? સંઘના અગ્રેસર શ્રાવકો મહારાજશ્રી પાસે ચાતુર્માસની વિનંતિ માટે આવ્યા. પણ મહારાજશ્રીએ તો શીહોરવાળાને હા કહી હોવાથી શીહોર ચાતુર્માસ થશે તેમ જણાવ્યું. છતાં બેહદ આગ્રહથી અગ્રેસરોએ જણાવ્યું કે એકવાર અમને હા કહો એટલે પછી અમો શીહોરવાલાઓને સમજાવી લઈશું. મહારાજશ્રીએ જણાવ્યું કે પહેલા શીહોરવાળાને સમજાવો તે પછી જોઈ લેવાશે. આ ઉપરથી સંઘના થોડા અગ્રેસરો શીહોર ગયા અને ત્યાંના સંઘને જણાવ્યું કે મહારાજશ્રીનો લાભ ભાવનગરને મળે તો શહેરમાં વસતા હજારો જૈનો તથા જૈનેતરો લાભ લે તેમ છે. તમોને તમારા આગ્રહથી મહારાજશ્રીએ વચન આપેલ છે અને તેઓશ્રી ભાવનગર ચાતુર્માસ માટે હાલ ના કહે છે માટે કોઈપણ રીતે અમારી માગણી સ્વિકારો અને આપ સૌ ત્યાંના ચાતુર્માસ માટેની સંમતિ આપો. જેથી મહારાજશ્રી તમને આપેલા વચનથી પણ છુટા થઇ શકે, પરંતુ શીહોરના સંઘની એવી ઇચ્છા થઈ કે આવો લાભ આપણે શા માટે ખોવો ? માટે સૌ અગ્રેસરો મહારાજશ્રી પાસે શીહોરની વિનંતિ માટે ભાવનગર આવ્યા. પરંતુ આ વખતે મહારાજશ્રીની શરીર પ્રકૃતિ નરમ હતી. કોઈવાર ચકરી પણ આવતી. આવી સ્થિતિમાં વિહાર કરી અન્યત્ર ચાતુર્માસ જઈ શકે તેમ ન હતું. પરંતુ શીહોરવાળા મહારાજશ્રીની આવી શરીર સ્થિતિમાં પણ મેનામાં બેસાડી શીહોર લાવવા

ઇચ્છતા હતા. પણ ભાવનગરના સંઘે ના કહી. કે આવી સ્થિતિમાં મહારાજશ્રીને લઇ જવાય નહિ. તેમજ અમો પણ અહિંથી જવા પણ દઈશું નહિ. અત્રે મહારાજશ્રી મારવાડી વંડામાં ઉતર્યા હતા. પણ અત્રે ધ્યાન કરવાની સગવડતા ન હોવાથી મહારાજશ્રી વિગેરે વડવાના જૈન ઉપાશ્રયમાં રહેવા ગયા હતા. શહેરના માણસોના લાભને ખાતર વ્યાખ્યાન વાંચવા વડવાથી મારવાડી વંડે આવતા હતા. શરીર નરમ હતું અને તેથી કોઇ કોઈ દિવસ અસ્વસ્થતાને લીધે વ્યાખ્યાન આપી શકતા નહિ તે દરમિયાન પં. મહારાજશ્રી દેવવિજયજી મહારાજ તેજ વિષયનું વ્યાખ્યાન વાંચતા હતા. ડોકટર તથા વૈદની દવા ચાલુ હતી. છતાં હજી ઠીક થયું ન હતું. આખરે આ કારણે ભાવનગર ચાતુર્માસ નક્કી થયું. ધીમે ધીમે શરીર સુધરી ગયું.

### વ્યાખ્યાન માટે લાગની.

શરીર મૂળ સ્થિતિ પર આવતાં પાછું વ્યાખ્યાન શરૂ કર્યું. ઘણા લોકો લાભ લેવા લાગ્યા. રાજ્યનો અધિકારી વર્ગ પ્રતિષ્ઠિત ગૃહસ્થો, નગરશેઠ પ્રભુદાસ ભગવાનદાસભાઇ, દેસાઇ ગુલાબરાય ગોવિંદરાય, ઠા. વ્રજલાલ ઓધવજી વિગેરે ઘણા બન્ધુઓ વ્યાખ્યાનમાં નિયમીત હાજરી આપતા હતા. આ ઉપરાંત માસ્તર મોતીચંદ ઓધવજી વિગેરે કેટલાક બન્ધુઓ મહારાજશ્રી પાસે ધ્યાનનો અભ્યાસ કરવા આવતા હતા. રાજ્યની કાઉન્સીલના મેમ્બરો અને સ્ટેટ ભાવનગરના દિવાનસાહેબ સર પ્રભાશંકર પટ્ટણી પણ

મહારાજશ્રીની મુલાકાતે અવારનવાર આવતા હતા. સ્થાનકવાસી તથા દિગંબર જૈનો પણ બપોરના ટાઇમે મહારાજશ્રી પાસે આવી ધાર્મિક બાબતો ઉપર કેટલીક જાતના પ્રશ્નો પુછી ખુલાસા મેળવતા હતા. વ્યાખ્યાનમાં પણ આત્મજ્ઞાન અને નવતત્ત્વ સંબંધી જ્ઞાનની ચર્ચા ચાલતી હતી જેનો સૌ શ્રોતાવર્ગ સારી પેઠે લાભ લઈ રહ્યો હતો.

## હુન્નરશાળાદ્વારા ગરીબોનો ઉદ્ધાર.

મહારાજશ્રીનું હૃદય દયાળુ તો હતુંજ તેમાં જ્યારે તેઓ સ્વકોમના બન્ધુઓને ધંધા વિહીન, અને રોજગાર માટે હાડમારી ભોગવતા જુએ ત્યારે તેમનું હૃદય વધુ દ્રવીત થતું. ભાવનગરમાં કેટલાયે શ્રાવકોની ગુજરાન ચલાવવાની મુશ્કેલી સાંભળી તેમના માટે કંઈ રસ્તો કરવા તેઓશ્રીને વિચાર થયો. તેમને આજીવિકાના સાધન માટે હુન્નરશાળા સ્થાપવાની અગત્ય લાગી. આ બાબત એક સારા ગૃહસ્થને સૂચના કરતાં તેણે એક હજાર રૂપીઆ આપ્યા. આપનાર ગૃહસ્થે જણાવ્યું કે જો બરોબર લાભ લેનારા મળે અને સારૂં કામકાજ ચાલે તો ફરી વધુ રકમ આપીશ. એક ગૃહસ્થને આ હુન્નરશાળાની વ્યવસ્થા સોંપવામાં આવી. હુન્નરનો લાભ સોથી સવાસો માણસો લેવાં લાગ્યાં. અમુક વખત કાંતવું, વણવું, સીવવું, ગુંથવું અને અમુક વખત ધર્મોપદેશ સાંભળવો આ પ્રમાણે જે કરે તે પ્રત્યેકને અમુક પૈસા આપવામાં આવશે એવી શરતે હુન્નરના શિક્ષણની શરૂઆત કરવામાં આવી. દરેક કોમના માણસો લાભ લેવા લાગ્યાં. હુન્નરનું શિક્ષણ લીધા બાદ

દરેક પોતાના પગપર ઉભા રહી આજીવિકા સ્હેલાઈથી ચલાવે તે માટે આ યોજના હતી અને તે ઘણે અંશે સફળ થઇ. ચાર મહીના સુધી આ કાર્ય એક સરખુ ચાલ્યું. કાર્યની પદ્ધતિ સુગમ હોવાથી ઘણા ખરા શીખવા આવનારાઓએ પોતાને ઘેર કામકાજ કરવાનું શરૂ કરી દીધું અને એ રીતે પણ તેઓએ ખપ પુરતું આજીવિકાનું સાધન મહારાજશ્રીના ઉપદેશના લાભથી મેળવ્યું. પર્યુષણ પર્વ આનંદથી પસાર થયાં.

## પ્રકરણ ૪૧ મું.

### ભાવનગરમાં આચાર્ય પદવી આપવા માટે સંઘનો આગ્રહ

[ ગુરૂમહારાજની જયંતિની મીટીંગ. પં. લાભવિજયજીનું ભાષણ. ગુરૂમહારાજના લખવા પ્રમાણે પં. શ્રી કેશરવિજયજીને આચાર્ય પદવી આપવાની ભાવનગર સંઘને ટકોર; સંઘે એકત્રરૂપમાં મહારાજશ્રીને આચાર્ય પદવી સ્વીકારવા કરેલો આગ્રહ. જયંતિ દરમિયાન અન્ય ભાષણો. ]

#### ગુરૂમહારાજની જયંતિ.

આસો શુદી ૧૦ના દિવસે ગુરૂમહારાજ શ્રી વિજયકમલ સૂરીશ્વરજીની જયંતિ ઉજવવામાં આવી. આ પ્રસંગે પ્રથમ હેંડબીલદ્વારા જૈન-જૈનેતર તથા અન્યવર્ગને જણાવી દેવામાં આવ્યું હતું. હાજરી પણ સારી થઇ. આ મીટીંગ

મહારાજશ્રીના પ્રમુખપણા નીચે રાખવામાં આવી હતી. પ્રથમ પં. મહારાજ શ્રી દેવવિજયજીએ મહારાજશ્રીનું ચરિત્ર શ્રોતાવર્ગ સમક્ષ ટુંકમાં કહી સંભળાવ્યું. વળી જણાવ્યું કે સ્વર્ગસ્થ આચાર્યશ્રી સંસારીપણે તથા સાધુપણે અહિં વધારે રહેલ હોવાથી ઘણાખરા શ્રાવકો તેઓશ્રીના પરિચયમાં આવેલ હોવાથી અનુભવ હોય જ તેથી વધારે ન લંબાવતાં તેઓશ્રીના ઉચ્ચ ગુણોનું ટુંકમાં રહસ્ય સમજાવ્યું હતું.

## પં. શ્રી લાભવિજયજીનું અસરકારક ભાષણ.

ત્યારબાદ પંન્યાસ શ્રી લાભવિજયજીએ જણાવ્યું કે હું મારા ગુરૂમહારાજ કરતાં દાદા ગુરૂની પાસે ઘણો રહ્યો છું. તેમનામાં ક્રોધનું તો નામ નિશાન પણ નહતું. તેમજ તેઓ ક્ષમાવાળા તથા નિખાલસ દીલના હતા. તેથીજ સર્વ લોકોનો તેમના ઉપર સારો વિશ્વાસ હતો. ઘણા સ્થળોના સંઘના ઝઘડાનું સારી રીતે તેમણે સમાધાન કરાવી શાંતિ સ્થાપેલ છે. સુરતનો સખ્ત ઝગડો પણ તેમણેજ પતાવ્યો હતો. તેમના આદર્શ જીવનથી તેમનો પ્રભાવ સર્વત્ર પડતો હતો. તેઓશ્રીનો શિષ્ય પ્રશિષ્ય વર્ગ પણ વિદ્વાન છે. તેઓશ્રી તો સફળ જીવન જીવી ગયા છે. ગુરૂમહારાજશ્રીની જયંતિ આજે ઉજવવામાં આવે છે તો તમોને ગુરૂમહારાજશ્રી ઉપર જો પ્રેમ હોય તો તેઓશ્રી જે પ્રમાણે કહી ગયા છે તે પ્રમાણે કરવાની તમારી ફરજ છે. ગુરૂમહારાજશ્રી પોતાની નોંધબુકમાં પોતાના હાથથી લખી ગયા છે કે મારી પાછળ મારા પટ્ટધર તરીકે પંન્યાસ

શ્રી કેશરવિજયજી ગણીને આચાર્ય પદવી આપવી. આ ભલામણ અમદાવાદના નગરશેઠ વિમલભાઈ મયાભાઇ તથા સારાભાઇ ડાહ્યાભાઈ ઉપર કરેલ છે, આ લખ્યાને આઠ વર્ષ થયાં છતાં ગુરૂવર્ય શ્રી વિજયકમલ સૂરીશ્વરજી મહારાજનું વચન હજી સુધી પળાયું નથી તો હવે તમારા આંગણે આવેલ આ અપૂર્વ અવસર વધાવી લેવા ચૂકશો નહિ. કેટલાક શહેરોમાં આચાર્ય પદવી માટે મહારાજશ્રીને ઘણો આગ્રહ કરવામાં આવેલ છે છતાં મહારાજશ્રીની ઈચ્છા ન હોવાથી વાત પડતી મુકાણી છે તો હવે હું ગુરૂમહા-રાજશ્રી પં. કેશરવિજયજી મહારાજ અને ભાવનગર સંઘને વિનંતિ કરૂં છું કે ગુરૂમહારાજનું વચન અમલમાં મુકવા માટે બનતું કરશો. ભાવનગરના સંઘ પર આ બાબતની જાદુઇ અસર થઇ વ્યાખ્યાનમાં હાજર રહેલા સંઘના અગ્રેસરો શ્રી કુંવરજીભાઇ, શ્રી ગીરધરભાઇ, શ્રી જુઠાભાઇ, ગુલાબચંદભાઇ, ગીરધરવોરા વલ્લભદાસ ગાંધી તથા ફત્તેહચંદભાઈ વિગેરે અંદરો અંદર મળી ગુરૂમહારાજશ્રીનું વચન પાળવા માટે વાટાઘાટ કરવા લાગ્યા. છેવટે ભાવનગર સંઘે આચાર્ય પદવી આપવાનું કામ આપણેજ કરવું તેમ નક્કી કર્યા બાદ પં. મહારાજ શ્રી કેશરવિજયજી મહારાજ પાસે આચાર્ય પદવી લેવા વિનંતિ કરી. અને આગ્રહથી જણાવ્યું કે, હવે કોઇ પણ જાતનો વિચાર કર્યા વગર શ્રી સંઘની અરજ ધ્યાનમાં લેશો. તાત્કાલિક નિર્ણય આપ ન આપી શકો તો પછી ખુલાસો આપશો. પણ ભાવનગર સંઘની આ વિનંતિ માન્યા સિવાય આપને છુટકો નથી. અમો આપના ઋણમાંથી કોઈપણ રીતે મુક્ત

થવા ઇચ્છીયે છીયે. અત્રેનો શ્રી સંઘ તથા અન્ય સમુદાય આપશ્રીની વ્યાખ્યાન વાણીથી એટલો મુગ્ધ બન્યો છે કે હવે આપને સૌ આચાર્ય પદવીથી વિભૂષિત જોવા ઇચ્છે છે.

## મહારાજશ્રીનો આચાર્ય પદવીને અંગે ખુલાસો.

મહારાજશ્રીએ શ્રી સંઘની હકીકત સાંભળી જણાવ્યું કે મારામાં આચાર્યપદવીની યોગ્યતા નથી. તે ગુણને હું પાત્ર પણ નથી. ગુરૂમહારાજશ્રીના કાળધર્મ પામ્યા પછી તરત પેથાપુરમાં ઉજમણું અઠ્ઠાઈ મહોત્સવ વિગેરે પ્રસંગે જવું થતાં ત્યાંના સંઘે બેહદ આગ્રહ કરેલ છતાં મેં ચોકખી ના પાડી હતી, આજે એવોજ પ્રસંગે અત્રે ફરી ઉભો થાય છે. છતાં આ બાબતનો મને વિચાર કરવા દેવો. ગુરૂશ્રીનું વચન પાળવા તથા શ્રી સંઘની વિનંતિ સ્વિકારવામાં મને કોઇ અડચણ નહિ જણાય તો જરૂર શ્રી સંઘની ઇચ્છા મુજબ બધું થઇ રહેશે. ત્યારબાદ તેમણે જયંતિ પ્રસંગે બોલતાં જણાવ્યું કે, " ગુરૂમહારાશ્રીની શાંત પ્રકૃતિ સાદું જીવન, સરળ અને નિષ્કપટી સ્વભાવ એ બધાને માટે આદર્શરૂપ છે. કોઈ પણ જગ્યાએ કલેશ કરાવ્યાનો એક પણ દાખલો તેમના જીવનમાંથી મળતો નથી. ઘણા સંઘોના ઝગડાની પતાવટ તેઓશ્રીએ કરી હતી. તેમની પ્રકૃત્તિ એટલી સરળ અને નમ્ર હતી કે પોતાની ભૂલ થતાં માફી માગી લેવાનું પણ તેઓ ચુકતા નહિ. નિરાધાર સ્થિતિમાં રહેલાં શ્રાવક–શ્રાવીકાઓને તેઓ મદદ અપાવવાનું અગર આજીવિકાનું સાધન અપાવવાનું અને એ સાથે તેમને ધર્મમાં વધુ દૃઢ કરવાનું તેઓ ખાસ ધ્યાનમાં રાખતા હતા.

જ્ઞાનની વૃદ્ધિ માટે તેઓનો પ્રયત્ન હરહંમેશ ચાલુ હતો. તપશ્ચર્યા, અન્ય ધાર્મિક ક્રિયાકાંડ વિગેરેમાં પણ તેમની ભાવના સારી હતી પંચમી તપ તેમણે અંત સમય સુધી ચાલુ રાખ્યો હતો. ઉપદેશ આપવામાં તેઓ જરા પણ પ્રમાદ રાખતા નહિ, તેમણે સં. ૧૯૩૬ માં દિક્ષા લીધી હતી. સં. ૧૯૪૭માં પંન્યાસ પદવી પામ્યા હતા. અને સં. ૧૯૭૩માં આચાર્ય પદવી પામ્યા હતા. સં. ૧૯૭૪માં બારડોલી ગામમાં વિજયાદશમીને દિવસે તેમનું સ્વર્ગગમન થયું હતું. તેમનો શિષ્ય પ્રશિષ્ય, શિષ્યા વર્ગ વિગેરે મળી પોણાબસોની સંખ્યા થઈ હતી. અનેક ભવ્ય જીવોને ઉપદેશ આપી તેમણે ધર્મમાં જોડયા હતા. ઘણાના જીવનમાં ધર્મની જયોત પ્રગટાવી હતી. તેઓશ્રી પોતાના તથા અનેકના આત્માનું કલ્યાણ કરી સ્વર્ગે ગયા. હવે આપણે તેઓશ્રીના પગલે ચાલીએ તોજ તેમની જયંતિ ખરી ઉજવી ગણાય.

મહારાજશ્રીનું ભાષણ સમાપ્ત થયા બાદ શ્રી કુંવરજીભાઈ વિગેરે કેટલાક શ્રાવકોએ ગુરૂમહારાજશ્રીને અંગે ટુંક વિવેચન કર્યું, ત્યારબાદ સભા બરખાસ્ત કરવામાં આવી. પં. મહારાજ શ્રી કેશરવિજયજી પાસેથી આચાર્યપદવી લેવા બાબતનો ઉત્તર મેળવવા માટે બીજા દિવસે એક સભા બોલાવવાનું નક્કી થયું. જયંતિના આ પવિત્ર દિવસે પૂજા, આંગી તથા પાઠશાળાના વિદ્યાર્થીઓને ઇનામ વિગેરેનો કાર્યક્રમ પણ રાખવામાં આવ્યો હતો.

# પ્રકરણ ૪૨ મું.

## "સંઘના આગ્રહથી આચાર્ય પદવીનો સ્વિકાર."

### પદવી માટે મહારાજશ્રીનો નિર્ણય.

પદવી સ્વિકારવી એ એક જાતની જવાબદારી છે. તેથી ભાર વધે છે અને ફરજ પણ વધે છે. છતાં દુની-યામાં ઘણા જીવો એવા હોય છે કે પદવી લેવા માટે અનેક પ્રકારની ધમાલ કરી સાચાં જુઠા પ્રપંચો સેવે છે. અને પોતાના ભકતોને આડું અવળું સમજાવી પોતાની અપૂર્ણ-તાઓ ઢાંકી પદવી માટે મરી પડે છે એવી પદવીનો ઉપ-યોગ માત્ર માન પામવા ખાતર કે અભિમાન માટે થાય છે. જ્યારે બીજી બાજુ કેટલાક જીવો એવા હોય છે કે જેઓ લાયકાતવાળા હોવા છતાં પણ પદવી લેવા ઇચ્છતાજ નથી. બીજા વિનંતિ કરે તોપણ સ્વિકારવા ના કહે છે મહારાજશ્રીની બાબતમાં આપણે જોયું કે તેમને પદવીનો અંશમાત્ર મોહ ન હતો. પેથાપુરના સંઘે ઘણી મહેનત કરેલી છતા મહારાજશ્રી તે સ્વિકારવા કબૂલ થયા ન હતા. હવે અત્રે ભાવનગરના સંઘ પાસે મહારાજશ્રીને નમતું મુકયા વિના છુટકો ન હતો. મહારાજશ્રી પણ સમજતા હતા કે ગુરૂશ્રીએ લાગણીથી પોતાને યોગ્ય જાણી તેમણે જે આજ્ઞા ફરમાવી હતી તેનો અનાદર કરવો તે યોગ્ય ન હતું. સંઘની વિનંતિ પણ સખ્ત હતી. બીજે દિવસે વ્યાખ્યાન પૂર્ણ થતાં શેઠ ગીરધરભાઈ આણંદજી, ગાંધી

જ્ઞાનની વૃદ્ધિ માટે તેઓનો પ્રયત્ન હરહંમેશ ચાલુ હતો. તપશ્ચર્યા, અન્ય ધાર્મિક ક્રિયાકાંડ વિગેરેમાં પણ તેમની ભાવના સારી હતી પંચમી તપ તેમણે અંત સમય સુધી ચાલુ રાખ્યો હતો. ઉપદેશ આપવામાં તેઓ જરા પણ પ્રમાદ રાખતા નહિ, તેમણે સં. ૧૯૩૬ માં દિક્ષા લીધી હતી. સં. ૧૯૪૭માં પંન્યાસ પદવી પામ્યા હતા. અને સં. ૧૯૭૩માં આચાર્ય પદવી પામ્યા હતા. સં. ૧૯૭૪માં બારડોલી ગામમાં વિજયાદશમીને દિવસે તેમનું સ્વર્ગગમન થયું હતું. તેમનો શિષ્ય પ્રશિષ્ય, શિષ્યા વર્ગ વિગેરે મળી પોણાબસોની સંખ્યા થઈ હતી. અનેક ભવ્ય જીવોને ઉપદેશ આપી તેમણે ધર્મમાં જોડયા હતા. ઘણાના જીવનમાં ધર્મની જ્યોત પ્રગટાવી હતી. તેઓશ્રી પોતાના તથા અનેકના આત્માનું કલ્યાણ કરી સ્વર્ગે ગયા. હવે આપણે તેઓશ્રીના પગલે ચાલીએ તોજ તેમની જયંતિ ખરી ઉજવી ગણાય.

મહારાજશ્રીનું ભાષણ સમાપ્ત થયા બાદ શ્રી કુંવરજીભાઈ વિગેરે કેટલાક શ્રાવકોએ ગુરૂમહારાજશ્રીને અંગે ટુંક વિવેચન કર્યું, ત્યારબાદ સભા બરખાસ્ત કરવામાં આવી. પં. મહારાજ શ્રી કેશરવિજયજી પાસેથી આચાર્યપદવી લેવા બાબતનો ઉત્તર મેળવવા માટે બીજા દિવસે એક સભા બોલાવવાનું નક્કી થયું. જયંતિના આ પવિત્ર દિવસે પૂજા, આંગી તથા પાઠશાળાના વિદ્યાર્થીઓને ઇનામ વિગેરેનો કાર્યક્રમ પણ રાખવામાં આવ્યો હતો.

# પ્રકરણ ૪૨ મું.

## "સંઘના આગ્રહથી આચાર્ય પદવીનો સ્વિકાર."

### પદવી માટે મહારાજશ્રીનો નિર્ણય.

પદવી સ્વિકારવી એ એક જાતની જવાબદારી છે. તેથી ભાર વધે છે અને ફરજ પણ વધે છે. છતાં દુનીયામાં ઘણા જીવો એવા હોય છે કે પદવી લેવા માટે અનેક પ્રકારની ધમાલ કરી સાચાં જુઠા પ્રપંચો સેવે છે. અને પોતાના ભકતોને આડું અવળું સમજાવી પોતાની અપૂર્ણતાઓ ઢાંકી પદવી માટે મરી પડે છે એવી પદવીને ઉપયોગ માત્ર માન પામવા ખાતર કે અભિમાન માટે થાય છે. જ્યારે બીજી બાજુ કેટલાક જીવો એવા હોય છે કે જેઓ લાયકાતવાળા હોવા છતાં પણ પદવી લેવા ઇચ્છતાજ નથી. બીજા વિનંતિ કરે તોપણ સ્વિકારવા ના કહે છે મહારાજશ્રીની બાબતમાં આપણે જોયું કે તેમને પદવીનો અંશમાત્ર મોહ ન હતો. પેથાપુરના સંઘે ઘણી મહેનત કરેલી છતા મહારાજશ્રી તે સ્વિકારવા કબૂલ થયા ન હતા. હવે અત્રે ભાવનગરના સંઘ પાસે મહારાજશ્રીને નમતું મુકયા વિના છુટકો ન હતો. મહારાજશ્રી પણ સમજતા હતા કે ગુરૂશ્રીએ લાગણીથી પોતાને યોગ્ય જાણી તેમણે જે આજ્ઞા ફરમાવી હતી તેનો અનાદર કરવો તે યોગ્ય ન હતું. સંઘની વિનંતિ પણ સખ્ત હતી. બીજે દિવસે વ્યાખ્યાન પૂર્ણ થતાં શેઠ ગીરધરભાઇ આણંદજી, ગાંધી

વલ્લભદાસ ત્રિભોવનદાસ, શાહ ફત્તેહચંદ ઝવેરભાઇ, વોરા જુઠાભાઈ સાકરચંદ, વોરા ગીરધરભાઇ વિગેરે તરફથી વિનંતિ કરવામાં આવી કે અમે અમારા સંઘના અગ્રેસરોની ખાનગી મીટીંગ મેળવી હતી તે પછી સકળ સંઘની જાહેર મીટીંગ પણ બોલાવી હતી. જે ઉપરથી કહીયે છીયે કે આપશ્રીને આચાર્ય પદવી આપવા માટે દરેકને સંપૂર્ણ લાગણી થઈ છે. માટે આપશ્રી તે પદ સ્વિકારવાનું માન્ય રાખશો. ગુરૂશ્રીની આજ્ઞા પણ આપને તે પદવી સ્વિકારવા કહે છે. માટે જલ્દી હકારમાંજ પ્રત્યુત્તર આપશો. આ વખતે મહારાજશ્રી કાંઈપણ ઉત્તર ન આપતાં મૌન રહ્યા એટલે શ્રી સંઘે ઉત્તર હકારમાં છે તેમ માની મહારાજશ્રીની જય બોલાવી. આ વખતે સૌના મુખ ઉપર આનંદ આનંદ પ્રસરી વળ્યો હતો.

## આચાર્ય પદવી મહોત્સવની વ્યવસ્થા.

ત્યારબાદ જોશીને બોલાવી આચાર્ય પદવી માટે મુહૂર્ત્ત જોવરાવ્યું. બીજા બધા કાર્યોને પહોંચી વળવા એક કમીટી નીમવામાં આવી અને જુદા જુદા ખાતાનું કાર્ય જુદા જુદા બન્ધુઓને સુપ્રત કરવામાં આવ્યું. મહોત્સવ પ્રસંગે બ્હારગામથી આવનાર માણસો માટે રસોડું કહાડવા પ્રબંધ થયો. ઉક્ત સમાચાર મહારાજશ્રી પરત્વે લાગણીવાળા શ્રાવકોને પત્રદ્વારા જણાવી દેવામાં આવ્યા. તેમજ અમદાવાદના નગરશેઠ વિમળભાઇ મયાભાઇ, સારાભાઈ ડાહ્યાભાઇ વિગેરેને પણ ખબર આપવામાં આવ્યા.

શ્રીમદ્ આચાર્ય મા. શ્રી વિજયકેશર સૂરીશ્વરજી મહારાજ



સં. ૧૯૮૦ ભરૂચ
વીરમગામવાળા નગીનદાસભાઇના બંગલામાં ભરૂચ ધ્યાન કરવા
રહેતા હતા તેમના બગીચામાં, વર્ષ ૪૭.

## શેઠ વાડીલાલ પુરૂષોત્તમદાસનું આગમન.

રાણપુરવાળા શેઠ વાડીલાલભાઇ મહારાજશ્રીના પરમ ભકત હતા. તેઓ પોતાના કુટુંબ સહ પચીશથી ત્રીશ માણસો સાથે મહારાજશ્રીને વાંદવા માટે ભાવનગર પધાર્યા. અગાઉથી જગ્યાની સગવડ કરી રાખેલ હોવાથી એક સુંદર બંગલામાં ઉતારો કરી ત્યાં રસોડું ખોલવામાં આવ્યું. શેઠ વાડીલાલભાઈ વિગેરે મહારાજશ્રીને વાંદીને વ્યાખ્યાનમાં બેઠા. વ્યાખ્યાન શ્રવણથી તેમને ઘણોજ આનંદ થયો. વ્યાખ્યાન પૂર્ણ થયા બાદ સંઘના અગ્રેસર શેઠ ગીરધરભાઈ આણંદજીએ મહારાજશ્રીને આચાર્ય પદવી આપવા માટે સંઘે નિર્ણય કર્યો છે તે વિગેરે બીના જણાવી. તેમજ આગ્રહથી વિનંતિ કરી કે આ બધો લાભ તમારે લેવાનો છે. આવ્યા છો એટલે પદવીદાન મહોત્સવ પૂર્ણ થાય ત્યાં સુધી રોકાશો. શેઠ વાડીલાલભાઈએ જણાવ્યું કે અત્રેના સંઘે ઘણુંજ સારૂ કામ કર્યું છે; યોગ્યને યોગ્યમાન આપવા જે નિર્ણય કરેલ છે તે ખરેખર પ્રસંસા પાત્ર છે. તમો મને આ પ્રસંગને અંગે જે કામ સૂચવશો તેમાં હું યથાશકિત મારી સહાય આપીશ, અને આચાર્ય પદવી થતાં સુધી અત્રે હું જરૂર રોકાઇશ. આ પ્રમાણે વાતચિત થયા પછી બીજે દિવસે વ્યાખ્યાન પૂર્ણ થતાં સંઘના અગ્રેસરોમાં પરસ્પર વાર્ત્તાલાપ થયો કે એક પદવી જેમ થાય છે તેમ બીજી પદવીઓ સાથે સાથે થાય તો સારૂં. આ વાર્ત્તાલાપની હકીકત મહરાજશ્રી પાસે મુકવામાં આવી કે પં. મહારાજશ્રી દેવવિજયજી વિગેરેને ઉપાધ્યાયાદિ પદવી અપાય તો સારૂ. પં.મા. શ્રી દેવવિજયજી મહા-

રાજે જણાવ્યું. કે એક પદવી થાય તે બસ છે. બીજાને અત્યારે પદવીની જરૂરીયાત નથી. વળી મને પંન્યાસ પદવી ગુરૂશ્રીના હસ્તે મળી છે તે બસ છે. સંઘે જણાવ્યું કે આ બાબતમાં આપશ્રીને કાંઇપણ બોલવા જરૂર નથી. અવસરે જે કાંઇ પણ બનવાનું હોય છે તે બને છે અવસર ગયા પછી કાંઇપણ બનતું નથી. અમો ઇચ્છીયે છીયે કે બીજી ત્રણ પદવીઓ આ સાથે થાય તો સારૂ. પં. મા.શ્રી દેવવિજયજીને ઉપાધ્યાય પદવી, પં. શ્રી લાભવિજયજીને પ્રવર્ત્તક પદવી અને શ્રી વિનયવિજયજી વયોવૃદ્ધ હોવાથી તેમને સ્થવિર પદવી. આ :બાબત મોટા મહારાજશ્રીની અનુમતિ મળતાં આ બાબત પણ ચોક્કસ થઇ ગઇ. આ દિવસોમાં અમદાવાદના જોશી દુર્ગાપ્રસાદ મહારાજશ્રી વિગેરેને વંદન કરવા અત્રે આવતાં પંન્યાસશ્રી દેવવિજયજીની હાજરીમાં આચાર્યાદિ પદવીનું મુહૂર્ત્ત જોવરાવ્યું અને તે કાર્તિક વદી છઠ્ઠને ગુરૂવારનું નક્કી થયું. આ મુહૂર્ત્ત નક્કી થયા બાદ યોગ્ય રીતે કુંમકુંમ પત્રિકાઓ ઠેર ઠેર મોકલવામાં આવી.

### —કુંકોતરીની નકલ—

શ્રી ભાવનગર મધ્યે સદ્ગુરૂ શ્રીમદ્ પં. મહારાજ
શ્રી કેશરવિજયજી ગણિને આચાર્યપદ પ્રદાન
નિમત્તે શ્રી સંઘને આમંત્રણ પત્રિકા.

पुण्यानां प्रभवं प्रतापभवनं, विश्वोत्तमं पावनं, ।
दिव्यार्थ प्रति पादकं भवगतेः संभेदकं कामदं ॥
मोहाग्नि प्रसर प्ररोधकमह सद्बोध संतोषदं ।
श्री चिन्तामणी पार्श्वनाथ मनिशं, वंदेऽपवर्ग प्रदं ॥१॥

सदयहृदयकान्तं पूज्यमानं सुभव्यै
ग्रंथित ललित पद्यै, वर्ण्यमानं कवीन्द्रैः ॥
जिनचरण सरोजे सर्वदैकाग्रचित्तं
विजयकमलसूरिं संस्तुवे प्रीति पूर्वम् ॥२॥

સ્વસ્તિ શ્રી પાર્શ્વજીનં પ્રણમ્ય મહાશુભસ્થાને શ્રી
નગરે, પુન્ય પ્રભાવક, દેવગુરૂભક્તિકારક, તત્ત્વત્રય-
સમારાધક, જીનશાસનોન્નતિકારક, નમસ્કારમહામંત્ર સ્મારક,
પરમશ્રદ્ધાળુ સ્વધર્મ બન્ધુ શ્રીયુત શ્રેષ્ટિવર્ય

આદિની સેવામાં, શ્રી

ભાવનગર બંદરથી લી૦ શેઠ ડોસાભાઇ અભેચંદ તથા શેઠ
વાડીલાલ પુરૂષોત્તમદાસ રાણપુરવાળા વિગેરે સંઘ સમસ્તના
જયજીનેંદ્ર બહુમાનપૂર્વક અવધારશોજી, અત્રે દેવગુરૂ
અને ધર્મ પસાયથી આનંદમંગળ વર્તે છે, આપ શ્રી
સંઘના આનંદ મંગળ જનક સમાચાર ઇચ્છીએ છીએ.
વિશેષ વિનંતિ કે તપોગચ્છાધિપતિ પૂજ્યપાદ શ્રી ૧૦૦૮
બુટ્ટેરાયજી મહારાજના શિષ્ય, જૈન શાસન મહોન્નતિ
કારક પ્રાત સ્મરણિય, પૂજ્યપાદ શ્રી ૧૦૦૮ શ્રી મૂલચંદજી
ગણી મહારાજના શિષ્ય પરમપૂજ્ય પરમશાંતમૂર્તિ બાલ
બ્રહ્મચારી પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રી વિજયકમળ સૂરી
શ્વરજી મહારાજના અગ્રપટ્ટધર, પ્રશાતમૂર્ત્તિ, યોગનિષ્ઠ
પૂજ્યપાદ પંન્યાસજી શ્રી કેશરવિજયજી મહારાજ તથા
પં. મા. શ્રી દેવવિજયજી તથા પંન્યાસજી શ્રી લાભવિજયજી
આદિ મુનીવૃંદોના ઠાણા ૧૦ શિષ્ય પ્રશિષ્ય સહ અમારા
સદ્ભાગ્યના ઉદયથી અત્રે ચાતુર્માસ રહ્યા છે. તેઓશ્રીના

ચાતુર્માસ પ્રસંગે પૂજ્યપાદ પંન્યાસજી મહારાજ શ્રી કેશરવિજયજી ગણિતરફથી આત્મજાગૃતિમય દેશના રૂપ વચનામૃતનો જૈન તથા જૈનેતર પ્રજાને અપૂર્વ લાભ પ્રાપ્ત થયો છે, તેઓશ્રીની આત્મ જાગૃતિ તથા શાંતિ અપૂર્વ હોવાથી અત્રેનો સંઘ યોગ્ય વ્યક્તિને યોગ્ય સન્માન આપવા એક નિશ્ચય ઉપર આવવાથી શ્રીમદ્ પંન્યાસજી કેશરવિજયજી ગણિ મહારાજને આચાર્ય પદવી સમર્પણ કરવા માટે શ્રી સંઘે નિર્ણય કરેલો છે. પ્રસ્તુત નિર્ણયને તેમના પૂજ્યપાદ સ્વર્ગસ્થ બાલ બ્રહ્મચારી ૧૦૦૮ ગુરૂ શ્રીમદ્ વિજયકમલ સૂરીશ્વરજીએ સ્વહસ્તાક્ષરથી લિખિત બુકમાં પોતાના પટ્ટધર તરીકે શ્રી કેશરવિજયજી ગણિને આચાર્ય પદવી આપવા માટે અમદાવાદના નગર શેઠ વિમળભાઈ મયાભાઈ પ્રેમાભાઈ ઉપર કરેલા ઉલ્લેખ ઉપ-રથી તેમજ તેઓશ્રીએ આચાર્યપદને ઉચિત સૂરિમંત્રનું આરાધન કરેલું હોવાથી અધિક પુષ્ટિ મળી છે, પદવીપ્રદા-નને અંગે થનારા અનેક શુભકાર્યોના મુહુર્ત્તો નીચે પ્રમાણે છે.

## કાર્તિક શુદી ૧૫ શુક્રવાર.

સદ્ગૃહસ્થ શેઠ વાડીલાલ પુરૂષોત્તમભાઈ રાણપુરવાળા તરફથી કુંભસ્થાપના તથા અખંડદીપનું સ્થાપન કરવામાં આવશે. તેમજ શ્રી સિદ્ધાચળજીની રચના ઉપર તેમના તરફથી પ્રભુજી પધારવામાં આવશે. અત્રેના સદ્ગૃહસ્થ વોરા સાકરચંદ ખુશાલ તરફથી અષ્ટાન્હિકા મહોત્સવ શરૂ કરવામાં આવશે. તેમાં વિવિધ સંગીત સાથે જુદી જુદી પૂજાઓ ભણાવવામાં આવશે. અને અનેક પ્રકારની આંગી

રચના વિગેરેથી પરમાત્માની સવિશેષ ભક્તિ કરવામાં આવશે.

કાર્તિક વદી ૪ ભોમવાર. મોટા દહેરાસરજીમાં શ્રી સિદ્ધાચળજીની રચના સન્મુખ નવગ્રહ, દશદિક્પાલ, અષ્ટ-મંગલ તથા નંદાવર્ત્તનું પૂજન કરવામાં આવશે.

કાર્તિક વદિ ૫ બુધવાર. રાણપુરવાળા શેઠ વાડીલાલ પુરૂષોત્તમભાઈ તરફથી જલયાત્રાનો વરઘોડો વિશેષ ધામ-ધુમ સાથે ચડાવવામાં આવશે.

કાર્તિક વદી ૬ ગુરૂવાર. દાદાવાડીમાં શ્રી ચતુર્વિધ-સંઘ તરફથી સ્ટાન્ડર્ડ ટાઈમ ૧૧ાા વાગે પંન્યાસજી શ્રી કેશરવિજયજી ગણિને આચાર્ય પદાધિરોહણ કરવામાં આવશે તથા પંન્યાસજી શ્રી દેવવિજયજી મહારાજને મહોપાધ્યાયપદ તથા પંન્યાસજી લાભવિજયજીને પ્રવ-ર્ત્તક પદ અર્પણ કરવામાં આવશે. તેમજ જામનગર બીરાજમાન મુનીરાજ શ્રી વિનયવિજયજીને સ્થવિરપદ સમર્પણ કરવામાં આવશે. તેમજ તે પ્રસંગે સાધ્વીજી મનહરશ્રીજી તથા સાધ્વીજી સરસ્વતીશ્રીજીને વડીદિક્ષા આપવામાં આવશે. તથા ધોરાજીવાળા શ્રાવીકાબાઈ ઉજમ-બાઈને દિક્ષા આપવામાં આવશે. તે સમયે ઝવેરી મગનલાલ નગીનદાસ વીરચંદભાઇ વલસાડવાળા તરફથી શ્રીફળની પ્રભાવના કરવામાં આવશે. તેજ દિવસે બપોરે શેઠ વાડીલાલ પુરૂષોત્તમભાઇ રાણપુરવાળા તરફથી શાંતિસ્નાત્ર ભણાવ-વામાં આવશે અને સાંજે શ્રી સંઘનું સ્વામિવાત્સલ્ય તેમના તરફથી કરવામાં આવશે.

પ્રસ્તુત શુભ પ્રસંગો ઉપર પધારવાથી અત્રે બીરાજતા પરમોપકારી શાંતમૂર્તિ શ્રીમદ્ વૃદ્ધિચંદ્રજી મહારાજના શિષ્ય પૂજ્યપાદ સંયમવૃદ્ધ અને વયોવૃદ્ધ મુનિરાજશ્રી ઉત્તમવિજયજી મહારાજના. શાંતમૂર્તિ સન્મિત્રશ્રી કર્પુરવિજયજી મહારાજશ્રી તથા પંન્યાસજી મેરૂવિજયજી આદિ મુનીરાજોના અને શાંતગુણી પ્રવર્ત્તિની સાધ્વીજી શ્રી લાભશ્રીજી પ્રવર્તિની શ્રી આણંદશ્રીજી, સાધ્વીજી કમળશ્રીજી, સાધ્વીજી તિલકશ્રીજી, સાધ્વીજી ઉત્તમશ્રીજી, સાધ્વીજી જંબુશ્રીજી અને સાધ્વીજી ચંપાશ્રીજી વિગેરેના દર્શનનો પણ અપૂર્વ લાભ મળશે. માટે આપશ્રી સંઘને અમારી ગૌરવભરી નમ્ર વિનંતિ છે કે આ અપૂર્વ પ્રસંગે આપ સહકુટુંબ અત્રે પધારી શાસનની શોભામાં વધારો કરી અમોને આનંદીત કરશોજી.

| ભાવનગર.<br>વીર સં, ૨૪૫૩. વિક્રમ<br>સં. ૧૯૮૩ કાર્તિક શુદી<br>૧૩. બુધવાર. | લી૦ સેવક,<br>ગીરધર આણંદજી.<br>પ્રમુખ—શ્રી ભાવનગર જૈન સંઘના<br>જયજીનેંદ્ર સ્વિકારશોજી. |
|---|---|



# પ્રકરણ ૪૩ મું.

## પદવી પ્રદાન મહોત્સવ.

ઉપર મુજબની કંકોતરીઓ દરેક ગામ તથા શહેરના સંઘો ઉપર તેમજ કેટલીયે વ્યક્તિઓ ઉપર જતાં હજારો માણસો તેમજ ભાવિક ભક્તો યોગ્યને યોગ્યમાન દેવાના પ્રસંગે ભાવનગર આવી પહોંચ્યા. દાદાસાહેબની વાડીમાં મોટો સમીયાણો નાખવામાં આવ્યો હતો. તેની મધ્યમાં ચાંદીનું સમવસરણ ગોઠવવામાં આવ્યું હતું. તેના ઉપર ચતુર્મુખ જીનબિંબ પધરાવવામાં આવ્યાં હતાં. બરોબર નવ વાગે ક્રિયા શરૂ કરવામાં આવી. આ પ્રસંગે સ્ત્રિપુરૂષોનો સમુદાય બેસુમાર એકત્ર થયો હતો. સ્થાનકવાસી અને દિગંબરી બન્ધુઓ પણ આવ્યા હતા. બધા મળીને લગભગ છ હજાર માણસો હાજર થયા હતા. માણસોને બેસવાની ગોઠવણ જૈન યુવકમંડળ તથા વડવા જૈન મિત્રમંડળે બહુ સારી રાખી હતી; તેથી સાદ્યંત શાંતિ જળવાઈ હતી. પં. મા. શ્રી દેવવિજયજી તથા પં. શ્રી લાભવિજયજી બંનેને પ્રથમ નંદિની ક્રિયા કરાવી ઉપાધ્યાય પદ તથા પ્રવર્ત્તકપદ પં. મા. શ્રી કેશરવિજયજીએ અર્પણ કર્યું તે પછી બીજીવાર નંદિની ક્રિયા ઉપાધ્યાય શ્રી દેવવિજયજીએ કરી અને ફરી તેમને મહોપાધ્યાયપદ અર્પણ કરવામાં આવ્યું- તે પછી કેટલાક શ્રાવક શ્રાવીકાઓને ચતુર્થાદિવ્રતો ઉચ્ચરાવ્યાં. બે સાધ્વીશ્રીમનહરશ્રીજી તથા સરસ્વતિશ્રીજીને વડી દિક્ષા આપવામાં આવી. તે પછી

બરોબર મુહુર્ત્તના ટાઇમે પં. મા. શ્રી કેશરવિજયજીએ નંદિને ફરતી ક્રિયા શરૂ કરી. મહો. મા. શ્રી દેવવિજયજી ક્રિયા કરાવતા હતા. શાસ્ત્રોક્ત ક્રિયા સંપૂર્ણ થતાં આચાર્ય મા. શ્રી વિજયકમળસૂરીશ્વરજીના મુખ્ય પટ્ટધર તરીકે તેમની આજ્ઞાનુસારે શ્રી વિજયકેશરસૂરીશ્વરને આચાર્ય પદવીનું આરોપણ શ્રી ચતુર્વિધ સંઘે કર્યું. મહો. મા. શ્રી દેવવિજયજી, પ્ર. પં. શ્રી લાભવિજયજી, પ્રવર્તની સાધ્વી શ્રી લાભશ્રીજી, આણંદશ્રીજી તથા નગરશેઠ વિમળભાઇ મયાભાઇ, શેઠ ગીરધભાઇ, કુંવરજીભાઇ, રાણપુરવાળા શેઠ વાડીલાલભાઇ, શ્રાવીકાબ્હેન વિજયા તથા કાંતા વિગેરે ચતુર્વિધ સંઘે મહારાજશ્રી કેશરવિજયજી ઉપર આચાર્ય પદવીનો વાસક્ષેપ નાખ્યા પછી આચાર્ય મહારાશ્રી વિજયકેશરસૂરીશ્વરજી નામ આપવામાં આવ્યું. આ વખતે મુનીવર્ગમાં આચાર્યશ્રીના સમુદાય ઉપરાંત શાંતમૂર્તિ મુનીરાજ શ્રી કર્પુરવિજયજી વિગેરે મુનીઓ, પ્ર. સાધ્વીજી લાભશ્રીજી આણંદશ્રીજી કમળશ્રીજી, ઉત્તમશ્રીજી, જંબુશ્રીજી વિગેરે પુષ્કળ સાધ્વી સમુદાય અને શ્રાવક વર્ગમાં અમદાવાદના નગરશેઠ વિમળભાઈ મયાભાઇ, રમણલાલ સારાભાઈ ડાહ્યાભાઈ, શેઠ પુંજાભાઇ દીપચંદ. ફુલચંદભાઈ ગુલાબચંદ, કાળીદાસ સવચંદ, સકુભાઈ તલકચંદ, રાણપુરના શેઠ વાડીલાલભાઈ પરસોત્તમ, વલસાડના ઝવેરી મગનલાલ નગીનભાઇ, ભરૂચના શેઠ ભુખણભાઈ ભગવાનદાસ તથા ચંદુલાલ નાથાભાઈ, બહારગામથી આવેલા બીજા અનેક માનવંતા ગૃહસ્થો અને ભાવનગરના શાહ ગીરધરલાલ આણંદજી, વોરા જગજીવન અમરચંદ, વોરા જુઠાભાઇ સાકરચંદ,

ગાંધી વલ્લભદાસ ત્રિભોવનદાસ. ફત્તેહચંદ ઝવેરભાઈ, કુંવરજીભાઈ આણંદજી, ગુલાબચંદભાઇ આણંદજી વિગેરે અને શ્રાવિકાઓ તેમજ દેશી પરદેશી પુષ્કળ સમુદાય એકત્ર મળ્યો હતો. તેમણે આચાર્ય પદવીની ઉદ્‌ઘોષણા કરી હતી. તેજ પ્રમાણે પં. મા. શ્રી. દેવવિજયજીને મહોપાધ્યાય પદવી તથા પં. શ્રી લાભવિજયજીને પ્રવર્ત્તક પદવીની ઉદ્‌ઘોષણા ચતુર્વિધ સંઘે કરી હતી અને જામનગરમાં બીરાજમાન મુનીરાજશ્રી વિનયવિજયજીને સ્થવીરપદ જાહેર કર્યું હતું. ત્યારપછી ત્રણે મહાત્મા ઉપર નંદી કરતી વખતે ત્રણ પ્રદક્ષિણા દેતાં ચતુર્વિધસંઘે વાસક્ષેપનો વરસાદ વરસાવ્યો હતો. અને તેઓ આસને બીરાજ્યા બાદ ચતુર્વિધ સંઘે વંદન કર્યું હતું. ત્યારબાદ આચાર્ય મહારાજશ્રીને વસ્ત્ર તથા કામળીઓ પ્રદાનની ક્રિયા શરૂ થઈ હતી. પ્રથમ નગરશેઠ વિમળભાઇ અને પછી વાડીલાલભાઈ અને તે પછી ક્રમસર વસ્ત્રપ્રદાન કરવામાં આવ્યું હતું. સંખ્યાબંધ કપડાં અને કામળીઓનો વરસાદ વરસ્યો હતો. આ ઉત્સવના માનમાં આજે તમામ વ્યાપારીઓએ વ્યાપાર બંધ રાખ્યો હતો, અને મીલ પણ બંધ રાખી હતી. આ પ્રમાણે ક્રિયા સમાપ્ત થતાં આ પ્રસંગની ખુશાલીને સૂચવનારા અભિનંદન આપનારા અને હૃદયનો પ્રેમ બતાવનારા સંખ્યાબંધ પત્રો અને તારો આવ્યા હતા. તેમાંના કેટલાક ભાઈ ગુલાબચંદ આણંદજીએ ખાસ વાંચી બતાવ્યા હતા.

આચાર્ય વિજયવલ્લભસૂરિએ બાગપત પંજાબથી લખ્યું હતું કે " પં. શ્રી કેશરવિજયજીની આચાર્ય પદવી માટે

કરણપૂર્વક મુબારકબાદી આપું છું.” આચાર્યશ્રી
તસાગરસૂરિ, દર્શનવિજયજી, ન્યાયવિજયજી, જ્ઞાન-
યજી વિગેરે એ લખ્યું હતું કે આપના મહાવ્રતોની
ળ છાપ મુનીવર્ગને દીપાવવા આપે કરેલા પ્રયત્નો અને
ાને શાંત રસમાં પ્રેરનારી રસાત્મક અદ્વિતિય વ્યાખ્યાન
ઇત્યાદિ આપના સામર્થ્યનો માપ આંકીને આચાર્ય
ાજ શ્રી વિજયકમલસૂરીશ્વરજીએ આપને આચાર્યપદ
ા આજ્ઞા કરેલી છે અને ભાવનગરનો સંઘ તે આજ્ઞાને
વંદ્ય ગણી જૈન જગતની સાક્ષીએ આપને સૂરિપદથી
ંત કરે છે, તે માટે અમો સહર્ષ અભિનંદન આપીએ
. આ પ્રમાણે ઘણા પત્રો અને તારો વંચાયા બાદ
ના નામો વાંચી જવામાં આવ્યાં હતાં તે પછી સ્થાનક-
સંઘ તરફથી ભાયાણી હરિલાલ જીવરાજે દિગંબરી
ો તરફથી ભાઈ વ્રજલાલ કેવળદાસે અને સામાન્ય
ર્ગ તરફથી પંડિત ફત્તેહચંદ કર્પુરચંદ લાલને મહા-
ીને ઘણા વિશિષ્ઠ શબ્દોમાં મુબારકબાદી આપી હતી.
માણે જૈન વર્ગના ત્રણે ફીરકા તરફથી સંમતિ જાહેર
બાદ વોરા જુઠાભાઈ સાકરચંદે બહારગામથી પધારેલા
શેઠ વિમળભાઈ મયાભાઇ વિગેરે ગૃહસ્થોનો આભાર
ા હતો.

ત્યારબાદ મહાવીર પરમાત્માના દર્શન કરીને આચાર્ય
ાજ સહિત સર્વ સમુદાય વરઘોડાના આકારમાં ગોઠ-
શહેરમાં આવ્યો હતો. અને ત્યાં મારવાડી વંડામાં
ાજશ્રીએ સમયોચિત દેશના આપી હતી તેમજ આ

પદવી
તે ઘણ
હર્ષ
નનું
થયા
સંઘ
વવામ
શ્રાવક
લગભ
વીશર
આવી
જૈન
તર
પણ
માટે
એક

અને
મુજ

બાલ
ચાંદા
દાસ
જુના

પદવી પ્રદાનથી પોતાની જવાબદારી કેટલી બધી વધી છે તે ઘણા સારા શબ્દોમાં જાહેર કર્યું હતું. શ્રી સંઘ તરફથી હર્ષ પ્રદર્શિત કરવામાં આવ્યો હતો. આચાર્ય પદવી પ્રદાનનું કાર્ય સવારના ભાગમાં બાર વાગ્યા સુધીમાં સમાપ્ત થયા બાદ બપોરે મોટા દહેરાસરજીના મંડપમાં ચતુર્વિધ સંઘ સમક્ષ સંપૂર્ણ વિધિ વિધાન સાથે શાંતિસ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું. શાંતિસ્નાત્ર ભણાઈ રહ્યા પછી તરતજ શ્રાવક શ્રાવીકાઓ સ્વામિવાત્સલ્યનો લાભ લેવા ગયા હતા. લગભગ છ હજાર માણસે લાભ લીધો હતો. વદી સાતમે વીશસ્થાનકની પૂજા ભણાવીને મહોત્સવની સમાપ્તિ કરવામાં આવી હતી. આચાર્ય પદવી પ્રદાનના આ મહોત્સવથી જૈન વર્ગમાંજ આનંદ પ્રસર્યો હતો તેમ નહિ પણ જૈનેતર વર્ગમાં અને ભાવનગર રાજ્યના અધિકારી વર્ગમાં પણ તેને માટે સવિશેષ હર્ષ થયો હતો. તે ઉપરથી તેને માટે કાર્તિક વદી આઠમે પ્રજા વર્ગના આગેવાનો તરફથી એક જાહેર મેળાવડો કરવામાં આવ્યો હતો.

આચાર્ય પદવી ઉપર મુબારક બાદીના ઘણા તારો અને પત્રો આવ્યા હતા. તેમાંના કેટલાક તારો નીચે મુજબના સ્થળેથી આવ્યા હતા.

લાહોર—જૈન આત્માનંદ સભા, બોરસદ—શેઠ અંબાલાલ નગીનદાસ, ભરૂચ—શેઠ છગનલાલ ખુબચંદ. ચાંદાસીટી—શેઠ અમરચંદ અગરચંદ, સુરત—શેઠ છબીલદાસ ધરમચંદ, અમદાવાદ—શેઠ લલ્લુભાઈ મનોરદાસ, જુનાગઢ—દડીયા મુળચંદ હીરજી તથા જૈનસંઘ અને જૈન

લાયબ્રેરી, રાંદેર—શેઠ છોટાલાલ નવલચંદ, બીલીમોરા—શેઠ કેસરીચંદ ભાણાભાઈ.

આ પ્રસંગે મુબારકબાદીના પત્રો તો અનેક આવેલા હતા તેમાંના કેટલાક લખનારાઓની નોંધ નીચે મુજબ છે.

મુંબઇ—શેઠ ભોળાભાઈ વાડીલાલ, ભરૂચ શેઠ અમૃતલાલ ત્રિભુવનદાસ ડાંગરવાળા, પાલીતાણા શ્રી યશોવિજય જૈન ગુરૂકુળ, જંબુસર દોલતવિજયજી જૈન લાયબ્રેરી, પેથાપુર વકીલ ડાહ્યાભાઇ હુકમચંદ સ્વરૂપચંદ, પુનમચંદ, વડોદરા શ્રી પાર્શ્વજીનમંડળ, જંબુસર શ્રી જૈન હિતવર્ધક મંડળ, વાંકાનેર શ્રી જૈનસંઘ, પાલીતાણા શ્રાવિકાશ્રમ. મુંબઇ શેઠ અંબાલાલ બુલાખીદાસ, અમદાવાદ વકીલ હરીલાલ મંછારામ, વડોદરા સંઘ સમસ્ત, મામાની પોળ, કોઠીપોળ, ઘોઘા શેઠ કાલા મીઠા સંઘ સમસ્ત, અમદાવાદ દોશી મણીલાલ નથુભાઇ બી. એ., શેઠ દલપતભાઇ ભગુભાઈ, ભરૂચ શેઠ છગનલાલ ન્હાલચંદ નાણાવટી, મુળી વકીલ જેચંદ વેલશી સંઘસમસ્ત, અમદાવાદ માસ્તર છગનલાલ ચુનીલાલ, માણસા સંઘ સમસ્ત, બોરસદ, નગીનદાસ વેણીચંદ સંઘસમસ્ત, શીહોર શેઠ વિઠ્ઠલભાઈ લાલજી, ઝીંઝુવાડા માસ્તર સુખલાલ રવજી, વડોદરા ડાહ્યાભાઈ મગનલાલ બી. એ. એલ. એલ. બી. અમદાવાદ કેશવલાલ મગનલાલ ઠાકરશી, વલસાડ લલ્લુભાઈ નારણજી દેશાઈ, ધરમપુર દરબારશ્રી વિજયદેવજી, અમદાવાદ ફોટોગ્રાફર મગનલાલ હરજીવન, પાલનપુર શા નાથાલાલ દલછાભાઈ, મુંબઇ શા. ગુલાબચંદ સૌભાગ્યચંદ, ઝવેરી મગ-

નભાઇ ધરમચંદ, જુનાગઢ શેઠ હરખચંદ ઉજમશી, બારડોલી શેઠ મંછુભાઈ ઉમાજી, વડોદરા પંડિત લાલચંદ ભગવાનદાસ, વિજાપુર શેઠ નગીનદાસ ઝવેરચંદ, મુંબઈ મુનીશ્રી દર્શનવિજયજી, તથા જ્ઞાનવિજયજી, તથા ન્યાયવિજયજી, પેથાપુરથી અજીતસાગરસૂરિજી, લીંબડી મુનીશ્રી ધર્મવિજયજી વિગેરે.

## પ્રકરણ ૪૪ મું.

### યોગને યોગ્ય માન.

"જૈન" પત્રનો આ પ્રસંગનો અહેવાલ.

આચાર્ય પદવીપ્રદાન પ્રસંગ કેમ ઉદ્‌ભવ્યો અને તેનો મહોત્સવ કેવી રીતે ઉજવાયો, તે પ્રસંગે શું શું ધાર્મિક કાર્યો થયાં તેનો ટુંક છતાં રસીક એકત્ર અહેવાલ ભાવનગરના 'જૈન' પત્રે લખ્યો હતો. પ્રસંગને અંગે બહુજ ટુંકાણમાં અગાઉ વર્ણન અપાઈ ગયું છે પણ આ નોંધ અતિ મહત્વની તથા ઉપયોગી હોવાથી અત્રે જણાવેલ છે. ઉક્ત 'જૈન' પત્રને જૈન સમાજ સારી પેઠે વાંચતો હોવાથી તથા તેનો પ્રચાર હિંદમાં ચોતરફ હોવાથી એ અહેવાલ સહુને ઉપયોગી થઇ શકે એમ સમજી અહિં આપવામાં આવે છે.

લાયબ્રેરી, રાંદેર—શેઠ છોટાલાલ નવલચંદ, બીલીમોરા—શેઠ કેસરીચંદ ભાણાભાઇ.

આ પ્રસંગે મુબારકબાદીના પત્રો તો અનેક આવેલા હતા તેમાંના કેટલાક લખનારાઓની નોંધ નીચે મુજબ છે.

મુંબઇ—શેઠ ભોળાભાઈ વાડીલાલ, ભરૂચ શેઠ અમૃતલાલ ત્રિભુવનદાસ ડાંગરવાળા, પાલીતાણા શ્રી યશોવિજય જૈન ગુરૂકુળ, જંબુસર દોલતવિજયજી જૈન લાયબ્રેરી, પેથાપુર વકીલ ડાહ્યાભાઇ હુકમચંદ સ્વરૂપચંદ, પુનમચંદ, વડોદરા શ્રી પાર્શ્વજીનમંડળ, જંબુસર શ્રી જૈન હિતવર્ધક મંડળ, વાંકાનેર શ્રી જૈનસંઘ, પાલીતાણા શ્રાવિકાશ્રમ. મુંબઇ શેઠ અંબાલાલ બુલાખીદાસ, અમદાવાદ વકીલ હરીલાલ મંછારામ, વડોદરા સંઘ સમસ્ત, મામાની પોળ, કોઠીપોળ, ઘોઘા શેઠ કાલા મીઠા સંઘ સમસ્ત, અમદાવાદ દોશી મણીલાલ નથુભાઇ બી. એ., શેઠ દલપતભાઇ ભગુભાઈ, ભરૂચ શેઠ છગનલાલ ન્હાલચંદ નાણાવટી, મુળી વકીલ જેચંદ વેલશી સંઘસમસ્ત, અમદાવાદ માસ્તર છગનલાલ ચુનીલાલ, માણસા સંઘ સમસ્ત, બોરસદ, નગીનદાસ વેણીચંદ સંઘસમસ્ત, શીહોર શેઠ વિઠ્ઠલભાઈ લાલજી, ઝીંઝુવાડા માસ્તર સુખલાલ રવજી, વડોદરા ડાહ્યાભાઈ મગનલાલ બી. એ. એલ. એલ. બી. અમદાવાદ કેશવલાલ મગનલાલ ઠાકરશી, વલસાડ લલ્લુભાઈ નારણજી દેશાઈ, ધરમપુર દરબારશ્રી વિજયદેવજી, અમદાવાદ ફોટોગ્રાફર મગનલાલ હરજીવન, પાલનપુર શા નાથાલાલ દલછાભાઈ, મુંબઇ શા. ગુલાબચંદ સૌભાગ્યચંદ, ઝવેરી મગ-

નભાઇ ધરમચંદ, જુનાગઢ શેઠ હરખચંદ ઉજમશી, બારડોલી શેઠ મંછુભાઇ ઉમાજી, વડોદરા પંડિત લાલચંદ ભગવાનદાસ, વિજાપુર શેઠ નગીનદાસ ઝવેરચંદ, મુંબઈ મુનીશ્રી દર્શનવિજયજી, તથા જ્ઞાનવિજયજી, તથા ન્યાયવિજયજી, પેથાપુરથી અજીતસાગરસૂરિજી, લીંબડી મુનીશ્રી ધર્મવિજયજી વિગેરે.



## પ્રકરણ ૪૪ મું.



## યોગને યોગ્ય માન.

"જૈન" પત્રનો આ પ્રસંગનો અહેવાલ.



આચાર્ય પદવીપ્રદાન પ્રસંગ કેમ ઉદ્ભવ્યો અને તેનો મહોત્સવ કેવી રીતે ઉજવાયો, તે પ્રસંગે શું શું ધાર્મિક કાર્યો થયાં તેનો ટુંક છતાં રસીક એકત્ર અહેવાલ ભાવનગરના 'જૈન' પત્રે લખ્યો હતો. પ્રસંગને અંગે બહુજ ટુંકાણમાં અગાઉ વર્ણન અપાઈ ગયું છે પણ આ નોંધ અતિ મહત્વની તથા ઉપયોગી હોવાથી અત્રે જણાવેલ છે. ઉક્ત 'જૈન' પત્રને જૈન સમાજ સારી પેઠે વાંચતો હોવાથી તથા તેનો પ્રચાર હિંદમાં ચોતરફ હોવાથી એ અહેવાલ સહુને ઉપયોગી થઇ શકે એમ સમજી અહિં આપવામાં આવે છે.

## ભાવનગરમાં ઉત્સાહ આનંદની રેલમછેલ.

### શ્રી સંઘનો નિર્ણય.

સદ્‌ગત આચાર્ય મહારાજશ્રી વિજયકમલસૂરીશ્વરજીના પટ્ટધર પ્રશાંત મૂર્ત્તિ પં. શ્રી કેશરવિજયજી મહારાજના ચાતુર્માસ દરમિયાન તેઓશ્રીની આત્મ જાગૃતિમય દેશનાથી અત્રેની જૈન તેમજ જૈનેતર જનતાને અદ્વિતિય લાભ મળ્યો છે. તેમની યોગ રસિકતા, શાન્તમુદ્રા તથા તેમના ગુરૂ શ્રીમદ્ વિજયકમલ સૂરીશ્વરજીએ સ્વહસ્તાક્ષરથી તેમને આચાર્ય પદવી સમર્પણ કરવા રાજનગરના શેઠ વિમળભાઇ મયાભાઇ પ્રેમાભાઇ ઉપર કરેલા ઉલ્લેખથી તેમની યોગ્યતાના સન્માનરૂપ તેઓશ્રીને આચાર્ય પદવી આપવાનું તથા પં. શ્રી દેવવિજયજી મહારાજને મહોપાધ્યાય પદ અને પં. શ્રી લાભવિજયજી મહારાજને પ્રવર્ત્તક પદ સમર્પણ કરવાને અત્રેના શ્રી સંઘે એકી અવાજે નિર્ણય કરેલો હોવાથી તે શુભ કાર્યનો કાર્ત્તિક શુદી પુનમથી અત્રે ઘણીજ ધામધુમપૂર્વક પ્રારંભ કરવામાં આવ્યો હતો.

### અઠ્ઠાઇ મહોત્સવ.

આ પ્રસંગને અંગે કાર્ત્તિક શુદી પુનમથી અઠ્ઠાઇ મહોત્સવની શરૂઆત કરવામાં આવતાં પ્રાતઃકાળે રાણપુર નિવાસી શેઠ વાડીલાલ પુરૂષોત્તમદાસ તરફથી કુંભસ્થાપના, પ્રતિમા પધરાવવાની તથા બીજી કેટલીક ક્રિયાઓ કરવામાં આવી હતી. મોટા દહેરાસરના રંગમંડપમાં તીર્થાધિરાજ શત્રુંજયની સુંદર રચના કરવામાં આવી હતી. રંગમંડપને તથા દહેરાસરને વિજળીની બત્તીઓથી શણગારવામાં આવ્યો

હતો. તથા હંમેશાં વોરા જુઠાભાઈ સાંકરચંદ ખુશાલ તરફથી ભણાવવામાં આવેલ વિવિધ પૂજાઓ અને રાત્રે ભાવનામાં જાણીતા ગવૈયા પ્રાણસુખભાઈએ મનોહર સંગીત સંભળાવી હજારો શ્રોતાઓને ભક્તિ રસનું પાન કરાવ્યું હતું. આ વખતે વડવાજૈનમિત્રમંડળે સારો બંદોબસ્ત જાળવ્યો હતો.

## સ્વાગત.

આ પ્રસંગનો લાભ લેવાને માટે બહારગામથી મહેમાનો સારી સંખ્યામાં પધાર્યા હતા. તેઓનું સ્વાગત કરવાને માટે ખાસ સ્વયંસેવકો કાળજી રાખતા, પધારેલા સદ્‌ગૃહસ્થોમાં ખાસ કરીને નગરશેઠ વિમળભાઈ મયાભાઈ. રમણભાઈ સારાભાઈ ડાહ્યાભાઈ, પુંજાલાલ દીપચંદ અમદાવાદ, શેઠ વાડીલાલ પુરૂષોત્તમ, શા. ધરમચંદ નાગરદાસ પુરૂષોત્તમ રાણપુર, ઝવેરી મગનલાલ નગીનદાસ વીરચંદ વલસાડ, ભુખણદાસ ભગવાનદાસ ભરૂચ, શેઠ નાનચંદ ફીકાભાઈ સુરત. નગરશેઠ તલાટી મથુરદાસ છગનલાલ દહેગામ, મણીલાલ ધરમચંદ અંકલેશ્વર, ઘેલાભાઈ પુલચંદ બીલીમોરા, મોહનલાલ સ્વરૂપચંદ આમોદ, નરોતમદાસ અમીચંદ બોટાદ, શેઠ મણીલાલ બેચરદાસ કુંડલા, વાડીલાલ કેશવલાલ વડોદરા, ખોડીદાસ માધવજી વઢવાણ કેમ્પ, તથા પાલીતાણા, શીહોર, વરતેજ અને આસપાસના ગામોમાંથી લગભગ એક હજાર શ્રાવકો પધાર્યા હતા. બહાર ગામના મ્હેમાનો માટે અત્રેના શ્રી સંઘ તરફથી રસોડું ખોલવામાં આવ્યું હતું.

## પૂજન રાત્રિ જગાઓ ઇત્યાદિ.

આ મહોત્સવના અંગે કાર્તિક વદી ૩ના દિવસે વોરા હઠીસંગ ઝવેરચંદને ત્યાં સ્ત્રિઓને રાત્રીજગો આપી પ્રભાવના કરી હતી. વદી ચોથના દિવસે મોટા દહેરાસરજીમાં શ્રી સિદ્ધાચળની રચના સમક્ષ નવગ્રહ, દશદિગ્પાળ, અષ્ટ-મંગળ, તથા નંદાવર્ત્તનનું પૂજન કરવામાં આવ્યું હતું, વદી પાંચમના દિવસે દાદાવાડીમાં તથા મોરારશાની વાડીમાં વરતેજના ભાવસાર સંઘ સમુદાય તરફથી સ્ત્રી પુરૂષોનું રાત્રી જાગરણ આપી પ્રભાવના કરવામાં આવી હતી. તથા વદી ૬ના રોજ રાણપુરથી પધારેલા શેઠ વાડીલાલ પુરૂષો-ત્તમદાસ તરફથી વડવામાં પોતાને ઉતારે શાંતિકલશ પધરાવી વડવા જૈન ઉપાશ્રયમાં સ્ત્રિપુરૂષોને રાત્રિજગો આપી તેમના તરફથી પ્રભાવના કરવામાં આવી હતી.

## વરઘોડો.

કાર્તિક વદી પાંચમ બુધવારે શેઠ વાડીલાલભાઇ પુરૂ-ષોત્તમ તરફથી બપોરના બે વાગે મોટા દહેરાસરથી બે બે બેન્ડવાજાં, સંગીતમંડળનો ખટારો, રથ, ઇંદ્રધ્વજ તથા રાજ્યની રિયાસત, પાલખી, પોલીસો, પલટણ સહિત ધામ-ધુમ પૂર્વક વરઘોડો ચડાવી શહેરના જાહેર રસ્તાઓ ઉપર ફેરવવામાં આવ્યો હતો. આ પ્રસંગે મુની મહારાજાઓ, સાધ્વીજીઓ, તથા ત્રણે ફિરકાના જૈન તેમજ જૈનેતરોની સંખ્યા મોટી વરઘોડામાં સાથે હતી. શ્રીવડવાજૈનમિત્રમંડળ અને શ્રી યુવકસંડળે સારી વ્યવસ્થા જાળવી હતી.

## ત્રણે ફીરકાનો ઉત્સાહ.

કાર્તિક વદી ૬ ના દિવસે પદવીપ્રદાન મહોત્સવ હોવાથી શ્વેતાંબર, દિગંબર તથા સ્થાનકવાસી ફિરકાઓમાં અપૂર્વ ઉત્સાહ વ્યાપી રહ્યો હતો. શહેરની મીલ, કારખાનાઓ, ખાંડબજાર, સટ્ટાબજાર, દાણાબજાર, ઇત્યાદિ તમામ બજારો બંધ રાખવામાં આવ્યાં હતાં. દાદાવાડીના મેદાનમાં ખાસ મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. ત્યાં સવારના આઠ વાગ્યાથી હજારો માણસોની મેદની ભરાવા લાગી. અને નવ વાગે શાંતમૂર્તિ કપુરવિજયજી પં. મા. શ્રી કેશરવિજયજી પં. મા. શ્રી દેવવિજયજી તથા શિષ્યમંડળ, પ્રવર્તિની સાધ્વીજી, શ્રી લાભશ્રીજી, પ્રવર્ત્તિની શ્રી આણંદશ્રીજી વિગેરે સાધ્વીઓ, ત્રણે ફિરકાના સદ્ગૃહસ્થો. માનનીય મહેમાનો ઇત્યાદિ જૈન જૈનેતરો મળી આશરે છ હજાર સ્ત્રિપુરૂષોથી મંડપ ભરપૂર ભરાઈ ગયો હતો.

## પ્રારંભ.

પ્રારંભમાં પં. મા. શ્રી કેશરવિજયજી મહારાજ પં. મા. શ્રી દેવવિજયજી માહારાજ પં. શ્રી લાભવિજયજી મહારાજે વર્ધમાન-તપની ઓળી. વીશસ્થાનકની ઓળી, શ્રાવકના બારવ્રત તથા ચતુર્થવ્રત આરાધનાની ક્રિયા કરાવ્યા બાદ સાધ્વીજી શ્રી મનહરશ્રીજીતથા સાધ્વીજી શ્રી સરસ્વતિશ્રીજીને 'વડીદિક્ષા' આપવામાં આવી હતી.

## સહાનુભૂતિના સંદેશાઓ.

બાદ શેઠ ગુલાબચંદ આણંદજીએ પં. શ્રી કેશરવિ-

જયજી મહારાજને આચાર્ય પદવી માટે અભિનંદ આપતા તથા આ શુભ કાર્યમાં તેઓશ્રી ફત્તેહમાં નીવડે એવી અંતરની ભાવનાઓથી સહાનુભૂતિ દર્શાવનાર બહારગામથી આવેલા તાર તથા પત્રો વાંચી સંભળાવ્યા હતા; જેમાંના કેટલાકની નોંધ નીચે મુજબ છે.

## આચાર્ય શ્રી વિજયવલ્લભ સૂરીશ્વરજી.

બાગપત, શ્રી જૈન વિશ્રામમંદિર મુંબઈ, શાહ લલ્લુભાઇ મનોરદાસ અમદાવાદ. શેઠ કેસરીચંદ ભાણાભાઈ બીલીમોરા, શ્રી હરીપુરા જૈન સંઘ તથા શા. છબીલદાસ ધરમચંદ સુરત, શેઠ છોટાલાલ નવલચંદ રાંદેર, શેઠ અમરચંદજી અગરચંદજી ચાંદા સી. પી. શેઠ અંબાલાલ નગીનદાસ, શાહ વાડીલાલ કેશવલાલ વડોદરા, શ્રીવેજલપુરજૈન સંઘ તથા ચંદુલાલ નાથાભાઇ ભરૂચ, શ્રીજુનાગઢજૈનસંઘ તથા જૈન લાયબ્રેરી, આચાર્યશ્રી અજીતસાગરજી–પેથાપુર,

તેઓશ્રી લખે છે કે “ આજનો યુગ આપને આચાર્ય પદવીથી વિભૂષિત કરવા આગ્રહ કરે છે અને તે સ્વિકારવો એ આપ જેવા મહાત્મા પુરૂષોને ઘટીતજ છે. ભાવનગર સંઘે આપને પરમયોગ્ય પુરૂષ માની યોગ્યપદવીવડે વિભૂષિત થયેલા જોવાનો અભિલાષા જાહેર કરેલ છે. તે પૂર્ણ થાઓ ! અમો ભાવનગરના શ્રીસંઘને તે કાય માટે ધન્યવાદ આપીએ છીએ”

મુંબઇથી મુનીમહારાજશ્રી દર્શનવિજયજી, શ્રી જ્ઞાનવિજયજી તથા શ્રી ન્યાયવિજયજી લખે છે કે “ આપના મહાવ્રતોની નિર્મળ છાપ મુનીમાર્ગ દીપાવવા કરેલ પ્રયત્નો

જનતાને શાંત રસમાં પ્રેરનારી રસાત્મક અદ્વિતિય પ્રવચન શૈલી ઇત્યાદિ સામર્થ્ય સમૂહનું માપ આંકી આચાર્ય માહારાજ શ્રી વિજયકમળસૂરીશ્વરજી મહારાજે આપને આચાર્ય પદ આપવાની આજ્ઞા કરી છે અને ભાવનગરનો સંઘ તે આજ્ઞાને શિરોવંદ્ય ગણી જૈન જગતની સાક્ષીએ આપને સૂરિપદથી વિભૂષિત કરે છે તે જાણી અમો સહર્ષ અભિનંદન આપીએ છીયે. આપ એ સૂરિપદના સિંહાસને બેસી વીરગર્જનાથી જનતાના હૃદયમંદિરમાં નિર્ભયતાના પાઠો પ્રેરી મિથ્યાત્વ-વાદને દૂર કરો. "आणाए धम्मो" એ ધર્મને જગત્‌વ્યાપી બનાવો એજ અભ્યર્થના અને અનુમોદના."

મુની મહારાજશ્રી ધર્મવિજયજી જંબુસર, મુની મહારાજશ્રી વીવેકવિજયજી તથા પં. શ્રી ઉમંગવિજયજી અમદાવાદ, મુની મહારાજશ્રી ધર્મવિજયજી લીંબડી, શેઠ દલપતભાઇ ભગુભાઇ, શા. કેશવલાલ મગનલાલ, દોશી મણીલાલ નથુભાઇ બી. એ, શા. કચરાભાઈ અમૃતલાલ અમદાવાદ, ઝવેરી મોહનલાલ ચુનીલાલ, શા. અંબાલાલ બુલાખીદાસ, બાબુ રતનલાલ ચુનીલાલ પન્નાલાલ ઝવેરી, ભોળાભાઇ વાડીલાલ વિગેરે મુંબઇ, ધી કાંટાનો સમસ્ત સંઘ, શા. નાનચંદ મુળચંદ ઝવેરી જેઠાલાલ ચુનીલાલ, તથા ચુનીલાલ રીખભદાસ, શા મોહનલાલ લખમીચંદ, શા. ચમનલાલ મુલચંદ, શ્રી પાર્શ્વજીનમંડળ, તથા અંબાલાલ છોટાલાલ વિગેરે વડોદરા, શ્રી વાંકાનેર જૈનસંઘ સમસ્ત, શ્રી પેથાપુર જૈનસંઘ સમસ્ત, વકીલ ડાહ્યાભાઇ હકમચંદ તથા સ્વરૂપચંદ પુનમચંદ, ઘોઘા જૈનસંઘસમસ્ત, શાહ જેચંદ વેલસી મુલી, શાહ છગન-

લાલ ન્યાલચંદ નાણાવટી, તથા અમૃતલાલ ત્રિભોવનદાસ ભરૂચ. શાહ લલ્લુભાઇ નારણજી વલસાડ, શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુલ તથા શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાળાશ્રમ પાલીતાણા. શેઠ વિઠ્ઠલદાસ વાલજી શીહોર, શ્રી જૈન હિતવર્ધક મંડળ જંબુસર, તથા બીજા જુદા જુદા ગામના શ્રી સંઘના તથા સદગૃહસ્થોના સંદેશાઓ પણ આવ્યા હતા.

## ત્રણે ફિરકાનો ટેકો.

બાદ ભાયાણી હરીલાલ જીવરાજે જણાવ્યું કે આજનો આ માંગલિક પ્રસંગ ઉજવતાં અમોને અતિ હર્ષ થાય છે. હંમેશાં મહાપુરૂષોનો પ્રભાવ અદ્વિતિય હોય છે. તેમના પ્રભાવથી માનવીઓના વેરભાવ ક્ષણવારમાં શમી જાય છે. આજે આ પ્રભાવિક ગુરૂશ્રી કેશરવિજયજી મહારાજશ્રીના પ્રભાવથી ભાવનગરના શ્વેતાંબર, દિગંબર તથા સ્થાનકવાસી ત્રણે ફિરકાઓનો જે એક અવાજ છે તેમાં આ પ્રસંગથી વિશેષ વધારે થાય છે. હું આ પ્રસંગે અત્રેના દિગંબર તથા સ્થાનકવાસી સંઘતરફથી પં. મા. શ્રીકેશરવિજયજી મહારાજશ્રીને આચાર્ય પધવી સમર્પણ કરવામાં આવે છે તે માટે અભિનંદન આપું છું. તેઓશ્રી આ પદવી પ્રાપ્ત કરી વિજયવંત નિવડો એમ અમો અંતઃકરણ પૂર્વક ઇચ્છીયે છીયે. બાદ પંડીત ફતેહચંદ કપુરચંદ લાલને બહારગામથી પધારેલા માનનીય મહેમાનો તરફથી મહારાજશ્રીને આચાર્ય પદવી આપવા માટે અભિનંદન આપી તેઓશ્રી વિજયવંત નીવડે એમ પ્રાર્થના કરી હતી; જેને વોરા જુઠાભાઇ સાકરચંદે તેઓશ્રીનો આભાર માની ટેકો આપ્યો હતો.

**પદવી પ્રદાન.**

ત્યારબાદ પદવી પ્રદાનને અંગે શરૂ કરવામાં આવેલી ક્રિયાવિધિ લગભગ ૧૧॥ વાગ્યા સુધી ચાલી હતી. દરમિયાન સભામંડપમાં બેઠેલા મુની મહારાજો, સાધ્વીજીઓ, તથા જૈન જૈનેતર બંધુઓએ, શ્રી જૈન યુવકમંડળ તથાશ્રી વડવા જૈન મિત્રમંડળના પ્રયાસથી શાંતિપૂર્વક તમામ ક્રિયા વિધિ શ્રવણ કરી હતી. જ્યારે પં. શ્રી કેશરવિજયજી મહારાજને મહાન્ આચાર્ય પદવી, પં. શ્રી દેવવિજયજી મહારાજને મહોપાધ્યાય પદવી તથા પં. શ્રી લાલવિજયજી મહારાજને પ્રવર્તક પદવી આપ્યાની સવા અગીઆર વાગે ઘોષણા થઇ હતી, ત્યારે રાજનગરના નગરશેઠ વિમળભાઇ મયાભાઇ, રાણપુરના શેઠ વાડીલાલ પુરૂષોતમદાસ તથા હજારો સ્ત્રિપુરૂષોએ જયઘોષણા કરી વાસક્ષેપ તથા અક્ષતથી સૌ કોઇએ વધાવી લીધા હતા. તથા સેંકડો શ્રાવક શ્રાવીકાઓએ આ નવા આચાર્ય વિગેરેને કામળી તથા કપડાં આ સમયે વહોરાવ્યાં હતાં. જેમાં મુખ્ય ચાદર અમદાવાદના નગરશેઠ વિમળભાઇ મયાભાઈ પ્રેમાભાઈ તથા શા. વાડીલાલ પુરૂષોત્તમભાઇએ વહોરાવી હતી, જે નવા આચાર્ય વિજયકેશરસૂરીશ્વરજીએ ધર્મ લાભ આપવાપૂર્વક સ્વિકારી હતી. બાદ ક્રિયા સંપૂર્ણ થતાં તમામ સ્ત્રિપુરૂષોને ઝવેરી મગનલાલ નગીનદાસ વીરચંદભાઇ વલસાડવાળા તરફથી શ્રીફળની પ્રભાવના ઘણી શાંતિપૂર્વક તથા વ્યવસ્થિત રીતે શ્રી વડવા જૈન મિત્રમંડળની દેખરેખ નીચે કરવામાં આવી હતી.

**દર્શનાર્થે.**

પ્રભાવના થઈ રહ્યા બાદ તમામ સ્ત્રિપુરૂષોનો મોટો

સમૂહ મહાન્ આચાર્ય શ્રી વિજયકેશરસૂરીશ્વરજી, મહોપાધ્યાય શ્રી દેવવિજયજી, પ્રવર્ત્તક શ્રી લાભવિજયજી તથા અન્ય મુનીમહારાજાઓ તથા સાધ્વીજીઓ સાથે વરઘોડામાં ગોઠવાઇ ગયા હતા. વાજીંત્રો સાથે વરઘોડો ગામના જાહેર લતાઓ ઉપર થઇ મોટા દહેરાસરજી દર્શનાર્થે ગયો હતો. જ્યાં દર્શન કરી રહ્યા બાદ સૌ મારવાડી વાડે પધાર્યા હતા. જ્યાં આચાર્યશ્રીએ સુંદર શબ્દોમાં દેશના આપ્યા બાદ મહોપાધ્યાય શ્રી દેવવિજયજી મહારાજે જણાવ્યું હતું કે પૂજ્ય ગુરૂશ્રી વિજયકમળસૂરીશ્વરજીના પટ્ટધર શિષ્યશ્રી વિજકેશરસૂરિને આચાર્યપદવી આપવાની મહદ્ ઇચ્છા નવ વર્ષે પાર પાડવાનું સૌભાગ્ય ભાવનગરના શ્રી સંઘને પ્રાપ્ત થયું છે. પદવીપ્રધાન વિલંબનું કારણ આચાર્યપદની યોગ્યતામાં ન્યૂનતા હોવાનું તેઓશ્રી માનતા હતા પણ તે ન હતું; કારણ જુદુંજ હતું. પરંતુ ભાવનગરનો સંઘ તેમની યોગ્યતા માટે અતિઆગ્રહપૂર્વક આજે પદવી આપે છે તેથી તેઓએ સ્વિકારી છે. ભવિષ્યમાં તેઓએ પ્રાપ્ત કરેલી આચાર્યપદવીને સાર્થક કરી શાસનનો વિજયડંકો ફરકાવે એમ ઇચ્છું છું બાદ બહારગામના પધારેલાં મહેમાનોએ આચાર્યશ્રીને અભિનંદન આપી પ્રસંગનુસાર વિવેચનો કર્યા હતાં તથા શેઠ કુંવરજીભાઇ આણંદજી અને વ્હોરા જુઠાભાઈ સાકરચંદે આચાર્યશ્રીને શ્રીસંઘ તરફથી અભિનંદન આપી મહેમાનોનો ઉપકાર માન્યો હતો. તથા શેઠ વીરચંદ દેવચંદ તથા શા. ગુલાબચંદ દેવચંદ અમદાવાદવાળા તરફથી પ્રભાવના કરવામાં આવી હતી.

**શાંતિસ્નાત્ર.**

બપોરના રાણપુરવાળા તરફથી શાંતિ સ્નાત્ર ઘણી ધામધુમપૂર્વક ભણાવવામાં આવ્યું હતું. આ પ્રસંગે સાણ-સોની મોટી મેદની દર્શનાર્થે આવી હતી. મંડપ તથા દહે-રાસરનો વિશાળ ચોક અને તમામ ભાગ સ્ત્રિપુરૂષોથી ભરપુર થઈ ગયો હતો. શ્રી વડવા જૈન મિત્રમંડળના સ્વયસેવકો વ્યવસ્થા જાળવવા માટે રોકાયા હતા. સાંજના શાંતિસ્નાત્રની પૂર્ણાહુતિ થતાં શેઠ વાડીલાલ પુરૂષોત્તમભાઈને ઉતારે વડવામાં ધામધુમથી શાંતિકલશ પધારાવવા માટે લઈ જવામાં આવ્યો હતો. આ પ્રસંગે પૈસાની પ્રભાવના કરવામાં આવી હતી.

**નવકારશી.**

સાંજના ત્રણે ફીરકાના જૈનોની સમવસરણના વડે રાણપુરવાલા શેઠ વાડીલાલ પુરૂષોતમભાઈ તરફથી નવકા-રશીનું જમણ આપવામાં આવ્યું હતું. આ પ્રસંગે મુંબઇથી પધારેલા સ્વયંસેવક ભાઈઓ શ્રી વડવા જૈન મિત્રમંડળ, શ્રી જૈન યુવકમંડળ, શ્રી સ્થાનકવાસી સ્વયંસેવકમંડળ, શ્રી જૈન બાલમિત્રમંડળ, શ્રી જૈન બોર્ડિંગ તથા અન્ય સેવકોએ જમણશુદ્ધિની કાળજી રાખી સારી સેવા બજાવી હતી.

**આભાર.**

પદવી પ્રધાન મહોત્સવ પ્રસંગે રાણપુરવાળા શેઠ વાડીલાલ પુરૂષોત્તમભાઈએ સારૂં દ્રવ્ય ખર્ચીને જે ગુરૂભક્તિ પ્રદર્શિત કરી છે તથા રાજનગરના નગરશેઠ વિમળભાઇ મયાભાઈ, વલસાડવાળા ઝવેરી મગનલાલ નગીનદાસ વીર-

ચંદભાઈ અને બીજા બ્હાર ગામના પધારેલા સદ્‌ગહસ્થો એ અપૂર્વસેવા બજાવીને અત્રેના શ્રી સંઘને આભારી કરેલ છે, તથા શ્રી વડવા જૈન મિત્રમંડળ, જૈન યુવકમંડળ, સુંણાઇના સ્વયંસેવક બંધુઓ, જૈન બાલમિત્ર મંડળ તથા અન્ય સ્વયંસેવકોએ હરેક પ્રસંગે કાળજીભરી સેવા સમર્પી સંઘના કાર્યને વ્યવસ્થાપૂર્વક પાર પાડયું છે તે માટે ભાવનગરના શ્રી સંઘ તરફથી સર્વે બન્ધુઓનો આભાર માનવામાં આવે છે.

### પુર્ણાહુતી.

કાર્તિક વદી સાતમ ને શુક્રવારના અઠ્ઠાઇ મહોત્સવની પૂર્ણાહુતિ થતાં બ્હારગામથી પધારેલા મહેમાનો પોતપોતાના દેશ તરફ વિદાય થયા હતા.

## પ્રકરણ ૪૫ મું.

## આચાર્ય પદવીને અંગે.

[ જાણીતા પત્રોની નોંધ તથા મળેલું માનપત્ર. ]

પૂજ્ય આચાર્ય શ્રી વિજય કેશરસૂરીશ્વરજીને આચાર્યપદ આપવામાં આવ્યું તે શ્રી ભાવનગરના સંઘે ખરેખર યોગને યોગ્ય માન આપ્યું છે. લોકોએ એ પદવી પ્રદાન પ્રસંગ પૂર્ણ ઉત્સાહથી ઉજવ્યો. પત્રકારો-છાપાવાળાઓએ પણ યોગ્ય રીતે મહારાજશ્રીને આ પદવી આપ્યાની તથા

મહારાજશ્રીના જીવનના ઉત્તમ ગુણો ચર્ચીને જાહેર લોકોને ઘણો સુંદર લાભ આપ્યો છે. તેમાં જૈનધર્મ પ્રકાશ તથા જૈન જે ભાવનગરના સ્થાનીક પેપરો છે અને જૈનકોમમાં સારી પેઠે વંચાય છે, તેમાં સવિસ્તર અહેવાલ આપ્યો હતો. તે ઉપરાંત પુનાથી પ્રકાશિત થતા 'જૈનજીવન' પત્રમાં તે પ્રસંગ સુંદર રીતે રજુ કરવામાં આવ્યો હતો તેના તંત્રીએ લખ્યું હતું કે જૈનધર્મમાં અત્યંત વખણાએલા, પ્રશાંત, યોગનિષ્ટ, પંન્યાસજી શ્રી કેશરવિજયજી મહારાજનુ નામ ઘણા ભાઈઓ જાણતા હશેજ. હાલમાં એમનું ચાતુર્માસ ભાવનગર હતું. ભાવનગર શહેરનો સંઘ કાઠીયાવાડમાં આગેવાન છે. અને સારી જૈન આલમમાં મોટો માન મરતબો ધરાવે છે. ચાતુર્માસ દરમિયાન યોગનિષ્ટ શ્રી કેશરવિજયજી મહારાજની આત્મ જાગૃતિમય વાંણી સાંભળીને તેમજ તેમના વિશુદ્ધ ચારિત્રના ઓજસથી આકર્ષાઈને ભાવનગરના શ્રી સંઘસમસ્તે મળીને મજકુર યોગનિષ્ઠ મહાત્મા કેશરવિજયજી મહારાજને જૈનઆચાર્યની માનવંતી પદવી કાર્તક વદી ૬ના રોજ અર્પણ કરી છે તેની સાથે પંન્યાસજી મા. શ્રી દેવવિજયજી મહારાજને મહોપાધ્યાયની અને પંન્યાસજી લાભવિજયજી મહારાજને પ્રવર્ત્તકની પવિત્ર પદવીઓ આપવામાં આવી છે. આવી રીતે ભાવનગર જેવા પ્રતિષ્ઠિત શહેરનો સમગ્ર સંઘ એકમતથી આચાર્ય પદવી કે બીજી પદવીઓ આપે તેજ પદવી સાચી ગણાય. હવેથી પંન્યાસજી કેશરવિજયજીને જૈનાચાર્ય યોગનિષ્ઠ વિજયકેશરસૂરીશ્વરજી મહારાજ એ

નામથી ઓળખાશે. આ પ્રમાણે ભાવનગરના શ્રી સંઘે યોગનિષ્ઠ કેશરવિજયજી મહારાજની જે માનભરી કદર કરી છે તે ખાતે ભાવનગરના જૈન સંઘને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. અમો યોગનિષ્ઠ કેશવવિજયજી મહારાજશ્રીને ઘણા દિવસથી પીછાણીએ છીયે. એમણે યોગનો સુંદર અભ્યાસ કરીને મન ઉપર કાબુ મેળવેલો છે, જૈનોમાં આવા મહાત્માઓ ભાગ્યેજ જોવામાં આવે છે. આવા પ્રશાંત પુરૂષોની કદર કરવી એ જૈન સંઘની પવિત્ર ફરજ છે. આચાર્યશ્રી પોતાની અમૃતમય પવિત્ર વાણીથી સકળ જૈનસંઘનુ કલ્યાણ કરી શકશે એવી અમોને ખાત્રી છે. આવી રીતે સમગ્રસંઘ મળી આચાર્ય પદવી આપે તેજ સાચી પદવી છે. બનાવટી આચાર્યો પણ હમણા જૈનોમાં સખ્યાબંધ વધી પડયા છે. એકાદ ગામડામાં કે એકાદ પોળમાં પોતાના લાગતા વળગતા પાચ પચીસ માણસો એકઠા કરીને જય બોલાવી દેવી અને સ્વયં આચાર્ય થઈને પાટ ઉપર ચઢવું એમાં કાંઈ વિશેષતા કે મહત્તા નથી. અમે ઇચ્છીયે છીયે કે ભાવનગરનો દાખલો લઇને બીજા જૈનભાઈઓ પણ આવી રીતે સમગ્રસંઘ તરફથી પદવી અપાય તેજ સંઘે સ્વિકારેલા અને માનેલા સાચા આચાર્ય છે એવું સમજતાં શીખશે તો જૈનભાઇઓનું કલ્યાણ દૂર નથી.

[illegible]માણે લગભગ આચાર્યપદવીના મહોત્સવની [illegible] તથા જૈનેતર પત્રોએ લખી ગુરૂભક્તિ [illegible] આચાર્યપદવીના અંગે ભાવનગર રાજ્યની [illegible]યોગે ઘણી લાગણી બતાવી છે. વરઘોડાના

અંગે જોઈતો સામાન આપવામાં તથા અવસરે આવી હાજરી આપવાનું શહેરના ગૃહસ્થો ચુકયા નહતા, વળી તમામ જૈન પ્રજાએ આચાર્યપદવી ઉપર હાજર થઇ મહારાજશ્રીનું સન્માન કર્યું તે પ્રમાણે તમામ નાગરીક પ્રજાએ સન્માન કરવું જોઈએ એમ વિચાર કરી દાદાવાડીમાં એક મોટો સમીયાણો ઉભો કરી તેમાં મહારાજશ્રીને માનપત્ર આપવાનો એક મેલાવડો રાજ્ય તથા પ્રજાના અગ્રેસરો તરફથી કરવા નિર્ણય રાખવામાં આવ્યો અને તેની જાહેરાત પણ તે વખતે બ્હાર પાડવામાં આવી.

ભાવનગરની સમસ્ત પ્રજા તરફથી મહારાજશ્રીને અભિનંદન.

---

—આમંત્રણ પત્રિકા— તા. ૨૭–૧૧–૨૬.

**શુજ્ઞ મહાશય.**

વિજ્ઞપ્તિ કે પરમપૂજ્ય શાંતમૂર્ત્તિ, યોગનિષ્ઠ આચાર્ય મહારાજ શ્રી વિજયકેશરજીસૂરીશ્વરજી મહારાજ કે જેઓએ અત્રે ચાતુર્માસ રહી પોતાના, જ્ઞાન, ધ્યાન અને ઉપદેશામૃતથી ભાવનગરની જન અને જૈનેતર પ્રજાને અપૂર્વ લાભ આપ્યો છે તે માટે તેમનો ઉપકાર માનવા અને ભાવનગરના સમસ્ત જૈન સંઘે મહારાજશ્રીને આચાર્ય પદવી આપેલ છે, તે માટે તેઓશ્રીને અભિનંદન આપવા આગેવાન શહેરીઓ તરફથી આજરોજે તા. ૨૭–૧૧–૨૬ ને શનીવારે સાંજના ચાર કલાકે દાદાસાહેબની વાડીમાં મહેરબાન રાવ બહાદુર ત્રિભોવનદાસ કાઉન્સીલર સાહેબના

પ્રમુખપણા નીચે મેલાવડો થશે તો તે વખતે આપ સાહેબ પધારવા કૃપા કરશો.

લી૦ સેવકો,

નગરશેઠ પ્રભુદાસ ભગવાનદાસ. શેઠ ગીરધરલાલ આણંદજી.
દેશાઈ ગુલાબરાય ગોવિંદરાય. શેઠ દામોદરદાસ ભાણજી,
ઠક્કર વ્રજલાલ ઓધવજી. ભાયાણી હરિલાલ જીવરાજ.
ખોજા ગુલાબહુસેન નુરમામદ. શેઠ ભગવાનલાલ છગનલાલ.

ઉપર મુજબની આમંત્રણ પત્રિકાને અનુસારે ચાર વાગે ઘણા અગ્રેસરો તથા પ્રજાવર્ગ એકઠો થયો હતો. આચાર્ય મહારાજશ્રી વિજયકેશરસૂરીશ્વરજી. મહોપાધ્યાય શ્રી દેવવિજયજી, પ્ર. પં. શ્રી લાભવિજયજી, મહારાજશ્રી કર્પુરવિજયજી વિગેરે સાધુ સાધવી મંડળ પચાસ આશરે એકઠું થયું હતું કાઉન્સીલર પ્રમુખ ત્રિભુવનદાસભાઇ તથા જ્યુડીશ્યલ કાઉન્સીલર સ્યાબક્ષ સાહેબ તથા રાજેશ્રી ગુલાબરાયભાઇ વિગેરે તથા બીજા ઘણા રાજ્યનો અધિકારી વર્ગ પણ પધાર્યો હતો. પ્રથમ પ્રાણસુખ ગવૈયાએ સુંદર સરોદ સાથે હાર્મોનીયમ પર મંગલાચરણ શરૂ કર્યું. તે પછી આજનો મેળાવડો ભરવાનો હેતુ જણાવતાં નગરશેઠ પ્રભુદાસભાઇએ જણાવ્યું જે આપ સર્વે જાણતા હશો જે આપણા ભાવનગર શહેરને મહાત્માશ્રી યોગનિષ્ઠ આચાર્ય મહારાજશ્રી વિજયકેશરસૂરીશ્વરજી મહારાજ તથા શાંત-મૂર્ત્તિ મહારાજશ્રી કર્પુરવિજયજી વિગેરે મહાનુભાવો ઉપદેશામૃતનું પાન કરાવી પરમ શાંતિ આપેલ છે. મત

મતાંતરનું ખંડનમંડન સિવાય, સર્વેને એક સરખો આત્મ-જાગૃતિનો બોધ આપી ઘણા જીવોને આત્મજ્ઞાન કરાવ્યું છે. ઘણાઓને ધર્મમાં જોડયા છે. તેઓશ્રીનો બદલો આપણાથી વળી શકે તેમ છેજ નહિ. છતાં યત્કિંચિત્ ઋણ-મુક્ત થવા આપણા શહેરના અગ્રેસર શેઠ ગીરધરલાલ આણંદજી, કુંવરજીભાઇ, વોરા જુઠાભાઈ, રાણપુરવાળા શેઠ વાડીલાલભાઈ વિગેરે તથા દિગંબર ભાઇઓ તથા સ્થાન-કવાસી ભાઈઓ વિગેરે ત્રણે ફિરકાના જૈનો મળી યોગ-નિષ્ઠ મહારાજશ્રી કેશરવિજયજી, શ્રી દેવવિજયજી વિગેરેને જે આચાર્ય પદવી તથા મહોપાધ્યાય પદવી આપેલ છે તે બદલ તેમને ભાવનગર શહેરની આ નાગરિક પ્રજા ધન્ય-વાદ આપે છે; અને આચાર્ય મહારાજશ્રી વિજયજીકેશર સૂરીશ્વરજી મહારાજ વિગેરેને અભિનંદન આપે છે. બહા-રગામથી આ મહોત્સવ પ્રસંગ ઉપર પધારેલા શેઠ વાડી-લાલ પુરૂષોત્તમદાસ, ઝવેરી મગનલાલ નગીનદાસ વીરચંદ વિગેરે ભાઇઓએ અમારા શહેરમાં પધારી અમારા હર્ષમાં વધારો કર્યો છે. તેમજ પોતાની લક્ષ્મીનો આ પ્રસંગે જે સદ્વ્યય કરેલ છે તેમનો પણ આભાર માનવામાં આવે છે. તે પછી સુશ્રાવક કુંવરજીભાઈ આણંદજીએ આચાર્ય મહા-રાજશ્રીની તથા મહારાજશ્રી કર્પુરવિજયજી વિગેરેની ગુણ-સ્તુતિ કરતાં જણાવ્યું જે આજકાલ સાધુઓતો ઘણા છે; પરંતુ આત્મજ્ઞાનની જાગૃતિવાળા પરમશાંતિવાળા અને જ્યાં જાય ત્યાં સંઘમાં એકતા સ્થાપનારા-આ મહાત્માઓની તોલે ભાગ્યેજ આવી શકે. તેઓશ્રીના પવિત્ર પગલાથી આપણું ભાવ-

નગર શહેર ઘણું પવિત્ર બનેલ છે. તેઓશ્રીના ઉપકાર આગળ ભાવનગર શહેરના જૈનોએ કાંઇપણ કરેલ છેજ નહિ. આચાર્યપદવી જે આપેલ છે તે તો અમોએ અમારી ફરજ અદા કરી છે. શેઠ વાડીલાલભાઇ પુરૂષોત્તમદાસે અહિંયાં આવી પોતાથી સદ્‌લક્ષ્મીનો વ્યય કરી જે લ્હાવો લીધો છે તે બદલ અત્રેના સંઘ તરફથી માનપત્ર આપવાનું ચોક્કસ કરેલ હતું પણ શેઠશ્રી પોતે આવા માનપત્ર લેવાને ખુશી ન હોવાથી તે વાત બંધ રાખી છે. અહિ પધારી અમારા હર્ષમાં વધારો કર્યો છે, તે બદલ તેમનો આભાર માનવામાં આવે છે. વાડીલાલભાઈએ ઉત્તર આપતાં જણાવ્યું કે જે કાંઈ અત્રે બન્યું છે તે ગુરૂમહારાજશ્રીની કૃપાદૃષ્ટિનું ફળ છે બાકી મેં મારી ફરજ કરતાં કાંઇપણ વિશેષ કરેલ નથી. તે પછી જૈન પત્રના તંત્રી શેઠ દેવચંદ દામજી, સુપ્રસિદ્ધ પંડિત લાલન તથા બીજાઓએ સમયોચિત ભાષણો કર્યાં પછી કાઉન્સીલર પ્રમુખ સાહેબ શ્રી ત્રિભોવનદાસભાઈએ આચાર્ય મહારાજશ્રીના વખાણ કરતાં જણાવ્યું જે આપણા ભાવનગર શહેરમાં ઘણા સાધુઓ આવે છે, પરંતુ યોગ બાબતમાં આવી જાગૃતિવાળા અને રાત દિવસ તેમાંજ આનંદરસ લેનારા ભાગ્યેજ જોયા હશે. મહારાજશ્રીની મુલાકાત મેં કેટલીકવાર લીધી હતી, પટ્ટણી સાહેબે પણ મહારાજશ્રીની મુલાકાત ઘણી વારે લીધી હતી અને પરમ હર્ષ જાહેર કરેલ હતો. મહાત્માશ્રીના અહિં આવાગમનથી આપણા બધાને ઘણો હર્ષ થયો છે તે બદલ તેઓશ્રીનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. ચાતુર્માસ પૂર્ણ

થયેલ હોવાથી હવે આ મહાત્માશ્રી વિગેરે અહિંથી બીજે સ્થળે જવાના છે એમ મેં સાંભળ્યું છે તો તેમના પ્રત્યે અમારી એજ અરજ છે કે ફરી બીજીવાર આ ભાવનગર શહેરને આપના પુનીત ચરણના દર્શન કરાવશો, એવી અમારી નમ્ર અરજ છે, તે પછી આચાર્યમહારાજશ્રીએ થોડા શબ્દોમાં જણાવ્યું જે ભાવનગરનો શ્રી સંઘ તથા નાગરીક વર્ગ ગુણાનુરાગી હોવાથી મારામાં તેવા ગુણો ન છતાં આટલું બધું જે માન તમોએ મને આપેલ છે તે તમારી ગુણજ્ઞતા અને ગુરૂપ્રત્યે તમારી ભક્તિ કેવી છે. તે દર્શાવી આપે છે. તે પછી મહોપાધ્યાય મહારાજશ્રી દેવવિજયજીએ ભાષણ કરતાં જણાવ્યું, કેઃ—**विधते विधिः यत्तत्स्यात् न-स्यात हृदय चिंतितं ॥** વિધાતાના જે લેખો નિર્માણ થયેલા હોય છે તે પ્રમાણે થાય છે. પણ મનુષ્યનું ધાર્યું કે ચિંતવ્યું કાંઈ પણ બનતું નથી. આ વાત આખરે સર્વત્ર સત્યજ ઠરે છે સત્ ચિદાનંદ સ્વરૂપ આત્મ અનંત ગુણથી ભરપુર એવા આ આત્માને બીજી ઉપાધિરૂપ પદવીઓ શું હિસાબમાં છે? આમ માનીને પેથાપુર, તથા અમદાવાદના સંઘનો ઉપધાન તથા મહોત્સવના પ્રસંગે મહારાજશ્રીને આચાર્ય પદવી આપવા માટે ઘણો આગ્રહ કરવામાં આવ્યો હતો છતાં ચોકખી ના કહેવામાં આવેલ, પણ ભાવનગરના શ્રી સંઘને આ લાભ લેવાનો નિર્માણ થયેલ એટલે મહારાજશ્રીને શ્રી સંઘની ઇચ્છાને માન આપવું પડયું. ભાવનગરના શ્રી સંઘની તથા નાગરકિ પ્રજાએ મહારાજ શ્રી વિગેરે તરફ જે હૃદયની ઉત્તમ લાગણી બતાવી છે તે ખાતર તમારી ગુરૂ પ્રત્યે કેવી

લાગણી છે તે જણાવી આપે છે. આકાશમાંથી પડતું પાણી ચોગ્યાચોગ્ય પાત્રને લઇ શું પરિણામ આપે છે. તે તમારી જાણ બહાર નથી. એજ પાણીનું બિંદુ છીપરૂપ ચોગ્યપાત્રને પામી સાચું મોતી બને છે. અને સર્પના મુખમાં એજ પાણીનું બિંદુ ઝેર બને છે. તેમ આચાર્ય મહારાજશ્રીના ઉપદેશરૂપ અમૃત બિંદુનો તમોએ ઘણો સારો ઉપયોગ કરેલ છે વિગેરે ઉપસંહાર બાદ સભાનું કામ પૂર્ણ થયું હતું.

## પ્રકરણ ૪૬ મું.

### આચાર્યશ્રી વિગેરેનો વિહાર. છેલ્લો અમૃતોપદેશ.

મહોત્સવની પૂર્ણાહુતિ બાદ આચાર્યપદવી પ્રદાન, શાંતિસ્નાત્ર અને કાઉન્સીલર ત્રિભોવનદાસભાઇના પ્રમુખપણા નીચે નાગરિક પ્રજાનો મેલાવડો વિગેરે આ શુભ પ્રસંગો પૂર્ણ થયા બાદ શ્રી જૈનયુવકમંડળ તથા શ્રી વડવા જૈન મિત્રમંડળ વિગેરે સંસ્થાઓએ નિઃસ્વાર્થભાવે જે જે સેવા બજાવી હતી તેનો આભાર માનવાની મીટીંગ બોલાવવામાં આવી હતી. તે પ્રસંગે દરેક મંડળને રૂા. ૫૧) શેઠ વાડીલાલભાઇ તરફથી આપવામાં આવ્યા. શેઠ વાડીલાલભાઈ સહકુટુંબ તે પછી વિદાય થતાં સંઘના અગ્રેસરો હારતોરા પહેરાવી સ્ટેશને વળાવવા ગયા હતા. શેઠ વાડીલાલભાઇને પણ ભાવનગરના સંઘની નમ્રભક્તિ અને વિનયથી ઘણોજ સંતોષ થયો હતો. આચાર્યશ્રી હવે વિહારની

તૈયારીમાં પડયા. કાર્ત્તિક વદી ૧૪ના દિવસે સંઘના કેટલાયે માણસો મહારાજશ્રી પાસે આવ્યા અને તાત્કાલિક વિહાર ન કરતાં મૌનઅગીયારસ સુધી સ્થિરતા કરવા વિનંતિ કરી. મહારાજશ્રીની ઇચ્છા માગશર શુદી પના રોજ વિહાર કરવાની હતી. સંઘને અનુકુલ પ્રતિકૂલ સંજોગો જણાવ્યા બાદ સંઘે રહેવા માટે વધારે આગ્રહ ન કર્યો. તેથી સં. ૧૯૮૩ના માગશર શુદી પાંચમે આચાર્ય મહારાજ શ્રી વિજયકેશરસૂરીશ્વરજી તથા મહોપાધ્યાયજી શ્રી દેવવિજયજી પ્ર. પં. શ્રી લાભવિજયજી વિગેરે ઠાણા ૧૦ ભાવનગરથી સવારમાં સાત વાગે વિહાર કરી શહેરબહાર રાજમહેલ પાસે વિશાળ ચોગાનમાં પધાર્યા. તે વખતે આચાર્ય મહારાજશ્રી વિગેરેના છેલ્લા દર્શન કરવા અને છેલ્લો ઉપદેશ સાંભળવા તમામ પ્રજાવર્ગ હજારોની સંખ્યામાં હાજર થયો. મહારાજશ્રીએ પોતાના ચાતુર્માસ દરમિયાન લોકોને સુંદર ઉપદેશ આપી અજબ અસર ઉપજાવી હતી તેથી ભાવિક પુરૂષો બોલતા હતા કે હવે મહારાજશ્રીની વાણીનો અપૂર્વ લાભ આપણને ફરી કયારે મળશે ? આ શબ્દો હૃદયના ઉંડાણમાંથી હતા. કેટલાયે ભાવિકો અશ્રુભીની આંખે આ પ્રસંગ નીહાળી રહ્યા હતા. આ સમયે આચાર્ય મહારાજ શ્રીએ એકઠા થયેલા માનવ સમુદાયને પોતાની હંમેશની શૈલી મુજબ મીષ્ટ ભાષામાં ઉપદેશ આપતાં જણાવ્યું કેઃ હે ભવ્યો !

आश्रवो भवहेतुस्त्यात् संवरो मोक्षकारणम्
इत्येवमार्हतीमुष्टि ज्ञानमन्यद्प्रपंचनम् ॥ १ ॥

આજકાલ કરતાં અહિં અમને છ મહીના થઇ ગયા તેમાં જે

તમોએ વ્યાખ્યાનો સાંભળ્યાં છે તે બધાનો સાર શું ? અગર તમામસિદ્ધાંતનો સાર આટલો છે. કે. આશ્રવ–કર્મોનું આવવું તે ચાર ગતિના ફેરા માટે છે અને સંવર-આવતા કર્મોનું રોકવું તે મોક્ષ માટે છે. પરમાત્માના તમામ સિદ્ધાંતનું આ ટુંકું ટચ છતાં અતિ ઉપયોગી રહસ્ય છે. માટે કર્મોને આવવાના મિથ્યાત્વ, અવ્રત કષાય, યોગ વિગેરે જે જે માર્ગો છે તેને સમજણપૂર્વક રોકવા માટે પ્રયત્નશીલ થાવ. કે જેથી આ ચાર ગતિના જન્મ મરણના ફેરા મટી જશે. સંવર કે જેનું સ્વરૂપ તમને આત્મસ્વરૂપમાં રમણતા કરવા સમજાવેલ છે તેમાં રમણતા કરો. કે જેથી મોક્ષ મેળવતા વાર નહિ લાગે, આપણા માટે સંસારમાં ખાસ કરવાલાયક આટલુંજ છે. બાકી તો પુદ્ગલિક વસ્તુમાં જેટલે અંશે તમો રચ્યાપચ્યા રહેશો તેટલા અંશે તમો કર્મથી બંધાવાના છો. તે ચોક્કસ છે આ બાબત તમો બધાને અનેકવાર સારીરીતે સમજાવેલછે, તો તે પર મનન કરશો. ગાય પ્રથમ ઘાસ ખાયછે અને પછી વાગોળે છે તો તેને ઘણો સ્વાદ આવેછે તે પ્રમાણે તમોને જે કાંઈ ખાવાનો ખોરાક સબોધરૂપ આપેલ છે ને ઉપર થોડુંક મનન કરશો તો તમોને સત્યવસ્તુ વધારે સ્પષ્ટપણે સમજાશે. ત્યારબાદ ઘણા ભાવિકોને જુદા જુદા નિયમો આપ્યા. પછી મહારાજશ્રી વિગેરે ત્યાંથી નીકળી વરતેજ પધાર્યા. અત્રે મહારાજશ્રી સાથે ઘણા શ્રાવકો આવ્યા હતા. વરતેજમાં ભાવસાર ગાંડાભાઈ વિગેરેએ મંહારાજશ્રીનો સારો સત્કાર કર્યો. સાંજના મહોપાધ્યયશ્રી દેવવિજયજી મહારાજશ્રી તરફથી જાહેર ભાષણ આપવામાં આવ્યું. તેમાં જૈન તથા અન્ય બંધુઓએ સારી રીતે હાજરી આપી હતી. બીજે

દિવસે મહારાજશ્રી વિગેરે શીહોર પધાર્યા. સંઘ તરફથી ચોગ્ય સત્કાર કરવામાં આવ્યો. ભાવનગરમાં ચાતુર્માસ નક્કી થયું તે વખતે શીહોરના સંઘનો શીહોર ચાતુર્માસ કરાવવા તેવોજ આગ્રહ હતો. તેથી મહારાજશ્રી વિગેરે માટે તેમને અપૂર્વ માન હતું અને તે ખાતર મહારાજશ્રીને શીહોરમાં જેમ બને તેમ વધુ સ્થિરતા કરવા આગ્રહ કર્યો. ધ્યાન માટે અનુકૂળ એકાંત અને શાંત સ્થળની જરૂર હોવાથી મહારાજશ્રી વિગેરે કેટલાક સાધુઓ સ્ટેશન પરની જૈન ધર્મશાળામાં રહ્યા તથા કેટલાક શહેરમાં રહ્યા. આમ છતાં વ્યાખ્યાન વાંચન માટે આચાર્યશ્રી રોજ શહેરમાં આવતા હતા. જૈનોને લાભ આપવા ઉપરાંત કંસારાની વાડીમાં એક જાહેર વ્યાખ્યાન પણ રાખવામાં આવ્યું હતું. જેમાં જૈનેતર વર્ગે સારી સંખ્યામાં હાજરી આપી હતી.

## મહોપાધ્યાય શ્રી દેવવિજયજી વિગેરે તલાજા તરફ.

શીહોરમાં આચાર્યશ્રીની સ્થિરતા હોવાથી મહોપાધ્યાય શ્રી દેવવિજયજી તથા શ્રી તરૂણવિજયજી વિગેરે આચાર્યશ્રીની અનુજ્ઞા મેળવીને મહુવા, તળાજા, વિગેરે સ્થળે દર્શનાર્થે જવાનું પ્રયાણ કર્યું. શીહોરથી મઢડા, ટાણા, વરલ થઇ તળાજા જઇ શ્રી તાલધ્વજગીરીના ત્રણ દિવસ રહી દર્શન કર્યાં. ત્યાંથી દાઠા થઇ મહુવા ગયા. મહુવામાં શ્રી જીવિતસ્વામિ મહાવીરદેવની પ્રાચીન ભવ્ય પ્રતિમા છે ત્યાંનાં દર્શન કરી પરમ આનંદ મેળવ્યો. ત્રણ ચાર દિવસની સ્થિરતા કરી સૌને વ્યાખ્યાનનો લાભ પણ આપ્યો. ત્યાંથી કુંભણ. ખુંટવડા થઇ હાથસણી પધાર્યા. અત્રે બે દિવસ રહી

સદુપદેશ આપી પ્રભુજીને ગાદીએ નહિ પધરાવેલ હોવાથી તે બાબત સમજાવીને ગાદીએ પધરાવવાનું નક્કી કર્યું.ત્યાંથી ઘેટી, પાલીતાણા, મોખડકા થઈ શીહોર ટુંક વખતમાં આવી ગયા.

## શીહોર-દહેરાસરમાં આશાતના દૂર કરવાનો સદુપદેશ.

અત્રે નવા દહેરાસરનો પાયો ખાતમુહુર્ત થયા પછી થોડું બાંધકામ ચાલ્યા બાદ કામ બંધ પડેલ હતું. કેટલાક શ્રાવકોના મનમાં એવો વ્હેમ હતો કે આ ખાતમુહુર્ત્ત બરોબર નથી માટે ફરી તેવું મુહુર્ત્ત થવું જોઇએ. જ્યારે કેટલાક બન્ધુઓ એવા વિચારના હતા કે અમોએ જે ખાતમુહુર્ત્ત જોવડાવી કામ શરૂ કરાવેલ છે તે બરાબરછે. માટે ફરી કરવાનું ન હોઈ શકે. આમ આ પવિત્ર કાર્ય અરસપરસના વિરોધને લીધે પાંચ છ વર્ષ સુધી બંધ પડયું હતું. કોઈ તટસ્થ મહાત્મા સિવાય આ બાબતનું બંન્ને પક્ષનું સમાધાન તાત્કાલિક આવવા સંભવ ન હતો. વળી માણીભદ્ર, દેવીઓ વિગેરેને યોગ્ય ઠેકાણે ન બેસાડવાથી આશાતના બેહદ થવા પામી હતી. પરિણામે આશાતનાનું ફળ સંઘને ભોગવવાનુંજ હતું. શ્રાવકની વસ્તિમાં તથા પૈસે–ટકે ઘસારો સ્પષ્ટ દેખાતો હતો. આ પ્રસંગને અનુલક્ષ્મી મહોપાધ્યાય શ્રીદેવવિજયજી મહારાજે સર્વ સંઘને એકત્ર બોલાવીને જણાવ્યું કે તમારા પરસ્પરના જગડાના ફળો તમો કેવા ખરાબ અને અશાંતિવાળા અનુભવો છો. જેમ વધુ વખત જશે તેમ વધારે સહન કરવું પડશે.દેવોની આશાતનાના કેવા વિપરીત પરિણામશાસ્ત્રકારો દર્શાવે છે તે તમે સૌના ખ્યાલમાઃ છે. તમો પણ તેની અસર તમારા સંઘમાં કિંચિત્ ભોગવી રહ્યા છો વળી પરમાત્મા તો અનંતસુખના

સ્વામિ છે. તેને કંઇ નથી, એ તો વિરાગ છે. અરિહંત છે પણ તેમના અધિષ્ટાતા યક્ષ, યક્ષણી અને મણિભદ્રવીર આ કાંઈ વીતરાગ નથી. તેઓની આશાતના થાય તે પણ આપણનેજ નુકશાનકર્ત્તા છે. જેને આપણે પૂજ્ય ગણીયે. પગે લાગીએ તેને આમ અવ્યવસ્થિત સ્થિતિમાં જ્યાંત્યાં રાખવા તે આપણને ન શોભે ? આના ભાવિ પરિણામનો વિચાર કરવા જરૂર છે, આ પ્રમાણે મહોપાધ્યાય શ્રી દેવવિજયજી મહારાજની ઉપદેશ વાણી શ્રવણ કરતાં સૌને સત્ય વસ્તુ-સ્થિતિ સમજાણી અને ચાલુ રહેલી પરિસ્થિતિ દૂર કરવા-સુધારવા સંઘ કટિબદ્ધ થયો.

## પ્રકરણ ૪૭ મું.

### "શીહોરના સંઘમાં ઐકયતા. દહેરાસરનું કામ આગે કદમ !"

[શીહોરનું દહેરાસર પૂર્ણ કરાવ્યાબાદ દેહગામ પધારી ત્યાંના ચાતુર્માસમાં ધર્મોપદેશથી અત્યંત લાભ આપી નવા ઉપાશ્રયનું ઉદ્દઘાટન.]

### સંઘના કુસુંપનું નિવારણ.

મહોપાધ્યાય શ્રી દેવવિજયજી મહારાજના સદુપદેશની અસર સારી રીતે થઇ હતી. તેથીજ બીજે દિવસે વ્યાખ્યાન ટાઇમે ઉપાશ્રયમાં સર્વ જૈનઅગ્રેસરો એકઠા થયા. પ્રારંભમાં પૂજ્ય આચાર્યશ્રીએ સંસારની અસારતા અને દેહની ક્ષણ

ક્ષણભંગુરતા માટે ઉપદેશ આપ્યો. તેમણે ગંભીરતા પૂર્વક સચોટ રીતે જણાવ્યું કે હે ભવ્યો! "जातस्य ध्रुवं मृत्युः" શાસ્ત્રકારનું આ વચન વારંવાર સ્મરણમાં રાખવા જરૂર છે. જન્મ્યો તે જરૂર જવાનો તે ચોક્કસ છે, અને મનુષ્યભવ અતિ દુર્લભ છે તો તેના ટુંકા સમયમાં કંઇપણ આત્મહિત કરી લેવા જરૂર છે વલી આ જીવ જાણે છે, કે હું મરવાનોજ નથી. એમ માની નહિ કરવા યોગ્ય એવાં કાર્યો કરે છે. પોતાના સ્વાર્થ ખાતર અનેક પ્રકારના કુડ–પ્રપંચો રચે છે. અન્યાય અનીતિથી પૈસો એકઠો કરે છે. પણ વિચાર કરતો નથી કે આ બધાનું ફળ કોને સહન કરવું પડશે? આ શરીરના નિર્વાહ માટે સવાશેર અનાજ. ત્રણ કપડાં અને સાડાત્રણ હાથ જમીનની માત્ર જરૂર ગણાય. આના બદલે હજારો રૂપીઆ એકઠા કર્યાં છતાં તમને કેમ સંતોષ થતો નથી? આ બધા પૈસા મર્યાં પછી શું કામના! આંખ મીંચાણી નથી ત્યાંસુધી તમારૂં છે પણ પછી તમારૂં શું? માટે થોડી જીંદગીમાં જેમ બને તેમ આત્માનું કંઇ પણ હિત કરી લેવા જરૂર છે. આવી ઉત્તમ જીંદગીમાં જેનો મુખ્ય હેતુ કર્મબંધન ઓછું કરવાનો હોય તેમાં કલેશ ઝગડા વિગેરે શોભે ખરાં? શું સાથે લઇ જવાના છો? રાવણ જેવા રાજવીનો પણ ગર્વ ટકયો ન હતો. તો તમારો શું ટકવાનો છે? જે નમે તે પ્રભુને ગમે તેજ મોટો ગણાય માટે નમ્રતા કેળવો. આગ્રહ છોડી દો. દહેરાસરના નિમિત્તે ફોગટ કલેશ ન કરો. અને સંઘમાં કેમ સંપ થાય તેમ કરો જુનું બધું ભૂલી જાય ગઇ બાબતને લક્ષમાં ન લ્યો.

## ઉપદેશની અદ્દભૂત અસર.

આ ઉપદેશની અસર અદ્દભુત થઇ. એક બીજાનું અભિમાન કે વિરોધનું કારણુ નષ્ટ થયું. અને સમગ્ર સંઘે એકી મતે નિર્ણય કર્યો કે દહેરાસરની ખાતક્રિયા જે સ્થળે થઇ છે તેના બદલે ફરી બીજી જગ્યા આપણા હાથમાં આવેલ છે તે જગ્યાએ ફરી ખાતમુહૂર્ત્ત કરવું. આ પ્રમાણે આચાર્ય મહારાજશ્રી વિજયકેશરસૂરીશ્વરજીના ઉપદેશથી શ્રી સંઘમાં ભેદભાવ દૂર થયો. અને કાર્યની દિશા ચોક્કસ થઇ.

## ખાત મુહૂર્ત્તની ક્રિયા

મહોપાધ્યાય શ્રી દેવવિજયજી મહારાજ તથા સ્થાનિક જોશી મગનલાલે મળી ફાગણ શુદી પૂર્ણીમાનું નવા દહેરાસરનું ખાતમુહૂર્ત્ત આપ્યું અને તે શુભ દિવસે મુહૂર્ત્ત મુજબ આચાર્ય મહારાજ શ્રી વિજયકેશરસૂરીશ્વરજી મહારાજની હાજરીમાં તેમજ શ્રી ચતુર્વિધ સંઘની રૂબરૂમાં કુમારિકા બ્હેન લીલાવતીના પવિત્ર હસ્તે ખાતમુહૂર્ત્તની તમામ ક્રિયા કરાવવામાં આવી. બ્હેન લીલાવતીના સસરા શેઠ ગોપાળજી ભાઇચંદ તરફથી નવકારશી જમાડવામાં આવી; સંઘમાં સર્વત્ર આનંદ અને જયજયકાર થઇ ગયો. દહેરાસરજીનું શરૂ થયેલું કામ હોવાથી વ્યવસ્થિત રીતે નિર્વિઘ્ને ચાલે તે માટે ચાર જણની એક કમીટી નીમવામાં આવી. વળી આચાર્યશ્રીના કહેવાથી શેઠ કપુરચંદ માણેકચંદને આ કામ પૂર્ણ થાય ત્યાંસુધી તેના પર દેખરેખ રાખવાનું સૂચવવામાં આવ્યું. તેમણે તે માન્ય રાખ્યું.

## શેઠ કપુરચંદ માણેકચંદની પ્રશંસનીય ભાવના.

શેઠ કપુરચંદભાઈએ વ્યવસ્થાનું સુકાન હાથમાં લીધું તે સાથે પોતે પચ્ચખાણ કર્યાં કે જ્યાં સુધી દહેરાસરજીનું કામ પૂર્ણ ન થાય ત્યાંસુધી પોતાને ઘી ખાવું નહિ; આ પ્રમાણે ખરા હૃદયથી ભોગ આપનાર વ્યવસ્થાપક આ ખાતાને મળતાં કામ તાબડતોબ થવા લાગ્યું. કપુરચંદભાઈએ લીધેલી પ્રતિજ્ઞાનું યોગ્ય રીતે પાલન કર્યું. દહેરાસરજીનું કામ સંપૂર્ણ થયું અને પ્રભુજીને પરોણાખાતર બીરાજમાન પણ કર્યાં, પરંતુ હજી સુધી પ્રતિષ્ઠા થએલ ન હોવાથી પાંચ વર્ષ થઈ ગયા છતાં કપુરચંદભાઈએ ઘીની બાધા છોડી નથી. મહોપાધ્યાય શ્રી દેવવિજયજી મહારાજે તેમને ઘી વાપરવામાં હવે વાંધો નથી તેમ જણાવ્યા છતાં હજી તેઓશ્રી ઘી વાપરતા નથી પ્રતિષ્ઠા ન થવાના કારણે, આનું નામ શ્રી જીનેશ્વરદેવ પરનો પ્રેમ અને હૃદયની દૃઢ ધર્મ ભાવના.

## આચાર્ય શ્રી વિગેરેનો વિહાર.

શીહોરમાં સારી રીતે સ્થિરતા કરી સંઘમાં શાંતિ સ્થાપી આચાર્યશ્રી વિગેરેએ અમદાવાદ તરફ વિહાર શરૂ કર્યો. ત્યાંથી ચમારડી, વળા થઈ ધોલેરા પધાર્યા. ધોલેરાથી બાવળા થઈ સરખેજ પધાર્યા. અત્રે અમદાવાદથી ઘણા ભાવિકો આચાર્યશ્રીના દર્શને આવી ગયા. અત્રે પૂજા ભણાવીને સ્વામિવાત્સલ્ય પણ કરવામાં આવ્યું હતું. અમદાવાદમાં શેઠ જમનાબાઈ ભગુભાઈને ત્યાં શ્રી સિદ્ધાચળ તીર્થની રચના તથા ઉજમણું હતું. અને ઉકત મહોત્સવ માટે આવવા તેમના તરફથી આચાર્યશ્રીને આગ્રહ થતાં અત્રે આવ્યા હતા.

આચાર્યશ્રી વિજયકેશરસૂરીશ્વર, તમામ પરિવારને સારા સામૈયાથી શહેર પ્રવેશ કરાવ્યો. આચાર્યશ્રીએ અત્રે થોડા દિવસ સ્થિરતા કરી.

## વઢવાણ કેમ્પના જ્ઞાનભંડારની તપાસ.

ઉકત ભંડારની તપાસ કરવાના હેતુથી મહોપાધ્યાય શ્રી દેવવિજયજી તથા તરૂણવિજયજી વળાથી જુદા પડી વઢવાણ કેમ્પ તરફ ગયા હતા. ભંડાર તપાસી જેની યોગ્ય વ્યવસ્થા કર્યા બાદ તેઓશ્રી અમદાવાદ તરફ આવ્યા; અમદાવાદથી આચાર્યશ્રી વિગેરે વિહાર કરી દહેગામ પધાર્યા.

## દહેગામમાં આચાર્યશ્રીનું ચાતુર્માસ.

દહેગામના શ્રાવકોએ મહારાજશ્રીનો ઘણો સારો સત્કાર કર્યો. સંઘના અતિ આગ્રહથી આચાર્યશ્રીનું ચાતુર્માસ અત્રે નક્કી થયું. મહોપાધ્યાય શ્રી દેવવિજયજીનો વિચાર દેગામ આવવાનો હતો પણ અમદાવાદના નગરશેઠ વિમળભાઇ મયાભાઇનો ઘણો આગ્રહ થવાથી આચાર્યશ્રીની રજા અમદાવાદમાં ચાતુર્માસ કરવા માટેની મેળવીને તેઓશ્રી ચાતુર્માસ અમદાવાદમાં રહ્યા. દેગામમાં મહારાજશ્રી ચંદ્રવિજયજી તથા દર્શનવિજયજી પણ સાથે હતા. રોજ વ્યાખ્યાન આપવામાં આવતું હતું અને આબાલવૃદ્ધ સૌ તેનો યોગ્ય લાભ લઇ જીવનમાં ધર્મભાવના, ધર્મક્રિયા ખને તેટલી વધારતા હતા.

## ચાતુર્માસમાં ધર્મકાર્ય.

અત્રે આચાર્યશ્રી રોજ વ્યાખ્યાન આપતા હતા તેમાં

## શેઠ કપુરચંદ માણેકચંદની પ્રશંસનીય ભાવના.

શેઠ કપુરચંદભાઈએ વ્યવસ્થાનું સુકાન હાથમાં લીધું તે સાથે પોતે પચ્ચખાણ કર્યાં કે જ્યાં સુધી દહેરાસરજીનું કામ પૂર્ણ ન થાય ત્યાંસુધી પોતાને ઘી ખાવું નહિ; આ પ્રમાણે ખરા હૃદયથી ભોગ આપનાર વ્યવસ્થાપક આ ખાતાને મળતાં કામ તાબડતોબ થવા લાગ્યું. કપુરચંદભાઈએ લીધેલી પ્રતિજ્ઞાનું યોગ્ય રીતે પાલન કર્યું. દહેરાસરજીનું કામ સંપૂર્ણ થયું અને પ્રભુજીને પરોણાખાતર બીરાજમાન પણ કર્યાં, પરંતુ હજી સુધી પ્રતિષ્ઠા થએલ ન હોવાથી પાંચ વર્ષ થઈ ગયા છતાં કપુરચંદભાઈએ ઘીની બાધા છોડી નથી. મહોપાધ્યાય શ્રી દેવવિજયજી મહારાજે તેમને ઘી વાપરવામાં હવે વાંધો નથી તેમ જણાવ્યા છતાં હજી તેઓશ્રી ઘી વાપરતા નથી પ્રતિષ્ઠા ન થવાના કારણે, આનું નામ શ્રી જીનેશ્વરદેવ પરનો પ્રેમ અને હૃદયની દૃઢ ધર્મ ભાવના.

## આચાર્ય શ્રી વિગેરેનો વિહાર.

શીહોરમાં સારી રીતે સ્થિરતા કરી સંઘમાં શાંતિ સ્થાપી આચાર્યશ્રી વિગેરેએ અમદાવાદ તરફ વિહાર શરૂ કર્યો. ત્યાંથી ચમારડી, વળા થઈ ધોલેરા પધાર્યા. ધોલેરાથી બાવળા થઇ સરખેજ પધાર્યા. અત્રે અમદાવાદથી ઘણા ભાવિકો આચાર્યશ્રીના દર્શને આવી ગયા. અત્રે પૂજા ભણાવીને સ્વામિવાત્સલ્ય પણ કરવામાં આવ્યું હતું. અમદાવાદમાં શેઠ જમનાબાઈ ભગુભાઇને ત્યાં શ્રી સિદ્ધાચળ તીર્થની રચના તથા ઉજમણું હતું. અને ઉકત મહોત્સવ માટે આવવા તેમના તરફથી આચાર્યશ્રીને આગ્રહ થતાં અત્રે આવ્યા હતા.

નવો ઉપાશ્રય બાંધવામાં આવ્યો અને બૈરાંઓ માટે એક અલગ નવો ઉપાશ્રય પણ કરવામાં આવ્યો. આ પ્રમાણે ચાતુર્માસમાં લોકોને સારી રીતે લાભ આપી ચાતુર્માસ પૂર્ણ થતાં આચાર્યશ્રી વિગેરેએ વડાલી તરફ વિહાર કર્યો. સંઘના અગ્રેસરો બે ત્રણ મુકામ સુધી સાથે ગયા હતા. ત્યાંથી ઈડર થઈ વડાલી પહોંચ્યા. અત્રેના સંઘે આચાર્ય શ્રી વિગેરેનું સારી રીતે સ્વાગત કર્યું અત્રે થોડા રોજ રહી લોકોને વ્યાખ્યાન વાણીને ઘણો સારો લાભ આપ્યો. તે પછી આચાર્ય મહારાજશ્રી વિજયકેશરસૂરીશ્વરજી સહપરિવાર ઘણા માણસો સાથે તારંગાજી જાત્રા કરવા તથા ધ્યાન કરવા પધાર્યા.



## પ્રકરણ ૪૮ મું.



### બે અપૂર્વ દિક્ષા મહોત્સવ.

#### ભાઈ મનસુખલાલ તથા નાનચંદભાઈની દિક્ષા.

[ પોતાના સંસારીપક્ષના ભાણેજશ્રી મનસુખલાલની અભિગ્રહ યુક્ત દિક્ષા મહો૦ શ્રી દેવવિજયજી મહારાજની, તેમના પરત્વે લાગણી, ભાઈ નાનચંદની દિક્ષા મહારાજશ્રી મનહરવિજયજીનું પ્રેરક પ્રવચન. ]

#### ભાઇ મનસુખલાલની ઓળખાણ.

ભાઈ મનસુખલાલ વછરાજ મહારાજશ્રીના બેનના પુત્ર થતા હતા, તેમનું વતન ભાવનગર હતું. નાનપણમાં

જૈન તેમજ જૈનેતર વર્ગ તથા રાજ્યનો અધિકારીવર્ગ સારો લાભ લેતો હતો. જામનગરવાળા શ્રાવિકા બ્હેન દીવાળી જેઓ યોગાભ્યાસી હતા તથા ચાંદાનગરના શ્રી સિદ્ધકરણભાઈ—જેઓ આચાર્યશ્રી પાસે દર ચોમાસામાં યોગનો અભ્યાસ કરવા આવતા હતા--તેઓ આ સાલ પણ અત્રે આવી યોગાભ્યાસ કરી રહ્યા હતા. દિવાળી બેન તો યોગમાં બહુજ આગળ વધ્યાં હતાં. સમાધિ સુધી પહોંચ્યાં હતાં. અને સમાધીમાં જે વખતે તેઓ સ્થિર થતાં તે વખતે તેમને જે કાંઈ પુછવામાં આવતું તેનો ખુલાસો કરતા હતા. અહિં બેઠાં તેમને મુંબઇ સંબંધી પ્રશ્ન પુછવામાં આવે કે મી. લાલન હાલ ક્યાં છે? શું કાર્ય કરે છે? તેનો ઉત્તર તેઓ આપી શકતા હતા. અને તેનું નિમિત કારણ આચાર્યશ્રી હતા. તેમના સંબંધી સર્વ વિગત પ્રભુના પંથે જ્ઞાનનો પ્રકાશ નામની મહારાજશ્રીથી લખાયેલી બુકમાં મળી આવે છે. જે વાંચતાં તેમણે મહારાજશ્રીની નિશ્રાએ રહી આટલી હદ સુધી જ્ઞાન વધાર્યું તે બાબત અદ્‌ભૂત લાગે છે. દિવાળીબેનનું શરીર આ ચાતુર્માસમાં વધારે નરમ થતાં પર્યુષણ પછી તેઓ સ્વવતન જામનગર ગયાં હતાં. અને ત્યાં સમાધિપૂર્વક સં. ૧૯૮૪માં ગુજરી ગયાં હતાં. અત્રે દેહગામનું સં. ૧૯૮૩નું ચાતુર્માસ નિર્વિઘ્ને પૂર્ણ થયું. આચાર્યશ્રીએ ઘણાઓને ધર્મમાર્ગમાં જોડયા અને દૃઢ કર્યા.

## દહેગામમાં નવો ઉપાશ્રય.

અત્રે ઉપાશ્રયનું સાધન બરોબર ન હોવાથી મહારાજશ્રીના ઉપદેશથી સ્થાનિક તથા બહારથી ઉઘરાણું કરી

ની આંખે જો સારૂં થશે તો તેને
ા એટલે કે આપની અનુજ્ઞા પ્રમાં
ા દિક્ષા અપાવીશ. આંખે તો હવે સા
ી દોઢ વર્ષ સુધી મહોપાધ્યાય શ્રી દેવ
પંચપ્રતિક્રમણ, જીવવિચાર, નવતત્વ
સંસ્કૃત બે ચોપડી વિગેરેનો સારી રીતે
. ત્યારબાદ તેમને કાવ્ય તથા કોષને
ાવ્યો. જોકે આ વખતે તેમની ઉમર હજુ
ા પણ તેમની જ્ઞાનમાટેની કાળજી અને
સનીય હતી. તેમના હૃદયમાં દિક્ષા લેવાના
પ્રગટયા હતા. અને જલ્દી દિક્ષાલેવા માટે
તેઓ અવારનવાર વિનવી રહ્યા હતા. મહા-
ચ્છા હાલ તુરત દિક્ષા આપવાની ન હતી
ાગ્રહ હોવાથી ભાવનગર તેમની માતાને આ
ા. તેઓ સહકુટુંબ મહારાજશ્રીપાસે આવ્યાં.
ાઇ મનસુખલાલને થોડા દિવસ રાહ જોવા તથા
ધારવા કહ્યું પણ જેની તિવ્ર ઇચ્છા હોય તેને
ાવી શકે કે રોકી શ ?

દમાં

દિક્ષા લેવાનું
ણાની શરૂઆત
મહાલક્ષ્મી
લભાઈ મન-
ાયણા થયા

શ્રી સિદ્ધક્ષેત્ર શત્રુંજયની પવિત્ર છાયામાં આવેલા શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળમાં ભણતા હતા. અત્રે ત્રણ વર્ષ રહી અંગ્રેજી ધોરણ ત્રીજા સુધીનો અભ્યાસ કર્યો. પરંતુ આંખમાં ખીલ થવાથી આંખ બગડી અને તેમાટે તેઓ મઢડા પોતાને મોસાલ ગયા. ત્યાં સાધારણ ઉપચાર કર્યા પણ ઉલટું આંખને વધારે નુકશાન થયું. આ વખતે મહારાજશ્રી રાણપુર હતા. તેથી મનસુખલાલની માતુશ્રી તેમને મહારાજશ્રી પાસે ત્યાં લાવ્યા. અને મહોપાધ્યાય શ્રી દેવવિજયજીને સોંપ્યા, મહારાજશ્રીના કહેવાથી તેમની આંખો એક હુશીયાર ડૉકટરને બતાવવામાં આવી જેણે કહ્યું કે ઠીક થયું કે વ્હેલા આવ્યા. બાકી આંખ બહુજ બગડી ગઈ છે. ડૉકટરે બનતો પ્રયત્ન કરી આંખ આઠ આના સુધારી. પણ વધારે ઉપચાર માટે મુંબઈ જવાની સલાહ આપી. આથી ભાઈ મનસુખલાલને તેની માશી સાથે આ કારણે મુંબઈ મોકલવામાં આવ્યા, ત્યાંના કુશળ ડોકટર ચીમનલાલભાઈ સોફની દવાથી આંખ ઠીક થઈ અને ભાઈ મનસુખલાલ સુખરૂપ શ્રી દેવવિજયજી મહારાજ પાસે આવી ગયા.

## દિક્ષા માટેનો અભિગ્રહ. માતાની પણ એજ ભાવના.

ભાઈ મનસુખલાલે આંખના દુઃખાવા દરમિયાન એવી પ્રતિજ્ઞા લીધી હતી કે જો મારી આંખ સારી થાય તો મારે ચારિત્ર--દિક્ષા અંગીકાર કરવી. તેમની માતુશ્રી બેન ઉજમબેને પણ એમાં સંમતિ આપી હતી. તેમણે મહારાજશ્રીને અગાઉ જણાવ્યું હતું કે મારે ચાર છોકરા છે.

તેમાંથી આ એક પુત્રની આંખે જો સારૂં થશે તો તેને હું આપને અર્પણ કરીશ એટલે કે આપની અનુજ્ઞા પ્રમાણે તેને ભણાવી-ગણાવી દિક્ષા અપાવીશ. આંખે તો હવે સારૂં થઈ ગયું હતું. તેથી દોઢ વર્ષ સુધી મહોપાધ્યાય શ્રી દેવ-વિજયજીએ તેમને પંચપ્રતિક્રમણ, જીવવિચાર, નવતત્ત્વ, દંડક, સંઘયણી, સંસ્કૃત બે ચોપડી વિગેરેનો સારી રીતે અભ્યાસ કરાવ્યો. ત્યારબાદ તેમને કાવ્ય તથા કોષનો અભ્યાસ શરૂ કરાવ્યો. જોકે આ વખતે તેમની ઉમર હજી ઘણી નાની હતી પણ તેમની જ્ઞાનમાટેની કાળજી અને તાલાવેલી પ્રશંસનીય હતી. તેમના હૃદયમાં દિક્ષા લેવાના શુભ અંકુરો પ્રગટયા હતા. અને જલ્દી દિક્ષાલેવા માટે મહારાજશ્રીને તેઓ અવારનવાર વિનવી રહ્યા હતા. મહા-રાજશ્રીની ઇચ્છા હાલ તુરત દિક્ષા આપવાની ન હતી છતાં બહુ આગ્રહ હોવાથી ભાવનગર તેમની માતાને આ વાત જણાવી. તેઓ સહકુટુંબ મહારાજશ્રીપાસે આવ્યાં. ત્યારબાદ ભાઇ મનસુખલાલને થોડા દિવસ રાહ જોવા તથા અભ્યાસ વધારવા કહ્યું પણ જેની તિવ્ર ઇચ્છા હોય તેને કોણ સમજાવી શકે કે રોકી શકે ?

### અમદાવાદમાં દિક્ષામહોત્સવ.

આ પ્રમાણે ભાઇ મનસુખલાલનું દિક્ષા લેવાનું ચોક્કસ થવાથી અઠ્ઠાઈમહોત્સવ તથા વાયણાની શરૂઆત કરવામાં આવી. નગરશેઠ વિમળભાઈ તથા શ્રી મહાલક્ષ્મી બહેનને ત્યાં વાયણા થયા તેમજ શેઠ માણેકલાલભાઈ મન-સુખભાઈ તથા જમનાભાઇ વિગેરે ઘણા ઠેકાણે વાયણા થયા

બાદ ભાઈ મનસુખલાલ આચાર્ય મહારાજશ્રી વિજયનેમિસૂરી-શ્વરજીને વંદન કરી વાસક્ષેપ લીધો. ત્યારબાદ દહેગામ-જ્યાં આચાર્યશ્રી વિજયકેશરસૂરિ બીરાજમાન હતા. તેમનો પણ વંદન કરી દીક્ષાની આજ્ઞા તથા વાસક્ષેપ લઈ આવ્યા. આટલી વિધિ થયા બાદ દીક્ષા લેવાના દિવસે હજારો માણસની મેદની વચ્ચે તેઓ દિક્ષા લેવા નીકળ્યા. તે વખતે તેમને ચાર ઘોડાની શણગારેલી બગીમાં બેસાડવામાં આવ્યા હતા. આ વરઘોડાનું તથા દીક્ષા મહોત્સવનું ખર્ચ ઉજમબાઈની ધર્મ-શાળામાં વહીવટ કર્ત્તા શેઠની પોળના પુરસોતમદાસ કેશવ-લાલભાઈ જેસીંગભાઇ વિગેરે તરફથી બંદોબસ્ત થયો હતો.

## ભાઇ નાનચંદની દિક્ષા પણ સાથેજ.

આ પ્રસંગે લીંબડીવાળા એક બન્ધુ નાનચંદભાઇ તલ-કશી મહારાજશ્રીને વાંદવા તથા દિક્ષાનો ઉત્સવ જોવા આવ્યા હતા. તેમની ભાવના દિક્ષા લેવાની થતાં તેમને પણ વર-ઘોડામાં સાથે બેસાડવામાં આવ્યા હતા. આ બન્ધુ સારા તપસ્વી હતા અને દર સાલ પર્યુષણ વખતે માસ અગર દોઢમાસની મોટી તપશ્ચર્યા પણ કરતા હતા. વરઘોડો શહેર બહાર હઠીભાઇની વાડીએ ઉતર્યો. ત્યારબાદ એકત્ર થયેલી મેદની વચ્ચે મહોપાધ્યાય શ્રી દેવવિજયજીએ દિક્ષાની તમામ વિધિ કરાવી અને બંનેના અનુક્રમે શ્રી મનહરવિજયજી શ્રી નિપુણવિજયજી નામ રાખી પોતાના શિષ્ય જાહેર કર-વામાં આવ્યાં. દિક્ષા લીધા બાદ શ્રીમનહરવિજયજીએ હજારો માણસોની મેદની વચ્ચે વૈરાગ્યજનક પ્રવચન-ભાષણ [illegible] જેમાં તેમણે દિક્ષાથી થતા ફાયદા તેમજ દિક્ષા

કેવી રીતે લેવી અને કેવી રીતે પાળવી વિગેરે સમજાવતાં કહ્યું કે દિક્ષા લેનાર ઉમેદવારે સિંહની માફક દિક્ષા લેવી જોઇએ અને સિંહની માફક શૂરવીરપણે પાળવી જોઇએ. તેવી રીતની દિક્ષા તે ઉત્તમ ગણી શકાય. શિયાળની પેઠે લેવી અને સિંહની માફક પાળવી તે બીજા નંબરની દિક્ષા ગણાય તેમજ સિંહની માફક લઇ શીયાળની માફક પાળવી તે ત્રીજા પ્રકારની દિક્ષા ગણાય છે. પૂર્ણ ભાગ્યોદયથી આવી ઉત્તમ મનુષ્યભવ આદિની સામગ્રી મળી છે તેને સફલ કરવાની ખાસ જરૂર છે અને તે માટે ચારિત્ર્ય-દિક્ષા એ સર્વોત્તમ ઉપાય છે. નવદિક્ષિત મહારાજશ્રી મનહરવિજયજીની તદ્દન નાની ઉમરમાં આવી બોલવાની અને ઉપદેશ આપવાની છટાથી લોકો પર ભારે અસર થઇ, આ વખતે તેમની ઉમર માત્ર તેર કે ચૌદ વર્ષની હતી. ત્યારબાદ એકઠા થયેલા લોકો લાડવાની પ્રભાવના લઇ ઘેર ગયા. મહોપાધ્યાય શ્રી દેવવિજયજી મહારાજ નવ દિક્ષિત બે મુનીઓ સાથે વાજતે ગાજતે પાછા ઉજમબાઇની ધર્મશાળામાં પધાર્યા. ત્યાં આવી એકત્ર થયેલી મેદનીને મંગલાચરણ સંભળાવ્યું ત્યારબાદ મુનીશ્રી મનહર વિજયજીએ "ચત્તારી પર મંગાણી" એ શ્લોક પર સારૂં વિવેચન કર્યું. લોકોને આથી ઘણોજ આનંદ થયો. ચાતુર્માસ સં. ૧૯૮૩નું અત્રે થયું ત્યારબાદ નવદિક્ષિતોને જોગમાં નાખ્યા અને તે પૂર્ણ થયે મહારાજ શ્રી દેવવિજયજીએ બંને મુનીઓને વડી દિક્ષા આપી. તે પ્રસંગે પૂજા, પ્રભાવના, આંગી વિગેરે સારી ધામધુમ કરવામાં આવી. ચાતુર્માસ દરમિયાન શ્રી મનહરવિજયજી મહારાજ પંડિત વાસુદેવજી પાસે સંસ્કૃત કાવ્યનો અભ્યાસ કરતા

બાદ ભાઈ મનસુખલાલ આચાર્ય મહારાજશ્રી વિજયનેમિસૂરી-શ્વરજીને વંદન કરી વાસક્ષેપ લીધો. ત્યારબાદ દહેગામ-જ્યાં આચાર્યશ્રી વિજયકેશરસૂરિ બીરાજમાન હતા. તેમને પણ વંદન કરી દીક્ષાની આજ્ઞા તથા વાસક્ષેપ લઈ આવ્યા. આટલી વિધિ થયા બાદ દીક્ષા લેવાના દિવસે હજારો માણસવી મેદની વચ્ચે તેઓ દિક્ષા લેવા નીકળ્યા. તે વખતે તેમને ચાર ઘોડાની શણગારેલી બગીમાં બેસાડવામાં આવ્યા હતા. આ વરઘોડાનું તથા દીક્ષા મહોત્સવનું ખર્ચ ઉજમબાઈની ધર્મશાળામાં વહીવટ કર્ત્તા શેઠની પોળના પુરસોતમદાસ કેશવલાલભાઈ જેસીંગભાઇ વિગેરે તરફથી બંદોબસ્ત થયો હતો.

## ભાઇ નાનચંદની દિક્ષા પણ સાથેજ.

આ પ્રસંગે લીંબડીવાળા એક બન્ધુ નાનચંદભાઇ તક્રશી મહારાજશ્રીને વાંદવા તથા દિક્ષાનો ઉત્સવ જોવા આવ્હતા. તેમની ભાવના દિક્ષા લેવાની થતાં તેમને પણ વઘોડામાં સાથે બેસાડવામાં આવ્યા હતા. આ બન્ધુ સાતપસ્વી હતા અને દર સાલ પર્યુષણ વખતે માસ અદોઢમાસની મોટી તપશ્ચર્યા પણ કરતા હતા. વરઘોડો શબહાર હઠીભાઇની વાડીએ ઉતર્યો. ત્યારબાદ એકત્ર થયેમેદની વચ્ચે મહોપાધ્યાય શ્રી દેવવિજયજીએ દિક્ષાની તમવિધિ કરાવી અને બંનેના અનુક્રમે શ્રી મનહરવિજયશ્રી નિપુણવિજયજી નામ રાખી પોતાના શિષ્ય જાહેર કવામાં આવ્યાં. દિક્ષા લીધા બાદ શ્રીમનહરવિજયજીહજારો માણસોની મેદની વચ્ચે વૈરાગ્યજનક પ્રવચન-ભાઆપ્યું. જેમાં તેમણે દિક્ષાથી થતા ફાયદા તેમજ દિ

પણ ત્યાં પધાર્યા હતા. આ પ્રસંગે વીસનગરના અગ્રેસર શેઠીયાઓ મહારાજશ્રીને વીસનગર પધારવા માટે વિનંતિ કરવા આવ્યા. બીજી બાજુથી વડાલીવાળા શ્રાવકોનો વડાલી આવવા માટે આગ્રહ ઉભોજ હતો. આખરે એવો નિર્ણય આચાર્યશ્રીએ કર્યો કે વીસનગર થઈ પછી વડાલી આવવું. આથી સૌ પ્રથમ વીસનગર પધાર્યા. સંઘ તરફથી સારો સત્કાર કરવામાં આવ્યો. મહારાજશ્રીએ સંઘમાં સંપ વધે, ઝગડાઓ શાંત થાય તે માટે ઘણો સરસ ઉપદેશ આપ્યો અને તેની અસર પણ તેવીજ થઇ. સંઘમાનો કલેશ દૂર થયો, અને નવકારથી વિગેરેને કેટલાક વર્ષથી બંધ હતી તે શરૂ થઇ. ત્રણ ચાર જમણો થયાં.

## ચાતુર્માસની માગણીનો સ્વિકાર.

સંઘ તરફથી ચાતુર્માસ માટે બહુજ આગ્રહ થયો. તેમજ અન્ય દર્શનીયો કંસારા, પાટીદાર, બ્રાહ્મણો વિગેરે પણ વ્યાખ્યાનમાં સારો લાભ લેતા હતા, તેમનો પણતેવોજ આગ્રહ હતો. જોકે અત્રે ઘરો છુટાં છુટાં આવેલાં હોવાથી ચોમાસામાં ગોચરી વિગેરે લાવવાની મુશ્કેલી પણ હતી પણ જૈન તેમજ જૈનેતર બંને વર્ગને લાભ સારો મળશે એમ ધારી આચાર્યશ્રીએ ચાતુર્માસની સંઘની માગણીનો સ્વિકાર કર્યો.

## વડાલીમાં પ્રવેશ.

અત્રેથી અગાઉ નક્કી કર્યા મુજબ આચાર્યશ્રી વિગેરે ઈડર થઇ વડાલી તરફ વિહાર કર્યો.રસ્તામાં ઇડર આવતા મહોપાધ્યાયજી મહારાજશ્રી દેવવિજયજીના શરીરે શાતા ન રહેવાથી તેમને મેનામાં વડાલી લાવવામાં આવ્યા. આચા-

હતા. સં. ૧૯૮૩નું ચાતુર્માસ પૂર્ણ થયા બાદ મહોપાધ્યાય શ્રી દેવવિજયજી વિગેરે ઠાણા શેરીસ, પાનસર મ્હેસાણા થઇ વીસનગર ગયા. વીસનગરના સંઘમાં કંઈ કલેશ હોવાથી ઉપદેશ આપી કંઈક શાંતિ સ્થાપી ત્યાંના અગ્રેસરોએ ચાતુ-ર્માસ માટે ઘણો આગ્રહ કર્યો, મહોપાધ્યાય શ્રીદેવવિજયજીએ અગ્રેસરોને તારંગાજી આચાર્ય મહારાજશ્રી પાસે અવસરે વિનંતી કરવા આવશો તો જોયું જશે એમ જણાવ્યું ત્યાર બાદ તેઓશ્રી આચાર્ય મહારાજશ્રી પાસે તારંગાજી પધાર્યા.



## પ્રકરણ ૪૯ મું.



## વડાલી તથા વીસનગરમાં ધર્મકાર્યો, યોગી શ્રી શાંતિવિજયજીનો મેળાપ.



[ વડાલીમાં બે બ્હેનોની દિક્ષા, અઠ્ઠાઈમહોત્સવ, વીસનગર સંઘમાં શાંતિ તથા ચાતુર્માસ. યોગી શ્રી શાંતિ-વિજયજીનો મેલાપ અને યોગચર્ચા. ]

### વીસનગર સંઘનું આમંત્રણ.

આચાર્ય મહારાજ શ્રી વિજયકેશરસૂરીશ્વરજી અત્રે કેટલાક દિવસ રહી વડાલીના કેટલાક ભાવિક શ્રાવકો સાથે તારંગાજીની યાત્રાનો તથા ધ્યાનનો લાભ લેવા પધાર્યા હતા તે દરમિયાન મહોપાધ્યાયજી મહારાજશ્રી દેવવિજયજી વિગેરે

પણ ત્યાં પધાર્યા હતા. આ પ્રસંગે વીસનગરના અગ્રેસર શેઠીયાઓ મહારાજશ્રીને વીસનગર પધારવા માટે વિનંતિ કરવા આવ્યા. બીજી બાજુથી વડાલીવાળા શ્રાવકોનો વડાલી આવવા માટે આગ્રહ ઉભોજ હતો. આખરે એવો નિર્ણય આચાર્યશ્રીએ કર્યો કે વીસનગર થઈ પછી વડાલી આવવું. આથી સૌ પ્રથમ વીસનગર પધાર્યા. સંઘ તરફથી સારો સત્કાર કરવામાં આવ્યો. મહારાજશ્રીએ સંઘમાં સંપ વધે, ઝગડાઓ શાંત થાય તે માટે ઘણો સરસ ઉપદેશ આપ્યો અને તેની અસર પણ તેવીજ થઇ. સંઘમાનો કલેશ દૂર થયો, અને નવકારશી વિગેરેને કેટલાક વર્ષથી બંધ હતી તે શરૂ થઇ. ત્રણ ચાર જમણો થયાં.

### ચાતુર્માસની માગણીનો સ્વિકાર.

સંઘ તરફથી ચાતુર્માસ માટે બહુજ આગ્રહ થયો. તેમજ અન્ય દર્શનીયો કંસારા, પાટીદાર, બ્રાહ્મણો વિગેરે પણ વ્યાખ્યાનમાં સારો લાભ લેતા હતા, તેમનો પણતેવોજ આગ્રહ હતો. જોકે અત્રે ઘરો છુટાં છુટાં આવેલાં હોવાથી ચોમાસામાં ગોચરી વિગેરે લાવવાની મુશ્કેલી પણ હતી, પણ જૈન તેમજ જૈનેતર બંને વર્ગને લાભ સારો મળશે એમ ધારી આચાર્યશ્રીએ ચાતુર્માસની સંઘની માગણીનો સ્વિકાર કર્યો.

### વડાલીમાં પ્રવેશ.

અત્રેથી અગાઉ નક્કી કર્યા મુજબ આચાર્યશ્રી વિગેરે ઇડર થઇ વડાલી તરફ વિહાર કર્યો.રસ્તામાં ઇડર આવતા મહોપાધ્યાયજી મહારાજશ્રી દેવવિજયજીના શરીરે શાતા ન રહેવાથી તેમને મેનામાં વડાલી લાવવામાં આવ્યા. આચા-

એકઠી કરી દેવામાં આવી. તથા શ્રાવિકાશ્રય માટે પણ સારી રકમ આપવામાં આવી હતી.

## જ્ઞાનપ્રચાર માટે પુસ્તકો ભેટ.

મહોત્સવને અંતે મહો. શ્રી દેવવિજયજીની બનાવેલી "આપણી વર્તમાનકાલની સ્થિતિ" નામની એક ફોર્મની બુક જેની પાંચ હજાર નકલ સ્થાનિક શેઠ શીવલાલભાઈ તરફથી છપાવવામાં આવી હતી તે સર્વત્ર ભેટ મોકલવામાં આવી. તે ઉપરાંત આચાર્યશ્રીના બનાવેલાં સુંદર પુસ્તકો જુદા જુદા કેટલાક ગામોના સંઘને મોકલવામાં આવ્યાં.

## વડાલીથી વિહાર.

મહોત્સવ પૂર્ણ થયે આચાર્ય શ્રી વિગેરે ધોતા પધાર્યા મુનીશ્રી ન્યાયવિજયજીનું સંસારી અવસ્થાનું આ ગામ હોવાથી તેમના પિતાશ્રી ભીખાભાઈ વિગેરેનો આગ્રહ થવાથી થોડા રોજ અહિં પધાર્યા. અહિંથી પાલનપુર થઈ આચાર્ય શ્રી આબુ પધાર્યા. અત્રે હવાપાણી સારાં હોવાથી તથા ધ્યાન કરવા માટે શાંત સ્થળો વિશેષ હોવાથી આચાર્યશ્રી અત્રે એક મહીનો લગભગ રહ્યા. અત્રે મુંબાઈથી આચાર્યશ્રીને વાંદવા શેઠ પ્રાગજીભાઈ ધરમશી તથા તેમના ધર્મ પત્ની શ્રાવિકા બ્હેન નવલબેન વિગેરે આવ્યાં તેઓ અત્રે આચાર્યશ્રીના સત્સંગનો તથા તેમની વાણીનો લાભ મળે તેથી પંદર દિવસ રોકાયા અને ત્યાર પછી ત્યાંથી મહો૦ મા. શ્રી દેવવિજયજી જેઓ લીંચ હતા ત્યાં તેમને વાંદવા આવ્યા.

## યોગીશ્રી શાંતિવિજયજી મહારાજનો મેલાપ.

આબુનો પ્રદેશ તેની ઉપયોગીતાથી હવે અજાણ્યો

નથી. ઉનાળાની સીઝનમાં તેના ઉપર રહી ઠંડી હવા ખાવા માટે સેંકડો માણસો આવે છે. તે સાથે અત્રે ધ્યાન કરવા લાયક ગુફાઓ પણ ઘણી છે. એકાંતસ્થળ વિના ધ્યાનની શાંતિ અનુભવાતી નથી. તેમજ ધ્યાન સિવાય આત્માની અનંત શક્તિઓ પ્રગટ થતી પણ નથી. ધ્યાનની અત્રે સારી સગવડ હોવાથી યોગીશ્રીશાંતિવિજયજી અત્રે કેટલાક સમયથી રહે છે. કોઇવાર આબુજી બાજુના ગામોમાં વીચરી ફરી પાછા અહિંજ આવે છે. તેમણે અત્રે રહી ધ્યાનથી અજબ શક્તિ મેળવવા ઉપરાંત આજુબાજુમાં રહેતા ભીલો વિગેરે જંગલી લોકોને સદુપદેશ આપી માંસઅને મદીરાની ટેવમાંથી સદાને માટે છોડાવ્યા છે. તેમની ધ્યાનની અદ્ભૂત શક્તિના પ્રતાપે આબુ આવતા રાજા મહારાજાઓ બીકાનેર-નરેશ, લીંબડીનરેશ, શીરોહીનરેશ, ભાવનગરના મે. દિવાન શ્રીપ્રભાશંકરપટ્ટણી વિગેરે અવારનવાર તેમની પાસે દર્શનાર્થે આવી ગયા છે. આચાર્યશ્રી વિજયકેશરસૂરીશ્વરજીની ઇચ્છા તેમના મેલાપ માટે ઘણા વખતથી હતી. જો કે પત્રદ્વારા એક બીજા મળ્યા હતા પણ રૂબરૂ મેળાપનો પ્રસંગ ઉપસ્થિત થયો ન હતો. અત્રે આચાર્યશ્રીએ યોગીશ્રી શાંતિ-વિજયજીની તપાસ કરાવતાં માલુમ પડયું કે તેઓ તો અત્રેથી થોડે દૂર પીંડવાડા પાસે માર્કંડેશ્વર સરસ્વતિ ગુફામાં બીરાજે છે. આથી તેઓ ત્યાં ગયા, એકબીજા મળ્યા. પરસ્પર ઘણોજ આનંદ થયો. યોગસંબંધી ઘણી વાતો વિચારી તથા ચર્ચાઓ થઈ. આપણા ચરિત્રનાયકનો આ વિષય ખાસ હોવાથી તેમને બહુજ આનંદ થયો. શ્રી શાંતિવિજયજી યોગી

એકઠી કરી દેવામાં આવી. તથા શ્રાવિકાશ્રય માટે પણ સારી રકમ આપવામાં આવી હતી.

## જ્ઞાનપ્રચાર માટે પુસ્તકો ભેટ.

મહોત્સવને અંતે મહો. શ્રી દેવવિજયજીની બનાવેલી "આપણી વર્ત્તમાનકાલની સ્થિતિ" નામની એક ફોર્મની બુક જેની પાંચ હજાર નકલ સ્થાનિક શેઠ શીવલાલભાઇ તરફથી છપાવવામાં આવી હતી તે સર્વત્ર ભેટ મોકલવામાં આવી. તે ઉપરાંત આચાર્યશ્રીના બનાવેલાં સુંદર પુસ્તકો જુદા જુદા કેટલાક ગામોના સંઘને મોકલવામાં આવ્યાં.

## વડાલીથી વિહાર.

મહોત્સવ પૂર્ણ થયે આચાર્ય શ્રી વિગેરે ધોતા પધાર્યા મુનીશ્રી ન્યાયવિજયજીનું સંસારી અવસ્થાનું આ ગામ હોવાથી તેમના પિતાશ્રી ભીખાભાઈ વિગેરેનો આગ્રહ થવાથી થોડા રોજ અહિં પધાર્યા. અહિંથી પાલનપુર થઈ આચાર્ય શ્રી આબુ પધાર્યા. અત્રે હવાપાણી સારાં હોવાથી તથા ધ્યાન કરવા માટે શાંત સ્થળો વિશેષ હોવાથી આચાર્યશ્રી અત્રે એક મહીનો લગભગ રહ્યા. અત્રે મુંબાઇથી આચાર્યશ્રીને વાંદવા શેઠ પ્રાગજીભાઇ ધરમશી તથા તેમના ધર્મ પત્ની શ્રાવિકા મ્હેન નવલબેન વિગેરે આવ્યાં તેઓ અત્રે આચાર્યશ્રીના સત્સંગનો તથા તેમની વાણીનો લાભ મળે તેથી પંદર દિવસ રોકાયા અને ત્યાર પછી ત્યાંથી મહો૦ મા. શ્રી દેવવિજયજી જેઓ લીંચ હતા ત્યાં તેમને વાંદવા આવ્યા.

## યોગીશ્રી શાંતિવિજયજી મહારાજનો મેલાપ.

આબુનો પ્રદેશ તેની ઉપયોગીતાથી હવે અજાણ્યો

# પ્રકરણ ૫૦ મું.

## ત્રણ ભાવિકોની દિક્ષા.

[ દીક્ષા લેનારાઓની ઓળખાણ, તે અંગેના મહોત્સવો. યોગી શ્રી શાંતિવિજયજીનો ફરી મેળાપ, પ્રહ્લાદની દિક્ષા મહો૦ મા૦ શ્રી દેવવિજયજીનું ઉંઝામાં ચાતુર્માસ. ]

### એ ઉમેદવારોની ઓળખાણ.

દિક્ષાના ત્રણ ઉમેદવારો પૈકી એક બ્હેન ચંદન કે જેઓ કુમારીકા અવસ્થામાંજ દીક્ષા લેવાની ભાવના વાળા હોવાથી તેમના ભાઈ ઝવેરી ચીમનલાલ હીરાલાલ વીસનગર આચાર્ય મહારાજશ્રી વિજયકેશરસૂરીશ્વરજી તથા મહો૦ શ્રી દેવવિજયજી વિગેરેને તથા સાધ્વીજી અશોકશ્રીજી તથા સૌભાગ્યશ્રીજી વિગેરેને પાલનપુર પધારી પોતાની બેન ચંદનને દિક્ષા આપવા આમંત્રણ આપવા આવ્યા હતા. આચાર્યશ્રી વિગેરે તેમની વિનંતિ સ્વિકારી પાલનપુર પધાર્યા. બીજા ઉમેદવાર ડોક્ટર સોની પ્રભુદાસ કે જેઓ રાધનપુરના રહેવાસી હતા તેમની પણ દિક્ષા લેવાની ભાવના થવાથી તેઓ પણ પાલનપુર આવ્યા હતા.

### દિક્ષાનો વરઘોડો

આ દિક્ષા પ્રસંગને અંગે ઝવેરી રવચંદ ઉજમચંદભાઈ તરફથી અઠ્ઠાઇ મહોત્સવ શરૂ કરવામાં આવ્યો. સં. ૧૯૮૫ ના કાર્તિક વદી ૧૦ ને ગુરૂવારે સવારમાં દિક્ષાનો વરઘોડો ચડાવવામાં આવ્યો હતો. બ્હેન ચંદનને ચારઘોડાની બગીમાં

બહુજ નમ્રતાવાળા છે. ત્રીશ વર્ષના દિક્ષા પર્યાયવાળા છતાં નાના મુનીઓને પણ વંદના કરવા ચુકતા નથી. નમ્રતા ઘણી સારી છે. એમનું સ્થાન જૈનજગતમાં બહુ આગળ પડતું છે.

## વીસનગરનું ચાતુર્માસ.

સં. ૧૯૮૪નું ચાતુર્માસ અત્રે થયું. આબુજીથી વિહાર કરી આચાર્ય મહારાજશ્રી પાલનપુર ઉંઝા થઈ વીસનગર પધાર્યા. મહોપાધ્યાય શ્રીદેવવિજયજી વિગેરે વડાલીથી ઈડર ગયા. ત્યાં શ્રી સાગરાનંદ સૂરીશ્વરજીનો મેલાપ થયો. ત્યાં થોડા દિવસની સ્થિરતા બાદ મહુડી લોદ્રા મ્હેસાણા થઇ વીસનગર પધાર્યા અને આચાર્યશ્રી સાથે નગર પ્રવેશ કર્યો. અત્રે આવ્યા બાદ રોજ વ્યાખ્યાન બેસતું તેમાં જૈનો તથા અન્યદર્શનીયો સૌ સારો લાભ લેતા હતા. અત્રે એક હુન્નર શાળા સ્થાપવાની અગત્ય આચાર્યશ્રીને જણાતાં તે માટે સંવત્સરીના દિવસે ઉપદેશ કરતાં સારી રકમ એકઠી થઇ. શેઠ ગોકળભાઇ દોલતચંદે પોતાનું નામ જોડવાની શરતે રૂા. પાંચ હજારની રકમ પણ જાહેર કરી. ફંડ થયું પણ તે માટે કાર્યકર્ત્તાઓ કે વ્યવસ્થાપકો તરીકે કોઈ ઉભા ન થયા. આથી ભરાયેલ ટીપનો અરડો અભરાઈ ઉપર રહ્યો. ચાતુર્માસ પૂર્ણ થતાં અત્રેથી વિહાર કરી આચાર્ય મહારાજશ્રી વિગેરે સૌ પાલનપુર તરફ રવાના થયા.

ગામ ગયા; તેથી આચાર્યશ્રી ખરેડીથી ધનારી ગયા. અત્રે બંને યોગીઓ ફરી મળ્યા. તેમજ પંદર દિવસ સુધી સાથે રહ્યા. યોગ સંબંધી ઘણી વાતો ચર્ચાઓ તથા ખુલાસા થયા. ત્યાંથી સૌ રોહીડા આવ્યા. અને અત્રે બે ચાર દિવસ રહ્યા. અત્રે શ્રી ચંદ્રવિજયજી મહારાજ પાસે પ્રહ્‌લાદ નામને એક છોકરો ભણતો હતો તેને દિક્ષા લેવાની ભાવના થઈ. રોહીડાના શ્રાવકોએ આ દિક્ષા ઉત્સવ અહિં ઉજવાય તેવી માગણી કરી. તે માટે ગમે તે ખર્ચ કરવાની પણ સૌએ ભાવના દર્શાવવાથી આચાર્યશ્રીએ ભાઈ પ્રહ્‌લાદને દિક્ષા આપવાનું અત્રે નક્કી કર્યું.

### ભાઇ પ્રહ્‌લાદની દિક્ષા.

આ શુભ પ્રસંગના નિમિત્તે અત્રે અઠ્ઠાઇ મહોત્વ કરવામાં આવ્યો. બ્હારગામથી બેન્ડ વિગેરે મંગાવવામાં આવ્યું. દિક્ષાનો વરઘોડો સારી રીતે ચડયા બાદ ગામબ્હાર એક સુંદરવૃક્ષ નીચે આચાર્ય મહારાજશ્રીએ દિક્ષાની ક્રિયા કરાવી અને દિક્ષા આપી. પ્રહ્‌લાદનુ નામ શ્રી પ્રભાવવિજયજી રાખવામાં આવ્યું અને તેમને શ્રીચંદ્રવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા. આ પ્રસંગે શ્રીફળની પ્રભાવના પણ કરવામાં આવી. આ પ્રસંગે યોગીશ્રી શાંતિવિજયજી મહારાજ હાજર હતા મહોત્સવ પૂર્ણ થતાં તેઓશ્રી અત્રેથી પાછા ધનારિ ગયા. અત્રે આચાર્યશ્રીને જરા શરદીની અસર થઇ. તેથી અત્રેથી વડાલી પધાર્યા. શરીરે સારૂં થતાં સુધી એક માસ માટે વડાલી રોકાયા. ત્યાંથી વીજાપુરથઈ પેથાપુર પધાર્યા.

બેસાડવામાં આવ્યાં હતા. તેઓ છુટથી પૈસા તથા રૂપાના નાણાનું દાન આપતાં હતાં. બીજી બાજુ એક અલગ બગીમાં ડોકટર સોની પ્રભુદાસ સાદા વેશમાં બેસી દાન દેતા હતા. વરઘોડાની શોભા તથા બેન્ડ ઇત્યાદિની વ્યવસ્થા આકર્ષક સારી હતી. વરઘોડો ગામ બહાર એક વાડીમાં ઉતાર્યો. ત્યાં એકત્ર થયેલી મેદની વચ્ચે આચાર્યશ્રીએ બંને જણાને દિક્ષાની ક્રિયા કરાવી. ડોકટર પ્રભુદાસનું નામ શ્રીધ્યાનવિજયજી રાખી તેમને પોતાના શિષ્યા તરીકે જાહેર કરવામાં આવ્યા. શ્રાવિકા બ્હેન ચંદનનું નામ જ્ઞાનશ્રીજી રાખ્યુ અને તેમને સાધ્વીજી સૌભાગ્યશ્રીજીના શિષ્યા તરીકે જાહેર કરવામાં આવ્યા. આ પ્રસંગે પ્રભાવના આદિ યોગ્ય ધર્મકાર્યો પણ ઘણા સારા થયા. બ્હારથી આ મહોત્સવ પર સારી સંખ્યામાં માણસો આવ્યાં હતાં તે બધાં વિદાય થયાં. આચાર્યમહારાજશ્રીકૃત "શ્રી મહાવીર તત્ત્વ પ્રકાશ" નામનો સંસ્કૃતગ્રંથ બાઇ ચંદનની દિક્ષા પ્રસંગના સ્મારક તરીકે છપાવવા તેમના ભાઈ ઝવેરી ચીમનલાલભાઇની ઈચ્છા થતાં તે છપાવવામાં આવ્યો, જેમાં બ્હેન ચંદનનો ફોટો તથા ટુંક જીવન ચરિત્ર અંદર દાખલ કરેલ છે. આચાર્યશ્રીને યોગીશ્રી શાંતિવિજયજીને મળવા ફરી જીજ્ઞાસા ઉદ્ભવી. વળી આબુ પણ ત્યાંથી નજીક હોવાથી પૂછપરછ કરતાં શ્રીશાંતિવિજયજી મહારાજનો પત્ર આવ્યો કે તમો ખરેડી આવો હું ત્યાં મળીશ. આચાર્યશ્રી પાલનપુરથી ખરેડી આવ્યા. અત્રે આચાર્યશ્રીએ થોડારોજ સ્થિરતા કરી. પણ શાંતિવિજયજી ખરેડી ન ઉતરતાં બીજે રસ્તો ઉતરી ધનારી

श्रीमद् આચાર્ય મા. શ્રી વિજયકેશર સૂરીશ્વરજી મહારાજ



જા તારંગાજી વિગેરે સ્થળે ધ્યાનસ્થ દશાનો ફોટો

સં. ૧૯૫૬ વર્ષ ૨૩

## મહો. મા. શ્રી દેવવિજયજીનો યાત્રાર્થે વિહાર.

મહોપાધ્યાયજી મા. શ્રી દેવવિજયજી, શ્રી દર્શનવિજયજી વિગેરે પાલણપુરથી વિહાર કરી મેત્રાણા તીર્થની યાત્રા કરી આવ્યા. અહિં આદીશ્વર પ્રભુની પ્રાચિન પ્રતિમા જમીનમાંથી નીકળેલાં છે. ધર્મશાળા વિગેરેની પણ અત્રે સગવડ છે. અત્રેથી ડીસા થઈ ભીલડીયાજી તીર્થના દર્શને ગયા. અહિં પણ પાર્શ્વનાથ પ્રભુની પ્રાચિન પ્રતિમા છે. ધર્મશાળાની સગવડ સારી છે. અત્રેથી ચારૂપતીર્થના પણ દર્શન કરવા ગયા આ તીર્થ ઘણું પ્રાચીન છે તેમજ પ્રતિમાજી ઘણા સુંદર છે. ધર્મશાળા પણ ઘણી સારી છે. પાટણથી ઘણીવાર યાત્રા નિમિત્તે સંઘો અત્રે આવે છે. અહિંથી પાટણ પધાર્યા. અત્રે રંજનશ્રીજીની શિષ્યા દાનશ્રીજીને વડીદિક્ષાના જોગમાં નાખ્યા અને ધામધુમપૂર્વક વડીદિક્ષા પણ આપી. અહિંથી ચાણસ્મા પધાર્યા. ત્યાંથી રણુજ થઈ ઉંઝા પધાર્યા. અત્રે ચૈત્રમાસની આયંબીલની ઓળી કરાવી. તેમજ રોજ વ્યાખ્યાન આપી લોકોને સારો ઉપદેશ આપ્યો. ચાતુર્માસ માટે સંઘનો આગ્રહ થતાં આચાર્યશ્રીને જણાવ્યા બાદ નક્કી જણાવીશ તેમ કહી ત્યાંથી વિહાર કરી અનુક્રમે માણસા પધાર્યા. આચાર્ય મહારાજશ્રી વિગેરે પણ પેથાપુરથી માણસા પધાર્યા હતા. અત્રે ઉંઝાથી શ્રાવકો આચાર્ય મહારાજશ્રીને ચાતુર્માસની વિનંતિ કરવા આવ્યા. તે ઉપરાંત વડાલીના અગ્રેસર શ્રાવકો પોતાના ગામ માટે વિનંતિ કરવા આવ્યા. આચાર્યશ્રીએ બંને ગામવાળાને લાભ મળે તે હેતુથી મહોપાધ્યાયજી મા. શ્રી દેવવિજયજીને ઉંઝા જવા જણાવ્યું અને પોતે વડાલી જવા નક્કી કર્યું.

### વડાલીમાં ચાતુર્માસ. સં. ૧૯૮૫.

માણસાથી વિહાર કરી આચાર્યશ્રી વડાલી પધાર્યા. શ્રાવકોએ સારો સત્કાર કર્યો. વ્યાખ્યાનમાં જૈનો ઉપરાંત રાજ્યનો અધિકારી વર્ગ તેમજ જૈનેતરો સારી સંખ્યામાં લાભ લેતા હતા, વ્યાખ્યાન સિવાયના ટાઈમમાં આચાર્યશ્રી ધ્યાનમાં બેસતા હતા. તેમજ બાકીના નિવૃત્તિના સમયમાં પુસ્તક લેખકનું કામ કરતા હતા. આ સમય દરમિયાન " આત્માનો વિકાસક્રમ યા મહામોહપરાજય " આ નામનું પુસ્તક ઉપમિત ભવપ્રપંચકથા ઉપરથી લખીને બ્હાર પાડયું હતું. અવારનવાર સમય મેળવી પુસ્તક લેખનનું કામ કરતા હતા. તેમના લખેલાં પુસ્તકો મોટે ભાગે આત્મજાગૃતિરૂપ અધ્યાત્મ સ્વરૂપના દર્શક હતાં.

### શ્રી દેવવિજયજી મહારાજનું ઉંઝાનું ચાતુર્માસ.

મહોપાધ્યાયજી મા.શ્રી દેવવિજયજી, ન્યાયવિજયજી, મૃગેંદ્રવિજયજી, મનહરવિજયજી વિગેરે સૌ ઉંઝા પધાર્યા. અત્રે શ્રી ન્યાયવિજયજીને સૂમગડાંગસૂત્ર તથા ઠાણુંાંગ સૂત્રના જોગમાં નાખવામાં આવ્યા. તેમજ બીજા બે સાધુને તથા બે સાધવીજીને ઉત્તરાધ્યાયન તથા આચારાંગ સૂત્રના જોગમાં પ્રવેશ કરાવવામાં આવ્યો. જોગ નિર્વિઘ્ને પૂર્ણ થયા. મહોપાધ્યાયશ્રીની શરીરપ્રકૃતિ શ્વાસના લીધે સ્હેજ નરમ થઈ ગઇ હતી પણ પછી જલ્દી આરામ થઇ ગયો. પર્યુષણમાં સારી ઉપજ થઈ. કેટલાંક બૈરાંઓને ચૌદપૂર્વ તથા યુગપ્રધાનનો તપ કરાવ્યો. મુનીશ્રી ન્યાયવિજયજીને ભગવતિ સૂત્રના જોગમાં નાંખ્યા આ પ્રમાણે અત્રે ધાર્મિક કાર્યો-

સુખરૂપ થયાં. ચાતુર્માસ ઘણા આનંદથી પસાર થયું. અને મહોપાધ્યાયજી મા. શ્રી દેવવિજયજી વિગેરે મૌન એકાદશી સુધી અત્રે રહ્યા.

## પ્રકરણ ૫૧ મું.

## તારંગાજીમાં શરદીની અસરતથાદહેગામમાં ચાતુર્માસ.

[ ધ્યાન માટે એકાંત સ્થાન તારંગાજીમાં નવી ગુફાઓની યોજના. કુદરતી સંકટ, શરદીનીઅસર થતાં બનતાં ઉપચાર, મહો. મા. શ્રી દેવવિજયજીનું સંઘસાથે તારંગાજી આગમન. શ્રીન્યાયવિજયજીને પંન્યાસપદવી, દહેગામમાં ચાતુર્માસ તબિયત અસ્વસ્થ થતાં પેથાપુર પ્રયાણ અને ઉપચાર.]

### તારંગાજી તરફ ધ્યાનઅર્થે વિહાર.

વડાલીના ચાતુર્માસ બાદ આચાર્યશ્રીનો વિચાર ધ્યાન અર્થે કોઇ એકાંત શાંત સ્થળમાં રહેવાનો થયો. તે માટે તેમને તારંગાજી તીર્થમાં જવાની ઇચ્છા થઈ. તેથી સં. ૧૯૮૬ ના કા. વદી ૫ના દિવસે વિહાર કરી ઘણા માણસો સાથે તારંગાજી પધાર્યા. અત્રે મહારાજશ્રી ધર્મશાળામાં ઉતર્યા હતા. પણ ધ્યાન માટે વધારે શાંતસ્થળ દિગંબર સંપ્રદાય તરફથી તેમના સાધુઓ માટે બનાવેલી ગુફામાં જતા હતા. પણ ટુંક દિવસો બાદ ત્યાં દિગંબર સંઘ યાત્રાર્થે આવવાનો હોવાથી ત્યાં જવું બંધ રાખ્યું. શ્વેતાંબરોની હદમાં બે ત્રણ ગુફાઓ પણ હતી પણ તેને સુધારવાની જરૂર હતી.

## શ્રીમદ્ આચાર્ય મા. શ્રી વિજયકેશર સૂરીશ્વરજી મહારાજ



તલાજા તારંગાજી વિગેરે સ્થળે ધ્યાનસ્થ દશાનો ફોટો

સં. ૧૯૫૬ વર્ષ ૨૩

એડવાન્સ પ્રિ. અમદાવાદ.

આ ગુફાઓ સુધારાય તે દરમિયાન આચાર્યશ્રી ધર્મશાળામાં ધ્યાન કરતા હતા.

## નવી ગુફાઓ.

તારંગાજી તીર્થના મુનીમ આવા યોગનિષ્ઠ આચાર્ય મહારાજશ્રીને ધ્યાન માટે સગવડતા મળે તે હેતુથી જુની પુરાણી ગુફાઓ સુધરાવવાનું શરૂ કર્યું. તે દરમિયાન આચાર્યશ્રીના દર્શને ભરૂચથી શા. ચંદુલાલ નાથાભાઈ, ચાંદાનગરથી શેઠ સિદ્ધકરણભાઇ તથા વીરમગામથી કેટલાક શ્રાવકો આવ્યા હતા. તેમણે આ ગુફા સુધારવાનું ચાલુ કામ તેનો રીપેર ખર્ચ પોતાના તરફથી આપવાની ઇચ્છા વ્યક્ત કરી. મુનીમને બોલાવી ગુફા બરોબર ચોક્કસ થાય તેમજ પ્રવેશદ્વારપર લોઢાની જાળી મજબૂત નંખાય તે માટે સૂચના આપી. તૈયાર થતી ગુફાઓને માટે મદદ આપનારાઓની સ્મૃતિ રહે તે માટે અનુક્રમે ચંદુગુફા, સિદ્ધગુફા અને રતનગુફા એમ ત્રણે ગુફાને નામ આપવામાં આવ્યા. ગુફાનું કામ ઉતાવળથી ચાલ્યું અને કામ મજબૂત થયું.

## કુદરતી સંકટ

નવી ગુફાઓ ધ્યાન કરવા માટે તૈયાર થઇ પરંતુ આચાર્યશ્રી તેનો વિશેષ લાભ લઈ શકયા નહિ. આ દરમિયાન એકાએક માવઠું થયુ અને સખ્ત વરસાદ વરસ્યો તે સાથે હીમ પડયો. જેને લીધે લીલાછમ બાગ બગીચા પણ ઘણે સ્થળે બળી ગયા. લોકોમાં પણ આ હીમથી કેટલાયે શરદીમાં સપડાઇ ગયા. મહારાજશ્રી પણ આ શરદીનો ભોગ બન્યાં, છતાં થોડો વખત તારંગાજીમાંજ રહ્યા.

## મહો. શ્રી દેવવિજયજી સંઘસાથે તારંગાજી.

ઉંઝામાં મહોપાધ્યાય મહારાજ શ્રી દેવવિજયજી વિગેરે સ્થિર હતા તેમને આચાર્યશ્રીને વાંદવા જવાનું મન થતાં તારંગાજી આવવા વિચાર કર્યો. તે માટે અન્ય શ્રાવકો વિગેરે સાથે લાભ લેવા આવવા સદુપદેશ આપતાં ૫૦થી ૭૫ માણસોનો સંઘ તૈયાર થયો. સૌ પગપાળા મહારાજશ્રી સાથે ચાલી તારંગાજી પહોંચ્યા. તારંગાજીની યાત્રા કરી સૌએ ખૂબ આનંદ અનુભવ્યો. આચાર્યશ્રીને સૌએ વાંદ્યા. અત્રે આઠ દિવસ સૌ રહ્યા. ત્યાર બાદ મહોપાધ્યાયજીને તારંગાજી આજુબાજુના કોઇ ગામમાં રહેવાની આજ્ઞા થવાથી ખેરાલુ, વડગામ, સીપોર આ ગામોમાં થોડો સમય રહ્યા. ત્યાર બાદ મ્હેસાણા ગયા. મુનિશ્રી ન્યાયવિજયજીને પંન્યાસ પદવી આપવાની હોવાથી વડનગર તથા સીપોરના શ્રાવકો આચાર્યશ્રીને વિનંતિ કરવા ગયા. પણ સીપોર પદવી પ્રદાનનું નક્કી થયું. આચાર્યશ્રીની શરીરની સ્વસ્થતા બરોબર આ વખતે ન હતી.

## શ્રી ન્યાયવિજયજીને પંન્યાસ પદવી.

સીપોરમાં આ પદવી પ્રદાન ઉત્સવ કરવાનું નક્કી થયું. મહોપાધ્યાય, મા. શ્રી દેવવિજયજી પણ આ ટાઇમે વડનગરથી સીપોર આવ્યા. અત્રે અઠ્ઠાઇ મહોત્સવ વિગેરે સારી ધામધુમ કરવામાં આવી. આચાર્યશ્રીએ યોગ્ય વિધિ અનુસાર શ્રી ન્યાયવિજયજીને સંઘની વચ્ચે પંન્યાસ પદવી આપી. આ શુભ પ્રસંગે સરદારપર ગામના ચાલીશેક મા-

ણુસો આવ્યાં હતાં. આચાર્યશ્રીનો તેમને પોતાને ગામ લઇ જવાનો ખૂબ આગ્રહ થવાથી આચાર્યશ્રી વિગેરે સરદારપર પધાર્યા. ત્યાંથી સૌ થોડા દિવસ બાદ મ્હેસાણા ગયા. ત્યારબાદ પાનસરમાં સાધ્વીજી કમળશ્રીજીની શિષ્યા કાંતિશ્રીજી તથા અમુલખશ્રીજીને વરસીતપનું પારણું કરવાનુ હોવાથી તે પ્રસંગે દર્શન, વંદનનો લાભ આપવા આચાર્યશ્રીને ખાસ આમંત્રણ થતાં સૌ પાનસર આવ્યા. વરસીતપવાળાં સાધ્વીઓએ આચાર્યશ્રીને વંદન કરી તેમની હાજરીમાં હર્ષપૂર્વક વરસીતપનું પારણું કર્યું.

## દહેગામથી ચતુર્માસ માટે આગ્રહ.

અત્રે દહેગામથી એક અગ્રેસરોનું મંડળ આચાર્યશ્રી પાસે આવ્યું. અને ચાતુર્માસ માટે ખૂબ આગ્રહ કર્યો. આચાર્યશ્રીએ જણાવ્યું કે તમો સૌ મળીને પછીથી પેથાપુર આવજો. મહારાજશ્રી વિગેરે સૌ પેથાપુર પધાર્યા. અત્રે દહેગામના શ્રાવકો દશથી બાર જણા મળી વિનંતિ કરવા આવ્યા. આચાર્યશ્રીએ વિનતિ સ્વિકારી. તેમને તો ગમે ત્યાં રહી ધર્મોપદેશ કરવોજ હતો.

## દહેગામનું ચતુર્માસ સં. ૧૯૮૬.

આચાર્યશ્રી વિગેરે સૌ દહેગામ પધાર્યા. સંઘે યોગ્ય સત્કાર કર્યો. વ્યાખ્યાનમાં જૈન તેમજ જૈનેતરો સારી સંખ્યામાં હાજર રહેતા હતા. આ ચાતુર્માસ દરમિયાન પંડિતલાલન પણ અત્રે થોડા રોજ માટે આવ્યા હતા તેઓ પણ યોગના રસીયા હોવાથી બપોરના મહોપાધ્યાયજી મા. શ્રી દેવવિજયજી પાસે લલીત વિસ્તરા તથા યોગ-

દૃષ્ટિ સમુચ્ચય વાંચતા હતા. તેમજ વ્યાખ્યાન બાદ શ્રોતાજનોને સામાયિક કેવી રીતે કરવી તેનો અર્થ કેમ વિચારવો વિગેરે સારી પેઠે સમજાવતા હતા. પર્યુષણ પર્વ સુધીનો ટાઈમ આનંદથી પસાર થયો. પરંતુ સંવત્સરીના દિવસે રાતમાં આચાર્યશ્રીને છાતીમાં થડકારો ઉત્પન્ન થયો. દવા થતાં શાંતિ થઇ. જરા ઠીક થતાં ગામ બ્હારના એક બંગલે રહેવા ગયા. ત્યાં ધ્યાનમાં સમય પસાર કરતા હતા. અહિંયાં પણ આચાર્યશ્રીને ફરી શરદીની અસર થઈ તે સાથે શ્વાસની પણ અસર જણાઇ અને તાવ આવવા લાગ્યો. દેશી દવા કરી પરંતુ ખાસ ફેર ન પડયો. તેથી અત્રેથી ચાતુર્માસ ઉતરતાં પેથાપુર આવ્યા. અત્રે હવાપાણી સારાં હોવાથી શરીરસ્થિતિ સુધરશે તેમ આચાર્યશ્રીને તથા સૌને આશા હતી પરંતુ કર્મની બાજી કોણ જાણી શકે છે? અત્રે દર્દ વધતુ ગયું, અને સ્હેજ પક્ષઘાતની અસર પણ જણાઇ. પેથાપુરમાં વૈદ-ડોકટરની બરોબર સગવડ ન હોવાથી તેમજ બહારગામથી ડૉકટરને બોલાવતાં વધુ ટાઈમ જતો હોવાથી કાંઈક ઠીક થાય તો આચાર્યશ્રીને અમદાવાદ લઈ જવા એમ સૌનો વિચાર થયો. કલ્લોલથી ડૉકટરને લાવવામાં આવ્યા. ચાંપતી બરદાસને લીધે થોડો સમય શાંતિ જણાઇ. જરા વધારે ઠીક થયાથી આચાર્યશ્રીને મેનામાં બેસાડીને સં. ૧૯૮૭ના મહાશુદી પાંચમે અમદાવાદ લાવવામાં આવ્યા.



શ્રીમદ્ આચાર્ય મા. શ્રી વિજયકેશર સૂરીશ્વરજી મહારજ



સ્વર્ગગમન વર્ષ ૫૫

સં. ૧૯૮૭, અમદાવાદ

એડવાન્સ પ્રિ. અમદાવાદ

## પ્રકરણ પર મું

## આચાર્યશ્રીની ગંભીર માંદગી અને સ્વર્ગવાસ.

[અમદાવાદમાં માંદગીને બીછાને, ઉપચારથી સારૂ થતાં ફરીફરી ચાર વાર ઉથલા, જીવીજાણે તે મરી પણ જાણે, અંતસમયમાં રહેલી અપૂર્વ જાગૃતિ, સૌની સાથે ખમત ખામણા, સ્વર્ગવાસ, સહવર્તિસાધુઓ તથા શ્રાવકોની સેવા.]

### અમદાવાદમાં ઉપચાર.

સં. ૧૯૮૭ના મહા સુદી પાચમે આચાર્યશ્રીને પેથાપુરથી અમદાવાદ લાવવામાં આવ્યા. રસ્તાના પરિશ્રમથી આવ્યા બાદ જરા ન્યુમોનીઆની અસર જણાતાં અમદાવાદ આવીને તરત ડૉ. રતીલાલને બોલાવવામાં આવ્યા. ડોકટરે તબિયત તપાસી યોગ્ય દવા કરી પણ ફેર ન જણાયો. એટલે શર્માવૈદ નામના એક દેશી વૈદની દવા શરૂ કરી. આથી ધીમે ધીમે આચાર્યમહારાજની તબિયતમાં સુધારો થતો ગયો. પણ થોડા દિવસ બાદ જરા પરીશ્રમ વધારે પડતાં પાછા દર્દે ઉથલો માર્યો, અને ફરી શ્વાસની અસર જણાઈ વૈદે શહેર બ્હાર ખુલ્લી અને સુકી હવામાં જવાની સલાહ આપી. તેથી હવા ફેર માટે શેઠ મગનલાલ ઠાકરભાઈના બંગલે લઈ ગયા. અત્રે બે માસ સુધી રહ્યા; પણ ખાસ ફેરફાર દેખાયો નહિ. પગના ભાગ પર સોજા જણાતાં શહેરમાં પાછા લાવ્યા. શ્રીવિજયનેમિસૂરીશ્વરજી સ્વશિષ્યો સાથે

તબિયત જોઈને તથા તેના ચિન્હો જોઈને કહ્યું કે કોઈ જાતનો વાંધો નથી, બીલકુલ ગભરાવાનું કારણ નથી.

## અંત સમયની ક્ષમાપના.

શ્રી નેમિસૂરીએ ઉપર મુજબ જણાવ્યું હતું પણ પોતાને જાણે કાંઈ જુદુજ ભાસતું હોય તેમ જણાવ્યું. તેમણે આચાર્યશ્રી વિજયનેમિસૂરીશ્વરજીને વાંદ્યા અને ખમાવ્યા. તેમજ શ્રી મોહનસૂરીજી વિગેરે તથા બીજા તમામ જીવોની સાથે શુદ્ધ ભાવથી ક્ષમાપના કરી. તબિયત વધુ લથડતી જવાના ખબર સાંભળી વલસાડથી ઝવેરી નગીનભાઈ તથા અમૃતલાલ ભુખણભાઈ વઢવાણ કેમ્પથી પ્રેમચંદભાઈ માધવજી, રાણપુરથી હેરાભાઈ મુળચંદભાઈ વિગેરે ગૃહસ્થો મહારાજશ્રીને સુખશાતા પૂછવા તથા વાંદવા આવી ગયા.

## વધતી જતી બીમારી.

દવાના ઉપચારથી કંઈક ફેર જણાતાં આચાર્યશ્રી પાછા જરા હરતા ફરતા થયા. સોજા પણ ઉતરી ગયા. આચાર્યશ્રીની માંદગી દરમિયાન તેમની સુશ્રુષામાં મહારાજશ્રી દેવવિજયજી પ્ર. પં. શ્રી લાભવિજયજી, શ્રી દર્શનવિજયજી, પં. પ્રેમવિજયજી, પં. શ્રી ન્યાયવિજયજી તરૂણવિજયજી, શ્રી ચંદ્રવિજયજી શ્રી મનહરવિજયજી વિગેરે હતા. ફેરી પાછો માંદગીએ ઉથલો લીધો. સોજા પાછા ચઢયા. આ વખતે ડૉ. રતીલાલ, ડૉ. છાયા, ડૉ. માર્કંડ વિગેરેના અભિપ્રાયો લીધા, ઉપચાર કર્યા, પણ પરિણામે ફેર ન જણાયો. એકત્ર અભિપ્રાયમાં ડોકટરે જણાવ્યું કે ગળામાં કેન્સરની ગાંઠ

થઈ છે આ ગાંઠ ઝેરી હોય છે એટલે તે મટતી નથી પણ પરિણામે પ્રાણ લીધે છુટકો કરે છે. વૈદ્યો વળી એમ પણ કહેતા હતા કે આંતરડાનો ક્ષય થયો છે, એટલે શરીર દિન-પ્રતિદિન ક્ષીણ થતું જવાનું, છતાં જ્યાંસુધી ઝાડો પચીને આવે છે ત્યાંસુધી ગભરાવાનું કારણ નથી. આમ ડૉકટરો અને વૈદ્યોના અભિપ્રાય ગમે તે હતા પણ એટલું તો ચોક્કસ હતું કે તબિયત સુધરવાની આશા ન હતી.

## અંતસમયની અપૂર્વ શાંતિ.

આચાર્યશ્રીના આત્માને અંતિમ શાંન્તિ આપવા સારૂ ગવાએલુ ગીત.

### રાગ આશાની લય.

શું ડરવું એક વખત છે મરવું, ઓ ગુરૂ માહરા એમાંતે શાને ડરવું. એ રાહ.

શરીરધર્મ સાચો જગમાં, એક વખત છે મરવું.<br>
પટકૂળ બદલી પીયુને મળવું, ગગન ઉપર ઘર કરવું;<br>
પીર પેગમ્બર, અવતરીને મહાજળે જળ જળ મળવું. ઓ ગુરૂ.<br>
ઑહં સૌહંના સૂરને સાંધી, શુદ્ધ સંયમે વીચરવું;<br>
ચેલા ચેલીની મોહ દશામાં, પડશે ગુરૂજી રખડવું. ઓ ગુરૂ.<br>
ઑંકારના સત્ય સ્વરૂપે, ધ્યાનસ્થ દશાએ તરવું;<br>
જગત તણી મીથ્યા માયામાં, ખાલી શાને પડવું. ઓ ગુરૂ.<br>
ધણીની થાપણ ધણીને સોંપો, પછી મટી ગયું સાચવવું;<br>
આત્મ રામ ને ફકરા થઇને, વાયુ લહરવત્ ફરવું. ઓ ગુરૂ.<br>
સાગર મુઓ ગુરૂના હાથે, ફરી ફરી નથી મરવું;<br>
કહે ભોગીલાલ એવું મરજો, ફરી પડે ન જનમવું. ઓ ગુરૂ.

## મૃત્યુની તૈયારી છેલ્લીપળો.

સં. ૧૯૮૭ના શ્રાવણ શુદી ૧૪ની શરીરની સ્થિતિ જેવી હતી તેવીજ હતી. પરંતુ ત્યારબાદ ચિન્હો બદલાતા ગયાં ચૌદશનું પ્રતિક્રમણ પં. શ્રી લાભવિજયજી સાથે કર્યું. અને રોજની માફક ચઉશરણપયન્નો, સંથારાપયન્નો, તથા સ્તોત્રનું શ્રવણ કર્યું. પોતાના હસ્તના વેઢા ઉપર ૐકારનો જાપ કાયમ ગણતા હતા તેજ પ્રમાણે ગણવા લાગ્યા. શ્રાવણ શુદી ૧૫ના દિવસે બપોર પછી એકના બદલે બેથી ત્રણ જાડા થયા. જેને પરિણામે અશક્તિમાં વધારો થયો. આથી હવે જાડા પથારીમાં થવા લાગ્યા. ત્રીજ અને ચોથના દિવસે લોહીના જાડા શરૂ થયા. આથી સૌની આશા નિરાશામાં ફેરવાઈ ગઇ. ચોતરફ છેલ્લા દર્શન માટે પત્રદ્વારા ખબર આપવામાં આવી. શહેરમાં પણ ટેલીફોનદ્વારા આ ખબર પહોંચતાં સ્થાનિક સાધુ સાધ્વીઓ તેમજ શ્રાવક, શ્રાવિકાઓ મોટી સંખ્યામાં આચાર્યશ્રીના છેલ્લા દર્શને આવવા લાગ્યા. તે સાથે આચાર્યશ્રીના આત્માની શાંતિ નિમિત્તે સૌ યોગ્ય લાગે તેમ વ્રત, પચ્ચખાણ, ઉપવાસ, પૂજા, યાત્રા, જાપ વિગેરે આપવા લાગ્યા. આચાર્ય મહારાજશ્રી શાંતિથી બધું સાંભળતા હતા. અંત સમયે તમામ જીવોને ખમાવવાના હેતુથી પત્ર લખી નીચે પોતાની સહી કરી ટપાલમાં બીડાવ્યા. કોઇની સાથે પણ ઝેર વેર ન રહી જાય એવી એમની પરમ ઇચ્છા હોવાથી ફરી ફરી પણ સંઘને ખમાવી દીધા. પાંચમના દિવસે જાડા બંધ થઇ ગયા. આથી સવારના પહોરમાં આચાર્યશ્રીએ જણાવ્યું જે આજે મારે ચારે

આહારના પચ્ચખાણ છે. આબુજીથી શ્રી શાંતિવિજયજી મને કહી ગયા છે. મહો. શ્રી દેવવિજયજીએ પૂછયું કે શું કહી ગયા છે તે જણાવશો? પ્રત્યુત્તરમાં જણાવ્યું કે જે કહી ગયા છે તે હું જાણું છું. મને સૂચના કરી ગયા હોવાથી હું તો આજે તૈયાર થઈને બેઠો છું, હવે હું અત્રે થોડા કલાક રહેવાનો છું માટે હવે તમો તૈયારી કરો વખત પુરો થવા આવ્યો છે. આવા હૃદયભેદક શબ્દો સાંભળી પં. શ્રી લાભ-વિજયજીએ ફરી પૂછયું કે બાપજી બધું તૈયારજ છે. આચાર્ય શ્રીએ જણાવ્યું કે શ્રી શાંતિવિજયજીને મેં જણાવેલ હતું કે છેલ્લી અવસ્થાએ મારી ખબર લેજો અને તે મુજબ તેઓ ખબર લઈ ગયા છે. આ વખતે આંખના ચ્હેરાએ ખૂબ લાલાશ પકડી, તેજ ઓછું થતું જણાયું ટટ્ટાર બેસી વાતો કરતા હતા તે બંધ કરી માથું નીચે નમાવીને બેસવા લાગ્યા. આ અંત સમયે આચાર્યશ્રી વિજયનેમિસૂરિ, આચાર્યશ્રી વિજ-યોદયસૂરિ તથા આચાર્યશ્રીસાગરાનંદસૂરિ વિગેરે છેલ્લો મેળાપ કરવા આવી ગયા; ત્યારબાદ આચાર્યશ્રી સિદ્ધિસૂરિ તથા શેઠ સારાભાઈ ડાહ્યાભાઈ, શેઠ કસ્તુરભાઈ લાલભાઈ આવ્યા ત્યારે વળી માથું સ્હેજ ઉંચું કરી સામે જોયું અને હાથ જોડયા. સાંજના પાંચેક વાગ્યા સુધી શુદ્ધિ રહી પણ આજનો દેખાવ બધાને જુદો જણાયાથી આચાર્યશ્રીનો તમામ પરિવાર મહો૦ શ્રી દેવવિજયજી, પ્ર. પં. શ્રી લાભવિજયજી વિગેરે પચાસ સાધુ સાધ્વીઓ હાજર હતાં; અને વારંવાર નવકાર મંત્રનું શ્રવણ કરાવતાં હતાં, તેમજ બબ્બે કલાકનું અણશણ પણ કરાવવામાં આવતું હતું. લગભગ છ વાગ્યાના આખર ટાઈમનો મૃત્યુ વખતનો શ્વાસ શરૂ થયો. બધાને

લાગ્યું કે હવે શ્વાસ બદલાયો છે. આ આત્મા થોડા સમય-માંજ આ દેહ પિંજરમાંથી છુટી જવાનો છે. શ્રાવકોમાંથી નગરશેઠ વિમળભાઈ મયાભાઈ, સારાભાઈ મયાભાઈ તથા તેમનાં માતુશ્રી મુક્તાબેન પણ વારંવાર ખબર કહાડવા આવવા લાગ્યા. પેથાપુરવાળાં હીરાબેન, ચંપાબેન, મેના-બેન તથા ભાવનગર તથા સિનોરથી આચાર્યશ્રીના સંસારી-પણાના ભાઈ પ્રેમચંદ તથા ઉજમબેન વિગેરે મોટો સમુ-દાય આ વખતે હાજર હતો. બરાબર ૬–૩૫ મીનીટે ડોક ઉંચી કરી ટટ્ટાર બેઠા. નમસ્કારમંત્ર સાધુઓ તથા શ્રાવકો સંભળાવતા હતા. શ્રાવણ વદી પાંચમની સાંજે ૬–૪૫ મીનીટે છેલ્લાં શ્વાસનાં બે ડચકાં લીધાં અને ત્રીજે ડચકે તેમનો અમર આત્મા હાજર રહેલા સૌ પરિવાર તથા શ્રાવક શ્રાવિકાઓને શોકમાં નાંખી આ દેહપિંજરને છોડી ગયો. ધર્મશાળાના ત્રીજા માળથી આચાર્યશ્રીના મૃતદેહને નીચે ઉતારી પદ્માસનના રૂપમાં પાટપર બેસાડવામાં આવ્યો. હજારો શ્રાવક–શ્રાવિકાઓ દર્શનાર્થે ઉભરાવા લાગ્યા. સૌના મુખમાંથી શોકના ઉદ્‌ગાર આપોઆપ નીકળતા હતા.

આખરે એ તેજસ્વી તારો ખરી ગયો ! દુનિયામાં જેની જરૂર હયાતિમાં કવચિત્ ઓછી જણાય પણ તેની ગેરહા-જરીમાં તેની ખરેખરી કિંમત અંકાય છે. તેની ખોટ પુરાતી નથી. આ શાસનસ્તંભ જતાં તેની ખોટ પુરાવી મુશ્કેલ હતી. હજારો ભાવિકોને ઉપદેશ આપી ધર્મમાર્ગમાં પ્રેરનાર આવા આચાર્યશ્રીનું આ મૃત્યુ જૈન સમાજને ભારે દુઃખરૂપ હતું. કાળની ગતિ ન્યારી છે. તેના સ્વભાવ મુજબ તે કરે છે.

જન્મ્યો તે ચોક્કસ જવાનો છે. એ નિયમાનુસાર આપણે કાળના અબાધિત નિયમમાં શું કરી શકવાના હતા ? સૂર્ય પણ આચાર્યમાહારાજશ્રીના વિયોગને નહિ સહન કરવાથી તે પણ અસ્ત પામ્યો.

---

## પ્રકરણ ૫૩ મું.

### સ્વર્ગગમન બાદ યોગ્ય ધાર્મિક ઉત્સવો.

( મૃતદેહની માંડવી સ્મશાનયાત્રા તથા તેમાં ભાગ લેનારાઓ, ઉત્સવની ટીપ, અઠ્ઠાઇમહોત્સવ, સમોવરણ રચના, પૂજા, શાતિસ્નાત્ર.

**મૃતદેહ સંસ્કાર** કેટલાક વર્ષથી અમદાવાદમા કોઇપણ આચાર્યશ્રીનું સ્વર્ગમન થયાનો પ્રસંગ બન્યો ન હતો. આચાર્યશ્રી જેવા પ્રતાપી પુરૂષને શોભે તે રીતે તેમના મૃતદેહને પ્રથમ સ્નાન કરાવી, ચંદન બરાસથી લેપ કરી, નવીન કપડા પહેરાવીને, સુંદર સાચા કીનખાબથી મઢેલી પાલખીમા બેસાડવામાં આવ્યો આખા શહેરમાં પાખી પાળવામા આવી, સ્મશાનયાત્રામાં શહેરમાંથી હજારો માણસો હાજર થયા, આ વખતે લાડવા, દાણા, પૈસા કે રૂપાનાણું વિગેરે છુટથી ગરીબોને દાન આપવામા આવતું હતું. આચાર્યશ્રીના મૃતદેહને અગ્નિસંસ્કાર કરવા સુખડ લાવવામા આવી. અગીયાર વાગે 'માડવી' ઉજયબાઇની ધર્મશાળામાથી બહાર માણેકચોક વિગેરે સ્થળમા ફેરવીને શાહપુર દરવાજે અગ્નિસંસ્કાર માટે લઈ જવામાં આવી. શ્મશાનયાત્રામાં શ્રાવકોમા મુખ્યત્વે નગરશેઠ વિમળભાઈ મયાભાઈ, શેઠ સારાભાઇ ડાહ્યાભાઇ, બબાભાઈ, શેઠ માણેકલાલ મનસુખભાઇ, શેઠ કસ્તુરભાઈ વિગેરે હતા. મૃતદેહને અગ્નિસંસ્કાર આદિનું કાર્ય પતાવી શહેરમાં આવી સૌ અગ્રેસરોએ મહોત્સવ કરવા

માટે ઇચ્છા દર્શાવી. તેની ટીપ શરૂ થતાં બારસો રૂપીયા ભરાઇ ગયા, જેથી અઠ્ઠાઈ મહોત્સવ, શાંતિસ્નાત્ર વિગેરેનો કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો.

## સ્વર્ગગમન નિમિત્તે અઠ્ઠાઈ મહોત્સવ

ઉજમબાઇની ધર્મશાળામાં સં.૧૯૮૭ આસો સુદી ૧૦થી મહોત્સવ શરૂ કરવામા આવ્યો. ભારે કીમતી જરીથી ભરેલા ત્રીશ છોડ ધર્મશાળામાં બાંધવામા આવ્યા. જ્ઞાનમંદિર પણ કીમતી છોડોથી બનાવવામા આવ્યું. તેમા સ્વર્ગસ્થ આચાર્યશ્રીની મોટી ઓઇલ પેઇન્ટીંગ છબી શેઠ કેશવલાલ મગનલાલ ઠાકરશીના ધર્મપત્નિ બ્હેન સમસ્ત તરફથી પધરાવવામાં આવી. તે સાથે આચાર્યશ્રીના બનાવેલ વીશ ગ્રંથો તેમાં મુકવામા આવ્યા; તાડપત્રોની પ્રતો ગોઠવવામા આવી. તે ઉપરાત મેરૂ પર્વત ત્રિગડોગઢ, સમોવસરણ, પુષ્પથી શણગારેલ રથ ઘોડા વિગેરે ભક્તિભાવનાને વધારે પ્રેરક થાયતેવી રચના રોજ કરવામા આવતી હતી. આ સર્વ કાર્યની વ્યવસ્થા અને દેખરેખ આરામ મંદિરવાળા જેસીંગભાઈ નથુભાઈ ખરીદીયા, શા. નેમચંદ કેશવલાલ ઘેલાભાઈ, ચંદુલાલ મોહનલાલ, કલ્યાણભાઈ ભોળાભાઈ, જેસીંગભાઈ લીલચંદ, હરીલાલ મુળચંદ, મોહનભાઇ મહાસુખભાઇ, સદુભાઈ તલકચંદ વિગેરે રાખતા હતા. આસો શુદી ૧૦ના દિવસે આચાર્યશ્રીની તૈયાર કરેલ સ્ટેચ્યુ–સુંદર છબીને આચાર્યશ્રીની બીમારી વખતે ઘણી સારી સેવા કરનાર શ્રી સદુભાઈ તલકચંદના સુપુત્ર ત્રિકમલાલના આઠ વર્ષની પુત્રી બ્હેન સુશીલાના હસ્તે શેઠના ચૌમુખજીના દહેરામા એક સુંદર ગોખલામા પધરાવવામા આવી. તે પછી શ્રી ઉજમબાઈની ધર્મશાળામા પધરાવેલ સમોવસરણ, મેરૂપર્વત, ત્રિગડોગઢ, તે બધા ઉપર જુદા જુદા ગૃહસ્થો તરફથી પ્રભુજીને પધરાવવામા આવ્યા. આસો શુદી તેરસે કુંભ સ્થાપના કરવામાં આવી અને તેજ દિવસથી જુદી જુદી પૂજાઓ ભણાવવામા આવી. આસો વદી પાચમના દિવસે નવગ્રહ, દશ દિગ્પાલ, વિગેરે પૂજન કરવામાં આવ્યું, અને આસો

વદી ૬ના દિવસે ઘણી ધામધુમપૂર્વક શાતિસ્નાત્ર ભણાવવામા આવ્યું. શાંતિસ્નાત્રમાં શ્રી વિજયનેમિસૂરી વિગેરે ઘણા સાધુસાધ્વીઓ પધાર્યાં હતા. મહોત્સવ પંદર દિવસ સુધી ચાલ્યો. છેલ્લે દિવસે સત્તરભેદી પૂજા ભણાવીને મહોત્સવ પૂર્ણ કર્યો આચાર્યશ્રીની સ્વર્ગગમનતીથી શ્રાવણ વદી પાચમના દિવસે દહેરાસરમાં આંગી પૂજા કાયમ થાય તે માટે રૂા. ૨૨૫) થયેલી ટીપમાંથી અનામત મુકવામા આવ્યા.



## પ્રકરણ ૫૪ મું.



### આચાર્યશ્રીના સ્વર્ગગમન બાદ આવેલા શોકદર્શક તારો, પત્રો વિગેરેની યાદી.

આચાર્યશ્રીની હયાતિ દરમિયાન મોટે ભાગે તેમના લઘુભ્રાતા મહોપાધ્યાય, મા૦ શ્રી દેવવિજયજી તેમની સાથેજ રહેતા. આચાર્યશ્રીની માંદગી તથા અંતસમય દરમિયાન શુશ્રૂષા કરવામા તેઓશ્રી તથા પં. શ્રી લાભવિજયજી ખાસ હતા. પં. શ્રી ન્યાયવિજયજી મુનિશ્રી ચંદ્રવિજયજી પણ સેવા કરવામા હતા, પણ તેઓ પાછળથી આચાર્યશ્રીની રજા લઇ બીજે ચોમાસુ કરવા ગયા હતા. આચાર્યશ્રીના સ્વર્ગગમન બાદ સર્વ સ્થળેથી દીલગીરી દર્શાવતા તારો-પત્રો વિગેરે બધુ તેમના ઉપરજ આવેલ. એમાથી કેટલાક આવેલા તારો તથા ટપાલની ટુંક હકીકત આપેલ છે.

**અમદાવાદ મહોપાધ્યાયજી મહા. શ્રીદેવવિજયજી તથા પ્ર. પં. શ્રીલાભવિજયજી.** આચાર્યશ્રીવિજયકેશરસૂરીશ્વરજીના કાળ ધર્મથી ઘણા દીલગીર થયા છીએ. સંઘ સાથે દેવવંદન કર્યું છે. શ્રી વિજયવલભસૂરિ, બાલાપુર. ૧. શ્રી વિજયમોહનસૂરિ મહુવા. ૨. શ્રી વિજયેન્દ્રસૂરિ શીવપુરી. ૩. શ્રી જયંતવિજયજી પાલનપુર. ૪. યોગનિષ્ટ શાતિવિજયજી આબુ. ૫. શ્રી વિચક્ષણવિજયજી બેંગલોર. ૬. શ્રી

ધ્યાનવિજયજી વડાલી. ૭. શ્રી સૂરવિજયજી વિજાપુર. ૮. શ્રી દર્શનવિજયજી કલકત્તા, ૯. પં. શ્રી ન્યાયવિજયજી બરોડા. ૧૦. સાધ્વીજી કલ્યાણશ્રીજી પ્રભાસપાટણ. ૧૧. શ્રી જૈન આત્માનંદ સભા હસ્તે ગાંધી વલભદાસ. ૧૨. શા. ઝવેરભાઇ ભાઇચંદ. ૧૩. વોરા જુહાભાઇ સાંકરચંદ. ૧૪ શેઠ ડોસાભાઈ અભેચંદ ભાવનગર. ૧૫. ઝવેરી મગનલાલ નગીનદાસ. ૧૬. ઝવેરી મોહનલાલ હેમચંદ મુંબઈ. ૧૭. શ્રી જૈન હિતવર્ધક વાંકાનેર. ૧૮. શ્રી જૈન સંઘ પાટડી. ૧૯. શા. બાપાલાલ ભગવાનદાસ મુંબઈ. ૨૦. શ્રી મોટી ટોલી પાલીતાણા. ૨૧. શ્રી વડોદરા જૈન સંઘ. ૨૨. શા. ડાહ્યાભાઈ લલ્લુભાઈ વઢવાણ કેંપ. ૨૩. શા. નરોત્તમ જેઠાભાઈ કલકત્તા. ૨૪. ગાંધી નાનજીભાઈ નથુ રાજકોટ. ૨૫. પં. શ્રી ઉમંગવિજયજી પેથાપુર.

## આવેલા પત્રોમાંથી ટુંક સારાંશ.

આચાર્યશ્રીના અવસાનથી બહુજ દીલગીર થયો છું, અમો તેમના આત્માની સંપૂર્ણ શાંતિ ઇચ્છીયે છીયે. તમો સૌએ ઘણી સારી ભક્તિ બજાવી છે. તેમનું મૃત્યુ સમાધિપૂર્વક થયું તેથી આનંદ. મુની મોહનવિજયજી માંડવી, ૧ આચાર્યશ્રીના કાળગમનના સમાચારથી અત્યંત દીલગીર થયા છીયે. ભાવિ આગળ કોઈનો ઉપાય નથી. જૈનશાસનમાં ખરેખર તેમના જેવા એક નરરત્નની ન પુરાય તેવી ખોટ પડીછે. સુમતિવિજયજી પાટડી ૨ આચાર્યશ્રીના કાળધર્મના સમાચારથી દીલગીર. તેઓશ્રી શાંતમૂર્ત્તિ તથા સમયધર્મના જાણુ હતા. આ બનાવ જૈનોનું કમભાગ્ય સૂચવે છે, કચ્છી સ્થાનકવાસી મુની કલ્યાણચંદજી તથા ગુલાબચંદજી પણ અત્રે મારી સાથે છે તેઓ પણ આ બનાવથી બહુ દીલગીર થયા છે. મુનિશ્રી ચારિત્રવિજયજી સોનગઢ ૩ આચાર્યશ્રીના સ્વર્ગગમનથી અફસોસ થયો છે. શાસનનો દીપક બુઝાઈ ગયો છે. મુનિ ચીર્ત્તાવજયજી, વઢવાણકેમ્પ ૪ આચાર્યશ્રીના સ્વર્ગવાસથી દીલગીર. જૈનસમાજમાંથી સારી વ્યક્તિઓ ચાલી જાય છે તે ખરેખર કાલની વિષમગતિનું કારણ છે. સદ્દગતના

આત્માને શાંતિ ઈચ્છું છું. મુનિશ્રી અમરવિજયજી, સીનોર ૫. આચાર્યશ્રીના સ્વર્ગગમનથી ઘણોજ દીલગીર થયો છું. આ મહાત્માની આધ્યાત્મિક દેશના આપવાની શક્તિ ખરેખર અદ્વિતિય હતી. પત્થર જેવા હૃદયવાળાઓને પીગળાવવામાં પણ તેઓ શક્તિ ધરાવતા હતા. તેમના અવસાનથી જૈનસમાજને મોટી ખોટ પડી છે. મુનિ ઉત્તમવિજયજી, બીકાનેર ૬. શાસનનાયક ચાલ્યા જવાથી દીલગીર. શાસન ઉપર એક પછી એક આઘાત આવ્યા કરે છે. શાસનના પ્રભાવિક પુરૂષો એક પછી એક એમ અદૃશ્ય થતા જાય છે. આચાર્યશ્રીના સ્વર્ગવાસથી એક યોગવિદ્યામા કુશળ મહાત્માની ખોટ પડી છે. પ્ર. રૂદ્ધિસાગરજી, માણસા ૭. આચાર્યશ્રીકા કાલગમન સુનકે બહુત દીલગીર હુવા. કલિકાલમેં એસામહાત્મા અધ્યાત્મવેત્તા વિરલાહીમીલેગા. શ્રી જીતમુની, ફલોદિ ૮. આચાર્યશ્રીના કાલધર્મના સમાચારથી દીલગીર. તેઓ જ્ઞાની, ધ્યાની, શાંત, નિષ્કદાગ્રહી અને ગુણીયલ હતા. શાસનદેવ તેમના આત્માને શાંતિ અર્પો. ઉપાધ્યાય શ્રી રવિચંદજી, જોટાણા ૯. આચાર્યશ્રીના સ્વર્ગવાસથી દીલગીર. અત્રે દેવવંદન કર્યું છે પૂજ્ય આચાર્યશ્રીના ગુણાનુવાદ તરીકે શ્રી રંગવિજયજી મહારાજે બહુજ સારા ઉદ્ગાર કહાડયા હતા. શહેરના બધા દહેરાસરોમાં આંગી રચવામા આવી છે. પાલીતાણા મોટી ટોળીના સભ્યો ૧૦. આચાર્યશ્રીના કાલધર્મ પામ્યાના સમાચારથી દીલગીર. આજે અત્રે પાખી પાળી હતી. તે સાથે દેવવંદન પણ કર્યું હતું. અટ્ઠાઈ મહોત્સવ શરૂ કર્યો છે. શ્રીતીર્થવિજયજી, દધાડીયા૧૧. આચાર્યશ્રીના સ્વર્ગગમનથી આઘાત થયો છે. તેમના ગુણો વારંવાર યાદ આવે છે. આવતી કાલે અત્રે પાખી પાળવામાં આવનારછે. મુનિ પદ્માવિજયજી, દેવપુરા–કચ્છ૧૨. પૂજ્ય આચાર્યશ્રી વિજયકેસરસૂરિના સ્વર્ગવાસથી મને તથા શ્રી આત્માનંદ જૈન સભાના સર્વ સભ્યોને પારાવાર દીલગીરી થઇ છે. તેઓશ્રી વિદ્વાન્ હોવા સાથે ચારિત્ર્યવાન્,શાંત,યોગનિષ્ઠ અને વિશાલ હૃદયના હતા. તેમના સ્વર્ગવાસથી જૈનસમાજને એક ખરેખરા મુનીરત્ન

ની ખોટ પડી છે. તેઓશ્રીના આત્માને શાંતિ મળો. ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ, ભાવનગર ૧૩. આચાર્યશ્રીના સ્વર્ગગમનના ખબરથી દીલગીર થયા છીયે. અત્રે કાલે પુજા ભણાવાશે. શા. હીરાલાલ વર્ધમાન, વઢવાણ ૧૪. જૈનકોમે અમુલ્ય હીરો ગુમાવ્યો છે. તેમના પવિત્ર અને ઉત્તમ જીવન તરફ દૃષ્ટિ રાખી દીલાસો લીધા સિવાય છુટકો નથી. ડાહ્યાભાઈ ખોડીદાસ, ધ્રાંગધ્રા ૧૫. અત્રે સર્વ મહાજનવર્ગ તથા ઈતર ધર્મવાલાઓ પણ બહુજ દીલગીર થયા છે. આવા પવિત્ર પુરૂષના જવાથી સૌને લાગી આવે એ સ્વાભાવિક છે. છેવટ સુધી તેઓશ્રીની શાંતિ અજબ હતી તેથીજ તેમનું સમાધિ મરણથયું.શીવલાલ જાદવજી, વડાલી ૧૬. આચાર્યશ્રીના સ્વર્ગગમનના સમાચારથી અત્યંત દુઃખ થાય છે તેમના ઉત્તમ ગુણોની અમારાપર પડતી છાપ બહુ યાદ આવેછે. તેઓશ્રી સદા હિતકારી, સુધારસસમ દેશના અમારા ઉત્થાન અર્થે આપતા હતા. તેમની લોક કલ્યાણની સુંદરભાવના અમને પૂર્ણ ઉપકારક હતી. તેઓશ્રીની દેશના અમને આ દુનિયાથી કોઇ બીજી વિશાલ–ઉદાર દુનીયામાં વિહાર કરાવતી અને તેમાં અમારૂં સ્પષ્ટહિત અમે દેખી શકતા હતા. આત્મા તે વખતે જે આનંદ સરોવરમાં પલ્લવિત થતો તેનું વર્ણન કરી શકું તેમ નથી. અમારા પરમ ઉપકારક આચાર્યશ્રીને અમારાં વંદન હો ! શા. અમરચંદ મેઘજી, મુંબઈ ૧૭. આચાર્યશ્રીના કાલધર્મથી દીલગીર. તેમની અવસ્થા કંઇ બહુ મોટી નહતી. પણ કાળ સમયની અપેક્ષા કરતો નથી. આપ સર્વના મનમાં ઘણો આઘાત થયો હશે. વળી આપતો તેમના લઘુ ભ્રાતા છો. આપને કેટલું દુઃખ થયું હશે તે તો પરમાત્મા જાણે પં. લલિતવિજયજી ઉમેદપુર ૧૮. છાપા દ્વારા આચાર્યશ્રીના સ્વર્ગગમનના સમાચાર જાણતાં બહુ દીલગીર થયો છું. તેઓશ્રી એક મહાન વિદ્વાન તેમજ અલૌકિક સાધુરત્ન હતા. તેમના જવાથી જનસમાજને મોટામાં મોટી ખોટ પડી છે. શા. વ્રજલાલ ભગવાનદાસ નગરશેઠ, ભાવનગર ૧૯. આચાર્યશ્રીના કાળધર્મથી આપણે ખરેખર ઉત્તમપુરૂષ ગુમાવી

બેઠા છીયે. હવે તેમનું અનુકરણ હરકોઇને મહાલાભદાયક થશે. અત્રે બંને સંઘે પાખી પાળી છે. શા. હરિલાલ જુઠાભાઇ, ધ્રાંગધ્રા ૨૦. આચાર્યશ્રીના કાળધર્મથી દીલગીર. અત્રે એક સભા પ્રવર્તક રિદ્ધિસાગરજી મહારાજના પ્રમુખપણા નીચે મળી હતી. તેમા સદ્ગત આચાર્યશ્રીના ગુણાનુવાદ સારી રીતે થયા હતા. અત્રે પાખી પાળીછે. પુજા ભણાવી છે. જૈનસંઘને આચાર્યશ્રી જતાં ન પુરાય તેવીખોટ પડીછે તે શાસનદેવ પુરો એજ પ્રાર્થના. માણસા જૈનસંઘ ૨૧. આચાર્યશ્રીના સ્વર્ગગમનના દુઃખદાયક સમાચાર જાણ્યા. પારાવાર દીલગીરી થઇ છે. તેઓશ્રીજેવા યોગીને તો અહિંયા અને ત્યા સરખું જ છે. માત્ર આપણે આપણા ઉપકારીનો વિયોગ થયો તે ભારે દુઃખકર્તા છે. શેઠ વાડીલાલ પુરૂષોત્તમદાસ, રાણપુર ૨૨. આચાર્યશ્રીના સ્વર્ગવાસથી દીલગીર. સવારે દેવવંદન કરેલ છે. ફાળો સારો થતા ગામના બધા દહેરાસરે આગી કરાવેલ છે. કુતરાને રોટલા, જાનવરોને ઘાસ વિગેરે સદ્ગતના પુન્યાર્થે આપેલ છે. જૈનસમાજના એક અધ્યાત્મવેત્તાની જ્યોત બુઝાયાથી બહુ લાગી આવે છે. સદ્ગતની શાંત પ્રકૃતિ, સદ્ભાવ અને શક્તિ સંભારી રડવાથી શું વળે? તેમને પગલે ચાલી તેવા થવું એજ ખરૂં છે. શેઠ દેવચંદ દામજી જૈનપત્રના તંત્રી, ભાવનગર ૨૩. આચાર્યશ્રીના સ્વર્ગવાસથી બહુ ખેદ થયોછે. તેઓશ્રી જ્ઞાની અને ધ્યાની હતા. જૈનશાસન પર તેમણે ઘણો ઉપકાર કર્યો છે. આપ સૌને તેમના વિયોગથી લાગી આવે એ સ્વાભાવિક છે છતાં હિંમત રાખશો. શેઠ જીવણચંદ ધરમચંદ ઝવેરી મુંબઇ ૨૪. આચાર્યશ્રી જેવા શાંત મહાન્ યોગીશ્વરના જવાથી જૈનશાસનમાં તથા આપના સંઘાડામાં મોટી ખોટ પડી છે. પણ ભાવિ આગળ કોઈનો ઉપાય નથી. શા. ચુનીલાલ હેમચંદ પાલણપુર ૨૫. આચાર્યશ્રીના સ્વર્ગગમનના તારથી દીલગીર છું. ભાવિ બલવાનછે. આપણે ઘણા વખતથી સમજી શકયા હતા કે આ શરીર હવે લાંબું નભે તેમ નથી. શેઠ કુંવરજી આણંદજી ભાવનગર ૨૬. આચાર્યશ્રી જતાં

મોટી ખામી પડી છે. પંચમ કાલ કઠણ છે. તેમાં પણ આવા આચાર્યશ્રીનો સંજોગ મળવો મુશ્કેલ ગણાય. તેથી તેમના જવાથી સૌ દીલગીર થયા છીયે. આજે અત્રે પૂજા ભણાવી છે. શા. વાડીલાલ ફુલચંદ મોરબી ૨૭. આચાર્યશ્રીના સ્વર્ગગમનના સમાચાર સાંભળી ઘણાજ દીલગીર થયા છીયે. અત્રે સંઘ મળ્યો હતો. ધર્મના કાર્યો, પૂજા, પાંજરાપોળમા દાન વિગેરે થયાછે, અત્રે પાખી પાળીછે. તથા દેવવાંદેલ છે. તેઓશ્રીનાં સદ્‌ગુણોનું સ્મરણ થતાં તેમના જવાથી બહુ ખેદ થાય છે. તેમના આત્માની શાંતિ ઇચ્છીયે છીયે. માસ્તર નરસીભાઇ વાંકાનેર ૨૮. આચાર્યશ્રીના સમાચાર મળ્યા. જાણી અત્યંત દીલગીર થયા છીયે. આચાર્યશ્રી જતા જૈનવર્ગમાં અને ખાસ કરીને મુનીવર્ગમાં મોટી ખામી પડી છે. જૈનોનો કોહીનૂર હીરો ગયો. શા. નીમચંદ દેવચંદ વાકાનેર ૨૯. સૂરીશ્વરજીના સ્વર્ગવાસથી પારાવાર હૃદય ખીન્ન થયુછે. કુદરતના આગળ મનુષ્યનો ઉપાય શો ? તેઓશ્રીના દેહવિલયથી જૈનસમાજમા સાચા રત્નની અને સાધુ સાધ્વીઓની સંસ્થામાં એક સાચા સલાહકારની ન પુરાય તેવી ખોટ પડી છે. શા. છોટાલાલ ભાયચંદ ભાવનગર.આચાર્યશ્રીએ સ્થૂલ દેહનો ત્યાગ કર્યાના સમાચારથી દીલગીર.તેમણે છેલ્લા એક વર્ષની માંદગીમાં પોતાના પૂર્વભવોના અનેક અશુભ કર્મોને ખપાવી દીધાં છે. કારણ કે તેમણે ઘણી શાતિથી બધા દુઃખો સહન કર્યાં છે. તેમના અનેક અસાધારણ ગુણો બધાં ઉચ્ચ કળાના હતા. તેમના નિરભિમાનપણાને લીધે અને સત્ય જીજ્ઞાસાને લીધે તે ગમે તેવા મનુષ્ય પાસેથી જ્ઞાન મેળવવા નિરંતર તત્પર રહેતા. બીજાનું ભલું કરવાની વૃત્તિ તેમનામાં સદા જાગૃત રહેતી અને લોકોને અધ્યાત્મજ્ઞાન તરફ દોરવા માટે તેઓ ઘણા આતુર હતા. તેમણે અધ્યાત્મજ્ઞાનના ઘણા ઉચ્ચ પ્રકારના ગ્રંથો લખ્યાછે. ઝવેરી સુરજમલ લલ્લુભાઈ મુંબઇ ૩૧. આચાર્યશ્રીના સ્વર્ગવાસથી દીલગીર. તેઓશ્રી ખરેખર મહાપુરૂષ અને સમયના જાણકાર હતા. મનુષ્યોનું હરકોઈ પ્રકારે કલ્યાણ થાય તેવીજ તેમની ભાવના

હતી. તેમનું હૃદયશાત અને દૃષ્ટિ વિશાળ હતી. તેમના જતાં જૈન સમાજને મોટી ખોટ પડીછે. શા. જેઠાલાલ સકરચંદ શીહોર ૩૨. આચાર્યશ્રીના સ્વર્ગવાસથી સાધુ સંપ્રદાયમા મોટી ખોટ પડી છે. તેમના ગુણોનું વર્ણન કરીયે તેટલું ઓછું છે. શા. મોહનવાલ ગોર્વોંદજી પાલીતાણા ૩૩. આચાર્યશ્રીના કાળધર્મપામ્યાનો તાર વાચી દીલગીર. તેઓશ્રી ગુણના ભંડાર હતા. તેમના જવાથી સંઘને તથા આપના સંઘાડાને મોટી ખોટ પડી છે. તેમના આત્માને પરમ શાતિ મળો. શા. તારાચંદ નથુભાઇ વઢવાણકેમ્પ ૩૪. જૈન સમાજે આચાર્યશ્રી વિજયકેશર સૂરિ જેવા સાધુ રત્નો ગુમાવ્યા તે બહુ ખેદજનક છે. કાળનીગતિ વિષમ છે. તેઓશ્રીની યોગનિષ્ઠા માટે અમોને સંપૂર્ણ માન હતું તેમની ખોટ ત્યારેજ પુરાશે કે જ્યારે ઉત્તર કાળમાં તેમના જેવા યોગનિષ્ટ સાધુનો પ્રાદુર્ભાવ થશે. મહેરબાન દિવાન સાહેબ ત્રિભુવનદાસભાઇ તથા નટવરલાલભાઈ તથા નગરશેઠ તથા શ્રી ભીડે સાહેબે ખાસ દીલગીરી બતાવીછે. અહિંના શ્રીસંઘે પણ દીલગીરીનો ઠરાવ કર્યોછે. શા.મોતીચંદ ઝવેરચંદ તથા ફતેચંદ ભાઇચંદભાઇ ૩૫.

આચાર્યશ્રીના સ્વર્ગવાસથી બહુજ ગ્લાની થાય છે. તેમના મૃત્યુથી જૈન સમાજને મોટી ખોટ પડી છે. આજે યોગવિદ્યામાં જાણકાર તેમના જેવા કોઇ વીરલાજ મળી શકે. બીમારીમાં પણ તેમની ધીરજ અનેશાતિ હદપારની હતી. **બાબુ રતનલાલ ચુનીલાલ મુંબઈ ૩૬.**

વ્હોરા જુદાભાઈ સાકરચંદ ભાવનગર ૩૭. શેઠ લ્હેરાભાઇ મુળચંદ રાણપુર ૩૮. શ્રી લીંબડી જૈન સંઘ લીંબડી ૩૯. શ્રી વઢવાણ કેમ્પ સંઘ વઢવાણ કેમ્પ ૪૦. શા. મણીલાલ માણેકચંદ પુના ૪૧. શ્રીજૈન સંઘ સમસ્ત સાદરા ૪૨. વકીલ મોહનલાલ હેમચંદ પાદરા ૪૩. બગડીયા જેચંદ મોર, જીવા વધા રૂપારામજી પાલીયાદ ૪૪. શા. વ્રજલાલ ડોસાભાઇ બારકાટલી ૪૫. શા. પ્રેમચંદ માધવજી શા. ડાહ્યાભાઈ લલ્લુભાઈ વઢવાણ કેમ્પ ૪૬. શા. હાકરશી જેચંદ ત્રાપજ ૪૭. શા. હરજીવન માધવજી રાણપુર ૪૮. શા. ચીમનલાલ

મોહનલાલ હેમચંદ મુંબઈ ૪૯. વોરા કરસનભાઇ લેરચંદ માપુણી ૫૦. શા દેવચંદ ભાણજી, મેતા લખમીચંદ રૂપચંદ વાંકાનેર ૫૧. શા મગનલાલ નગીનદાસ વલસાડવાળા મુંબઈ ૫૨. શા. ડાહ્યાભાઇ લલ્લુભાઈ કાનપુર ૫૩. કઠોરના ઓનરરી માજીસ્ટ્રેટ સુરત ૫૪. શેઠ મોહનલાલ રતનચંદ ઘેલાભાઈ સુરત ૫૫. શેઠ ભાયચંદ ગોરધન સુરત ૫૬. શા છગનલાલ નેમચંદ સુરત ૫૭. ડૉ. ઓધવજી ભગવાનલાલ સુરત ૫૮. શા રાયચંદ અમરચંદ—કડોદ સુરત ૫૯. શા ભાયચંદ કચરાભાઇ સુરત ૬૦. શા. સૌભાગચંદ ભાયચંદ સુરત ૬૧. શેઠ દલીચંદ વીરચંદ શ્રોફ સુરત ૬૨. શેઠ ચુનીલાલક લ્યાણચંદ જરીવાલા સુરત ૬૩. શા. નાથુભાઈ વીરચંદ સુરત ૬૪. શા હરખચંદ ફકીરચંદ સુરત ૬૫. શા. ચીમનલાલ ઇચ્છાચંદ સુરત. ૬૬ શા. બાબુલાલ ગોવિંદજી સુરત ૬૭. શા ઇશ્વરલાલ હીરાચંદ સુરત ૬૮. શા પાનાચંદ ભગુભાઇ સુરત ૬૯.

આચાર્યશ્રીના સ્વર્ગગમન બાદ આ પત્રો તેમના લઘુભ્રાતા મહોપાધ્યાયજી મા. શ્રી દેવવિજયજી તથા પ્ર.—પં. શ્રી લાભવિજયજી પર આવ્યા હતા. જેમાંથી કેટલાકની નોંધ અહી આપ્યો છે.



## પ્રકરણ ૫૫ મું.

### આચાર્યશ્રીનું કાયમી સ્મારક શ્રી શત્રુંજયગીરી ઉપર ગુરૂમંદીર

આ પૃથ્વીતળ ઉપર જે જે મહાન્ પુરૂષો થઇ ગયા છે અને જેઓના નામો પ્રાતઃસ્મરણીય તથા સ્મૃતિપર પર રમ્યા કરે છે તે તેવા પુરૂષોના ગુણોનોજ પ્રતાપ છે. **गुणाः पूजास्थानं, नचलिंगं नचवयः** એ સૂત્ર પણ એજ દર્શાવે છે. આવા પુરૂષો પોતાના શરીરની દરકાર નહિ કરતાં રાતદિવસ પર ઉપકાર કરવામાંજ પોતાના કિંમતી જીવનનો ભોગ આપે છે. ઇતિહાસ પણ તેવાઓનોજ લખાય

છે. સ્મારક પણ લોકો તેવાઓનુંજ કરે છે. જોકે મોટે ભાગે મહાન્ પુરૂષો પોતાના સ્મારકને ઇચ્છતાજ નથી. તોપણ તેમની પાછળ તેમના ગુણગ્રાહી પુરૂષો તેમનું સ્મારક કર્યા વિના રહેતા નથી. અસલના વખતમા ઘણે ઠેકાણે ઉભા કરેલા સ્મારક તરીકે સ્તંભો, સ્તુપો, દેરીઓ વિગેરે જોવામા આવે છે.

સૂરીશ્વરજીની મૂર્તિઓ પધરાવવામાં આવેલ છે. મોતીશા શેઠની ટુંકમાં તપોગચ્છાધિપતિ શ્રીમદ્ મુક્તિવિજયજીગણિ મહારાજની મૂર્તિ સં. ૧૯૬૨ ની સાલમાં મહોપાધ્યાય મા. શ્રી દેવવિજયજી મહારાજશ્રીના હસ્તે અંજનશલાકા, પ્રતિષ્ઠા કરાવીને દાદાની ટુંકમા જતાં બારીના રસ્તામા મોટા ગોખલામા પધરાવે છે. તેમજ સં. ૧૯૮૮–૮૯ ના બે ચાતુર્માસ મહોપાધ્યાયજી મા. શ્રી દેવવિજયજીના પાલીતાણામાં થયાં તે વખતે બહારગામનો ઘણો યાત્રાળુઓનો સમુદાય તેમની વ્યાખ્યાન વાણીનો લાભ લેતો હતો. તે બંને વર્ષમા ઉપધાન વ્રતની ક્રિયા શરૂ કરવામા આવી હતી. આ વ્રતમા બેઠેલા કેટલાક ભાવિક ગુરૂભક્તોના આગ્રહથી શ્રીમદ્ ગુરૂવર્ય શ્રી વિજયકમલસૂરીશ્વરજી મહારાજ તથા યોગનિષ્ઠ શ્રીમદ્ વિજયકેશરસૂરીશ્વરજી મહારાજશ્રીની મૂર્તિ બનાવવા અને તેને યોગ્ય સ્થળે પધરાવવાની વિચારણા થતાં શત્રુંજય પર્વત પર પધરાવવાનું બને તો તે વધારે સારૂ દેખાય. આ ઉપરથી મોતીશા શેઠના મુનીમ સુશ્રાવક મોહનલાલ ગોવિંદજીના સાથે એ બાબત માટે વાટાઘાટ થતા પ્રથમ દાદા ગુરૂશ્રી મુક્તિવિજયજીગણિ-ની મૂર્તિ વગર નકરે મોતીશા શેઠનીજ ટુંકમાં પધરાવેલ હોવાથી આ મૂર્તિ પધરાવવા પણ હા પાડી અમુક નકરો લેવાની શરતે, આ કામ તેમણે ત્યાના પેઈન્ટર અંબાલાલ ચુનીલાલ તથા કલ્યાણજી મીસ્ત્રીને સોપ્યું. એ મૂર્તિ માટે એ કમાનની દેરી બરોબર ન શોભે પણ ત્રણ કમાનની દેરી આરસપાણની હોય તો તે વધારે શોભે. આ ઉપરથી ત્રીજી મૂર્તિ મહોપાધ્યાયજી મા. શ્રી દેવવિજયજીની બનાવવા એક ગૃહસ્થે ખર્ચ આપવા સુચના કરતા ત્રણ કમાનવાળી

દહેરી કરવા ચોકસ થયું અને મૂર્તિઓ પણ તૈયાર થઇને જયપુરથી આવી ગઈ. ત્રણે મૂર્તિઓને સં. ૧૯૯૦ ના માગશર શુદી ૧૧ મોતીશા શેઠની ટુંકમાં પેસતાં જમણા હાથ ભણી આરસપહાણની ત્રણ કમાનની દેરી તૈયાર થઈ ગઈ હતી તેમા શ્રી વિજયકમળસૂરીશ્વરજી તથા શ્રી વિજયકેશરસૂરીશ્વરજીની મૂર્તિઓ અનુક્રમે પધરાવવામાં આવી. ત્રીજી મૂર્તિ મહોપાધ્યાયજી મા. શ્રી દેવવિજયજીની હતી તે હાલ પરોણાદાખલ દેરીની પાછળ દેરાસરજીમાં પધરાવેલ છે. ત્રણે મૂર્તિની અંજનશલાકા તથા પ્રતિષ્ઠા મહોપાધ્યાયજી મા. શ્રી દેવવિજયજી મહારાજે કરાવેલ છે. આ મૂર્તિઓ નીચેના ગૃહસ્થો તરફથી ભરાવવામાં તથા પધરાવવામાં આવી છે. જેમના નામો મૂર્તિની નીચે તથા આરસપાણની તખ્તી ઉપર કોતરવામાં આવેલ છે. અને દેરી ઉપર પણ નામ કોતરેલ છે.

### મૂર્તિઓ પરના લેખ તથા તત્સંબંધી હકીકત.

૧. " શ્રી શત્રુંજય ડુંગર પર મોતીશા શેઠની ટુંકમા પેસતાં જમણા હાથ તરફ ત્રણ કમાનની ઘણી સુંદર દહેરી બનાવવામાં આવી છે તેના ઉપર મહોપાધ્યાયજી મહારાજ શ્રી દેવવિજયજીના ઉપદેશથી શ્રીમદ્ વિજયકમળકેશર સૂરીશ્વરજી જૈન ગુરૂમંદીર સં. ૧૯૯૦ ના માગશર શુદી ૧૧".આ પ્રમાણે શિલાલેખ કોતરવામાં આવેલ છે. આ દહેરીમા હાલ બે મૂર્તિ બેસાડેલ છે અને ત્રીજી મૂર્તિ પરોણા દાખલ દેરીની પાછળ દેરાસરજીમાં બેસાડેલ છે. આ દેરીનો તમામ ખર્ચ તથા નકરો મહોપાધ્યાયજી મા૦ શ્રી દેવવિજયજી મહારાજશ્રીના ઉપદેશથી મહારાજશ્રીની લાગણી વાળા ભાવિક શ્રાવકો દ્વારા ટીપ કરીને કરવામાં આવેલ છે.

૨. આ ત્રણ કમાનવાળી દેરીની મધ્યમાં શાંતમૂર્ત્તિ બાલબ્રહ્મચારી શ્રીમદ્ વિજયકમલ સૂરીશ્વરજી ગુરૂમહારાજશ્રીની મૂર્ત્તિ જામનગર નિવાસી સુશ્રાવક શેઠ જેસીંગભાઈ જગજીવનભાઇના સ્મરણાર્થે તેમના ધર્મપત્નિ શ્રાવિકારત્નબેન જાુઠી બ્હેને ભરાવી છે.

૩. અને તેમના ચિરંજીવી પુત્રરત્નો શા. છબીલદાસ, પોપટલાલ, છોટાલાલ, આણંદલાલ તથા હીરાલાલે સં. ૧૯૯૦ ના માગશર શુદી ૧૧ ના દિવસે ગાદીએ પ્રતિષ્ઠા કરાવીને બેસાડી છે.

૪–૫. બીજી મૂર્ત્તિ આ દેરીની જમણી બાજુએ શ્રીમદ્ યોગનિષ્ઠ શાંતમૂર્ત્તિ વિજયકેશરસૂરીશ્વરજી મહારાજશ્રીની વડાલી ગામ નિવાસી સુશ્રાવક શીવલાલભાઇ જાદવજીએ પોતાના કલ્યાણાર્થે ભરાવી છે. તથા આ મૂર્ત્તિની પ્રતિષ્ઠા જામનગર નિવાસી સુશ્રાવક જેઠાભાઇ કુસળચંદ તથા તેમના ધર્મપત્નિ શ્રીં નવલબ્હેને કરાવીને ગાદીએ બેસાડી છે.

૬. ત્રીજી મૂર્ત્તિ મહોપાધ્યાયજી મહારાજશ્રી દેવવિજયજી મહારાજશ્રીની છે. આ મૂર્ત્તિને ઉદેપુર નિવાસી શ્રાવિકા રત્નબ્હેન કેશરબ્હેને ભરાવી છે. અને તેમના તરફથી પાલીયાદ નિવાસી શ્રાવિકા જીવીબ્હેને પ્રતિષ્ઠા કરાવીને દેરીની પાછળ દેરાસરજીમા હાલ પરોણા તરીકે પધરાવી છે. આ મૂર્ત્તિ દેરીની ડાબી બાજુમાં પધરાવવાની હતી અને તે ખાતરજ ત્રણ કમાનની દેરી ખર્ચ કરી કરાવવામાં આવી હતી. પણ કારણસર હાલ અહીં પધરાવવામા આવી નથી. આગળ ઉપર પધરાવાશે. આ પ્રમાણે ત્રણે મૂર્ત્તિની અંજનશલાકા અને પ્રતિષ્ઠા વિગેરેની વિધિ મહોપાધ્યાયજી મા. શ્રી દેવવિજયજી મહારાજશ્રીએ કરાવી છે. આ ત્રણે ગુરૂમૂર્ત્તિઓ ઉપરજણાવેલ સદ્‌ગૃહસ્થો તરફથી તૈયાર કરવામા તેમજ સ્થાપન કરવામા આવી છે. આ ગુરૂભક્તિના કામમા સદ્‌ગૃહસ્થોએ જે જે મદદ આપી છે તે ખાતર તેમને ધન્યવાદ ઘટે છે. સં. ૧૯૯૦ ના શ્રાવણ સુદી ૧૧.

લી૦ મુનિ મનહરવિજયજી.



# પ્રકરણ ૫૬ મું.

## આચાર્યશ્રીના સાધુ તથા સાધ્વીઓનો પરિવાર.

આચાર્યશ્રી વિજયકેશર સૂરીશ્વરજીની આજ્ઞામાં વિચરતા શિષ્ય-પ્રશિષ્યો તેમજ સાધ્વીઓના પરિવારની નામાવલી નીચે મુજબ છે.

૧. મહોપાધ્યાયજી મ. શ્રી દેવવિજયજી, તરૂણવિજયજી, મનહરવિજયજી, હરખવિજયજી, શાંતિવિજયજી, ઠાણા. ૫

પ્ર. પં. શ્રી લાભવિજયજી, પં. શ્રી પ્રેમવિજયજી, દાનવિજયજી ઠા. ૩

પં. શ્રી ન્યાયવિજયજી, મૃગેંદ્રવિજયજી. ઠાણા ૨

મુનીરાજશ્રી દર્શનવિજયજી, ચંદ્રવિજયજી ધ્યાનવિજયજી, પ્રભાવવિજયજી ઠાણા ૪

મુનીશ્રી મિત્રવિજયજી, દર્શનવિજયજી, જ્ઞાનવિજયજી, ન્યાય વિજયજી, વલ્લભવિજયજી, તથા નયવિજયજી ઠાણા ૬.

આચાર્યશ્રીના સાધ્વીજીના પરિવારમાં પાંચ મુખ્ય સમુદાય છે.

૧. ગુલાબશ્રીજી, ૨.દેવશ્રીજી, ૩.ગુણશ્રીજી અને ૪. હરખશ્રીજી પં. વિજ્કોરશ્રીજી. તેમાં ગુલાબશ્રીજીના પરિવારમાં ૬૭ સાધ્વીઓ છે.

૧. પ્રવર્ત્તની મુખ્ય સાધ્વીજી, આણંદશ્રીજી, કમલશ્રીજી, દર્શનશ્રીજી, મુક્તીશ્રીજી, ચારિત્રશ્રીજી, પ્રતાપશ્રીજી, રંજનશ્રીજી, અમુલખશ્રીજી, કંચનશ્રીજી,હર્મ્યશ્રીજી, કાંતિશ્રીજી,વલ્લભશ્રીજી, દાનશ્રીજી,ચમરેંદ્રશ્રીજી, વિનયચંદશ્રીજી, વિનોદશ્રીજી ચરણશ્રીજી, હસ્તશ્રીજી આદિ ૧૮.

૨. સાધ્વીજી લાવણ્યશ્રીજી, ઇશ્વિરશ્રીજી, દર્શનશ્રીજી, લલીતશ્રીજી, અજીતશ્રીજી, અમૃતશ્રીજી, નિર્મળાશ્રીજી, જયંતિશ્રીજી, મહીમાશ્રીજી, વલ્લભશ્રીજી. ઠાણા ૧૦

૩. સાધ્વીજી જંબુશ્રીજી, મોહનશ્રીજી, જયંતિશ્રીજી, વિમળશ્રીજી,

રંજનશ્રીજી, વિદ્યાશ્રીજી, ચંદનશ્રીજી, મનોહરશ્રીજી, વસંતશ્રીજી, મધુરશ્રીજી, નંદનશ્રીજી ઠાણા ૧૧.

૪. સાધ્વીજી રતનશ્રીજી, મુક્તિશ્રીજી, લલીતશ્રીજી, મહેંદ્રશ્રીજી,૪.

૫. સાધ્વીજી અનોપશ્રીજી, મનોહરશ્રીજી, મતિશ્રીજી, ઠાણા ૩.

૬. સાધ્વીજી, ચંદ્રશ્રીજી, વિદ્યાશ્રીજી, રેવતશ્રીજી, પ્રિયંકરશ્રીજી, પ્રધાનશ્રીજી, ઠાણા ૫

૭. સાધ્વીજી,મુક્તિશ્રીજી,વિમળશ્રીજી, રમણીકશ્રીજી,હંસશ્રીજી.૪.

૮. સાધ્વીજી ઉત્તમશ્રીજી, મણીશ્રીજી, પુષ્પશ્રીજી, મનહરશ્રીજી, ચંપકશ્રીજી, ઠાણા ૫

૯. સાધ્વીજી સુભદ્રાશ્રીજી, હિંમશ્રીજી, ઝવેરશ્રીજી, જયશ્રીજી, ૪

૧૦. સાધ્વીજી નીતિશ્રીજી, દાનશ્રીજી, દયાશ્રીજી ઠાણા ૩.

સાધ્વીજી દેવશ્રીજીનો પરિવાર

૧ સાધ્વીજી મણીશ્રીજી, ચંપકશ્રીજી, પ્રમોદશ્રીજી, મનહરશ્રીજી કલ્યાણશ્રીજી, માણેકશ્રીજી, ઠાણા ૬.

૨. સાધ્વીજી ભક્તીશ્રીજી, અશોકશ્રીજી, સોભાગ્યશ્રીજી, ચંદ્રશ્રીજી, વીવેકશ્રીજી, નેમશ્રીજી, વલ્લભશ્રીજી, વિમલશ્રીજી, જ્ઞાનશ્રીજી ઠાણા ૯.

સાધ્વીજી ગુણશ્રીજીનો પરિવાર

૧. સાધ્વીજી દેવશ્રીજી, માણેકશ્રીજી, ચંદનશ્રીજી, પ્રધાનશ્રીજી, મુક્તીશ્રીજી, મણીશ્રીજી, સોભાગ્યશ્રીજી, ચંદનશ્રીજી, રમણીકશ્રીજી, રંજનશ્રીજી, અમૃતશ્રીજી, ઠાણા ૧૧.

૨. સાધ્વીજી હેતશ્રીજી, હરકોરશ્રીજી, હરખશ્રીજી, ઉત્તમશ્રીજી, વલ્લભશ્રીજી, સુબોધશ્રીજી, પ્રભાશ્રીજી, મહીમાશ્રીજી હેમશ્રીજી, ઠાણા ૯.

સાધ્વીજી હરખશ્રીજીનો પરિવાર.

૧. સાધ્વીજી કમળશ્રીજી, મણીશ્રીજી, કેશરશ્રીજી, કાતિશ્રીજી, ૪

વિજકોરશ્રીજીનો પરિવાર.

૧. સાધ્વીજી દર્શનશ્રીજી, લાભશ્રીજી, દિવ્યશ્રીજી, ચારિત્રશ્રીજી તથા મહેંદ્રશ્રીજી, ઠાણા ૫.

## આચાર્યશ્રી વિજયકેશરસૂરિશ્વરજી મા. શ્રીના જીવનચરિત્રના મુખ્ય બનાવો.

રહીશ પાલીયાદ બોટાદ પાસે, પછી–વઢવાણકેમ્પ.

| | | | |
|---|---|---|---|
| જન્મ | સંવત ૧૯૩૩ પોષ સુદી ૧૫ | | પાલીતાણા, મોશાળમા |
| દીક્ષા | ,, ૧૯૫૦ માગશર વદ ૧૦ | | વડોદરા |
| વડીદીક્ષા | ,, ,, મહા સુદ ૨ | | ,, |
| ગણિપદ | ,, ૧૯૬૩ કારતક વદ ૬ | | સુરત |
| પંન્યાસપદ | ,, ૧૯૬૪ માગશર સુદ ૧૦ | | મુંબઈ |
| આચાર્યપદ | ,, ૧૯૮૩ કારતક વદ ૬ | | ભાવનગર |
| સ્વર્ગગમન | ,, ૧૯૮૭ શ્રાવણ વદ ૫ | | અમદાવાદ |

## આચાર્ય મા. શ્રી વિજયકેશરસૂરિશ્વરજી. મા. શ્રીના ચાતુર્માસની નોંધ.

| ગામ નં. | સાલ | ગામ નં. | સાલ |
|---|---|---|---|
| સુરત ૩ | ૧૯૫૦–૫૧–૬૨ | રાજકોટ ૧ | ૧૯૭૦ |
| પાલીતાણા ૪ | ૧૯૫૨-૫૪-૫૬-૫૮ | વાંકાનેર ૨ | ૧૯૭૧–૭૪ |
| માડલ ૧ | ૧૯૫૫ | ગોધાવી ૧ | ૧૯૭૨ |
| જામનગર ૨ | ૧૯૫૩–૬૦ | ધોરાજી ૧ | ૧૯૭૩ |
| વિજાપુર ૧ | ૧૯૫૭ | અમદાવાદ ૨ | ૧૯૭૬–૮૭ |
| મોરબી ૧ | ૧૯૬૧ | પાદરા ૧ | ૧૯૭૮ |
| બીકાનેર ૧ | ૧૯૫૯ | વલસાડ ૧ | ૧૯૭૯ |
| મુંબઇ ૧ | ૧૯૬૩ | ભરૂચ ૧ | ૧૯૮૦ |
| પુનાસીટી ૧ | ૧૯૬૪ | રાણપુર ૧ | ૧૯૮૧ |
| કપડવંજ ૧ | ૧૯૬૫ | ભાવનગર ૧ | ૧૯૮૨ |
| પેથાપુર ૨ | ૧૯૬૬–૭૫ | વીશનગર ૧ | ૧૯૮૪ |
| ઊંઝા ૧ | ૧૯૬૭ | વડાલી ૧ | ૧૯૮૫ |
| માણસા ૧ | ૧૯૬૮ | દેહગામ ૩ | ૧૯૭૭-૮૩-૮૬ |
| વઢવાણકેમ્પ ૧ | ૧૯૬૯ | | |

કુલ ચાતુર્માસ ૩૮

આ પ્રમાણે ૩૭) સાડત્રીસ ચોમાસા પૂર્ણ થયા આડત્રીસના ચાતુર્માસમા ૧૯૮૭ ના શ્રાવણ વદ પાચમની સાંજના ૬–૪૫ મીનીટે સમાધિ પૂર્વક પરમાત્માનું સ્મરણ કરતા આચાર્ય મા. શ્રી વિજય-કેશરસૂરીશ્વર મા. શ્રીનો અમર આત્મા આ ક્ષણભગુર વિનશ્વર દેહનો ત્યાગ કરી સ્વર્ગીય સુખનો અનુભવ કરવા ચાલ્યો ગયો. તેઓશ્રીના અમર આત્માને પરમ શાતિ મળે.

अध्यात्मयोगी विलसद् विवेकः सूरीश्वरोऽभूत्परम प्रतापि ॥
तद्बंधुना चात्र समुत्सुकेन विदग्धवर्येण विनिर्मितावै ॥१॥
नितांत् गांभीर्य गुणादियुक्ता निहारश्वेतोत्पलहंससमुक्ता ॥
चमत्कृतीद्धा बतजीवनप्रभा कृताप्रपूर्णा विजयेनदेव ॥ युग्मम.

इतिश्री तपगच्छाधिपति श्रीमान् मुक्तिविजयजी गणि पूज्य-
पादानामंतेवासि परमशांतमूर्ति विजयकमलसूरीश्वराणां
शिष्यरत्न योगनिष्ठ विजयकेशरसुरीश्वराणां लघु-
भ्रात्रा महोपाध्यायपदधारिणा श्रीदेवविजयगणिना
विजयकेशरशूरीश्वरस्याध्यात्मिक जिवनचरित्र
" बृहत्जिवनप्रभा " विरचिता स्तंभन तीर्थे
नगरे सं. एकनवनत्यधिकएकोनविंशति
शतेवर्षे समाप्ति मगमत् गुरुवर्य श्री
विजयकमलशूरीश्वर प्रसादात्

ॐ शांतिः शांतिः शांतिः.



श्रीमद् विजयकमलसूरीश्वरगुरुभ्योनमः

શ્રીમદ્ વિજયકેશરસૂરીશ્વરજી મહારાજ વિરચિત


શ્રી વિજયકમલ કેશર ગ્રંથમાળા

દેવપુષ્પ ૨૭ મું


# આત્મોન્નતિકારક વચનામૃતો.

:: સંગ્રાહક ::

મહોપાધ્યાયજી મા૦ શ્રી દેવવિજયજીગણિ મહારાજ


:: પ્રસિદ્ધ કર્તા::

શ્રી વિજયકમલ કેશર ગ્રંથમાળા તરફથી

શા. સદુભાઈ તલકચંદ, રતનપોળ—અમદાવાદ.

પ્રથમ આવૃતિ. વિ. સં. ૧૯૯૨ પ્રત ૧૦૦૦

આ પુસ્તક બારડોલીના સંઘની આર્થીક મદદથી બહાર પાડેલ છે.

---

## શ્રી વિજયકમળ કેશર ગ્રંથમાલાના સર્વમાન્ય આત્મજાગૃતિના અપૂર્વ પુસ્તકો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | યોગ શાસ્ત્ર આ. ૪ રેશમી પાકું પુંઠું | કીં. | રૂ. | ૨–૦–૦ |
| ૨ | મલય સુંદરીચરિત્ર આ. ૪ રેશમી પાકું પુંઠું | ,, | ,, | ૧–૪–૦ |
| ૩ | રેખા દર્શન–હસ્ત સંજીવન ભા. ૧–૨–૩–પાકું પુંઠું | ,, | ,, | ૧–૪–૦ |
| ૪ | આત્માનો વિકાશક્રમ–ઊપમીતિભવ પ્ર. સારાશ | ,, | ,, | ૧–૪–૦ |
| ૫ | મહાવીર તત્વ પ્રકાશ સરલ સંસ્કૃત પાના આકારે | ,, | ,, | ૨–૦–૦ |
| ૬ | મહાવીર તત્વ પ્ર. નિતિ વિચારામૃત, આત્મવિશુદ્ધિ | ,, | ,, | ૧–૦–૦ |
| ૭ | દેવવિનોદ. અનેક વસ્તુ. સ્વરોદય વિગેરે રેશમી પાકું પુંઠું | ,, | ,, | ૧–૦–૦ |
| ૮ | સમ્યક દર્શન–સમ્મકત્વના ૬૭ બોલનું વિવરણ પાકું પુંઠું | ,, | ,, | ૦–૧૨–૦ |
| ૯ | યોગ દૃષ્ટિસમુચ્ચય ભાષાંતર. આત્મ સ્વરૂપ બતાવનાર | ,, | ,, | ૧–૪–૦ |
| ૧૦ | બૃહત્ જીવન પ્રભા તથા આત્મોન્નતિ વચનામૃતો | ,, | ,, | ૧–૮–૦ |
| ૧૧ | જીવન પ્રભા રાસ તથા વચનામૃતો આત્મજાગૃતિના | ,, | ,, | ૦–૮–૦ |
| ૧૨ | શાતિનો માર્ગ–અપૂર્વ શાંતિ આપનાર નામ તેવા ગુણ | ,, | ,, | ૦–૮–૦ |
| ૧૩ | પ્રભુના પંથે જ્ઞાન પ્રકાશ. કાચું પુંઠું | ,, | ,, | ૦–૫–૦ |
| ૧૪ | આત્મજ્ઞાન પ્રવેશિકા પાઠશાળાને ખાસ ઉપયોગી | ,, | ,, | ૦–૪–૦ |
| ૧૫ | શિશુશિક્ષા બાલકોને ખાસ ઉપયોગી | ,, | ,, | ૦–૧–૬ |
| ૧૬ | ઓંકારના પંથે. એક યોગિની બાઇનુ જીવન વૃતાંત | ,, | ,, | ૦–૧–૦ |
| ૧૭ | ધર્મોપદેશ તત્વજ્ઞાન શ્રાવક ધર્મનું રહસ્ય કાચું પુંઠું | ,, | ,, | ૦–૧–૦ |
| ૧૮ | આપણી વર્તમાન કાળની સ્થિતિ. ચડતિ કે પડતી. | | | ભેટ. |
| ૧૯ | મુહપતિ ચર્ચાસાર સમીક્ષા. મુહપતિ ચર્ચાનો ઊતર, હવે છપાશે | | | ભેટ. |

### પુસ્તકો મળવાનાં ઠેકાણાં

અમદાવાદ. શાહ. સદુભાઈ તલકચંદ ઠે. રતનપોળમાં વાઘણ પોળ
,, મેતા નાગરદાસ પ્રાગજીભાઈ ઠે. ડોશીવાડાની પોળમા
વઢવાણકેંપ શા. મોનજીભાઇ પરશોત્તમ ઠે. લખાવેલશીના ડેલાના.
ભાવનગર જૈન ધર્મ પ્રસારક સભા.

---

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. ૧૯૩૬

# પ્રસ્તાવના.

આ પુસ્તકમા પ્રસિદ્ધ કરેલા વચનામૃતો, યોગનિષ્ઠ આચાર્ય મહારાજશ્રી વિજયકેશરસૂરીશ્વરજી લિખિત ગ્રંથોમાંથી તારવી, અલગ પાડી અત્રે એકત્રરૂપે ગુંથવામાં આવેલ છે. બધા માણસો તેમના લખેલા બધા ગ્રંથો ન ખરીદી શકે કે ન મેળવી શકે તો માત્ર આ એકજ પુસ્તક મેળવી તેમા લખેલા વચનોનુ અનુપાન કરશે, તે આચાર્યશ્રીના વારંવારના ઉપદેશની ઘણી મહત્વની બાબતો સમજી શકશે.

જુદા જુદા ફુલના છોડના બગીચામાથી જેમ સારા સારાં અનેક જાતના સુગંધી ફુલો ચૂંટવામા આવે તેમ આચાર્યશ્રીના સર્વત્ર પ્રશંસા પામેલા ગ્રંથોમાથી સારામા સારા ઉપદેશના નમુના રૂપેના વાકયો – સુગંધી ફુલો એકઠા કરી ફુલછાબ રૂપે વાચકની સમક્ષ રજુ કરેલ છે. એમા તકલીફ ઘણી પડી છે તેની ચર્ચા અત્રે યોગ્ય નથી પણ સમાજને તેની ઉપયોગીતા હતી તેથી ગમે તે ભોગે આ પુસ્તકનું પ્રકાશન જરૂરી હતું એટલી નિખાલસ જાહેરાત અસ્થાને નહિ ગણાય.

પર્વતનું શિખર હંમેશા ઉપર ઘણે ઉંચે હોય છે, એક એક પગથીયે ચડતા ત્યા પહોચી શકાય તેમ હંમેશા ઉન્નતિના શીખરપર પહોચી વિહારનો આનંદ અનુભવવામા આ વચનામૃતો જરૂર મદદરૂપ થશે. જેમ જેમ તેના વાચનમા આગળ વધતા જઇએ તેમ તેમ ઉન્નત વિચારશ્રેણીમાં આગળ વધાય છે અને પરિણામે અવર્ણનીય આનંદ પામી શકાય છે.

વચનામૃતોને સુવર્ણ વાકયો ઘણા કહે છે. સુવર્ણ જેમ ધાતુમાં શ્રેષ્ઠ છે અને તેને સૌ સંગ્રહે છે તેમ આ સુવર્ણ વાકયો હૃદયમા સંગ્રહવાથી ઘણો લાભ પામી શકાય છે.

જીવનના અનેક પ્રસંગોમા હવે શું કરવું ? આમ કરવું કે તેમ કરવું ? આ રસ્તો ઠીક કે પહેલો રસ્તો ? વિગેરે ગુચવણ વખતે આ વચનામૃતોની સ્મૃતિ પોતાનો પંથ સ્પષ્ટ અને ચોક્કસ બનાવશે. લેખક મહાત્માના આ વચનો અજબ પ્રેરણા જન્માવશે, અને હરકોઈને સત્પંથે દોરશે.

પ્રબલ અસર ઉપજાવનાર આ વચનોનું વારંવાર વાંચન અને મનન કરવાથી હૃદય દૃઢ બનશે. તેથી ચારિત્રમા દૃઢતા આવશે તેમજ જીવનના સર્વ વ્યવહારમાં, બીજા માણસો સાથેના સંબંધોમા સદ્‌વર્ત્તન અને સદ્‌ભાવ બતાવવાનું શીખવશે.

આચાર્યશ્રીએ અનેક પુસ્તકો લખ્યાં અને વાચ્યા તેમાંથી આ વચનામૃતો તારવીને તથા તેમણે જુદાં કેટલાંક લખેલાં તે પણ ભેળવીને આ પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ કરેલ છે.

સુજ્ઞ વાચકો તેનો સદુપયોગ કરવા જરૂર તેનો આદર કરશેજ.

આ વચનામૃતોમા ઘણું રહસ્ય ભરેલું છે, એ રહસ્ય પામવા અને એ વચનનું મીઠું–મધુરૂં અમૃત પીવા સૌ કોઈ સર્વદા આતુર રહે એજ અભ્યર્થના !

આ પુસ્તક બારડોલીના સઘની આર્થિક મદદથી બહાર પાડેલ છે જેઓએ મદદ આપી છે તેઓના મુબારક નામો નિચે મુજબ છે.

૧૦૧) શા. ચુનીલાલ વીરચંદભાઈની કંપની.
૫૧) શા. બાબુલાલ જેચંદભાઈ લલુભાઇ.
૫૧) શા. ફકીરચંદ રામાજીની ધર્મપત્ની ધનકોર બ્હેન.
૩૫) શા. ભાઇચંદભાઈ ઝવેર તથા લલ્લુભાઈ ઝવેરચંદ.
૨૫) ચોકશી નાથાભાઈ લલ્લુભાઈ.
૨૧) શા. લલ્લુભાઇ નેમચંદ.
૧૧) શા. છમનાજી હકમાજી.
૭) શા. રણછોડભાઈ હરજીભાઈ.
૫) શા. મગનલાલ ઝવેરચંદ.
૫) શા. રૂપચંદ નથુભાઈ.
૫) શા. ભીખાભાઈ ધનાજી.

આ સદ્‌ગ્રહસ્થો તરફથી જે મદદ આપવામા આવી છે તે બદલ તેઓનો આભાર માનવામાં આવે છે.

લી૰ શ્રી વિજયકમળકેશર ગ્રંથમાલાના
વ્યવસ્થાપકો સં. ૧૯૯૨ પોષ સુદ ૧૫ અમદાવાદ

ॐ अर्हं नमः

श्रीमद् विजयकमलसूरीश्वर गुरुभ्यो नमः

# आत्मोन्नतिकारक वचनामृतो.



संग्राहक महोपाध्याय श्री देवविजयजी गणिमहाराज.

देवं महावीर मनन्य भक्त्या ॥
श्रीशारदाया श्चरणद्वयीं च ॥
नत्वा गुरुं मे कमलाभिधानं ॥
तत्पट्टधारं सूरि केसराख्यम् ॥ १ ॥

वचांसि श्रीकेशरसूरिवर्यैः ॥
प्रोक्तानि चात्मोन्नति साधकानि ॥
पुष्प स्वरुपाणि मयाऽत्र तानि ॥
जगद्धितार्थं ग्रथितानि ग्रंथे ॥ २ ॥

અર્થ—ગ્રંથના આરંભમાં નિર્વિઘ્ન ગ્રંથની પરિસમાપ્તિ ખાતર ઇષ્ટ દેવતા નમસ્કાર તથા શિષ્ટ પુરૂષોના સમય પરિપાલન કરવા ખાતર પ્રયોજન, અભિધેય, સંબંધ કહેવાની જરૂર હોવાથી ગ્રંથ સંગ્રહકાર, અહીં ઇષ્ટ દેવતાને નમસ્કાર કરતા જણાવે છે, કે પરમાત્મા પ્રભુ મહાવીર દેવને અનન્ય ભક્તિવડે નમસ્કાર કરી તથા સરસ્વતી દેવીના ચરણદ્વયને નમસ્કાર કરી તથા શ્રીમદ્ વિજયકમળ

સૂરીશ્વરજી ગુરૂમહારાજશ્રીને નમસ્કાર કરી તથા તેઓ શ્રીના પટ્ટધર યોગનિષ્ઠ પરમશાંત મૂર્તિ શ્રીમદ્ વિજય-કેશર સૂરીશ્વરજી મહારાજશ્રીને નમસ્કાર કરીને શ્રીમદ્ પૂજ્ય શ્રી વિજયકેશર સૂરિવર્યે સ્વાનુભવદ્વારા જુદા જુદા પ્રસંગે કહેલા, તથા અન્ય ગ્રંથોદ્વારા મેળવેલા, આત્મોન્નતિ-કારક વચનામૃતોને પુષ્પરૂપે વિકીર્ણ આડા અવળા પડેલા તેને સંગ્રહ હું અહીં ગ્રંથ રૂપે કરૂ છું. આજ વસ્તુ આમાં અભિધેય–કહેવા યોગ્ય છે, પ્રયોજન વક્તાને તથા શ્રોતાને આ કહેલા વચનામૃતોનું વારંવાર મનન કરતાં અનંતર લાભ જ્ઞાનની પ્રાપ્તિ થશે અને પરંપર લાભ મોક્ષ મલવો તે છે, સંબંધ વાચ્ય વાચક રૂપ છે. શબ્દ રૂપ ગ્રંથ વાચક છે, અને અર્થ વાચ્ય છે, આ પ્રમાણે અનુબંધચતુષ્ટય કહીને ગ્રંથની શરૂઆત કરવામાં આવે છે. ૧–૨

૧ જેવું જેનું આત્મસ્વરૂપ તેવોજ તેનો અનુભવ અને તેટલોજ તેને આનંદ. દૃષ્ટિમાંજ સર્વસ્વ છે. જેવી જેની દૃષ્ટિ તેવી તેની સૃષ્ટિ.

૨ આ જન્મમાંજ મનુષ્ય પરિપૂર્ણ થઈ શકે છે. સર્વ-સંગ પરિત્યાગના યોગેજ મનુષ્ય અમરતાને પહોંચે છે.

૩ તમારી સન્મુખ ગમે તે સજીવ કે નિર્જીવ વસ્તુઓ આવે તે તમારી કસોટી કરવા આવે છે. અથવા તમને આગળ વધારવા આવે છે એમ માની પ્રબળ જાગૃતિ સાથે તેમાંથી ગુણ શોધી કાઢો, અગર તેમાંથી તમારા જીવનને આગળ વધારે તેવું શીખી લ્યો.

૪ તમારા પોતામાં દોષ હશે ત્યાંસુધીજ અન્યમાં દોષો દેખાશે.

૫ બીજાના ગુણ જોતા થશો એટલે તમારામાંથી દોષો ચાલતા થશે.

૬ દોષોની ઉત્પત્તિ બદલો આપવા માટે પણ હોય છે, અને સુધારવા માટે પણ હોય છે.

૭ અન્યના શરીરમાં પોતાને જોતાં શીખો એટલે અન્યના દોષો જોતી વખતે તે સ્થાને તમે હો તો તમારી ઇચ્છા અને સ્થિતિ કેવી હોય તેનો વિચાર કરી તમને સારૂં લાગે તેવું અન્યના સંબંધમાં કરો.

૮ દરેક કામ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ સારૂં, સાચું અને યોગ્ય હોય છે. એમ વિચારતાં અને અનુભવતાં શીખો.

૯ અન્યની મદદ લેવી, ભક્તિ ચાખવી તે પાછો બદલો વાળવાની વૃત્તિ ઉત્પન્ન કરનાર છે, મતલબ કે અવસરે બદલો આપવાના વિક્ષેપમાં ઉતારનાર છે.

૧૦ નમ્રતા, અંતઃકરણની શુદ્ધતા, બુદ્ધિ, બળ અને હિંમત. આ પાંચથી કાર્ય સિદ્ધ થાય છે.

૧૧ મન, વચન, શરીર ત્રણેનું એક સરખું વર્ત્તન થવું જોઈએ. જેવું મનમાં તેવુંજ ક્રિયામાં.

૧૨ ગમે તેવું સાંભળીને, કે દેખીને. મન, ખેદ કે અભ્યર્થના ન પામે તેવી સ્થિતિસ્થાપક દશા મનની થવી જોઇએ.

૧૩ પદાર્થ માત્રની કાળી બાજુ ન દેખાતાં ધોળી બાજુજ જોવી જોઇએ.

૧૪ પવિત્ર મહાપુરૂષના ઉંચામાં ઉંચા જીવનને દૃષ્ટિ આગળ રાખી પોતાના મન વચન અને શરીરને તે પ્રમાણે પ્રવર્ત્તાવવાની ટેવ પાડવી જોઇએ.

૧૫ મનને શુદ્ધ કરવા માટે હંમેશાં પવિત્ર મંત્રનો જાપ કરવો. અને મનને સ્થિર કરવા નિર્વિકલ્પ ધ્યાન કરવું જોઇએ.

૧૬ યોગ માત્રનું પ્રથમ દ્વાર પ્રેમ, વિશ્વાસ, સાહસ અને સ્વાર્પણ છે, એ વિના અન્ય નથી. સત્યને અનુભવવાની ઇચ્છા હોય તો એ ચારે વાત લક્ષમાં લેવી જોઇએ.

૧૭ આત્મપ્રેમમાં પ્રારબ્ધને અવકાશજ નથી. એ તો કેવળ સ્વતંત્ર પુરૂષાર્થ છે. પોતાના વિચારથીજ સિદ્ધ થાય તેમ છે. એ તત્ત્વાભ્યાસીઓએ સારી પેઠે મનન કરી સંગ્રહવા જેવું છે.

૧૮ મૌન આનંદ વિના સ્વરૂપાનુસંધાનનું અન્ય સ્થાનજ નથી.

૧૯ ઉપયોગ એટલે શું ? સંકલ્પ વિકલ્પ મુકી દેવા તે.

૨૦ સિદ્ધના સ્વરૂપનો વિચાર કરવો. તેથી આત્મસ્વરૂપ સમજાશે. સિદ્ધના જેવુંજ આપણું પોતાનું સ્વરૂપ છે.

૨૧ શાસ્ત્રો માત્ર પૂજવા માટે નથી પરંતુ બંધ, મોક્ષ સમજવા માટે છે.

૨૨ સર્વ ઇચ્છાઓનો ત્યાગ એ મોક્ષનું બીજ છે.

૨૩ આત્મા એક છે. તેનો આશય એવો છે કે સર્વ આત્મા વસ્તુપણે સરખા છે. તથા સ્વતંત્ર સ્વાનુભવ કરે છે.

૨૪ આત્મા મુખ્યપણે આત્મરૂપભાવે વર્તે તે અધ્યાત્મજ્ઞાન.

૨૫ આત્માનો યથાર્થ લક્ષ થયાથી સમકિત પ્રગટે છે.

૨૬ અંતઃકરણની શુદ્ધિ વિના બોધ અસર કરતો નથી. તે માટે પ્રથમ કોમળતા લાવવી. સત્સંગ અને વિચારના અભાવે પણ આત્મગુણ પ્રગટ થતા નથી.

૨૭ મહાત્માઓ માહાત્મ્યવાળા પદાર્થોથી ભરપૂર વન જેવા છે. જેને જેટલું માહાત્મ્ય સમજાય, તે તેમાંથી તેટલું લે.

૨૮ બહાર જતી વૃત્તિઓને અટકાવવી તેજ જ્ઞાનીની આજ્ઞા છે.

૨૯ અનિચ્છા છતાં જોરથી આવી પડે ત્યારે તેને 'ઉદય' સમજવો.

૩૦ આત્મબળ વધે એટલે મિથ્યાત્વ બળ ઘટે. સ્વભાવમાં રહેવું, વિભાવથી છુટવું, **કર્મ કરતાં પુરૂષાર્થ બળવાન છે.**

૩૧ આત્મ ઉપયોગ ભૂલવો તેજ અસંયમ છે.

૩૨ જ્ઞાનીઓ ઉપયોગની જાગૃતિવાળા હોવાથી તેઓને આશ્રવ પણ સંવરરૂપે થાય છે. ત્યારે અજ્ઞાનીને ઉપયોગ શૂન્યપણાથી સંવર પણ આશ્રવરૂપ બની જાય છે.

૩૩ મને બંધન શાથી થાય છે.? કેમ ટળે? તે વિચાર નિત્ય કરવો.

૩૪ આત્મા તરફ પ્રવૃત્તિ તે નિર્જરા. આત્મા કાંઇ ક્રિયા ન કરે ત્યારે અબંધ કહેવાય. આત્માના સ્વભાવને આવરે તે કર્મ.

૩૫ અંતઃકરણ કોમળ કે શુદ્ધ કરવા માટે વ્રતાદિ કરવાં.

૩૬ સ્વાદ બુદ્ધિ ઓછી કરવી.

૩૭ ઉપયોગ સહિત મનના પરિણામ હોય તો કર્મ ઓછાં લાગે, નિરૂપયોગે વધારે લાગે.

૩૮ અંતઃકરણની શુદ્ધિ વિના આત્મજ્ઞાન ન હોય.

૩૯ મમત્વ ત્યાં મિથ્યાત્વ સમજવું. ભેદ એજ ભૂલ.

૪૦ આત્મજ્ઞાનના વિચારોથી દોષો નાશ પામે છે.

૪૧ આત્મા અસંગ, અક્રિય વિચાર્યો હોય તેને ભ્રાંતિ ન હોય.

૪૨ અજીતેન્દ્રિયપણું, કુળધર્મનો આગ્રહ, માનશ્લાઘાની કામના, અમધ્યસ્થપણું એ કદાગ્રહ છે. તે હોય ત્યાં કલ્યાણ ન હોય.

૪૩ પોતાને પોતાનું ભાન થવું, પોતે પોતાનું જ્ઞાન પામવું તે જીવનની ઉત્તમ દશા છે.

૪૪ મોક્ષ સ્વાનુભવ ગોચર છે. નિરાવરણમાં ભેદ નથી. પરસ્વરૂપમાં નહિ મળવું તે મુક્તિ.

૪૫ આત્મા સ્વભાવે અક્રિય છે. પ્રયોગે સક્રિય છે. નિર્વિકલ્પ સમાધિ થાય ત્યારેજ અક્રિયપણું હોય.

૪૬ જેને દેહની મૂર્ચ્છા ગઇ તેને આત્મજ્ઞાન ખીલતાં વાર નહિ લાગે.

૪૭ જે સાધન કહ્યાં છે તે આત્મલક્ષ કરવા માટે છે. અહાર ન કરવો તે જીંહાઇન્દ્રિય વશ કરવા માટે છે, તે વશ થાય તો બધી ઇન્દ્રિયો વશ થાય.

૪૮ આત્માને બરોબર જાણવો તે જ્ઞાન. તેની બરોબર પ્રતીતિ તે દર્શન અને તેમાં સ્થિર થવું તે ચારિત્ર.

૪૯ વિચાર વગર ઇન્દ્રિયો વશ થતી નથી.

૫૦ ગુરૂશાસ્ત્રાદિના ઉપદેશ ઉપર વૃત્તિ ઠરાવી તદનુસારે આગ્રહથી વર્ત્તવાની વૃત્તિ કરવી તે શુભ વાસના છે.

૫૧ શુભવાસનાથી ભેદ નિવૃત્તિ થવાનો માર્ગ સમજાય છે.

૫૨ હૃદયની રાગદ્વેષાદિ વૃત્તિઓ સર્વથા શાંત થઇ હોય ત્યારે મન, વાસના રહિત થયું એમ જાણવું.

૫૩ આખું જગત વાસનાથી બંધાએલું છે. જ્ઞાન વિના બીજા કોઈ ઉપાયથી તેનો નાશ થતો નથી.

૫૪ વિચારદ્વારા આકૃતિઓને મૂળ દ્રવ્યમાં સમાવેશ કરવાથી–લય કરવાથી નિર્વિચાર દશા સિદ્ધ થાય છે.

૫૫ અખંડ જાપ મનને શુદ્ધ કરે છે.

૫૬ બીજાના વર્ત્તન ઉપરથી જ્ઞાન લેતાં શીખવું.

૫૭ જેવા થવું હોય તેવું સામું આલંબન રાખો.

૫૮ જેના માલીક તમે છો તેના બંધનમાં તમે છો.

૫૯ સુખ દુઃખનું કારણ અહંવૃત્તિ છે.

૬૦ કલ્પના બંધ થતાં પરમાત્મભાવમાં લીન થવાય છે.

૬૧ ભૂત, ભવિષ્ય ભુલી વર્ત્તમાનમાં રહેતાં મન સ્થિર થાય છે.

૬૨ જે થાય છે તે પૂર્વની ગોઠવણ પ્રમાણે યોગ્ય થાય છે.

૬૩ સુખ દુઃખને સમાન અનુભવવાં.

૬૪ વિચાર, મનને સુધારવાનું સાધન છે.

૬૫ ખુશીથી મુશ્કેલીઓ અનુભવતાં મનોબળ વૃદ્ધિ પામે છે.

૬૬ ઇચ્છાઓજ બંધન કર્ત્તા છે. મૂળ રસ્તાથી દૂર લઈ જાય છે.

૬૭ પ્રબળ ઇચ્છા–વાસનાનું રૂપ પકડે છે. પ્રબળ વિચારરૂપ પુરૂષાર્થથી વાસના તોડાય છે.

૬૮ સિદ્ધિઓ શુદ્ધ માયા છે. નિષ્કામ કર્મથી જ્ઞાન થાય છે. સકામ કર્મથી સિદ્ધિઓ થાય છે.

૬૯ અહંકાર નાશ કરવા સેવાવૃત્તિ રાખવી.

૭૦ દેહાધ્યાસ દૂર કરવા સર્વ જીવોમાં ઇશ્વરદૃષ્ટિ કરવી.

૭૧ ઇશ્વર નિશાન રાખી તેમાં પોતાની સર્વ ઇચ્છાનો લય કરવો તે ‘ ભક્તિયોગ ’ છે.

૭૨ બ્રહ્મ શાંત અને સ્થિર છે. મનનો લય તે બ્રહ્મસ્થિતિ.

૭૩ જગતનું મૂળ સંકલ્પો છે. સંકલ્પોથી સંસાર વધે છે. ક્રિયા મનને નિયમીત કરનાર સાધન છે. તે ધર્મ નથી.

૭૪ જાગૃતિ હોય તો ભૂલો સુધારવા માટે થાય છે.

૭૫ દેહાભિમાન સંસારનું બીજ છે. રાગ–દ્વેષ અધર્મનું બીજ છે. સમભાવ–સત્યજ્ઞાનનું બીજ છે. સદ્‌વિચાર જ્ઞાનનું બીજ છે. અને મમત્વ જગતનું બીજ છે.

૭૬ વિચાર પ્રમાણે અર્થ પરિણમે છે. સ્વભાવ પ્રમાણે વર્ત્તન થાય છે.

૭૭ અન્યને હલકો જોનાર પોતેજ હલકો છે.

૭૮ અનુભવ જ્ઞાનવિના ભ્રાંતિ ભાંગતી નથી.

૭૯ અધિકાર પ્રમાણેજ બોલો. માગે તેનેજ આપો.

૮૦ ખરાબ લાગે કે દેખાય તે જીવભાવ અને સારૂં લાગે કે દેખાય તે ઈશ્વરભાવ.

૮૧ મન ચંચળ છતાં પુરૂષાર્થ આગળ મનને નમવું પડે છે.

૮૨ નમ્રતા વિના આગળ વધી શકાતું નથી.

૮૩ સર્વ ઇચ્છાઓનો ત્યાગ તે મોક્ષનું બીજ છે.

૮૪ રાત્રીએ પોતાનું વર્ત્તન તપાસી જોવું. પ્રભાતે આખા દિવસ માટે વર્ત્તન નક્કી કરવું.

૮૫ અન્યના વર્ત્તન ઉપરથી, શબ્દો ઉપરથી કે કોઈપણ દેખાવ ઉપરથી સાર શોધી યોગ્ય રીતે તે પોતાના વર્ત્તનમાં મૂકવું તે લાભદાયક છે.

૮૬ ઉંચામાં ઉંચી કોટીના આનંદની કલ્પના કરી તદાકારે વારંવાર પરિણમાવવાની ટેવ પાડવી.

૮૭ પોતે પોતાની જાતથી મજબૂત થાઓ.

૮૮ અહં મમત્વ રહિત જીવન ગાળો.

૮૯ અન્ય ઉપર આધાર રાખ્યો કે તમારા પ્રયત્નમાં તમે નિષ્ફળ નીવડયાજ સમજો.

૯૦ પરાવલંબન ન રાખતાં સ્વાવલંબનજ રાખો.

૯૧ જીવન બીજમાંથીજ વિકાસ પામે છે.

૯૨ બીજ આરોપણ કરો. પછીના વિકાસ કે વૃદ્ધિ માટે ચિંતા ન કરો.

૯૩ તમારૂં ગુરૂત્વાકર્ષણનું મધ્યબિન્દુ તમારી બ્હાર ફેંકો નહિ.

૯૪ તમારા ઉદ્ધારનું ખરૂં કારણ તમારા પોતામાં છે.

૯૫ દરેક જાતની કામના તે સ્વાર્થિ પ્રેમ છે. તે આસક્તિ છે. તેનો ત્યાગ કર્યાથી વિશુદ્ધ સ્વરૂપ પમાય છે.

૯૬ દુનિયાના પદાર્થ પર આસક્તિ તે આત્મઘાત છે.

૯૭ વસ્તુ પ્રાપ્ત કરવાની રીત એ વસ્તુથી વિરૂદ્ધ થવામાં રહેલી છે.

૯૮ આકર્ષણ શક્તિનું રહસ્ય ત્યાગમાં રહેલું છે.

૯૯ વાસનાઓ એકાગ્રતામાં વિઘ્ન કર્ત્તા છે.

૧૦૦ મનની શુદ્ધિ અને આત્મજ્ઞાન સંપાદન નથી ત્યાંસુધી એકાગ્રતા થતી નથી.

૧૦૧ જો તમે નિરંતર ઉપયોગ પૂર્વક પ્રણવનો ઉચ્ચાર કર્યા કરશો તો અખિલ બ્રહ્માંડમાં સર્વત્ર દિવ્યતાનું દર્શન કરી શકશો.

૧૦૨ દૈવયોગે આવી પડતા વ્યાધિરૂપ અતિથીનો જેઓ ઘટતો આદરસત્કાર કરતા નથી તેઓ ખરેખર કંગાળ અને કૃપણ છે. મતલબકે વ્યાધિ એ આત્મજાગૃતિનું ઉત્તમ નિમિત્ત છે.

૧૦૩ દેહાધ્યાસનો ત્યાગ કરવો અને વિશ્વાત્મા એજ સ્વાત્મા છે એવો સ્વાનુભવ કરવો એજ સર્વ વ્યાખ્યાનોનો સાર છે.

૧૦૪ બધા ભેદભાવ અને બંધનોનું મૂળ કારણ તે મિથ્યા અહંકારજ છે. તેનો નાશ કરો એટલે આત્મા પ્રત્યક્ષ થશેજ.

૧૦૫ વાદવિવાદથી સત્ય કદી પ્રાપ્ત થતું નથી. પરંતુ ખરા આતુર અને ગંભીર વિચારથીજ તે પ્રાપ્ત થાય છે.

૧૦૬ શરીર અને મનનો ખરેખરો અને વ્યવહારીક ત્યાગ જ્યારે થઇ શકે છે ત્યારેજ આત્મામાં પ્રેમનો અગ્નિ પ્રજવલિત થાય છે, ત્યારેજ મનુષ્યના આત્મામાં રહેલા સ્વર્ગના દ્વાર ખુલ્લાં થઈ જાય છે.

૧૦૭ કોઈ આવીને કહે કે લોક તમારે માટે આમ બોલે છે ને તેમ બોલે છે, ત્યારે તમને પ્રથમ તો પરિતાપ થશે પણ અરે ભોળા મનુષ્ય! તું એવી વાતોથી ત્હારા કર્ત્તવ્યમાં અંતરાય પડવા ન દઇશ.

૧૦૮ જગતરૂપ રેંટીયામાં મનરૂપી ત્રાક તું સીધી રાખ.

નહિતો જરૂર કોકડું ગુંચવાઇ જશે. ને તાંતણો તૂટી જશે.

૧૦૯ ચિત્તમાં ત્યાગ અને આત્માનંદ ભરી તો જો. પછી બધી બલાઓ. આંખ મીંચીને ઉઘાડતામાં સાત સમુદ્રની પેલે પાર તો જરૂર પહોંચી જશે.

૧૧૦ સમદૃષ્ટિ તો ત્યારે પ્રાપ્ત થાય કે જ્યારે લોકોમાંથી ભલાઈ બુરાઈની ભાવના નષ્ટ થાય.

૧૧૧ પ્રાણીઓમાંથી હિંસાદૃષ્ટિ ચાલી જાય, સકળ સમાજને બ્રહ્મરૂપી લહરી રૂપજ મનાય ત્યારેજ રાગદ્વેષનો અગ્નિ બુઝશે.

૧૧૨ રામરૂપ સમુદ્ર રેલે ને તેમાં તમારાં માળ અને મકાન સૌ ધોવાઈ જાય ત્યારે સમાધિ કે એકાગ્રતા થાય. જ્યાં કામ ત્યાં નહિ રામ. જ્યાં રામ ત્યાં કામ નહિ.

૧૧૩ જો આત્મારૂપી મહારાજાને મળવું હોય તો, કામના-વાસના ને ઇચ્છારૂપ પુરાણાને ફાટેલાં ચીંથરાંને ઉતારી મુકો. રાજાને ત્યાં તો રાજાજ પરોણા હોય.

૧૧૪ મનમાં હરકોઈ પ્રકારની આશા કે ઇચ્છા હોય ત્યાંસુધી વૃત્તિ એકાગ્ર થતી નથી. જેને કોઈ આવશ્યકતા કે કર્ત્તવ્ય ઘસડી ન જાય તેજ શાંત બની શકે છે.

૧૧૫ બ્રહ્માનંદના સાગરમાં શંકારહિત ઝંપલાવો. આશ્ચર્ય એ લાગશે કે જ્યારે અમે એ કામનાઓને છોડીએ છીયે ત્યારે તે પોતાની મેળેજ પુરી થવા માંડે છે.

૧૧૬ અંદર દેહાભિમાન રૂપી સેળ રાખી ઉપર 'સોહં' નો ઢોળ ચઢાવવાનો નથી.

૧૧૭ લોઢું અગ્નિમાં પડે છે એટલે અગ્નિનો ગુણ તેમાં આવી જાય છે. એવીજ રીતે જયારે મન, ચૈતન્યમાં થોડો કાળ અભેદ રહે છે ત્યારે તેમાં વિચિત્ર શક્તિ આવી જાય છે.

૧૧૮ કોઈ મહાન કાર્ય માથે લીધું હોય તો નિરંતર એકાંતમાં બેસી સર્વ દિશામાંથી વૃત્તિને ખેંચી લઈને તેજપૂંજમાં-(આત્મામાં) અભેદ ભાવના ભાવ્યા કરો એટલે યશ-કિર્તિ ખેંચાઈને તમારે આંગણે નૃત્ય કરવા માંડશે.

૧૧૯ જયાંસુધી દેહમાં પ્રીતિ અથવા કોઈપણ પ્રકારની કામના હોય છે ત્યાંસુધી તો હૃદયમાંથી ભેદ ઉપાસનાજ નીકળવાની.

૧૨૦ જે પુરૂષ સંશય રહિત થઈને પોતાની જાતને પૂર્ણ બ્રહ્મ, શુદ્ધ સચ્ચિદાનંદ જાણે છે અને સર્વત્ર પોતાના સ્વરૂપનેજ દેખે છે. તેના ભાગ્યમાંજ નિર્ભયતા, જીવનમુક્તિ, સામ્રાજય અને સ્વરાજય છે.

૧૨૧ જે આત્મદેવ વિના અન્ય કાંઈ દેખતો નથી. તેનું બળ કેમ ડગમગશે ?

૧૨૨ આત્મદર્શી જ્ઞાનવાન. જેની આજ્ઞાની બહાર કાંઇ છેજ નહિ તેને શું પીડા કે ભય હોય ?

૧૨૩ ૐમાં બ્રહ્મમંત્રનો રંગ ભરી ભરી, મહાવાકય 'બ્રહ્માસ્મી' નો અર્થ પ્રતિપાદન કરી પ્રત્યેક શ્વાસોશ્વાસમાં તેનું વહન કરવું, હરતાં ફરતાં એનું એજ ચિંતવન રાખવું એજ બ્રહ્મસાક્ષાત્કારનું ઉત્તમ સાધન છે.

૧૨૪ ઇચ્છાઓનું ફળ મળશે. પરંતુ તેનું મૂલ્ય આપવું જોઇએ. તેનું મૂલ્ય શું છે ? ઉદાસીનતા. જેનો અર્થ "સર્વ ઇચ્છાઓનો પરિત્યાગ" એ છે.

૧૨૫ હે પ્રભુ ! તારી ઇચ્છા પ્રમાણેજ થાઓ. એવી ભાવનામાંજ પ્રાર્થના શબ્દનું ખરૂં રહસ્ય રહેલું છે. એવોજ ભાવ ખીલવવો જોઇએ. આનુંજ નામ આત્મસંયમ, આત્મ ત્યાગ અને આત્મસમર્પણ છે.

૧૨૬ જયારે તમે નિસ્પૃહ થશો ત્યારેજ તમે પ્રભુ તરફથી સન્માન પામશો.

૧૨૭ તમે તમારી કામનાઓથી પર થાઓ એટલે તે સર્વ કામનાઓ પૂર્ણ થશે. જયાંસુધી ઈચ્છાઓ કરો છો ત્યાંસુધી તમે એક ભિખારી છો.

૧૨૮ દેહાભિમાન અને દેહાધ્યાસને નિર્મૂળ કરવું તે અનંતજીવનનું પુનર્જીવનછે. જેટલા પ્રમાણમાં આપણે જીવતા છતાં મૃત્યુ પામેલા જેવા બનીએ છીએ તેટલા પ્રમાણમાં આપણું કાર્ય સિદ્ધ થાય છે.

૧૨૯ સ્તુતિ કે નિન્દા જેનો આપણા ઉપર વરસાદ વરસે. તોપણ તેના તરફ લક્ષ ન આપવાની જો આપણે શક્તિ ખીલવીએ, કર્તાપણાના જવરથી જો આપણે મુક્ત થઇએ, જીતવું અને મેળવવું એવો આપણા જીવનનો ઉદ્દેશ ન રાખીએ. સત્યના હિમાયતી બનવા કરતાં જો આપણે સત્યસ્વરૂપજ થવા ઇચ્છીએ તો નક્કી જાણો કે આપણે ઈશ્વરના પણ ઈશ્વર થઈ શકીશું.

૧૩૦ જગત આપણે માટે શું કહે છે તેનો જે ક્ષણે આપણે વિચાર કરવા માંડીએ છીએ તેજ ક્ષણે આપણે સત્ય-

જીવનમાંથી—અહંમમત્વરહિત જીવનમાંથી ચ્યુત થઇએ છીએ.

૧૩૧ આપણા ચારિત્રને ખીલવવા માટે દુઃખ જરૂરનું છે.

૧૩૨ જ્યાંસુધી આપણે પોતાના શરીરના બચાવની વૃત્તિવાળા, અને પોતાને નુકશાન કરનાર પ્રત્યે વેર લેવાની વૃત્તિવાળા છીયે. ત્યાંસુધી આપણે સત્યજીવનથી મરણ પામેલાજ છીએ.

૧૩૩ માન અપમાનનો પ્રસંગ આવતાં તેની જરાપણ આપણા ઉપર અસર થવા ન દેવી એ આપણા મહાનૂપણાની ઉત્તમમાં ઉત્તમ કસોટી છે.

૧૩૪ જ્યારે તમે તમારી જાતનું ભાન તદ્દન ભૂલી જાઓ છો ત્યારે જે સ્થિતિ પ્રાપ્ત થાય છે. તેના જેવી આ વિશ્વમાં અન્ય કોઈપણ સ્થિતિ નથી. તેના જેવું અન્ય કોઈ સુખ નથી. તમારે તે દેહાભિમાનનો સંપૂર્ણ ત્યાગ કરવો જોઇએ.

૧૩૫ તમે નિસ્પૃહપણાના દરવાજામાંથી સ્વામિપદના મહેલમાં પ્રવેશ કરો. આત્મજ્ઞાનના દરવાજામાંથી મુક્તિપદના ખુલ્લા વિસ્તૃત મેદાનમાં વિચરો. જે કાંઈ તમારી પાસે છે તે અન્યને આપીદ્યો. તે સર્વ ઉપરથી તમારો હાથ ઉઠાવી લ્યો.

૧૩૬ દિવ્ય સ્વરૂપ સાથેનો સંબંધ શાથી છુટે છે? લોકો સાથે હદ્દ ઉપરાંત સંસર્ગ રાખવો, અને ઉચ્ચ આધ્યાત્મિક જીવનમાંથી ઘણીવાર વિમુખ રહેવું. આ સર્વ બાબતોને લઈ ઉચ્ચસ્થિતિમાંથી આપણો અધઃપાત થાય છે.

૧૩૭ તું શુદ્ધ છે, અવિનાશી છે, તું સર્વ જ્ઞાનરૂપ છે, તું સર્વ શક્તિરૂપ છે, તું સર્વ શક્તિનો નિયંતા છે, તું સર્વ સૌન્દર્યનો દાતા છે, તું આ વિશ્વમાં સકળ આનંદ સ્વરૂપ છે. હે આત્મા ! આ જગતની વસ્તુ ઉપર તું આધાર રાખીશ નહિ, એ બધાથી તું પર થા. તેનું ધ્યાન કર ! તેનો વિચાર કર. શત્રુ અને મિત્ર તે તું પોતેજ છે એમ સમજ.

૧૩૮ તારે પ્રકાશ મેળવવા શા માટે ઈચ્છા કરવી ? તારે ઈચ્છાનો ત્યાગ કરવો જોઈએ. તું ઈચ્છાઓ કરીશ નહિ, આમ વિચાર કરી તેમ વર્ત્તન થતાં તરતજ હૃદયમાં તેનો પ્રકાશ થશે.

૧૩૯ ધ્યાન પરાયણ થવું એટલે ઈચ્છારહિત થવું, એ સિવાય બીજું કાંઈ નથી.

૧૪૦ દરેક કામ કરતી વખતે ઉંચામાં ઉંચી ભાવનાથી તે કામ શરૂ કરવું. તેનું રહસ્ય કે ફળ ઉંચામાં ઉંચી કોટીવાળું કલ્પવું અને તેમાં તદાકાર તદ્રુપ થઈને તે કામ કરવું. અને તે સર્વ કામ આત્માની ઉચ્ચ ભૂમિ માટેજ કરવું.

૧૪૧ ક્ષુદ્ર સ્વાર્થિ ઈચ્છાઓ કે જે તમને ગુંગળાવી નાખે છે તેનો ત્યાગ કરવાથી તમે નિવૃત્ત સ્થિતિ પ્રાપ્ત કરી શકો છો. આ ઈચ્છાઓનો ત્યાગ કરો એટલે તમે લોહચુંબકની માફક આકર્ષણસ્વરૂપ બનશો.

૧૪૨ રોગ મટાડવા માટે હું અખંડ સ્વરૂપ છું એવી પ્રતીતિ તમારે કરવી જોઇએ. તમારે સર્વત્ર દિવ્યતાજ જોવી

જોઇએ.તમે દિવ્યતાની પ્રતીતિ કરો એટલે તમારા સર્વ વ્યાધિ નષ્ટ થશે.

૧૪૩ દુનીયાની દૃષ્ટિમાં જે ફત્તેહ જણાય છે તે તો કેવળ ઇન્દ્રિયોનો ભ્રમ છે. ખરી ફત્તેહ તો ત્યારે તમને મળે કે જ્યારે તમે "હું સર્વરૂપ છું, હું દિવ્ય સ્વરૂપ છું, જાતેજ ફત્તેહરૂપ છું" એવી ભાવના કર્યા કરો.

૧૪૪ હે મનુષ્યો ! તમારા ઉદ્ધારનું ખરૂં કારણ તમારા પોતાના આત્મામાંજ છે. ચૈતન્યવાળી શ્રદ્ધાજ તારી શકે છે. પણ કાંઇ મત મતાંતર તારી શકતા નથી.

૧૪૫. જ્યારે આપણું મન સત્યમાં લીન થઈ જાય છે ત્યારે પ્રાણાયામ પોતાની મેળેજ થાય છે. પ્રાણ. ગુદાદ્વાર, ઉદર અને ફેફસાં વિગેરે, તમારા આખા શરીરમાં તે વખતે પૂર્ણ થાય છે.

૧૪૬ પ્રભુ અને આનંદ પ્રાપ્ત કરવાનો રાજમાર્ગ—ટુકો રસ્તો "હું પોતેજ સાક્ષાત્ પ્રભુ અને આનંદ સ્વરૂપ છુ" એવી આત્મ પ્રતીતિ કરવી તેજ છે.

૧૪૭ હંમેશા અવાજની સાથેજ પાણી આવે છે. કોસ અને ઘોડાને પાણીપાનારની બાબત વિચારો. ગમે તેવી ઉપાધીઓ વચ્ચે તમારૂં કામ ચાલુ રાખો. ઉપાધિઓ તેજ કસોટીઓ છે.

૧૪૮ મનુષ્યની સંગતિ અને કૃત્યો ઉપરથી તુલના કરશો નહિ. પણ તેના આંતર વિચારો ઉપર ખરૂં ધોરણ બાંધવાનું છે. જ્યાં આપણા વિચારો હોય છે ત્યાંજ આપણે હોઇએ છીએ.

૧૪૯ તમારામાં ઉચ્ચ વિચારો ઉત્પન્ન કરી શકે, તમારા હૃદયમાં દિવ્યતા, ઉત્સાહ, આનંદ અને ઉન્નત ભાવ પ્રેરે તેવા શબ્દોને તમે પાસેને પાસે રાખો.

૧૫૦ બીજા ઉપર આપણે ઉપકાર કરીએ છીએ એવી ક્ષુદ્રભાવના આપણા આત્માનું વિસ્મરણ કરાવે છે.

૧૫૧ ઓ રાજાધિરાજ ! આત્મદેવ ! સચ્ચિદાનંદ સમ્રાટ ! અજ્ઞાન આવરણમાં દાસત્વ ન સ્વિકારો. ઉઠો જાગૃત થાઓ. ને તમારી પરમ સત્તા અનુભવો. તમે ઈશ્વર છો. તમે ઈશ્વર છો. બીજું કંઈ નથી.

૧૫૨ ભોજનનો દરેક ગ્રાસ મુખમાં મુકતી વખતે આ ઈચ્છા કરો કે "ગ્રાસ બહારની ભુમિનું સ્વરૂપ છે અને એ ગ્રાસનું જેમ તમારા શરીરમાં મિશ્રણ થાય છે તેમ સકળ વિશ્વનું હું મારા આત્મામાં એકીકરણ કરૂં છું.

૧૫૩ પ્રાતઃકાળે જ્યારે તમે પથારી ત્યાગ કરો અથવા જ્યારે ફરતા હો કે કાંઈ કાર્યમાં મશગુલ હો તે સમયે તમારા વિચારોને ભ્રમણામાં ન રાખો. નિરંતર આત્મ કેન્દ્રમાં સ્થિર રાખો.

૧૫૪ ચિત્તની એકાગ્રતા કે સમાધિ અવસ્થાએ પહોંચવા માટે "હું કેવળ જ્યોતિર્મય–પ્રકાશમય છું. આ સર્વ વ્યવહાર પ્રકાશમય છે" એ ભાવના અત્યંત ઉપકારક હોઈ આવશ્યક છે.

૧૫૫ સાંસારિક ઉપાધિ અને સુખદુઃખથી જે પર રહી શકે છે તે લોકોજ સાચા સુખી છે. સુખ અને દુઃખ

બંનેનો ત્યાગ કરવામાંજ સાચા સુખનું રહસ્ય સમાયેલું છે.

૧૫૬ જે સુખનો સ્વીકાર કરે છે તેણે દુઃખના ભોગી પણ થવુંજ જોઇએ.

૧૫૭ આત્મઅનુભવમાં મગ્ન રહેતાં કોઇ વિક્ષેપ પાડી શકતું નથી. પ્રકૃતિ મુકત પુરૂષની દાસી બની રહે છે.

૧૫૮ સત્તાને સત્ય બનાવવામાંજ અધોગત થવાય છે. મનુષ્ય જે વખતે જગતના દૃશ્ય પદાર્થોમાં કાર્યકારણ સત્તાનો વિશ્વાસ રાખી તેને સત્ય માનવા માંડે છે તેજ પળે તેની અધોગતિ થાય છે.

૧૫૯ જેઓ તમને નુકશાન કરવાનો ઇરાદો રાખતા હોય, તેમના ભણી તમે મમતા અને પ્રેમભરી લાગણી દર્શાવો.

૧૬૦ બીજાના અવાસ્તવિક અભિપ્રાયોનો વિચાર ન કરતાં કાયમ પરમેશ્વર સંબંધીજ વિચાર કરો. પ્રભુતામાંજ વિરામ પામો.

૧૬૧ કંઇ પણ આશાપાશમાં બદ્ધ થાવ નહિ.

૧૬૨ ચિંતા, ભય, અને ઉપાધિથી દૂર રહો. તમારી વાસનાઓ તમારી નિર્બળતા છે. મુશ્કેલીઓ અને વ્યાધિઓ પોતાની વાસનાથીજ ઉત્પન્ન થાય છે.

૧૬૩ જ્યારે નિર્બળતા કે વિષય સુખની વાસનાને હૃદયમાં સ્થાન મળે છે ત્યારે દુષ્ટ વિચાર રૂપી દુશ્મનો નાના પ્રકારના મોહક સ્વરૂપ કરી મોહ જાળમાં ફસાવે છે.

૧૬૪ આત્મસાક્ષાત્કારની ઇચ્છાવાળાઓએ તો નીચ વૃત્તિઓ નિર્મૂળ કરવીજ જોઇએ—મારી નાખવીજ જોઈએ.

૧૬૫ ઈશ્વર સાક્ષાત્કાર એનું નામ છે કે તમારા અંદરની સર્વ વિષમતા દૂર કરીને સમાનતા લાવવી.

૧૬૬ લેવામાં નહિ પણ દાન કરવામાં–ત્યાગ કરવામાંજ સર્વ સુખ સમાયેલું છે.

૧૬૭ જે ક્ષણે તમે પ્રાર્થના કે યાચના કરવાનો ભાવ તમારા અંતઃકરણમાં લાવો છો તેજ ક્ષણે તમે તમારી શક્તિને સંકેલી લ્યો છો. તમારૂં આત્મબળ સંકોચાઈ જાય છે. ને તમે તમારા આત્મસુખથી વિમુખ થાઓ છો.

૧૬૮ વાસના, એકાગ્રતામાં વિઘ્નકર્તા છે. દોષોને શોધી કાઢો. મનને નિર્લિપ્ત કરી પ્રણવનો ઉચ્ચાર કરો.

૧૬૯ દોષો થવાનું કારણ શોધી તે સંબંધી વ્યાખ્યાન તમે તમારી જાતને સંભળાવો, તમેજ તમારા ઉપદેશક બનો. પોતાનું કામ પોતેજ કરવું જોઈએ. ઉપાધિનું મૂળ અજ્ઞાન છે.

૧૭૦ આત્માનું અજ્ઞાન, દેહમાં મિથ્યા અધ્યાસ અને બહારના પદાર્થોમાં સુખની ઇચ્છા એજ દુઃખ, શોક, ખેદ કે ઉપાધિનું મૂળ છે.

૧૭૧ મનુષ્ય જ્યારે ભયંકર દુઃખવાળું પરિણામ સહન કરે છે ત્યારેજ તે પોતાની નીચ વાસનાઓનો ત્યાગ કરે છે. એકજ વખત પવિત્ર વિચારોને પોષણ આપવામાં વિજય મેળવો. તો પછી ગમે તેટલો વખત પણ ચિત્તની એકાગ્રતા રાખી શકશો.

૧૭૨ પોતાનો હક્ક બજાવવો સહેલો છે પણ ધર્મ–ફરજ બજાવવી મુશ્કેલ છે,

૧૭૩ ફળ ખાવા તૈયાર છો પણ બીજ રોપવા અને પાણી પાવાનો ધર્મ બજાવવા તૈયાર રહેનાર થોડા છે.

૧૭૪ કર્તવ્યને વળગી રહો. ફળ મળશેજ.

૧૭૫ જે આત્મસેવા કરી શકે છે. તેજ દેશ સેવા કરી શકે છે.

૧૭૬ બોલવા કરતાં આચરણથી ઉપદેશ કરો. નીચે રહેલાની બૂમ કોઈ સાંભળશે નહિ. શુદ્ધ આચરણના શીખર ઉપર જઈ બૂમ મારો તો સર્વે સાંભળશે.

૧૭૭ જગતને જાગૃત કરવાની ઈચ્છા હોય તો તમે પહેલા જાગૃત થાવ ! તમે જેટલે અંશે જાગ્યા હશો તેટલે અંશેજ જગતને જાગૃત કરી શકશો.

૧૭૮ જેના ઉપર ઉભા રહી આખી પૃથ્વીને હલાવી શકો તે સ્થાન તમારો આત્મા છે. સ્વરૂપમાં સ્થિર થઈ હીલચાલ કરશો તો આ જગતને હચમચાવી શકશો.

૧૭૯ પોતાના માર્ગનો ભોમીયો પોતેજ છે. દુર્બળ મનને આત્મલાભ થતોજ નથી. પુષ્પ ! પ્રથમ વિકાસ પામ ! ભમરાઓ પોતાની મેળેજ ખેંચાઈ આવશે.

૧૮૦ તું પૂર્ણ છે. સુખી થવા માટે આ સાંસારિક ઉપાધિઓનો બોજો તારી જાત ઉપર શા માટે લાદે છે ?

૧૮૧ જગત સાથેનો સંબંધ આપણી હિંમત અને ભાવનાના પ્રત્યુત્તર જેવો છે. "ટન્ ટન્ ટન્ ! લોર્ડ વિટિંગટન! લોર્ડ મેયર ઓફ લન્ડન" ગરીબનો છોકરો લોર્ડ મેયર થયો. જેવી ભાવના તેવું ફળ.

૧૮૨ જે દોષ આપણે બીજામાં શોધીએ છીએ પણ ખરી રીતે તેજ દોષ આપણામાંજ આપણે લાવીએ છીએ.

૨૦૦ જ્યાં અશ્રૂત વાતો સાંભળી શકાય છે. અજ્ઞાત બાબતો જાણી શકાય છે અને અકલ્પિત બાબતોની કલ્પના થાય છે એવા આત્મા સમીપ અજ્ઞાતપણે જઇ પહોંચવું એ જગતના ખરા કલ્યાણ માટે અવતરેલ વિભૂતિઓનું શિક્ષણ છે.

૨૦૧ જ્યાં હુંપણું છે ત્યાં કોઇપણ શોધ થઇ શકતી નથી. જ્યારે 'અહં' ભાવનો નાશ થાય અને ધર્મનો સાક્ષાત્કાર થાય ત્યારેજ જ્ઞાન અને યશની પ્રાપ્તિ થાય છે.

૨૦૨ દૃશ્ય સૃષ્ટિની આંતરિક સૃષ્ટિમાં લીન થવું તેનું નામજ દર્શન ધર્મ છે. આ દરજ્જે પહોંચવા માટે લોકલજ્જા, શિષ્ટાચાર અને અહંભાવને જલાંજલી આપવી જોઇએ.

૨૦૩ વિભાવમાંથી એક ક્ષણ પણ મુક્ત થવું એનું નામજ ખરો આનંદ છે.

૨૦૪ ઐહિક વસ્તુઓની વાસના વ્યર્થ અને પોલી છે.

૨૦૫ શાંતિની તિવ્ર આકાંક્ષા નિષ્ફળ જશે નહિ.

૨૦૬ નિયમો, રૂઢી અને કર્મકાંડની સખ્તાઇથી રાષ્ટ્રનું સત્ત્વ નષ્ટ થાય છે.

૨૦૭ દેશ કાળને યોગ્ય ફેરફારો કરવાના ધોરણથી. તથા કેળવણીથીજ મનુષ્ય, બીજાં પ્રાણી અને વનસ્પતિથી જુદો પડે છે.

૨૦૮ અત્યારની સ્થિતિમાં રહેવા લાયક જો તમારી જાતને તમે નહિ બનાવો તો જરૂર તમે નામશેષ થશો.

૨૦૯ જે જ્ઞાન વ્યવહારમાં આણી ન શકાય તે મગજમાં ભરવું એ આધ્યાત્મિક બંધકોશ અથવા માનસિક અગ્નિમંદતા જાણીજોઇને ગ્રહણ કરવા જેવું છે.

૨૧૦ ધાર્મિક વિધિઓના નિર્જીવ કલેવરોની વધુ પૂજા કરવાને માટે અંદરના આત્માને હાંકી કાઢો નહિ. બીજ, ફોતરાં કરતાં વધુ કિમતી હોવાથી ફોતરાંને ભોગે બીજનો વિકાસ થવો આવશ્યક છે.

૨૧૧ મસ્તકમાં માત્ર માન્યતા–શ્રદ્ધા ભરવાથી બુદ્ધિનું ખૂન કરવાનું પાપ આપણને ચોંટશે.

૨૧૨ સત્યની પરીક્ષા તો સ્વાનુભવથીજ કરવી જોઇએ.

૨૧૩ જે માત્ર બાહ્ય દેખાતાં સ્વરૂપોને માટે સત્યનો ભોગ આપે છે તેને ધિક્કાર છે.

૨૧૪ હું સત્ય સ્વરૂપ છું. સ્થૂલ દેહની પ્રતિષ્ટા વધારવાને માટે આત્મઘાત કરવાને હું તૈયાર નથી.

૨૧૫ દાનની કિંમત હૃદયના હેતુથી કરવાની નથી. પણ તેના પરિણામથી ઠરાવવાની છે. સંપત્તિ, જ્ઞાન, સત્તા અથવા યોગ્યતા ઇત્યાદિ બાબતોમાં આપણાથી જે લોકો ઉતરથી પંકિતના હોય તેઓ આપણી મદદને યોગ્ય આપણા બાળકોજ છે.

૨૧૬ કોઇપણ સમાજની જીવિત દશાનો આધાર તે સમાજની ગતિ, વૃદ્ધિ અને ઉચિત ફેરફાર કરવા પર રહેલો છે, “ફેરફાર કરો નહિ તો મરો એ સૃષ્ટિનો ઉગ્ર મંત્ર છે.

૨૧૭ નિશ્ચયી માણુસ ક્ષુલ્લક કાર્યો કરવામાં પોતાનો વખત ગાળતો નથી.

૨૧૮ એક મનના માણુસો, જેમ વધારે એકત્રિત થાય છે. તેમ એકત્રતાનો પ્રભાવ વધેછે. આ સંત્સંગનો પ્રભાવછે.

૨૧૯ કેવળ તમારા મનનીજ કલ્પના તમારા મિથ્યા, સંકુચિત, એકદેશીય, માયીક એવા અહંભાવ પર સત્તા ચલાવે છે. તમે તમારા નશીબના સ્વામી છો. તમારે જોઇએ તો ભય અને નરકની અંદર અથડાતા તેમના નીચ ગુલામ રહો અગર જોઇએ તો જન્મસિદ્ધ હકનો વૈભવશાળી મુકુટ ધારણુ કરો.

૨૨૦ આત્માની જેટલે નજીક આપણે હોઇશું તેટલા અધિક આપણી આસપાસ સમાનશીલ મનુષ્યો ઉપસ્થિત થશે. માત્ર પ્રથમ તમારેજ સત્યના ઝરાની પાસે ઉભું રહેવું જોઇએ.

૨૨૧ ત્યાગ એટલે પોતાનું સર્વસ્વ, સત્યસ્વરૂપને અર્પણુ કરવું તે.

૨૨૨ આત્મજ્ઞાન વિના કાર્ય કરનાર મનુષ્યની સ્થિતિ અંધારી કોટડીમાંના મનુષ્ય જેવી થાય છે.

૨૨૩ સ્વાત્મનિષ્ઠ મનુષ્યને આખા જગતે એક બાજુ થઇને માર્ગ આપવો જોઇએ. જગતના તમે પ્રભુ થાઓ. નહિતર જગત તમારા પરજ પોતાનું પ્રભુત્વ જમાવી દેશે.

૨૨૪ બીજાના વર્ત્તનમાંથી દોષો કાઢવામાં આપણે આપણી શક્તિનો જેટલો વ્યર્થ વ્યય કરીએ છીએ તેટલીજ

શક્તિ આપણું વર્ત્તન ઉચ્ચ બનાવવા પુરતી થાય તેમ છે.

૨૨૫ દીન અને પતિત લોકોને ખરી લાગણીથી અને માતાના જેવા પ્રેમથી જે જુએ છે તેજ ખરો ઉદાર મહાત્મા છે.

૨૨૬ સર્વ આત્માઓનું ઐકય વિસરવાથીજ જગતમાં સર્વ અનર્થ થાય છે. જ્યાંસુધી એક બીજાના દોષો શોધાતા હોય ત્યાંસુધી કદીપણ પ્રેમ અને ઐકયની વૃદ્ધિ થતી નથી.

૨૨૭ ખરી કેળવણી તેજ છે કે જેથી અખિલ વિશ્વ પ્રત્યે ઇશ્વરની દૃષ્ટિથી જોઇ શકાય.

૨૨૮ ઉત્સાહ ભંગ કરનારની ટીકા કરવા કરતાં આશાજનક સ્નેહભરેલા ઉપદેશનીજ જરૂર છે. ગટરનો બધો કાદવ રસ્તા ઉપર પાથરવાથી હિતકારી પરિણામ નહિ આવે. તેવીજ રીતે બીજાના દોષો તરફ કરડી નજરથી સારૂં પરિણામ આવતું નથી.

૨૨૯ ખરાબની નિંદા છોડી દઇ સારાની પ્રસંસા કરો. જીંદગીની સઘળી દ્રાક્ષોમાંથી મીષ્ટ દ્રાક્ષરસજ કહાડો.

૨૩૦ જ્યારે ટીકારૂપ કાતર આપણા ઉપર ચાલતી હોય ત્યારે આપણા અંતરમાં શું છે તે તપાસીને જોવું. કદાચ ક્ષુદ્ર મનોવૃત્તિઓ તરફ ઘસડાઇ જવાની ઇચ્છા દિલમાં પેદા થઇ હોય તો તેને દાબી દો.

૨૩૧ જે પુરૂષ લોકનાયક થવાને લાયક હોય છે તે કદી પણ "મારા સોબતીઓ મૂર્ખ છે, મારા અનુયાયીઓ

બેઇમાન છે, લોકો કૃતઘ્ની છે, સમાજમાં કિંમત કરવાની શક્તિ નથી" એવો બડબડાટ કરતો નથી.

૨૩૨ "નિરાશાથી હારીને ભાગી ન જતાં તેની સામે થવામાં ખરૂં સામર્થ્ય રહેલું છે. અનાવશ્યક ટંટો. અને બેદરકારી ભરેલો માનસિક ઘસારો દૂર કરાય તો આશાના કિરણો નજરે નિહાળાય.

૨૩૩ જ્યાં બુદ્ધિનો પરાજય થાય ત્યાં પ્રેમનો વિજય થાય છે.

૨૩૪ સ્વાનુભાવ કરતાં. વધારે યોગ્ય બીજો કોઇ ગુરૂ નથી.

૨૩૫ તમારી શક્તિઓને ઉંચા વિચારો તરફ વાળશો તો. ક્ષુદ્ર વિષયાશક્તિ વિષે વિચાર કરવાનો સમય પણ તમને મળશે નહિ.

૨૩૬ અંતરાત્માને ઠગો નહિ. તેની સાથે પ્રમાણિકપણે વર્ત્તવાથી તમે જગતમાં પ્રકાશ ફેલાવી શકશો.

૨૩૭ જેની વૃત્તિ સ્વતંત્ર હોય છે. તે પોતાના આત્મા સાથે પ્રમાણિકપણે વર્તે છે. અને આત્મસંતુષ્ટ બને છે.

૨૩૮ સર્વ દિશામાં, સર્વ કાળમાં અને સર્વ દેશમાં. એકજ પરમતત્ત્વ ભર્યું છે, તો પછી હું કઈ વસ્તુથી ડરૂં.

૨૩૯ જેવા તમે વિચાર કરો છો, તેવાજ તમે થશો. જેવી તમારી મતિ છે તેવીજ તમારી ગતિ થશે. કર્મનો. સખ્ત કાયદો તમને કદીપણ છોડશે નહિ.

૨૪૦ રૂદન, યાચના આદિ દીનવૃત્તિમાં ભક્તિ સમાયેલી નથી. ભક્તિ એ એકપ્રકારની અનિર્વચનીય સમાનતા, અપ્રતિમ લાવણ્ય અને તિવ્ર વૈરાગ્ય છે.

૨૪૧ જે જે વસ્તુઓ જોવાય તેમાં આપણને આપણા આત્માનુંજ દર્શન થાય તેનું નામ ભક્તિ છે.

૨૪૨ કૃત્રિમ પ્રેમ અને કૃત્રિમ સુહૃદયતા ધારણ કરવી એ ઇશ્વરનું અપમાન કર્યા બરાબર છે.

૨૪૩ સર્વ વ્યાપી પ્રેમ એજ :સ્વર્ગના દ્વાર ઉઘાડવાની કુંચી છે. એક દેશીય મોહ સ્વર્ગના દ્વાર ખોલી શકશે નહિ.

૨૪૩ તમારૂં નિઃસ્વાર્થ કર્મ ઇશ્વરને દેણદાર બનાવે છે. લેતી વખતે તેણે જે હાથ વાપર્યો હતો તે હાથ કદાચ આપતી વખતે ન વાપરે. પરંતુ કોઇ બીજા હાથ દ્વારા તે તમારૂં દેવું વ્યાજ સહિત ચૂકવી દેશે.

૨૪૫ દોષ શોધવાની દૃષ્ટિ દૂર કરીને ગુણગ્રાહકતા વધારો.

૨૪૬ શત્રુતા રાખવાથી અને વેરની ભાવનાથી આપણું કલ્યાણ થશે નહિ. પ્રેમ રાખવાથીજ કલ્યાણ થશે. પ્રેમ સર્વને જીતે છે.

૨૪૭ પ્રેમથી આખી દુનીયા તમારી છે એવો અનુભવ તમને મળી શકશે.

૨૪૮ જે પ્રમાણમાં મનુષ્યને જરૂરીયાત ઓછી તે પ્રમાણમાં તેને વધારે શ્રીમંત સમજવો.

૨૪૯ પ્રેમ એ સૂર્ય છે અને દુનિયાના શાસ્ત્રો તેની આસપાસ ફરનારા ગ્રહો અને ઉપગ્રહો છે.

જે જે તણી પ્રીતિ ધરે, તે તે ખરેખર તું બને.
યદિ દેવ પર પ્રીતિ કરે, સાક્ષાત્ પરમાત્મા બને.
ને ધૂળ પર દૃષ્ટિ કરે, શું ધૂળ વિણ બીજું બને ?

૨૫૦ સર્વ દુઃખો, આફતો, ચિંતા અને વિપત્તીઓ માત્ર સ્વાર્થ બુદ્ધિમાંથીજ ઉત્પન્ન થાય છે.

૨૫૧ દરેક વસ્તુની તેના નામ ઉપરથી નહિ પણ ગુણદોષ ઉપરથી પરીક્ષા કરતાં શીખો. તમારે પોતેજ તમારી બાબતનો વિચાર કરીને તમારો માર્ગ નક્કી કરવો જોઇએ.

૨૫૨ સતત્ કર્મ, પુરૂષાર્થ, અદૃશ્ય રીતે તમને ઉચ્ચ પગથીયે ઉપર અને ઉપર લઇ જાય છે. મન લગાડીને કાર્ય કરો. ક્ષુદ્ર અહંકાર ભૂલી જાવ.

૨૫૩ આપણા દેહ અને મનને જ્ઞાનદૃષ્ટિથી માયિક ગણીનેજ તે મુજબ વર્ત્તવું જોઇએ.

૨૫૪ જે મનુષ્ય પોતાના દેહનું ભાન વિસરી શકતો નથી તે આત્મદેવનું દ્વાર વ્યર્થ ખખડાવે છે.

૨૫૫ કામમાં છેક તલ્લીન થઇને " હું કામ કરૂં છું." એ જ્યારે તમે વિસરી જાઓ છો ત્યારેજ તમારાથી ઉત્તમ કાર્ય થયેલાં જગતની દૃષ્ટિએ પડે છે.

૨૫૬ એક ક્ષણભર પણ સર્વ ઇચ્છાઓને હાંકી કાઢો. પ્રણવનો–ૐકારનો દીર્ઘ ઉચ્ચાર કરો. ન આસક્તિ કે ન દ્વેષ. પૂર્ણ સ્થિરતા રાખી એટલે તમે પ્રત્યક્ષ પ્રકાશમૂર્તિજ બનશો.

૨૫૭ સુખ એ સદા કર્મરૂપી વસ્ત્ર તળે ઢંકાયેલું હોય છે, એ સમજવાથી તમે સદા વિજયી નીવડશો.

૨૫૮ મનુષ્યોની નિંદા અથવા સ્તુતિ તરફ બહેરા બનજો. તે સર્વ તમને માર્ગ ચુકાવીને આડે માર્ગે દોરનારી વસ્તુઓ છે. તમારૂં સ્વર્ગ તમારામાંજ છે.

૨૫૯ બધા વિષયોના ભોગોને ગર્જના કરીને કહો કે ચાંડાળો હઠો, નાસો. તમારા હાથનું મને કાંઇપણ ખપશે નહિ. શું હું પોતેજ આનંદનું મૂળ નથી?

૨૬૦ તમારૂં મન સ્વસ્થ અને અંતર્નિષ્ઠ રાખો એટલે સહજ સ્ફુર્તિથી એની મેળેજ અત્યંત મધુર આલાપ નીકળશે.

૨૬૧ જે વાસનારૂપી વસ્તુઓ ધુમસ અથવા ઝાકળની પેઠે ઉડી જનારી છે તેના પર શ્રદ્ધા રાખવાથીજ આત્મામાં અશાંતિ પેદા થાય છે.

૨૬૨ બાહ્ય સંપત્તિ અને મિલ્કત ઉપરથી લોકોના દરજ્જો નક્કી કરવો તે પગના જુદા જુદા જોડા ઉપરથી મનુષ્યોના વર્ગ કરવા જેટલુંજ અસ્વભાવીક છે.

૨૬૩ એકાદ વસ્તુ ઉપર પોતાની સત્તા બેસાડવાની ઇચ્છા થતાંજ આત્મઠગાઇ રૂપી પિશાચ આપણને વળગે છે. મિલ્કતનો વિચાર, થેલીઓનો હક્ક, એ આત્મ-સાક્ષાત્કારની આડે આવે છે.

૨૬૪ ખરો સંન્યાસી તો ભિક્ષા માગી મેળવેલું અન્ન પણ જેને વધારે જરૂર હોય એવા એકાદ માણસને આપી દે છે.

૨૬૫ એવી ઇચ્છા રાખો કે તમારી જાતને માલુમ પડયા સિવાય તમારાથી અનેક સત્કૃત્યો અને ભલાઇના કામો થાય.

૨૬૬ તમારામાં સત્ય એટલું ભરાવું જોઇએ કે તેની આગળ વિત્ત અને વ્યકિતનો આડંબર હવાની માફક અદૃશ્ય થઇ જાય.

૨૬૭ જ્યારે સત્યની સાથે તમારૂં પૂર્ણ તાદાત્મ્ય થશે ત્યારે મત્સરના બાણુ તમને વિંધિ શકશે નહિ.

૨૬૮ સત્યને સંરક્ષણ કે સંરક્ષકની જરૂર નથી.

૨૬૯ જો માણુસોને દરેક સંયોગોમાં ઉત્તમ રીતે સમાધાન કરતાં આવડે તો તેને આ જગતમાં દિવસ કહાડવા મુશ્કેલ નથી.

૨૭૦ શુદ્ધ પ્રેમ અને સ્વાર્થ ત્યાગ એ ચારિત્રના પ્રધાન અંગ છે.

૨૭૧ ગમે તેવા પ્રસંગ કે બનાવથી તમારી સ્વસ્થતા ચળવી ન જોઇએ કે આશ્ચર્ય પામવું ન જોઇએ. કોઇ પણ સંકટ, સંકટની બીક કરતાં વધારે ભયપ્રદ હોતું નથી.

૨૭૨ તમારા મનમાં જો પ્રેમ હશે તો બહાર પણ તે તમને મળશે. તમારા હૃદયમાં ક્લેશ હશે તો બહાર પણ તે ક્લેશજ પ્રાપ્ત થશે.

૨૭૩ પોતાના અંતઃકરણમાં શુદ્ધતા અને પવિત્રતા લાવો એટલે અશુદ્ધ કે અમંગળ કંઇજ તમારી સામે આવી શકશે નહિ.

૨૭૪ તમારા હૃદયમંદિરમાં સત્યદીપિકા સદૈવ બળતી રાખો, એટલે મોહના ભૂતો તમારી નજીક આવવાની હિંમત કરી શકશે નહિ. આત્મવિશ્વાસ એજ આનંદ અને સુખનું મૂળ છે. પોતાની જાતને પતિત કે પાપી માની બેસંશો નહિ.

૨૭૫ તમે તમારી પોતાની જે કિંમત ઠરાવશો તેના કરતાં અધિક કિંમત કોઇ કરી શકશે નહિ.

૨૭૬ જ્યાંસુધી તમે સ્થૂલ બ્રહ્મશક્તિ ઉપર આધાર રાખ્યા કરશો ત્યાંસુધી અપયશ તમારા લલાટે લખાયેલોજ સમજો.

૨૭૭ તમારા હૃદયમાંના પોતાના ઇશ્વિર ઉપર વિશ્વાસ રાખો અને શરીરને કાર્ય માટે તત્પર રાખો. એટલે સહજ વિજય મળશે.

૨૭૮ જેના ઉપર અત્યારે તમે વિશ્વાસ રાખો છો તે સર્વ ઐહિક વસ્તુઓ તમારો નાશ કરશે. તે માટે ચેતો! ચેતો! અને સત્ય ઉપર વધુ શ્રદ્ધા રાખો.

૨૭૯ તમારા આત્માથી જગત વધારે મહત્વનું છે એવો ખ્યાલ પણ આવવા દેશો નહિ.

૨૮૦ વિચાર એ નશીબનું બીજું નામ છે. જેવી જેની મતિ તેવી તેની ગતિ.

૨૮૧ આપણું દારિદ્ર પણ આપણેજ નિર્માણ કર્યું છે. એમ સમજીને તેનો આનંદથી ઉપભોગ કરો.

૨૮૨ બ્રહ્મમય સ્થિતિ પ્રાપ્ત કરી રાખવા માટે તમારી પ્રચંડ ઇચ્છાશક્તિનો ઉપયોગ કરવાનો આજ વખત છે.

૨૮૩ જ્યાં તમારા હાથ કામ કરે છે ત્યાં તમારૂં હૃદય પણ રાખો. હાથ પગ કામ કરવાવડે સદા ગરમજ રાખો. માત્ર મગજ ઠંડુ અને શાંત રહેવા દો.

૨૮૪ દેહાભિમાન. નરકનો સહુથી નજીક રસ્તો છે.

૨૮૫ વિશ્વ સાથે એકરૂપ બની જવું–ઇશ્વરતત્ત્વ સાથે મળી જવું, આપણા અંતરમાંના શુદ્ધ આત્મતત્ત્વમાં ઓતપ્રોત થવું. આ પરમ ગુહ્યતત્વ અથવા ઉચ્ચ સ્થિતિ છે. અહંકાર કિંવા ક્ષુદ્ર વાસનાંને ઓળંગી જવું એ સિવાય બીજું કાંઇ કર્ત્તવ્ય નથી.

૨૮૬ જેટલે અંશે તમે તમારો અહંકાર છોડી દેશો તેટલે અંશે તમારૂં કાર્ય અવશ્ય દીપી નીકળશે.

૨૮૭ તમારૂં કાર્ય સફળ કરવું હોય તો તેના પરિણામ ઉપર ધ્યાન આપશો નહિ. ફળની આશા રાખશો નહિ. લોકો તરફથી કશાની અપેક્ષા રાખશો નહિ. ટીકાથી ગભરાશો નહિ.

૨૮૮ ખરાં કર્મ કર્યા પછી થતો આનંદ મોક્ષની એક ચિનગારી અથવા અજ્ઞાત આત્મસાક્ષાત્કારજ છે. આ આનંદજ કર્મનું ઉત્તમ અને નિશ્ચીત ફળ છે.

૨૮૯ વિષયની લાલસાઓ આપણી કર્તૃત્વ શક્તિને પોષક થવાને બદલે તેનો હ્રાસ કરનારી નીવડે છે. કર્મોના ફળ મળવાના હેતુથી કર્મ કરશો નહિ.

૨૯૦ ફક્ત યોગ્યતાજ મેળવો. ઇચ્છા કરવાની કાંઈ જરૂર નથી. દીવાએ ફક્ત બળતા રહેવુંજ જોઇએ. પતંગોને આમંત્રણ કરવાની તેને જરૂર નથી.

૨૯૧ સદા દાતાર બનો–નિરપેક્ષ સેવા કરનારા બનો. યાચનાની આશાભૂતવૃત્તિને તમારામાં પેસવા દેશો નહિ.

૨૯૨ જયારે આપણે સચ્ચિદાનંદ સ્વરૂપને શીખરેથી દેહાભિમાન અને વાસના ઇત્યાદિના પ્રદેશમાં નીચે ઉતરીયે

છીએ ત્યારે ચિત્તવૃત્તિ ચંચળ બને છે. આપણે ખિન્ન અને ઉદાસ બનીએ છીએ. એવે વખતેજ આપણા મનની સ્થિરતા બગડે છે.

૨૯૩ જ્યારે આપણું આધ્યાત્મિક આરોગ્ય બગડે છે ત્યારેજ આપણને આપણા વ્યકિત્વના, ક્ષુદ્ર અહંકારના અને દેહાધ્યાસના વિચારો આવે છે.

૨૯૪ શરીરભાવ એ ભીતિ ઉપજાવનાર છે, શરીર એટલે આપણે પોતે એમ જ્યારે માની લઇએ છીએ, ત્યારે તુરત ભીતી લાગે છે, દેહાભિમાનને છોડી દઇએ છીએ, તેજ ક્ષણે આપણે ભયથી મુકત થઇએ છીએ.

૨૯૫ શંકા અને ભીતીથીજ તમે દુઃખદસ્થિતિને તમારા ઉપર ખેંચી લાવો છો.

૨૯૬ હે મનુષ્ય ! આત્મસ્વરૂપપ્રાપ્ત કરવાનો નિશ્ચય કર, અને જે પોતાના સ્વરૂપને જાણે છે તે સર્વસ્વ જાણે છે.

૨૯૭ હે મનુષ્ય ! તારામાં બળ, ધ્યેય અને વખત એ ત્રણે હોય તો તું આગળ ને આગળ વધી શકીશ.

૨૯૮ દુર્બળતા જેવું બીજું પાપ નથી કે જે અજ્ઞાનતાથીજ ઉત્પન્ન થાય છે.

૨૯૯ શૂન્યને પણ એકડાની બાજુ મુકવાથી એકડાની કિંમતને દશગણી વધારવાની તેનામાં શક્તિ છે. પણ તે શક્તિ ખીલવાય ત્યારેજ.

૩૦૦ બળાત્કારે નીતિનો ઉપદેશ આપવાથી સાંભળનારની વૃત્તિ તેથી વિરૂદ્ધ વર્ત્તવા તરફજ દોરાય છે. કોઈપણ જાતનો પ્રતિબંધ કરવાથી અથવા દોષ આપવાથી તેના સંબંધી જીજ્ઞાસા તેની ઉલટી વધે છે.

૩૦૧ સત્યની બાજુએ ઉભા રહેનારે એકલા વીરે સમજવું જરૂરનું છે કે તેની વિરૂદ્ધ બહુ મતને જોઈ જરા-પણ ડરવું નહિ.

૩૦૨ પ્રકૃતિએ જે બનાવ્યું છે તે સઘળું સુયોગ્ય અને સુવ્યવસ્થિત છે.

૩૦૩ ખરૂં જ્ઞાન અને શિક્ષણ અંદરથીજ આવે છે. પુસ્તકો-માંથી અથવા બીજાના મગજમાંથી આવતું નથી.

૩૦૪ ત્યાગથીજ અમરત્વ મળે છે, આ વિશ્વ વિચારનો હડો છે, પોતાનો આત્મા ઇશ્વર છે, એ દૃષ્ટિ સામે રાખીને સર્વ ભય, ચિંતા, ઉદ્વેગ, ભ્રમ કે માનસિક વ્યથા વિગેરેને દૂર ફેંકી દેવાં એજ ખરો ત્યાગ છે

૩૦૫ હે વ્યક્તિરૂપ અનંત ! પોતાનાજ પગ ઉપર ઉભા રહેવાની હિમત કર એટલે આખા વિશ્વનો ભાર પણ તું ખમી શકીશ.

૩૦૬ કામ કરતાં કરતાં વચ્ચે વખત મળે ત્યારે ઈશ્વર અથવા પોતાનો આત્મા એકજ સત્ય છે અને દેહ વિગેરે સાથે આપણે કાંઈ સંબંધ નથી એવો વિચાર કરો, તમે તો કેવળ સાક્ષી રૂપ છો.

૩૦૭ જ્યારે તમારા વિચારો ગુંચવાઈ જાય અને અનેક તર્ક વિતર્કોથી ગભરાઇને તમે થાકી જાવ ત્યારે એમ સમજવું કે તમારા જ્ઞાનતંતુઓ પર ઘણો બોજો આવી પડયો છે, આ પ્રમાણે અવિશ્રાંત વિચાર અને માનસિક શ્રમથી તમારી શરીર શકિતનો વ્યય થાય છે.

૩૦૮ વ્યાધિથી લેશ પણ ડરશો નહિ. સનત્કુમાર ચક્રવર્તિ

જેવા મહાત્મા રોગની પીડામાં પણ આત્મભાન અને પુરૂષાર્થ ચુક્યા ન હતા. દેવના નિમિત્તે આંગળીએ થુંક–સુધારસ ચોપડી દિવ્ય કંચનવર્ણી આંગળી કરવા નિમિત્તે કરેલ અભ્યાસનું બળ દેખાડી આપ્યું હતું. માટે હે જીવ! સેજસાજ વ્યાધિથી અભ્યાસ છોડીશ નહિ.

૩૦૯ ધર્મ કરવાનો હેતુ અશુભ–અશુદ્ધથી છૂટવું અને શુભ બહારની કૃતિ. શુદ્ધ અંતરની કૃતિ અને પરમશુદ્ધ આત્માની કૃતિ પ્રાપ્ત કરવી તે છે.

૩૧૦ લૌકિક યાત્રાદિ કાર્યો કે જેમાં શુભ માર્ગની ઉપાસના છે તેને માટે લોકો દ્રવ્યનું ખર્ચ અને શરીરથી અનેક પ્રકારનું કષ્ટ સહન કરવા રૂપ પુરૂષાર્થ કરી રહ્યા છે. તો ગુરૂએ દયા કરીને શુદ્ધ માર્ગ બતાવ્યો છે તેને પૂર્ણ કરવા પ્રબળ પુરૂષાર્થ કરીને હે જીવ! તું કેમ આગળ વધતો નથી?

૩૧૧ માર્ગ સમજીને ચાલતા થયા પછી શંકા ત્યાગી દઈને દ્રઢતાએ કરી તે માર્ગ પૂર્ણ કરવાથી જરૂર પરમ શુદ્ધતા પ્રગટશે.

૩૧૨ પૂર્ણ જ્ઞાનીઓ પણ માર્ગ બતાવે છે, પણ આપી દેતા નથી પોતે જાતે પુરૂપાર્થ કરીને પાર ઉતરવાનું છે.

૩૧૩ અભ્યાસની દ્રઢતા હશે અને માર્ગે ચાલતાં પરિસહો આવે તે સહન કરવામાં આવે તો પૂર્ણતા સુધી માર્ગ પૂછવાની જરૂર નહિ પડે.

૩૧૪ જ્ઞાનીઓ જો બીજા જીવોને પાર પાડી દેતા હોત તો તેઓના પુરૂપાર્થના બળે તમામ જીવોને શુદ્ધતા

પ્રાપ્ત કરાવી દેત? પણ તેમ થતું નથી, પરમપુરૂષો તો માર્ગ કહે છે ભાગ્યવાન્ જીવો તેમની સહાયથી પુરૂષાર્થ બળે પાર ઉતરે છે.

૩૧૫ લબ્ધિ, મતિ, અવધિ, મનઃપર્યવની પ્રાપ્તિમાં તપની જરૂર છે, આત્માની પ્રાપ્તિમાં ઉપયોગની જરૂર છે ઉપયોગને નિશ્ચળ કરવાની જરૂર છે.

૩૧૬ માર્ગમાં ચાલવાની શકિત હોય તો વસ્તુ પ્રગટપણે પ્રાપ્ત થાય છે, પરિષહ સહન કર્યા વિના તથા ઇંદ્રિયો, કષાયો, યોગનું હિતાહિત સમજણમાં રાખ્યાવિના આ-ત્મામેળવવા કરાયેલો પ્રયત્ન છાર ઉપર લીંપણ માફક નકામો છે.

૩૧૭ પુદ્ગલની ક્રિયા છુટયા વિના–પુદ્ગલમાંથી મુકતપણું મેળવ્યા વિના આત્માપ્રાપ્ત થવાનો નથી.

૩૧૮ તપ, જપ, યમ, તીર્થ, નિયમ, સંયમ, શાસ્ત્રપઠન, શ્રવણ, વિચારણા, આસન, પ્રાણાયમ વિગેરે સાધનો મહાન્ ઉપયોગીછે. ઉપશમના માર્ગમાં લાવવા માટે આ સર્વ અનેક રીતે મહાપુરૂષોએ બતાવેલો માર્ગ છે, જેવો અધિકારી તેવો તેને માર્ગ બતાવ્યો છે–તે કાર્યમાં વળગાડેલ છે.

૩૧૯ જડ ને આધીન ન થશો, અહોનિશ ઉપશમનો અભ્યાસ વધારો, આત્મ ઉપયોગ લક્ષ નિશ્ચળ કરો.

૩૨૦ પરમજ્ઞાની, આહાર, વાંચન, ગમન આદિ સર્વ ક્રિયાના પ્રસંગોમાં આત્મ ઉપયોગેજ વરતે છે.

૩૨૧ પરમસંગ અને પરમ સહિષ્ણુતા રાખ્યા વિના આ ઉપાધિયો છુટે તેમ નથી.

૩૨૨ અભ્યાસમાં વૃદ્ધિ કરો, સવાર થવા આવી છે ચેતો ચેતશો તો વિજય પ્રાપ્ત થશે, વખત ભૂલ્યો તો છેવટે તેનોજ ખેદ થશે તે વારંવાર સંભારશો

૩૨૩ કોઈ જાતની પ્રાણાયામની ક્રિયામાં ભૂલાવોખાશો નહિ.પ્રાણાયામની ક્રિયામાં સમ્યક્ત્વ કે ઉપશમ નથી. તે અનુભવસિદ્ધ બાબત છે.

૩૨૪ જે પ્રસંગે ભગવાન્ શ્રી મહાવીર દેવને વ્યંતરીએ ઉપસર્ગ શીતનો કર્યો છે, તે વખતે તેમણે કેટલો બળવાન પુરૂષાર્થ કર્યો હશે તે પ્રબળ ઠંડીના ઉપસર્ગમાં સામાન્ય જીવનું તો મૃત્યુ થઈ જાય તેવો પ્રસંગ હતો, આ મહાન્ બળ રાખ્યું હશે જેથી અભ્યાસમાં અડગ રહ્યા હશે, સંગમદેવના ઉપસર્ગ વખતે પણ પ્રભુએ કેટલી દ્રઢતા રાખી હશે?

૩૨૫ બધાથી ગુપ્ત રખાય છે પણ અંતરથી કંઇ ગુપ્ત રહેતું નથી, જે કરીએ તેનું પરિણામ તે આપે છે. અપકૃત્ય કરનારને અંતરાત્માજ પ્રથમ ડંખ આપે છે.

૩૨૬ મહાન્ દોષવાળા જીવોનો પણ એકજ વખતમાં, પરદેશી રાજા, દ્રઢ પ્રહારી આદિનો ઉદ્ધાર જેમણે કર્યો છે. તેવા ગુરૂને ધન્ય છે. અને તેવા આજ્ઞાઆરાધક શિષ્યોને પણ ધન્ય છે.

૩૨૭ ઇન્દ્રિય નિગ્રહમાં ઉપશમ પૂર્ણ ઉપયોગી છે.

૩૨૮ અશુભ રોકવાથી શુભ થઈ જતાં નથી. પણ શુભ સેવે તોજ શુભ પ્રાપ્ત થાય છે, તે શુભના સેવનથી ક્રમે ક્રમે શુદ્ધ થવાય છે.

૩૨૯ મન મિત્ર થાય તો પછી બધુ સીધુ સટ છે, ભૂલવાની ભ્રમણા તમામ મટી જાય છે.

૩૩૦ કોઈ સેવે ઉપશમરસ તો ક્ષાયિક પરિણામમાં છે. કોઈ સવેપદસ્થનો પરિણામે રૂપસ્થ છે. સૂક્ષ્મના બળે સ્થૂલનો બગાડો નીકળી જાય છે.

૩૩૧ જીવન મૂર્તિરૂપ થવા મહત્ત્વના કારણ, એક આસન એકતા, સહન શીલતા, નિશ્ચળતા, અહોરાત્ર સદા કાયમરૂપે અભ્યાસ કરી શુભનો પ્રવાહ અશુભથી બળવાન થાય તેમ કરો.

૩૩૨ મહાન બાહુબળજીની અભ્યાસ ધારામાં--એક કલ્પનામાં બાર માસ કાઢયા તોપણ આત્મ પ્રાપ્તિ ન થઈ તે કલ્પનાનું ભાન થતાં પરમ સ્વરૂપ પ્રગટયું હતું.

૩૩૩ ભરત મહારાજા ગૃહસ્થાશ્રમમાં પરમઆત્મઅભ્યાસ આરીસા ભૂવનમાં કરતા હતા તે વારંવાર યાદ કરો.

૩૩૪ આત્મા કોઈ રીતે દબાઈ ન જાય તે માટે નિરંતર પુરેપુરો લક્ષ રાખ્યા કરો.

૩૩૫ એક સમયની અણુની ક્રિયાને જાણે તે કેવળજ્ઞાન–પૂર્ણજ્ઞાન છે, જેમ સૂક્ષ્મ અનુભવ તેમ આત્મા નજીકપણે પ્રગટ અનુભવાય છે.

૩૩૬ અવશ્ય પુદ્‌ગલીક કૃતિ મૂકયા વિના છુટકો નથી. સમજ્યા પછી પ્રમાદ કરે તે કાગડાને ઉડાડવા હાથમાંથી ચિંતામણી ફેંકી દેનારને શાની ઉપમા આપવી? હે આત્મા! વાતચિતની કુથલીમાં આ ચિંતામણીને ફેંકી ન દે.

૩૩૭ નિંદ્રાના બળમાં દબાઈ જાય છે તો પછી અસહ્ય વેદનીના પ્રસંગમાં કેવી રીતે જાગૃત રહી શકીશ? પર્વતની માફક દઢતા કર, પુરૂષાર્થથી સમજાશે કે બધુ જલદીથી પ્રત્યક્ષ છે.

૩૩૮ અંતરંગ બળ, કર્ત્તવ્ય, સ્થિરતા, નિશ્ચળતા જેટલી હોય તેના પ્રમાણમાં શક્તિ વધે છે.

૩૩૯ ઉપદ્રવ કે અશાંતિના પ્રસંગમાં જેવું બળ અભ્યાસનું રાખે તેવી શક્તિ વૃદ્ધિ પામે છે.

૩૪૦ નિમિત્તથી વૃત્તિ ઢીલી પડે છે.

૩૪૧ પરમ આત્મજાગૃતિ વિના વાસના ક્ષય પામતી નથી.

૩૪૨ જેવું કર્મ તેવું સામું બળ રાખવું જોઈએ.

૩૪૩ આત્મસેવાથી આઠે પહોર અદ્ભૂત સમજાશે,

૩૪૪ અનુકૂળ, પ્રતિકૂળકાળમાં, સૂક્ષ્મ કે સ્થૂલ ભાવમાં સુખ કે દુઃખના પ્રસંગમાં, ક્ષુધા, તૃષા, રોગ કે નિર્ધ-નતાના વખતમાં આત્માને જરાવાર ન ભૂલીશ.

૩૪૫ પુદ્ગલ સ્વભાવ એ અશુભ ભાવ, આત્મભાવ તે શુદ્ધભાવ.

૩૪૬ બહારના સાધનો નિમિત્ત રૂપ છે, તેને વળગી ન રહેતાં આત્મબળ વધાર.

૩૪૭ બીજમાં જેવું બળ તેવું વૃક્ષ, બીજ સંગ્રહ કરવામાં સાવધાન રહો. ભૂમિશુદ્ધિ વિના બીજ ઉગતું નથી.

૩૪૮ ક્રિયા પુદ્ગલના ઘરની છે, આત્મઆશ્રયી કરાતી ક્રિયા શુભ છે, પુદ્ગલ આશ્રયી ક્રિયા અશુભ છે.

૩૪૯ મનની કૃતિ જેવી સ્થિરતાવાળી—નિશ્ચય બળવાળી હોય છે તેટલો શુભ—શુદ્ધનો તરત અનુભવ થાય છે.

૩૫૦ પરિષહો સહન કરવાનો હેતુ પુદ્‌ગલમાંથી કેટલો રાગ ઓછો થયો છે તે જાણવાનો છે.

૩૫૧ વનમાં રહેવાનો ઉદ્દેશ, નિરૂપાધિ, અને પ્રબળ પરિષહ, સામે પ્રબળ પુરૂષાર્થ છે.

૩૫૨ સંયમ ગ્રહણુ કરવાનો હેતુ શુભ અને શુદ્ધ કર્ત્તવ્યની નિશ્ચળતા કરવી તે છે.

૩૫૩ પરનિંદાથી અશુભ પરમાણુ પરિણમે છે. ગુણાનુરાગથી શુભપણે પરમાણુ પરિણમે છે.

૩૫૪ સમ્યક્‌દષ્ટિવાળાની કૃતિ તુટક હોય છે, જ્ઞાનની કૃતિ અખંડ હોય છે, ઉત્તમ કૃતિ હોય પણુ બીજી ક્રિયામાં પ્રવૃત્તિ કરતાં તે નિર્બળ પડી જાય છે. નબળી અને ઢીલી ક્રિયા અશુભને સૂચનારી છે, ઉત્તમ ક્રિયામાં લાંબા વખત સુધી એકતા થતાં અદ્‌ભૂત અનુભવો થાય છે. ક્રિયામાં નિશ્ચળતા હોય તો જરૂર અદ્‌ભૂતતા પ્રગટેજ.

૩૫૫ આ આમ શા માટે કરે છે? તે કે, તેને લગતા જે વિકલ્પો ઉઠે તેનું સમાધાન, તેનું જ્ઞાન, તેની ભૂમિકા તેના સંસ્કાર, તેનું અજ્ઞાન વિગેરે વિચારી તે અવસ્થામાં તે એમજ કરે તેનો નિશ્ચય કરી તેને કહ્યા પહેલાંજ સમાધાન કરી લેવું, તેથી તે સંબંધી બોલવાનો નવા વિકલ્પો કરવાનો વખત ન આવે.

૩૫૬ ભૂલનો પશ્ચાતાપ કરી, મિથ્યા દુષ્કૃત આપી રસ ઓછો કરવો, પછી સ્વરૂપસ્થ રહેવાય ત્યાંસુધી રહી તે પુદ્‌ગલ વીખેરી નાંખવાં. વચમાં બીજા કામમાં

ન જવું કે બીજા વિચાર ન કરવા, તેમ થાય તો તે કલ્પના ન નિર્જરતાં ઉપશમી જાય છે;

૩૫૭ જેટલું શુભનું બળ તેટલી અશુભની હાની, જેવું શુદ્ધનું બલ તેટલી અશુદ્ધની હાની.

૩૫૮ આત્મબળ મનના બળથી વધે છે. વચન કાયાથી વધતું નથી મનની ક્રિયા ચેતનાવાળી જોઇએ, મન-બળ કેવી રીતે સમજવું ?

૩૫૯ અશુભથી શુભ થવું. શુભથી શુદ્ધ નિશ્ચળ થવું, અને નિશ્ચળભાવેજ આત્મગુણોની વૃદ્ધિ થાય છે.

૩૬૦ આત્મમાં રહો. ત્યાંસુધી આત્મભાવ છે, બાકી પુદ્ગલ ભાવ છે, શૂન્યતામાં પણ પુદ્ગલ ભાવ છે.

૩૬૧ મનને નિર્વિકલ્પ ક્રિયામાં રાખીને જ્ઞાન માનવામાં આવે છે પણ તેમ નથી, જ્ઞાતાપણાની દૃષ્ટિ નિશ્ચળ હોય તોજ જ્ઞાન યા આત્મજાગૃતિ સ્થિરતા કહેવાય.

૩૬૨ મન વચન કાયાની નિશ્ચળતા, સ્થિરતા તે આત્મ-પ્રાપ્તિનો હેતુ થાય છે, મનના કર્ત્તવ્યને અંતરાત્મા કહેલ છે.

૩૬૩ મનને ઉત્તમ કર્ત્તવ્યથી બળવાન કર, મૌન, પદ્માસન સુધારસ, ઉપશમ ક્ષાયિક આ કર્ત્તવ્ય છે.

૩૬૪ મનની કૃતિ તે ઉપશમ છે, તેમાં આત્મા નથી, પણ આત્મામાં પ્રવેશ કરવાનો તે માર્ગ છે.

૩૬૫ હે જીવ ! આત્મ ઉપયોગનું લક્ષ કોઈપણ ત્હારી કૃતિમાં ન ચૂકીશ.

૩૬૬ ઉપાધિમાં અને અશાંતિમાં પણ આત્મભાન ન ભૂલીશ.

૩૬૭ બાર પહોરથી અધિક શુદ્ધ આલંબન સેવવાથી સંયમી થવાય છે.

૩૬૮ આત્મધ્યાન વિના વૃત્તિનો ક્ષય ન થાય.

૩૬૯ ઉપશમમાં સૂક્ષ્મયોગની ક્રિયા ઉપયોગપણે હોય છે ક્ષાયિકની આત્મપણે હોય છે, તે દશા અહોનિશ ઉપયોગમય હોય, મન સુધીની ક્રિયા જડની છે,આત્મ ઉપયોગમાં સ્થિરતા તે ધર્મ છે, પ્રાણાદિની કૃતિ કરતાં મનની કૃતિ ઉત્તમ છે.

૩૭૦ આત્મ સ્થિરતા, ઉપયોગ, અચળની પ્રાપ્તિથી શત્રુ અલગ થાય છે.

૩૭૧ ઉપશમથી મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ સુધીની સિદ્ધિ થાય છે.

૩૭૨ પરિષહ સહન કરવાથી ઉપશમની નિશ્ચળતા પ્રાપ્ત થાય છે.

૩૭૩ ક્ષાયિક લક્ષની સ્થિરતામાંછે,નિશ્ચળ થઈશ તો પામીશ.

૩૭૪ ઉપશમની અખંડ ધારાથી આત્મા પ્રગટે છે.

૩૭૫ બિન્દુની નિશ્ચળતામાં દૃષ્ટાની નિશ્ચળતા છે.

૩૭૬ દૃષ્ટા તે ક્ષાયિક મનને દબાવવું તે ઉપશમ.

૩૭૭ એકાગ્રતામાં પ્રશ્ન મૂકવાથી એકાગ્રતાના બળમાં જવાબ મળે છે. પ્રશ્ન મુકી ત્યાં નિશ્ચળતાથી જોયા કરવું.

૩૭૮ ઉદય ભોગવાય છે, રાગ, આશક્તિ, મમત્વ, નવો બંધ થાય છે.

૩૭૯ પદસ્થ ધર્મધ્યાન છે, રૂપસ્થ આત્મધ્યાન છે, સ્થૂલમાં રોકીશ. ૐ અર્હં, સૂક્ષ્મમાં પરમ જાગૃતિ રાખજે,આ

ક્રિયાને નહિ, પણ તેને જોયા જાણ્યા કર. યથાર્થ તો એ છે કે રાગ કે મોહનો એક વિકલ્પ પણ ન ઉઠે.

૩૮૦ ઉપયોગથી અધ્યવસાયને જો. ચપલતા, કલ્પના, રાગ, દ્વેષ એ સર્વને અંતર દૃષ્ટિથી જો.

૩૮૧ નિમિત્ત મળવા છતાં તે દોષ ન પ્રગટે તો તે ગયો સમજવો.

૩૮૨ પદસ્થ ચૂકી જવાય તો શૂન્યતા થાય છે; આત્મભાન થયા સિવાય ચુકીશ નહિ.

૩૮૩ ઉપયોગ એટલે લક્ષ, તેની નિશ્ચળતા અખંડ જોયા કરવું તે, મમત્વભાવ ઉદાસીનતાથી છુટે છે,ઉપશમથી દબાય છે અને ક્ષાયિકથી ક્ષય થાય છે.

૩૮૪ આત્માની નિશ્ચળતામાં તારાની નિશ્ચળતા એ કેવળજ્ઞાન સુધીની પ્રાપ્તિ છે. તારા—આંખની કિકી તેને નિશ્ચળ કર.

૩૮૫ સ્થુળ કાયાની કૃતિ, સૂક્ષ્મ મનની કૃતિ, અતિસૂક્ષ્મ આત્માની કૃતિ, એકતા—બિન્દુ અખંડ—નિશ્ચળતા.

૩૮૬ એકાગ્રતાથી એકતા પ્રાપ્ત કર.

૩૮૭ ઉપશમ રસથી અમુક લબ્ધિની પ્રાપ્તિ, જાતિસ્મરણ વિભંગ, અમુક ભાંગે અવધિજ્ઞાન થાય છે.

૩૮૮ આત્મપ્રાપ્તિ બળમાં નથી કળમાં છે. ગુરૂથી પ્રાપ્તિ થાય છે.

૩૮૯ વિચાર, વિવેક, નિર્ણય, ભાવનાબળ, સ્થિરતા આ સર્વનું પરિણામ શાંતિ છે.

૩૯૦ જ્ઞાનીઓએ જે પૂર્વભવ બતાવ્યો હોય તેમાં કરેલ

૩૯૫ જાપ સાથે જ્ઞાન તરફ પ્રેમ વધે તેમ લક્ષ ખેંચવું, જ્ઞાન પ્રથમ પછી જાપ, તે પરાધિન છે, જાપ સ્વાધિન છે, જ્ઞાન આપનાર મળે તો પ્રથમ જ્ઞાન લેવું.

૩૯૬ સદ્‌ગુણ તે સમકિત છે, તેમાં રમણતા તે ચારિત્ર છે. ગુણ ઉપર રાગ છે તે સમકિત મોહનીય છે.

૩૯૭ મિથ્યાત્વ ગુણદોષને ન જાણે, અમુક વસ્તુમાં ગુણ છે તે સમજતાં તેમાં રાગ થાય તો મિથ્યાત્વ મોહનીય, આ બે વચ્ચેના તફાવત, દાખલા તરીકે દશ વર્ષની કન્યાને પુત્ર પ્રાપ્તિની ઇચ્છા મિથ્યા છે. પરણ્યા પછી પુત્રની ઇચ્છા કામ આવે. કારણકે કામકાજથી વિશ્રાંતિ મળે રળી આપે વિગેરે લાગણી થાય આ મિથ્યાત્વ.

૩૯૮ પુત્ર થતાં તેમાં આસકિત, રાત દિવસ તેની સારવારમાં પ્રવૃત્તિ, આસ્થાને મિથ્યાત્વ મોહનીય પુત્ર મોટો થતાં સામો થાય, કહ્યા પ્રમાણે ન ચાલે એટલે તેનાથી કંટાળી સદ્‌ગુર્વાદિનો આશ્રય લઈ તેના કહેવા પ્રમાણે સુખી થવા ધર્મ કરવો તે મિશ્રમોહનીય.

૩૯૯ સદ્‌ગુરૂનો આશ્રય લઇ, સત્ય જીવાદિ પદાર્થ સમજી પ્રવૃત્તિ કરતાં વૈયાવચ્ચાદિ કરવામાં દુઃખ માનવું ધર્મ ઉપર રાગ હોય આ સમ્યકત્વ મોહનીય. સદ્‌ગુરૂ પાસે સત્ય સમજીને તેમની આજ્ઞા પ્રમાણે વર્તતાં જે શાંતિ આનંદ થાય તે સમ્યકત્વ.

૪૦૦ મનની વૃત્તિઓને તપાસતા રહેવું. તેમાંથી રાગદ્વેષ કાઢી નાંખવા આ સમ્યક્‌જ્ઞાન છે. સ્વરૂપમાં સ્થિરતા થવી તે ચારિત્ર છે.

૩૯૫ જાપ સાથે જ્ઞાન તરફ પ્રેમ વધે તેમ લક્ષ ખેંચવું, જ્ઞાન પ્રથમ પછી જાપ, તે પરાધિન છે, જાપ સ્વાધિન છે, જ્ઞાન આપનાર મળે તો પ્રથમ જ્ઞાન લેવું.

૩૯૬ સદ્ગુણ તે સમકિત છે, તેમાં રમણતા તે ચારિત્ર છે. ગુણ ઉપર રાગ છે તે સમકિત મોહનીય છે.

૩૯૭ મિથ્યાત્વ ગુણદોષને ન જાણે, અમુક વસ્તુમાં ગુણ છે તે સમજતાં તેમાં રાગ થાય તો મિથ્યાત્વમોહનીય, આ બે વચ્ચેના તફાવત, દાખલા તરીકે દશ વર્ષની કન્યાને પુત્ર પ્રાપ્તિની ઈચ્છા મિથ્યા છે. પરણ્યા પછી પુત્રની ઈચ્છા કામ આવે. કારણકે કામકાજથી વિશ્રાંતિ મળે રળી આપે વિગેરે લાગણી થાય આ મિથ્યાત્વ.

૩૯૮ પુત્ર થતાં તેમાં આસકિત, રાત દિવસ તેની સારવારમાં પ્રવૃત્તિ, આસ્થાને મિથ્યાત્વ મોહનીય પુત્ર મોટો થતાં સામો થાય, કહ્યા પ્રમાણે ન ચાલે એટલે તેનાથી કંટાળી સદ્ગુર્વાદિનો આશ્રય લઈ તેના કહેવા પ્રમાણે સુખી થવા ધર્મ કરવો તે મિશ્રમોહનીય.

૩૯૯ સદ્ગુરૂનો આશ્રય લઇ, સત્ય જીવાદિ પદાર્થ સમજી પ્રવૃત્તિ કરતાં વૈયાવચ્ચાદિ કરવામાં દુઃખ માનવું ધર્મ ઉપર રાગ હોય આ સમ્યકત્વ મોહનીય. સદ્ગુરૂ પાસે સત્ય સમજીને તેમની આજ્ઞા પ્રમાણે વર્તતાં જે શાંતિ આનંદ થાય તે સમ્યકત્વ.

૪૦૦ મનની વૃત્તિઓને તપાસતા રહેવું. તેમાંથી રાગદ્વેષ કાઢી નાંખવા આ સમ્યક્જ્ઞાન છે. સ્વરૂપમાં સ્થિરતા થવી તે ચારિત્ર છે.

૪૦૧ વિચારનો પ્રવાહ વિચાર સિવાય બીજી કોઈ પણ ચીજથી તુટી શકતો નથી.

૪૦૨ હું કરીશ અને કરીશજ આ એકજ વિચાર, જેની જરૂર હોય તે માટે સદા કર્યાં કરવાથી તેનું સુંદર પરિણામ અનુભવાય છે.

૪૦૩ ઈચ્છાના વિકાસના ત્રણ પગથીયાં છે.

૪૦૪ વસ્તુઓની માલીકી દ્વારા સુખ કદાપિ મળતું નથી આ સત્ય શોધી કહાડયા પછી તે ઇચ્છાના બીજા પગથીએ ચડે છે.

૪૦૫ આગળ વધવાને હવે તે ભોમિઆઓ—ગુરૂઓ અને સત્તાધારી દેવોને શોધે છે.આ પણ છેવટે ભ્રમરૂપ લાગવું જોઇએ. પછી ઈચ્છાના ત્રીજા પગથીએ જવાય છે.

૪૦૬ ત્રીજું પગથીયું કેવળ અભાવ રૂપ લાગે છે, કારણ કે પોતાની બ્હાર સુખને શોધવાના સઘળા પ્રયત્નો ને તજી દેવા જેવું લાગે છે, બહારની મદદની સઘળી ઇચ્છાઓ કહાડી નાખવી તે પોતાની અંદર જે મદદ મળે તેને માટેની ખરી ઈચ્છાને છુટી કરવા સમાન છે તે સુખ નિશ્ચયાત્મક છે.

૪૦૭ ઈચ્છાની તૃપ્તિ બીજા ઉપર આધાર રાખતી હોય તે ઈચ્છાનું કંઈ મહત્વ નથી. આ સંબંધમાં તમે તમારામાં તપાસ કરો કે જીવન અંદરની પ્રેરણાથી કુદરતી રીતે વહ્યા કરે છે. અને તેમાં બહારની કોઈ વસ્તુ ઉપર આધાર રાખવો પડતો નથી. ફક્ત આજ રીતે સત્યની પ્રાપ્તિ થઈ શકે.

૪૦૮ જે વસ્તુ–વાયુઆદિવાળી શરીરને નડતી હોય તેનો ત્યાગ કરવા માટે તે વસ્તુ નડે છે, તે માટે ત્યાગ કરવાનું ન માનવું પણ મારા પ્રારબ્ધમાં ભોગવવામાં તે વસ્તુ નથી, તેથી તે લેવાની નથી એમ સર્વ વસ્તુના અભાવમાં માનવાનું દ્દઢ કરવું. આમ પ્રારબ્ધ ઉપર આસ્થા રાખવી. વસ્તુ મળે તો અંતરાય તુટયો સમજી વિરાગભાવે ભોગવવી, ન મળે તો અંતરાયનો ઉદય સમજી સમભાવે રહેવું.

૪૦૯ વ્યવહાર જ્ઞાનમાં સાપેક્ષતાપૂર્વક દૃષ્ટાએ રહેવું, આત્મ જ્ઞાનમાં નિશ્ચળતા રાખવી. બાલ જીવોના પ્રપંચમાં પડવું નહિ. વ્યવહારને ટુંકાથી પતાવી દેવો, નિશાન કાયમ રાખવું.

૪૧૦ જીવ પોતાના ઉપયોગ ઉપર ઉપયોગ રાખે તો પોતાની પરિણુતિને ઓળખી જાણી શકે, જેમકે અમુક માણસ સાથે વાતો કર્યા પછી યાદ કરવું કે અમુક સાથે શી શી વાતો થઇ? તેમાં શુભ, અશુદ્ધ કે શુદ્ધ શું બોલાયું તે તપાસી જઇને પછી જે બીન જરૂરનું બોલાયું હોય તે ન બોલવા દઢતા કરવી આ ઉપયોગ ઉપર ઉપયોગ કહેવાય.

૪૧૧ આત્માના દોષો દેખી વીતરાગની આજ્ઞા પ્રમાણે કર્મની વિષમતાનું સ્વરૂપ જાણવું, તે શુદ્ધ વીતરાગની આજ્ઞા વિરૂદ્ધ ચિંતવન કરવું તે અશુદ્ધ.

૪૧૨ જે કાળે જે બનવાનું હોય છે તે બને છે આ વાત ભુલીને કેટલાક જીવો પોતાની કલ્પના કરેછે. આનેજ સ્વચ્છંદ; અજ્ઞાન કે અશુદ્ધ કહેવાય છે.

૪૦૮ જે વસ્તુ–વાયુઆદિવાળી શરીરને નડતી હોય તેનો ત્યાગ કરવા માટે તે વસ્તુ નડે છે, તે માટે ત્યાગ કરવાનું ન માનવું પણ મારા પ્રારબ્ધમાં ભોગવવામાં તે વસ્તુ નથી, તેથી તે લેવાની નથી એમ સર્વ વસ્તુના અભાવમાં માનવાનૂં દૃઢ કરવું. આમ પ્રારબ્ધ ઉપર આસ્થા રાખવી. વસ્તુ મળે તો અંતરાય તુટયો સમજી વિરાગભાવે ભોગવવી, ન મળે તો અંતરાયનો ઉદય સમજી સમભાવે રહેવું.

૪૦૯ વ્યવહાર જ્ઞાનમાં સાપેક્ષતાપૂર્વક દૃષ્ટાએ રહેવું, આત્મ જ્ઞાનમાં નિશ્ચળતા રાખવી. બાલ જીવોના પ્રપંચમાં પડવું નહિ. વ્યવહારને ટુંકાથી પતાવી દેવો, નિશાન કાયમ રાખવું.

૪૧૦ જીવ પોતાના ઉપયોગ ઉપર ઉપયોગ રાખે તો પોતાની પરિણતિને ઓળખી જાણી શકે, જેમકે અમુક માણસ સાથે વાતો કર્યા પછી યાદ કરવું કે અમુક સાથે શી શી વાતો થઇ? તેમાં શુભ, અશુદ્ધ કે શુદ્ધ શું બોલાયું તે તપાસી જઇને પછી જે બીન જરૂરનું બોલાયું હોય તે ન બોલવા દૃઢતા કરવી આ ઉપયોગ ઉપર ઉપયોગ કહેવાય.

૪૧૧ સામાના દોષો દેખી વીતરાગની આજ્ઞા પ્રમાણે કર્મની વિષમતાનું સ્વરૂપ જાણવું, તે શુદ્ધ વીતરાગની આજ્ઞા વિરૂદ્ધ ચિંતવન કરવું તે અશુદ્ધ.

૪૧૨ જે કાળે જે બનવાનું હોય છે તે બને છે આ વાત ભૂલીને કેટલાક જીવો પોતાની કલ્પના કરેછે. આનેજ સ્વચ્છંદ; અજ્ઞાન કે અશુદ્ધ કહેવાય છે.

૪૧૩ બીજા જીવનું ભલું ઈચ્છવું, ચિંતવવું, કહેવું તે શુભ છે, તેથી વિપરીત ઈચ્છવું તે અશુભ છે.

૪૧૪ આત્મ દર્શનનો ખરો ઉપાય ઈચ્છાના ત્યાગમાં રહેલછે.

૪૧૫ અભેદ દૃષ્ટિની પ્રાપ્તિ કોઈ પણ વસ્તુની ઈચ્છા ન રહે ત્યારે થાય છે, ઈચ્છા એજ આપણા સ્વરૂપની આડે પડદો છે, ઇચ્છા દૂર થતાં પોતે પોતારૂપ રહે છે, ઈચ્છા દૂર કરવી એજ કર્ત્તવ્ય છે એમ શાસ્ત્રો કહે છે. જેમ વાદળાં દૂર થવાથી સૂર્યનું દર્શન થાય છે, સૂર્ય દર્શન માટે કાંઈ કર્ત્તવ્ય નથી પણ વાદળાં દૂર કરવાં એજ કર્ત્તવ્ય છે, તેમ આત્મ દર્શન માટે કાંઇ કર્ત્તવ્ય નથી, પણ ઈચ્છાઓ દૂર કરવી એજ કર્ત્તવ્યછે.

૪૧૬ જ્યારે માયાના ગુણોની સાથે મળીને પોતે આકારો ધારણ કરે છે જુદા જુદા પર્યાયમાં પરિણમે છે ત્યારે ઇચ્છાઓ પ્રગટે છે. એ અહંકાર છે તે જતાં ઇચ્છાઓ પણ સાથે જાય છે.

૪૧૭ પ્રેમ, સાચી સમજ અંદરના અવાજ પ્રમાણે વર્તન, અનાસક્તિ,વિશ્વવ્યાપી નિઃસ્વાર્થી આવો પ્રેમવિકાસવો.

૪૧૮ બદ્ધમત વગરનું મન કરવું. શાસ્ત્રથી એકાંતે બદ્ધમત ન થવું. તેમજ અમુક માણસ આવોજ છે તેવા બદ્ધ-મતસદાનરહેવું. તે વખત જતાં બદલાયો પણ હોય, બદ્ધમત થવાથી નવું ગ્રહણ કરવાનું મળતું નથી.

૪૧૯ પોતાની ચાલુ સ્થિતિમાં અસંતોષ હોય તોજ આગળ વધી શકાય, બહારની સ્થિતિમાં ભલે સંતોષી થાવ.

૪

પણ આત્માના વિકાસમાં તમારૂં સાધ્ય પ્રાપ્ત થાય ત્યાંસુધી અસંતોષી રહો.

૪૨૦ સમાજના નેતા, ધનાઢયો, અધિકારીઓ બધા દુઃખી છે, તમે તે માર્ગે ન જતાં સુખનો બીજો માર્ગ શોધો, બીજાને દુઃખી જોઇને પણ તમે સુખનો જુદો માર્ગ શોધો,

૪૨૧ નિરાશ ન થાઓ, દુઃખી ન થાઓ, આનંદી રહો. અપેક્ષાએ જેટલા આગળ વધ્યા તેટલું સુખ માનો. કોઈના આશ્રય વિના જાતે વિચાર કરો અને આગળ વધો, જુની ઘરેડ ચિલાનો આશ્રય મુકી દો.

૪૨૨ પ્રેમથી હૃદયની શુદ્ધિ થાય છે, વિશ્વ માટે કે વ્યક્તિ માટે પૂર્ણ ભોગ આપવો તેને માટે મરી ફીટવું પણ તે કાર્ય પુરૂં થતાં જરા પણ બંધનવાળી લાગણી તે તરફ ન હોય, રાગ દ્વેષ ન હોય, તો તે સાચો પ્રેમ, કેમકે તેમાં મારાપણાનું બંધન ન હોય.

૪૨૩ વૈરાગ્યથી પ્રેમનું પરોપકારનું ઝરણું સુકાઈ જાય છે, તે સુકાવા ન દેવું. તમારે મહાન્ પુરૂષ થવાનું છે તો મહાન્ કેવી રીતે વર્ત્તન કરે તેવી રીતે તમે વર્ત્તન કરો, આદર્શને લઇને તેની માફક સંયમી બનો.

૪૨૪ કોઇની શરમ ખાતર નહિ પણ સ્વભાવિક વર્ત્તન ઉત્તમ બનાવો, પ્રભુનું મંદિર જેમ પવિત્ર રાખો છો તેવાં મન, વચન, શરીરને પવિત્ર બનાવો.

૪૨૫ આસન, કાયોત્સર્ગ, પદ્માસન, વીરાસન. મૂલબંધ, શબાસન, આ દરેક વસ્તુ ધ્યાનમાં ઉપયોગી છે.

૪૨૬ પ્રણાયામ–શ્વાસગતિ એકજ પુરતી રોકવી.

૪૨૭ કેવળ કુંભક સુધારસથી મનની શાંતિ,શરીરનું જીવન, તેના અભ્યાસથી અનુક્રમે નાદ,પ્રકાશ, તત્ત્વના રંગ, પ્રાણુ બીજા સ્થળે મોકલવો વિગેરે સુધારસ પ્રાણુાયામમાં મહત્ત્વનું છે.

૪૨૮ પ્રત્યાહારથી, મનથી, પદસ્થ ત્રુટક અત્રુટક એકાગ્રતા આવે છે.

૪૨૯ બિન્દુથી ધારણુા ધારી રાખ.

૪૩૦ ધ્યાન લક્ષસહિત, નિશ્ચળ–સમાધિ તદ્રુપ.

૪૩૧ જેમ જેમ સૂક્ષ્મમાં નિશ્ચળતા તેમ તેમ સ્થૂળ બંધન છુટતાં જાય છે, સ્થૂળ સાધનથી મુક્ત થવાય છે. સહાયની જરૂર પડતી નથી.

૪૩૨ ઉપશમનાપુરણુરસમાં ક્ષાયક થાય છે.

૪૩૩ દૃષ્ટા થવાથી વૃત્તિ ક્ષય થાય છે, આ અનુભવ અહોનિશ કર.

૪૩૪ એક અહોરાત્રિ ઉપશમ સેવનાર દેવ થાય છે ઉપશમની પ્રબળતાવાળો સર્વાર્થસિદ્ધવિમાને જાય છે.

૪૩૫ મન, વચન, અને કાયાની ક્રિયામાં ઉપયોગ ન ચૂકીશ ત્રણે કાળ અચળ ઉપયોગ સહિત રહેવું તે જ્ઞાતા દૃષ્ટા કહેવાય.

૪૩૬ ઉપયોગની સ્થિરતાથી ગુરૂના નિમિત્ત વિના પણુ જ્ઞાન ઉદય થાય છે.

૪૩૭ ઉપશમનું જેટલું બળ તેટલો ઇન્દ્રિયોનો નિરોધ થાય છે. શક્તિ વધે છે. અશુભ અશુદ્ધ દબાય છે.

૪૩૮ જ્ઞાન આલંબન રૂપસ્થ ધ્યાનની પ્રથમ ભૂમિકા છે.

પદસ્થ મનના ઘરનું છે તેની સિદ્ધિ થયા પછી જ્ઞાનાવલંબનની શરૂઆત કરવી તે રૂપસ્થ ધ્યાન છે. યોગની ક્રિયા ચલિત થાય છે, જ્ઞાન ચલીત થતું નથી.

૪૩૯ આત્માને ઉપયોગ સહિત નિશ્ચળ પણે જો, સ્થિર થા, સ્થિર કર, જડમાંથી આત્મા ત્રણે કાળમાં પ્રાપ્ત થવાનો નથી. જડની કૃતિથી જડ મળે. આત્મપ્રાપ્તિ ઉપયોગથી છે.

૪૪૦ દૃષ્ટા થવાથી વૃત્તિ ક્ષય થાય છે. દબાવવાથી ઉપશમ થાય છે, સમય સમય પણ લક્ષ ન ભૂલ.

૪૪૧ પત્થરના કકડામાં કાયાનું બળ આરોપી શરીરથી દૂર ફેંકાય છે તેવું બળ પ્રાણને મનથી આરોપાય તો નવો અનુભવ સમજાય.

**દિવ્યઆદેશ સં. ૧૯૮૧ ફાગણ સુદ ૧૦**

૪૪૨ કુંડલીની નાભીપાસે નીચે છે, તેમાં કર્મના સંસ્કારો બહુ રહે છે ત્યાંથી અગ્નિ ઉઠે છે, દાહ થાય છે, બળતરા વધે છે તેથી ડરવું નહિ. સહનશીલતા વધારવી. તેથી ધીમે ધીમે અગ્નિ શાંત થાય છે, કર્મની નિર્જરા થાય છે, આગળ વધાય છે, મૂળ શીવનીના આકુંચનથી કુંડલી ઉઠે છે; ધીમે ધીમે ત્રણ કલાક અભ્યાસ વધારવો, સીધો પ્રકાશ શીખારૂપે કુંડલીથી ઉઠી બ્રહ્મરંધ્ર સુધી લંબાય છે, બહુજ ગરમી થતી હોય ને કુંડલીની વિશેષ ઉઠી હોય તો તેને બેસાડવા માટે જ્યારે કુંડલીની ઉઠે છે ને પ્રકાશ થાય

છે ત્યારે અમુક વખત સુધી આનંદ રહેછે, તે આનંદ હોય તે વખતે નાસીકાની અણી ઉપર લક્ષ આપી તે લક્ષ જ્યાંથી પ્રકાશ ગરમી ઉઠે છે ત્યાંસુધી લક્ષ લંબાવવું ત્યાં વૃત્તિ રાખવાથી તરતજ કુંડલીની પાછી બેસી જાય છે,પણ આનંદ હોય ત્યારેજ આ પ્રમાણે કરે તો અસર થાય છે.

## દિવ્યાદેશ સં. ૧૯૮૦

૪૪૩ આંખો ખુલ્લી રાખો, શરીર ટટ્ટાર રાખો, જાગૃત રહો.

૪૪૪ નાસિકા દ્વારથી બ્રહ્મરંધ્ર પર્યંત, જાપમાં ઉપયોગ રાખો. હાલ ત્યાંથી બહાર ન જવું, આ દ્વારથી પ્રકાશ પ્રગટ થાય છે.

૪૪૫ મૂળાધારની શીવની તથા ગુદાદ્વાર બંનેના આકર્ષણની જરૂર છે, શીવનીનું સ્થાન વધારે ઉત્તમ છે. ત્યાંજ લાંબા સ્વરે પ્રણવનો સતત્ જાપ કરવો. તે દ્વાર ખુલતાં બ્રહ્મરંધ્ર પર્યંતનાં બધાં દ્વારો ખુલી જાય છે.

૪૪૬ આકુંચન પછી તે દ્વારને—સ્થાનને મજબૂત મનોદ્વારા પકડીને કલાકો કલાકો સુધી આ અભ્યાસ લંબાવવો. તેથી કુંડલીની શક્તિ સ્વતઃ જાગૃત થશે.

૪૪૭ આ માર્ગે કુંડલીની પૂર્ણ જાગૃતિ શ્રેયસ્કર છે, બીજા ચક્રોમાં એક પછી એકમાં સ્થિરતા કરવાની જરૂર નથી, આ એક સિદ્ધ થતાં બ્રહ્મરંધ્ર સુધીનો માર્ગ ખુલ્લો થાય છે. પ્રકાશ થશેજ, ઉતાવળ ન કરતાં આગળ વધાશેજ, વિક્ષેપના કારણો દૃઢતાથી દૂર કરો આ બન્ને માર્ગો યોગ્ય છે, નીચેનો વધારે શ્રેષ્ઠ

છે,બન્નેકરો, પ્રથક્ દેવઆરાધનની–ઉપાસનાની જરૂર
નથી આમાંથી દેવ પ્રગટ થશે.

## ધ્યાનના પ્રકાર,

૪૪૮ શરીર તદ્દન સ્થિર કરી આસન સાથે બેસવું. ગરદન બને તેટલી ઉંચી અને સીધી રાખવી, આંખો મીંચી નાસિકાગ્ર તરફ જોવું એટલે બંને નસકોરાં મસ્તક માંહેના ભેજામાં જઇ એક ઠેકાણે મળે છે, તે સ્થાને બરાબર જોવું, બરાબર જોતાં આવડતાં દ્રષ્ટા, દ્રશ્ય અને દર્શન જ્યારે જતાં રહે ત્યારે ત્યાં બ્રહ્મસ્વરૂપ થઇ રહે છે એ નિર્વિકલ્પ સમાધિમાર્ગ કહેવાય છે.

૪૪૯ બીજો પ્રકાર, બંને આંખ આગળ નાસિકાની પાસે બે ખુણા છે, એક ખુણાથી બીજા ખુણા સુધી હાડ વીંધી–સીધી લીંટી દોરવી, પછી તે લીંટીના બે અગ્રોમાંથી બે ભવાંની વચ્ચે સીધી બે લીંટીઓ એક ઠેકાણે મળે તેમ દોરવી એટલે △ ત્રિકોણ થશે, ભવાંની વચ્ચે જે ઠેકાણે લીંટીઓ સાથે મળે છે તે ભ્રુમધ્ય સ્થાને છે. ત્યાં આંતર્ દ્રષ્ટિ રાખી જોતાં ત્યાં આવેલા બિન્દુરૂપને જ્યારે દેખે છે અને તે ઉપરજ લક્ષ ચોંટયું હોય છે ત્યારે ઇન્દ્રિયોનું ભાન રહેતું નથી, વિષયભોગનો ત્યાગ અને કર્મ ઇન્દ્રિયોથી થતાં કર્મો છોડવાની ઇચ્છાવાળાએ તે બિન્દુ ઉપર લક્ષ ચોંટાડવું, અગર જેને પોતા તરફ જોવું હોય તેણે બિન્દુની આસપાસ દેખાતા પ્રકાશ ઉપર લક્ષ આપવું, આ રીતે પણ નિર્વિકલ્પ સમાધિ થાય છે.

૪૫૦ ગરદનમાંની સુષુમણા નાડીમાં જો લક્ષ રાખ્યું હોય તો તેથી પણ સમાધિ ઉત્પન્ન થાય છે.

૮૫૧ ભ્રુમધ્યની અંદર રહી તે ઠેકાણેથી હૃદયમાં લક્ષ આપવું અને ભ્રુમધ્યથી હૃદયની અંદર સ્થિર બેઠકની માફક તેટલી નાડીમાં સ્થિરતા રાખવાથી સમાધિ થાય છે.

૪૫૨ ભ્રુમધ્યની અંદર બિન્દુની આજુબાજુ હુંજ છું તેવોજ સર્વ સ્થળે આખા શરીરમાં અને જગતની ભ્રકુટિમાં સર્વ ઠેકાણે સરખો વ્યાપી રહ્યો છું. એવું લક્ષ રાખવાથી જીવભાવ રહેતો નથી. ઈશભાવ આવે છે. એવી ધારણાથી સિદ્ધિઓની પ્રાપ્તિ થાયછે. તેનાત્યાગથી બ્રહ્મસ્થિતિ પ્રાપ્ત થાય છે.

૪૫૩ માયાના ત્યાગ વિના આત્મસ્વરૂપ પ્રગટ થતું નથી. અજ્ઞાનકર્મો, પુદ્‌ગલો, આસક્તિ વિગેરે જે કાંઈ આત્માને આવરણરૂપ થઈને તેના ખરા સ્વરૂપને પ્રગટ કરવા દેતું નથી તેનો ત્યાગ કરવોજ જોઈએ,

૪૫૪ જ્યાં સુધી આત્મા કર્મની સાથે જોડાયેલો રહે છે ત્યાંસુધી તે અશુદ્ધ છે અને કર્મથી મુક્ત થતાં તે શુદ્ધ થાય છે.

૪૫૫ જે યોગી પુરૂષો આત્માની સર્વ સંપત્તિને પામ્યા છે, પામે છે, અને પામશે તે જ્ઞાનસ્વરૂપ આત્માનું આરાધન કરીનેજ છે.

૪૫૬ શુદ્ધ આત્માનું સ્મરણ કરવું તે મોક્ષવૃક્ષનું બીજ છે. સંસાર સમુદ્ર તરવાની તે નાવ છે. તેનાથીજ પાપનો નિરોધ થાય છે.

૪૫૭ શુદ્ધ જ્ઞાનસ્વરૂપ આત્માના ધ્યાનથી જે કાંઈ આનંદ પ્રગટે છે તેના એક અંશ જેટલો પણ આનંદ આ દુનીયાના સ્વામિને પ્રાપ્ત થતો નથી.

૪૫૮ શુદ્ધ આત્મભાવમાં રહેનારને જ્ઞાન અને વિરતિભાવ વિગેરે ગુણો પ્રગટે છે. અર્થાત્ તે વડે પાપ ઓછું થાય છે.

૪૫૯ શુદ્ધ આત્માનું સ્મરણ કરવું તેના જેવું કોઈ ઉત્તમ તીર્થ નથી.

૪૬૦ પહાડોમાં જેમ મેરૂ, વૃક્ષોમાં કલ્પવૃક્ષ, ધાતુઓમાં સૂવર્ણ, મણિમા ચિંતામણી તેમ સર્વપ્રકારના ચિંતનમાં શુદ્ધ આત્માનું ચિંતન સર્વોત્તમ છે.

૪૬૧ ગમે તેવો ખોડખાંપણવાળો હોય પણ જો તે શુદ્ધ આત્મભાવમાં રમણ કરનારો હોય તો તે વિદ્વાનો કે અન્ય કરતાં પ્રશંસનીય છે.

૪૬૨ હે આત્મદેવ તું તારા જ્ઞાનસ્વરૂપ આત્માનું દરેક ક્ષણે સ્મરણ કર, તેના સ્મરણથી તત્કાળ કર્મક્ષય થાયછે.

૪૬૩ હું શુધ્ધ ચિદ્રૂપ છું, હું શુધ્ધાત્મ છું આ શબ્દના જેવું ઉત્તમ સ્મરણ વિશ્વમાં બીજું કોઈ નથી.

૪૬૪ શુધ્ધાત્માના સ્મરણથી સર્વ દોષો નષ્ટ પામે છે અને સર્વ ગુણો પ્રગટ થાય છે, દેવો પણ તેને નમન કરે છે !

૪૬૫ શુધ્ધ આત્મામાં મગ્ન થયેલામાં બીજાં પુસ્તકોનું જ્ઞાન ન હોય છતાં તે જ્ઞાન છે, કારણ કે છેવટે આત્મજ્ઞાન એજ આત્મકલ્યાણ કરનાર છે.

૪૬૬ સર્વજ્ઞના ઉપદેશના અનેક ગ્રંથોનો સાર માત્ર એકજ

વાક્યમાં સમાપ્ત થાય છે, " કેવળ શુદ્ધ જ્ઞાનસ્વરૂપ; આનંદમય આત્મા હું છું તેનું સ્મરણ કરો."

૪૬૭ જીનેશ્વર ભગવાનની ભક્તિ, સાધુસંતોની સેવા, આત્મજાગૃતિ યોગ્ય જ્ઞાન, સંયમ, બ્રહ્મચર્ય, ધ્યાન, ક્ષમાદિ દશ પ્રકારનો ધર્મ, આ સર્વ શુદ્ધ આત્માની પ્રાપ્તિમાં મદદગાર ઉપાયો છે,

૪૬૮ માતા વિના પુત્રની પ્રસૂતિ ન હોય તેમ વિશ્વના સર્વ પદાર્થોમાંથી મળતા ભાવ ગયા વિના આત્મધ્યાન પ્રગટ નજ થાય.

૪૬૯ દેહાદિનું પોષણ કરવામાં આ જીવે અનંતભવથી સ્વિકાર્યું છે પણ શુદ્ધ આત્મતત્વની પ્રાપ્તિ માટે પ્રયત્ન ન સૂજ્યો એ ખરેખર કમભાગ્ય છે.

૪૭૦ ભુખ્યા અને તરસ્યા આગળ ભોજન તથા પાણી ધરવાં તે જેમ સફળ છે તેમ આત્મદૃષ્ટિવાળા જીવો પાસે આત્મતત્ત્વની વાતો કરવી તે હિતકારી છે.

૪૭૧ આત્માની ઉન્નતિમાં ધ્યાન મુખ્ય ભાવ ભજવે છે.

૪૭૨ મનની દૃઢતા એ જીવનનું સત્વ છે, અને ઇચ્છાબળ એ મગજ અને જ્ઞાનતંતુ મારફતે શરીર ઉપર બળવાન સત્તા ભોગવે છે.

૪૭૩ દુરાચારથી મળતો આનંદ ક્ષણભંગુર અને અશાશ્વત છે તથા ઘણી વખત તે પોતાની પાછળ કલેશ નબળાઈ અને પશ્ચાતાપનો વારસો મુકતો જાય છે.

૪૭૪ મનોવિકારના દાસ થવું તેના જેવું એકકે દુર્દૈવ નથી.

૪૭૫ જે માણસ પોતાની જાતને કાબુમાં રાખી શકતો નથી તે બીજાનો ઉપરી શી રીતે થવાનો ?

૪૭૬ સદ્‌ગુણી કે દુર્ગુણી થવું તે આપણા પોતાના હાથની વાત છે. બીજી બધી વાતો પ્રારબ્ધાધિન છે.

૪૭૭ મનુષ્ય ગમે તેટલો ગરીબ હોય પણ સદ્‌વર્ત્તન સારી હોય તો તે રાજા કરતાં પણ ચડીયાતો છે.

૪૭૮ મનુષ્યનું ખરૂં મનુષ્યત્વ તેના ચારિત્રમાંજ રહેલું છે. માટે ચારિત્ર્ય શ્રેષ્ઠ થાય તેવા પ્રયત્ન આદરો.

૪૭૯ સુખ દુ:ખનું કારણ મન છે. જેવી જેના મનની વૃત્તિ તેવો તેને સંસાર લાગે છે, તારે જો સુખી જીવન ગાળવું હોય તો જગતના બધા વ્યવહાર તારી મરજી મુજબ ચાલે એવી ઇચ્છા કરીશ નહિ પણ તુંજ જગતના જેવો થા.

૪૮૦ પોતાની જાતને ઓળખતાં શીખવું તે સૌથી કઠણ કામ છે અરે બીજાના કામમાંથી ભૂલો કાઢવી એ સૌથી સહેલું કામ છે.

૪૮૧ ઉદારતા એ સદ્‌ગુણ છે. પણ મર્યાદા કે વિવેક વગરની ઉદારતા એ ઉડાઉપણું ગણાય છે, તેવીજ રીતે ગજા ઉપરાંતની હિંમત એ અવિચારી પણામાં ખપે છે.

૪૮૨ આપણા અંતરાત્માના જેવો શાણો માર્ગદર્શક આપણને બીજો કોઇ સ્થળેથી મળનાર નથી.

૪૮૩ ઇંદ્રિયોને સ્વચ્છંદપણે વર્તવા દેવામાં આવે તો તે મનને વિષયોના ખાડામાં લઈ જઇ નાંખ્યા વગર રહેતી નથી, માટે તેને અંકુશમાં રાખવી.

૪૮૪ ધર્મના માર્ગમાંથી પતિત નહિ થવાની ઇચ્છા રાખનારાઓએ દરરોજ રાત્રે પોતાનું આખા દિવસનું વર્ત્તન તપાસી જવું જોઇએ.

૪૮૫ ધર્મનો ઉદ્દેશ મનુષ્યને સ્વર્ગમાં પહોંચાડવાનો નથી પણ અંતઃકરણમાંજ સ્વર્ગ લાવી મુકવાનો છે.

૪૮૬ વિકલ્પ એ પાપને પેદા કરનાર બીજ છે, માણસ ઉઘાડાં પાપ જેટલાં કરે છે તે કરતાં હજારગણા પાપ મનમાં વિચાર વડે કરે છે, મનને પવિત્ર વિચારોમાં રોકી રાખ્યાથી તેમ થતું નથી.

૪૮૭ માણસ પોતાની જાતને–દેહાભિમાનને ભૂલી જાય છે ત્યારેજ તેને વિશ્રાંતિ મળે છે, દેહાભિમાનની વિસ્મૃતિ સિવાય આત્મશાંતિ મળતી નથી.

૪૮૮ સંપત્તિના સમયમાં જે મોજશોખ અને ભોગવિલાસમાં રચ્યોપચ્યો રહે છે તે આખરે વિપત્તિનો ભોગ થઇ પડયા વગર રહેતો નથી.

૪૮૯ યથાર્થ નિશ્ચય અને સંપૂર્ણ પ્રયત્ન સિવાય કોઇની ઇચ્છાઓ પાર પડી નથી.

૪૯૦ તું પોતે બીજાની મદદ ઇચ્છે તો તું પણ બીજાને મદદ કર.

૪૯૧ ખુબસુરતી છતાં પવિત્રપણે રહે અને મોટાઈ છતાં નમ્રતા રાખે તે ઉત્તમ મનુષ્ય કહેવાય છે.

૪૯૨ દ્વેષી માણસને તેનો દ્વેષજ આખરે હેરાન કરે છે. તે તેને હંમેશાં ક્રોધ, દિલગીરી અને શોકમાં રાખે છે, બીજાને બાળવાનો ઇરાદો રાખતાં પોતેજ દ્વેષથી સદા બળતો રહે છે.

૪૯૩ જો આત્મારૂપી મહારાજાને મળવું હોય તો કામના વાસનાને ઇચ્છારૂપી પુરાણા,ને ફાટેલાં ચીંથરાંને ઉતારી મુકો. રાજાને ત્યાં તો રાજાજ પરોણા હોય.

૪૯૪ શમદષ્ટિ ત્યારેજ પ્રાપ્ત થાય કે જ્યારે લોકમાંની ભલાઈ બુરાઈની ભાવના નષ્ટ થાય,રાગ દ્વેષનો અગ્નિ બૂઝે અને છાતીમાં ઠંડક થાય.

૪૯૫ જે પુરૂષ સંશયરહિત થઇને પોત્તાની જાતને પૂર્ણ-શુદ્ધ સત્‌ચિદાનંદ જાણે છે અને સર્વમાં શુદ્ધ સ્વરૂ-પનેજ દેખેછે તેના ભાગ્યમાંજ નિર્ભયતાનું સામ્રાજ્યછે.

૪૯૬ દુનીયાની દૃષ્ટિમાં જે ફત્તેહ જણાય છે તે તો કેવળ ઇન્દ્રિયોનો ભ્રમ છે. ખરી ફત્તેહ તો ત્યારે તમને મળે છે કે જ્યારે તમે "હું પરમાત્મા સ્વરૂપ છું" "હું દિવ્ય સ્વરૂપ છું" "હું જાતેજ ફત્તેહરૂપ છું" એવી ભાવના કરશો ત્યારે.

૪૯૭ આત્મ અનુભવમાં મગ્ન રહેતાં કોઈ વિક્ષેપ પાડી શકશો નહિ.

૪૯૮ આત્મસાક્ષાત્કારની ઈચ્છાવાળાએ તો નીચ વૃત્તિઓ નિર્મૂળ કરવીજ જોઈએ.

૪૯૯ પોતાના માર્ગનો ભોમીઓ પોતેજ છે. દુર્બળ મનને આત્મલાભ થતો નથી.

૫૦૦ રાખી મુકવાંજ હોય તો પત્થર અને સોનું સરખાં છે. તેવી રીતે જ્ઞાનની આપ લે ન કરવાથી પોતાનેજ નુકશાન છે.

૫૦૧ સ્વઆત્મનિષ્ટ મનુષ્યને આખું જગત એક બાજુ થઈને માર્ગ આપી દે છે.

૫૦૨ ફકત યોગ્યતાજ મેળવો. ઈચ્છા કરવાની કાંઇ જરૂર નથી, દીવાએ ફકત બળતા રહેવું જોઈએ, પતંગોને આમંત્રણ કરવાની જરૂર નથી.

૫૦૩ અંતઃકરણમાં પાપી વિચાર ઉદ્ભવે છે તેના પરિણામેજ બાહ્ય જગતમાં દુઃખદાયક બનાવો આપણને વિંટળાઈ વળે છે. માટે પ્રવિત્ર રહો! પવિત્ર બનો!!

૫૦૪ વ્યવહારજ્ઞાન સત્તા આપે છે, પણ આત્મજ્ઞાન આનંદ આપે છે.

૫૦૫ વિશ્વદૃષ્ટિ કરવા માટે આપણે અખંડ બ્રહ્માંડ સાથે આપણી લાગણીઓ જોડી દેવી પડે છે.

૫૦૬ કુદરતના કાયદાને અનુસરતું જીવન ગાળવામાં આવે છે તેમ તેમ તેને બ્રહ્મજ્ઞાનના ઉંચામાં ઉંચા હક્ક મળતાં રહે છે.

૫૦૭ પહેલું કાંઈક સ્વિકારવું તો પડશેજ. ત્યાર પછી તેનો અનુભવ થશે, વાંચવા માટે અક્ષરો શીખવાની માફક પ્રથમ આત્માને ઓળખો.

૫૦૮ ધર્મનું રહસ્ય એ છે કે આત્માને ગુરૂ પાસે ઓળખવો, સર્વમાં આત્મભાવ થાય તે તેની પૂર્ણાહુતી છે.

૫૦૯ આત્મભાન ભુલવું તે પાપ છે, અહંની સ્પુરણા થવી તે પાપ છે, મનને ફાવે તેવી પ્રવૃત્તિ તે પણ પાપ છે.

૫૧૦ જીવન દુઃખદાયી હોય છતાં આપણે તેનો ત્યાગ કરતા નથી, તેજ જણાવે છે કે જીવન જીવવા જેવું છે. પણ જીવતા આવડવું જોઈએ, તે દોષરૂપ નથી.

૫૧૧ દોષોને હઠાવવાથી આત્મબળ પ્રગટ થાય છે. બાહ્ય આંતર્ દોષોને હઠાવીને બળ મેળવવાથી આગળ વધાય છે.

૫૧૨ આત્મજીવનને નીભાવનારી ઇચ્છાઓ સત્ છે. પૌદ્ગલીક ભાવને પોષનારી ઇચ્છાઓ અસત્ છે.

૫૧૩ જીવાત્મારૂપ દોરો છે તેને જીવનરૂપી સાલમાં વણીને પરમાત્મ દશારૂપ કપડું બનાવવાનું છે.

૫૧૪ ધર્મનું કર્ત્તવ્ય સ્વભાવનો નાશ કરવાનો નથી, પણ જીવને પૂર્ણ દશાએ પહોંચાડવાનો છે.

૫૧૫ અવિદ્યાની મુક્તિ તેજ મુક્તિ છે. કોઈ વસ્તુના નાશથી મુક્તિ નથી પણ સત્‌નો વિકાસ કરવાથી અજ્ઞાન દૂર થાય તેજ મુક્તિ છે.

૫૧૬ ગમે તેવું કાર્ય પણ પ્રેમથી કરી શકાય છે, ગમે તેવા દુશ્મન કે વેરઝેરના કારણભૂત થનારને પ્રેમથી જીતી શકાય છે.

૫૧૭ પોતાનું ભાન પોતાને હોય તેજ બીજાને પોતાના જેવો બનાવે છે, જે મનુષ્ય પોતેજ પોતાના આત્મને જાણતો નથી, તે બીજાને કેમ છુટો કરીશકશે ?

૫૧૮ જેમ શરીરની મુક્તિ તંદુરસ્તી મેળવવી તે છે તેમ જીવાત્માની મુક્તિ આખા વિશ્વ સાથે પ્રેમ થાય તે છે.

૫૧૯ સૂર્યના પ્રકાશની માફક આત્માનો પ્રકાશ પોતાની શુદ્ધિથી બીજાને આપે છે. સૂર્યની માફક આત્મ-પ્રકાશ વડે મનની સૃષ્ટી ચાલે છે.

૫૨૦ જેટલી આત્મજાગૃતિ તેટલું દુઃખ ઓછું જણાય છે.

૫૨૧ ભોગની તૃષાથી પ્રવૃત્તિ કરશો ત્યાંસુધી સત્‌નો ખ્યાલ નહિ આવે, પ્રેમથી પ્રવૃત્તિ કરશો, પ્રેમની દૃષ્ટિ કરશો ત્યારે સત્ દેખાશે.

૫૨૨ ડીગ્રીઓ મેળવીને કેળવણીની કિંમત કરશો નહિ. હૃદયના વિકાસથીજ તેની કિંમત આંકી શકાય.

૫૨૩ બધાને દિવ્યરૂપ માનો તેથી દિવ્ય દૃષ્ટિ ઉઘડશે, બધાં સરખાં પાત્ર છે, આત્મભાવે જુઓ, સર્વ પાત્ર સુખરૂપ છે, હલકી દૃષ્ટિજ દુ:ખરૂપ છે.

૫૨૪ મૃત્યુ પ્રસંગ એ પિંજરામાંથી જેમ પક્ષી ઉડી જાય તેમ દેહથી આત્મા જુદો થાય એ દર્શાવે છે. બેનો વિયોગ તો છેજ. આત્મતત્વ જાણનારને મૃત્યુ એ માત્ર વેશપલટા જેવુંજ લાગે છે, તેને તેથી ખેદ નજ થાય.

૫૨૫ સિદ્ધાંતની દૃષ્ટિયે તો આત્મા મુકત છે પણ તે મુક્તતાને બહાર લાવવા ક્રિયાની જરૂરછે.જેમ જેમ માણસ ક્રિયા કરતો જાય છે તેમ તેમ તે મુકિતની નજીક પહોંચતો જાય છે.

૫૨૬ ખરો આનંદ એકતારૂપી સત્યના કારણમાં છે, પૂજ્ય પરમાત્માની સાથે આપણા આત્માની એકતા કરવી તેમાં અનંદ છે.

૫૨૭ ક્રિયાથી દૂર રહીને આત્માને પીછાનવાનું નહિજ બની શકે તે પ્રયત્નો નિષ્ફળ જવાનાજ.

૫૨૯ તમારામાંજ પરમાત્મા કામ કરે છે એમ ધારીને કાર્ય કરો. તમારા કાર્યમાં આનંદ માનો અને તે આનંદમાં પણ આનંદનો દાતા વસે છે એમ જાણો. બ્રહ્મમાં જેને આનંદ છે તે સર્વમાં શ્રેષ્ઠ છે.

૫૩૦ આત્મવિકાસ સંપૂર્ણ થયા પછી બધું સુંદરજ થઈ જવાનું.

૫૩૧ ત્યાગ એજ સ્વયંપૂર્ણ છે, તે આત્માનો ધર્મ છે.

૫૩૨ પોતે અશક્ત છે એમ કદી પણ ન માનો. પોતાને ચાહતાં અને પોતાની કિંમત આંકતાં શીખો.

**૫૩૩** દુઃખ આવતાં કોઇની મદદ ન માગો, તે દુઃખ તમારાથીજ પેદા થયેલું છે, તેને શાંત કરવા તમેજ સમર્થ છો.

**૫૩૪** સુખ દરેક પદાર્થમાં, દરેક સ્થળમાં અને દરેક કાળમાં છે. તે મેળવવા માટે તમારા આત્માની સહાય લ્યો.

**૫૩૫** આત્મજ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થઇ શકે છે. માટેજ આત્મજ્ઞાન પરમ હિતકારી છે.

૫૩૬ જ્યાં ક્રોધ છે ત્યાં વૈરાગ્ય નથી. ઇચ્છાનો ત્યાગ તેજ વૈરાગ્ય છે, ઇચ્છાને નિષ્ફળતા મળ્યા સિવાય ક્રોધ ઉત્પન્ન થાય નહિ.

૫૩૭ વિકલ્પોથી કર્મનું આગમન થાય છે, આત્માનો સ્વભાવ તે ધર્મ છે, નિર્વિકલ્પ સ્થિતિ તે આત્માનું લક્ષણ છે. ધર્મથીજ મોક્ષ છે.

**૫૩૮** પાણીમાં મીઠું જેમ એક રસ થાય છે તેમઆત્મામાં મનનું ઐકય થવું તે સમાધિ છે.

૫૩૯ પરસ્પર ક્ષમા કરો. ક્ષમા માંગો અને અન્યને ક્ષમા આપો.

૫૪૦ વાણીમાં મધુર ગીતનો આલાપ રાખો, પણ તિવ્ર તીર ન ફેંકો.

૫૪૧ અભિમાન, વસ્તુની પ્રાપ્તિ, કીર્તિ અને રિદ્ધિ એ સર્વ વસ્તુ ઘણીવાર આત્માગુણને લૂંટનારી બને છે તેને જીવનનું મુખ્ય ધ્યેય ગણી ચાલનારો મનુષ્યભવ હારી જાય છે.

૫૪૨ અંતર્મુખ વૃત્તિ કરી નિર્વિકલ્પપણે આત્મધ્યાન કર.

૫૪૩ બીજાના કરતાં કરોડોગણી તું તારી ચિંતા કર, હિંમત રાખ, કર્મોનો ઉદય નિરંતર એક સરખો હોતો નથી.

૫૪૪ આત્માની અજ્ઞાનદશા એજ મિથ્યાત્વ છે.

૫૪૫ ક્ષણે ક્ષણે આત્મ ઉપયોગ સ્થિર કરો.

૫૪૬ અતિ આગ્રહ પકડતાં સત્ય પણ પાડનાર થાય છે.

૫૪૭ જ્યાં ઉપાય ન હોય ત્યાં મૌનપણું ઉચિત છે.

૫૪૮ કર્મે આપેલો ભજવવાનો પાઠ આનંદથી ભજવો. પ્રારબ્ધ પ્રમાણે ભોગવી લો નવું ન બાંધવું તે પુરૂષાર્થ છે.

૫૪૯ જગત્ ગુરૂ છે, તેમાંથી શીખવાનું ઘણું છે, દરેકમાં ઉંચ્ચ ઈશ્વરી ભાવ રાખવો.

૫૫૦ સ્વાનુભવથી જે અસર સુધરવા કે આગળ વધવા માટે થાય છે તે કહેવાથી કે સાંભળવાથી થતી નથી.

૫૫૧ પોતાના ડહાપણ કે અહંકારથી ઘણા મનુષ્યો આગળ વધતાં અને નવીન જ્ઞાન લેતાં અટકે છે.

૫૫૨ સારા કામમાં આળસ અને નઠારા કામમાં કરેલી ઉતાવળ પશ્ચાતાપ માટે થાય છે.

૫૫૩ જ્યાંસુધી તને અન્યના દોષો જણાય છે ત્યાંસુધી તે તે દોષો તારા પોતામાંજ છે એ ચોક્કસ માનજે.

૫૫૪ પ્રારબ્ધ પ્રમાણેજ યોગ્યાયોગ્યની પ્રાપ્તિ થાય છે. અન્ય તરફ કટાક્ષ ન કરતાં પ્રારબ્ધને સુધારવા પ્રયત્ન કરો.

૫૫૫ સંપત્તિમાં પરિમિત આચરણ રાખવું અને વિપત્તિમાં ધૈર્ય રાખવું એ મહાન્ સદ્ગુણ છે.

૫૫૬ આત્મભાન ભુલાવે તે કુસંગ, આત્મ જાગૃતિ કરાવે તે સત્સંગ.

૫૫૭ ભૂતકાળના ભોગને યાદ ન કર, અનાગતની ઇચ્છા ન કર અને મળેલ વિષયોમાં આનંદિત ન થા.

૫૫૮ આશા રહિત થા, મમતા મુકી દે, કોઇની મદદની અપેક્ષા ન કર, સંસર્ગ રહિત રહે સ્વતંત્ર આત્મા પર શ્રદ્ધા રાખ.

૫૫૯ આત્મવત્ સર્વને જો, મૌન કર, સહનશીલ થા, મોક્ષનું કારણ વેશ નથી પણ જ્ઞાન અને ક્રિયા છે.

૫૬૦ જગત્‌ને જાગૃત કરવાની ઇચ્છા હોય તો પ્રથમ તમારા આત્માને જાગૃત કરો. જેટલા તમે જાગૃત થયા હશો તેટલાજ જગતને જાગૃત કરી શકશો, જેના ઉપર ઉભા રહી આખી પૃથ્વીને હલાવી શકાય એવું સ્થાન તમારો આત્માજ છે. સ્વરૂપમાં સ્થિર થઈ જે હીલચાલ કરશો તેથી આ જગતને હચમચાવી શકશો.

૫૬૧ આપણે જો ક્ષમાની યાચના કરતાં તે મેળવવાની ઇચ્છા રાખીએ છીએ તો પછી આપણે બીજાને ક્ષમા આપવાને તત્પર રહેવું જોઈએ.

૫૬૨ સુખ દુઃખ આપવામાં મનુષ્યાદિ નિમિત્ત કારણ છે. ખરૂં કારણ પોતાનાં શુભાશુભ કર્મો છે. સુખી થવા માટે તે કર્મોનેજ સુધારવાં જોઈએ.

૫૬૩ પ્રવૃત્તિ ભાવના અનુસાર થાય છે માટે ઉત્તમ પ્રકારની પારમાર્થિક ભાવનાનો અભ્યાસ અવશ્ય પાડવો.

૫૬૪ અજ્ઞાનીઓ ધિક્કારને પાત્ર નથી પણ દયાને પાત્ર છે, તેમને શુદ્ધ માર્ગે દોરવો, પણ તેમને તુચ્છકારી દૂર રાખો નહિ.

૫૬૫ સંપત્તિ સમયે આત્મસંયમ ન ખોવો, તેમ વિપત્તિ સમયે નિરાશ બની પુરૂષાર્થ પણ ન મુકવો. જય, પરાજય, સુખ, દુઃખ, માન અપમાન હર્ષ, શોક વિગેરે કાંઈ કાયમ ટકી રહેનાર નથી.

૫૬૬ જે મનુષ્યને આત્મશક્તિમાં પોતામાં વિશ્વાસ નથી તે મનુષ્ય ધર્મના ઉંચા પગથીયા ઉપર ચડવાને લાયક નથી.

૫૬૭ આત્મશક્તિ અનંત છે. એક ક્ષણમાં અનંત કર્મોનો નાશ કરી શકે છે. જેમને આત્મ સામર્થ્યમાં વિશ્વાસ નથી તે કદાપિ કોઇ મહત્ત્વનું કાર્ય સિદ્ધ કરી શકવાનો નથી.

૫૬૮ આત્માને કશું અસાધ્ય નથી.

૫૬૯ આરંભેલા સારા કાર્યમાં હજાર વાર નિરાશ થવું પડે છતાં પણ ગભરાશો નહિ. અને ફરી પ્રયત્ન ચાલુ રાખશો.

૫૭૦ આત્મશ્રદ્ધાવાળાને કંઈ પણ ભય રાખવાનું કારણ નથી કારણકે મનુષ્ય આત્મબળથી આખું જગત સ્વાધિન કરવાની શક્તિ ધરાવે છે.

૫૭૧ પાપી આત્માઓ ને મહાત્માઓ વચ્ચે આજ તફાવત છે કે મહાત્માઓ પોતાની શક્તિ ઉપર કાબુ ધરાવે છે, જ્યારે પહેલા જીવો જડ વસ્તુના કબજામાં આવેલા છે,

૫૭૨ જે મનુષ્ય પોતાને વશ કરતાં અને કાબુમાં રાખતાં શીખ્યો છે તેજ મનુષ્ય બીજાને વશ રાખી શકે છે.

૫૭૩ જેઓ શાંતિપ્રિય છે, ભય રહિત છે. તેવા યોગી લોકોને

માટે જંગલ કે પર્વતના શીખરનું એકાંતસ્થાન અતિ ઉત્તમ છે.

૫૭૪ સર્વને આત્મસ્વરૂપ માની તેના કાર્યમાં મદદ કરવી તે ભક્તિ છે.

૫૭૫ હલકી વાસનાઓ, મનની અસ્તવ્ય સ્થિતિ, વચનની ચપળતા અને શરીરનો અસંયમ એ પોતાની શકિતનો દુરૂપયોગ છે અથવા શકિતને વીખેરી નાંખનાર સાધન છે.

૫૭૬ ધ્યાન વગર કરેલી માત્ર અરજરૂપ સ્તુતિ, પ્રાર્થના, અથવા માંગેલી માફી તે જીવ વગરના ખાલી ખોખાં સમાન છે. આવી પ્રાર્થના, કે માફી, મનુષ્યને પાપ કે દુઃખથી મુકત કરી ઉંચે લઈ જઈ શકતી નથી.

૫૭૭ ભગીરથ પ્રયત્ન કર્યા સિવાય આત્મિક સુખ આપોઆપ તમને આવી મલશે એ સ્વપ્નમાં પણ રાખશો નહિ, આ માટે પ્રમાદને છોડો તેમજ આત્મિક વિશુધ્ધિને અટકાવનાર વિચારો અને આચારોને તિલાંજલી આપો.

૫૭૮ આત્મજ્ઞાનના ઉપાસકોએ એકાંત અને ઉગ્ર આત્મસંયમનું સેવન કરવુંજ જોઈએ, પ્રાણી માત્ર પર દયા અને મનુષ્ય માત્રના દુઃખની દાઝ એ બે લક્ષણો આ સ્વરૂપ પ્રાપ્ત માટે છે.

૫૭૯ મહાન શકિતઓની પ્રાપ્તિ સંભવિત છે એમ દઢ માનો, અને તે પ્રમાણે મેળવવા અભ્યાસ રાખો.

૫૮૦ તમે જે જે વસ્તુઓના સંબંધમાં આવો તે પ્રત્યેકના બાહ્ય સ્વરૂપમાં જે કાંઇ અપ્રિય દેખાય તે ઉપર

અલક્ષ કરી તેમના આંતર્ સત્તાગત શુદ્ધ આત્મા ઉપરજ લક્ષ આપો.

૫૮૧ પ્રથમ વિચારોને શુદ્ધ કરો, આપણા વિચારોજ આપણને જેવા થવું હોય તેવા બનાવે છે, પાપના વિચારો આપણને પાપી બનાવે છે, ધર્મના વિચારો આપણને ધર્મી બનાવે છે.

૫૮૨ કોઇ કર્મને માટે પોતે અશકત છે એમ કદી પણ નજ માનવું. બીજાના વિચારોના ગુલામ નહિ થવું. દરેક કાર્યનો મુખ્ય ઉદ્દેશ લક્ષમાં રાખવો. પ્રબળ ઉત્સાહ રાખવો. આળસ અને પ્રમાદ તજી દેવાં કાર્યસિદ્ધિ માટે આ બધાની જીવનમાં બહુ જરૂર છે.

૫૮૩ શોચ કરવો તે આર્ત્તધ્યાન છે પોતાના સિવાય કોઇ પણ પોતાનું ભલું કે બુરૂં કરતું નથી. શોચ કરી આર્ત્તધ્યાન વડે કર્મો ઉલટાં બાંધવાં પડે છે.

૫૮૪ જે ઇચ્છા કરે છે તેવું કર્ત્તવ્ય કર્યું હશે તો વગર ઇચ્છાએ પણ તે મળશે. તેવું કર્મ નથી તો ગમે તેટલી ઇચ્છા કર્યાથી પણ તે નહિજ મળે.

૫૮૫ મન, વચન, શરીરને નિત્ય શુભમાં પ્રવર્ત્તાવ. જગતના જીવો કર્માધિન છે. આશ્ચર્ય ન પામ. આત્મહિત સિવાય બીજા વિચારો ન કર. આત્મ ઉપયોગમાં લીન થા.

૫૮૬ મનુષ્યો અને વસ્તુઓ પોતાનો જેવો સ્વભાવ હોય તેવો પ્રગટ કરી બતાવે છે. તેમાં આશ્ચર્ય દ્વેષ કે હર્ષ શા માટે કરવો? લીમડાને જઇને પુછો કે તું

કડવો શા માટે? અને આંબાને જઈને પુછો કે તું મીઠો શા માટે? આનો ઉત્તર તેનો સ્વભાવજ તેવો છે.

૫૮૭ આત્મ વિશુદ્ધિમાં આગળ વધવાનો ટુંકો માર્ગ આ છે કે આહારનો જય, આસનનો જય, નિદ્રાનો જય, મન, વચન, અને શરીર પર જય, તિવ્ર વૈરાગ્ય, એકાંતવાસ, ધ્યાન અને આત્મવૃત્તિ.

૫૮૮ દુષમકાળ, તત્ત્વજ્ઞાની ગુરૂનો વિરહ, પૂર્વકર્મનું જોર સત્સંગનો અભાવ, પુદ્ગલાનંદિઓની સોબત, ભવાભિનંદીઓનો સહવાસ આ અધઃપતન થવામાં પ્રબળ કારણ છે.

૫૮૯ જેમ જેમ ધ્યાનની વિશુદ્ધિ તેમ તેમ કર્મનો ક્ષય થશે. જ્યાં સર્વોત્કૃષ્ટ શુદ્ધિ ત્યાં સર્વોત્કૃષ્ટ સિદ્ધિ થાય છે.

૫૯૦ વિષય ઇચ્છાથી જેનું મન, ઇન્દ્રિયો, સંતાપિત છે તેને શિતળ આત્મસુખની પ્રાપ્તિ કયાંથી થાય.

૫૯૧ આગળ વધનારનેજ વિઘ્ન આવે છે અને તેની યોગ્યતાની પરીક્ષા થાય છે પણ તેથી ગભરાશો નહિ. ધનવાનને લુંટાવાનો ભય છે, ચડેલાને પડવાનો ભય છે, યા હોમ કરીને ચાલતાં અવશ્ય વિજયને વરી શકાય છે.

૫૯૨ પડી રહેલા લોઢા ઉપર કાટ ચઢી જાય છે, તેમ આળસુ મનુષ્યોનાં મન, વચન અને શરીર આત્મહિત માટે નબળાં થઈ જાય છે.

૫૯૩ ખેતર ન ખેડવાથી તેમાં જાળાં ઝાંખરાં ઉગી નીકળે છે તેમ મનુષ્યનું હૃદય પણ સદ્ભાવનારૂપ હળથી

સંસ્કારીને ખેડીને સાફ ન રખાય તો તેમાં પણ કર્મરૂપ જાળાં ઝાંખરાં ઉગી નીકળવાનાંજ છે.

૫૯૪ જો તમારે આગળજ વધવું છે તો તમારો સર્વ સ્થળે પથરાયેલો સ્નેહ પ્રેમ કે લાગણીને ખેંચી સર્વ તરફ વિરાગભાવ કરો. આત્મભાવ તરફ વળો. તો જરૂર આગળ વધશો.

૫૯૫ વિષયનો વિશ્વાસ જરા પણ કરવા લાયક નથી. મનઃપર્યવ જ્ઞાનપર્યંતની હદવાળા જીવો પણ આ વિશ્વાસથી ઠગાયા છે અને દુર્ગતિમાં ગયા છે.

૫૯૬ પુદ્ગલોનો અનુભવ અનાદિ કાળનો હોવાથી મનુષ્યો સ્વાભાવિક રીતે તે તરફ આકર્ષાય છે. અને સહજવારમાં પોતાનું ભાનભૂલી જાય છે, ચૌદ પૂર્વધરો પણ આત્મસ્થિતિ ભૂલાયાથી નરક અને નિગોદમાં ગયા છે.

૫૯૭ કર્મો અવશ્ય ફળ આપવાનાજ એમ જાણી તત્ત્વ દૃષ્ટિએ કર્મબંધના હેતુઓથી દૂરજ રહેવું. વીર પુરૂષોના માર્ગમાં દુઃખે પ્રવેશ કરી શકાય તેમ છે.

૫૯૮ જીર્ણ ઇંધનને અગ્નિ ઘણીજ ત્વરાથી ખાખ કરે છે તેમ તું જો સ્નેહરહિત થઈશ તો આત્મસમાધિવડે કર્મોને જલદી બાળી શકીશ.

૫૯૯ આ અજ્ઞાન અને પ્રપંચી દુનીયાની દેખાદેખી એ તું ન ચાલીશ. પણ પૂર્વાપર વિચાર કરી, સમજીને લાભાલાભનો નિશ્ચય કરી પછી આગળ પગ ધરજે

૬૦૦ સર્વકાળમાં સર્વસ્થળે સર્વ પ્રકારે પ્રમાદી જીવોને

ભય રહેલો છે અપ્રમાદિ જીવોને કોઈ પણ રીતે ભય નથી.

૬૦૧ કુસંગ અહંકાર, વિષયવાસના અને અજાગૃતિથી આત્મશક્તિ અવરાય છે–દબાય છે--અધઃપતન થાય છે.

૬૦૨ વસ્તુધર્મનું કે તત્ત્વજ્ઞાનનું શ્રવણ કે જાણપણું કરવાથી તરતજ અંતરાત્મપણું થતું નથી, તેમજ તે પ્રમાણે ગુણો તરતજ પ્રગટ થતા નથી, તે માટે તો પુનઃ પુનઃ અભ્યાસ પ્રયત્નની જરૂર છે.

૬૦૩ હંમેશાં સારા વિચારો કરી, સારા કાર્યમાં પ્રયત્ન રાખો તો ખોટાં કૃત્ય કરવાનો વખત નહિ મળે. જીંદગી ટુંકી છે, બીજે વખત કાઢી નાંખવાથી તે તે સફળ નહિ થાય, ઉદ્યોગની બહુ જરૂર છે.

૬૦૪ એક ભાખરી માટે જમીન ખેડવાદિકથી લઈ તૈયાર થવા પર્યંતમાં કેટલી મહેનત પડે છે? વિચાર કરો. ત્યારે આત્મશુદ્ધિ માટે કેટલી મહેનતની જરૂર છે?

૬૦૫ આત્માનો શરીર તથા મન ઉપર અંકુશ ન રહેવો એજ પરમ દુઃખનું કારણ છે. જેના ઉપર જન્મ-મરણ અસર નથી કરી શકતાં ત્યાંજ ખરેખર સુખ રહેલું છે. જેટલો મોહ તેટલુંજ દુઃખ જેટલો હર્ષ તેટલોજ શોક.

૬૦૬ વસ્તુનું ખરૂં સ્વરૂપ જાણ્યા કે સમજાયા છતાં કદાગ્રહ કરવો તે અનંતાનુબંધી કહેવાય છે. ક્રોધાદિ ઘટા-ડવામાંજ લાભ છે. જેમ કષાય ઓછા તેમ કર્મબંધન ઓછુંજ થવાનું.

૭ સુખ, દુઃખ એ પૂર્વ ક્રિયાને અનુસારે થાય છે. એ વાત સ્વિકારવીજ પડશે. જીવ ગર્ભમાં આવ્યો તે પણ તેને લીધેજ. એટલે ગર્ભમાં આવ્યા પહેલાંનો જે જન્મ તેજ આત્માનો પુનર્જન્મ સમજવો.

૮ સર્વે સુખીયાં શા માટે નથી? સર્વે દુઃખીયાં કેમ થતાં નથી? રંક શા માટે થાય છે? આવું કાંઈપણ કારણ હોય તો તે 'પુનર્જન્મ' છે.

૯ સ્વાર્થ એ મનુષ્યોમાં મુખ્ય દુર્ગુણ છે. પરમાર્થ સિદ્ધ કરવો તે ઉત્તમ સદ્ગુણ છે.

૧૦ અમરધર્મવાળો આત્મા મરણધર્મવાળા શરીર પર શા માટે આસક્તિ કરે એ નવાઈ ભરેલું છે.

૧૧ આત્મ ઉન્નતિના ઇચ્છકોએ બાહ્ય સૃષ્ટિની પાછળ પડવું તે વ્યર્થ છે. આખા વિશ્વનું મથન કરવાથી પણ આ બાહ્ય સૃષ્ટિમાંથી આત્માનો સાક્ષાત્કાર કદી થવાનોજ નથી.

૧૨ પાણીના ઉંડા તળીએ પડેલું રત્ન, પાણીની મલિનતાથી દેખાતું નથી. તે મલ દૂર થાય તો અવસ્ય દેખાય છે. તેમ રત્નતુલ્ય નિર્મળ યા અમૂલ્ય આત્મા મનની મલીનતા નીચે દબાયેલો છે માટે મનની મલીનતા દૂર કરો તો તેની પ્રભા અવસ્ય દેખાશે.

૧૩ અવસર વિનાનું બોલવું અને કરવું તે નિરર્થક છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનો વિચાર કરી યોગ્ય અવસરે જે મનુષ્ય દ્દઢ પ્રયત્ન કરે છે. તે અવશ્ય ઇષ્ટફળ મેળવી શકે છે.

૬૧૪ આત્માની શક્તિ આત્મામાં હોવા છતાં આત્મિક ગુણો માટે બહાર ફાંફાં મારવામાં આવે છે. આ કેટલું બધું પ્રબળ અજ્ઞાન ?

૬૧૫ સ્વાનુભવ માટે પ્રયત્ન નહિ કરતાં કેવળ સ્વાનુભવની વાર્તાઓમાં આત્મજ્ઞાન માનનારાઓ આત્મજ્ઞાની નથી પણ શબ્દ જ્ઞાની છે.

૬૧૬ પોતેજ પોતાનો શત્રુ છે અને પોતેજ પોતાનો મિત્ર છે.

૬૧૭ મન સ્વાધિન અને આત્મ જાગૃતિ કાયમ હોય તો દુનીયામાં એવું કોઈ નિમિત્ત કે વસ્તુ નથી કે આત્માને જોરજુલમથી કર્મ વળગાડે અથવા કર્મથી બંધિત કરે.

૬૧૮ જેમ જેમ આપણા ઉપર દુઃખની કસોટી ઉતરી હોય તેમ તેમ આપણું ડહાપણ વધવું જોઈએ, આપણી ભૂલોથી થયેલો દુઃખનો અનુભવ, ભવિષ્યમાં તેવી થતી ભૂલો અટકાવવા ઉપયોગી થઈ પડે છે.

૬૧૯ દુઃખ માત્ર કર્માનુસાર હોવાથી જેટલું ભોગવાય તેટલું તે ઓછું થાય છે. દુઃખ એ સહનશક્તિ આપે છે. માટે દુઃખથી હિંમત હારવી નહિ.

૬૨૦ ક્રોધ છે ત્યાં વિવેક નથી. કેમકે ઇચ્છામાં નિષ્ફળતા મળ્યા સિવાય ક્રોધ ઉત્પન્ન થતો નથી.

૬૨૧ દુનીયાના ક્ષણિક વૈભવમાં આસક્ત મનુષ્યોનો સંસર્ગ કરવો તે આત્મગુણ ઘાતક મહાન શસ્ત્ર છે.

૬૨૨ મનમાં અશુભ વિચારો પ્રગટ કરવા તેના જેવો બીજો કોઈ ભયંકર વ્યાધિ નથી.

૬૨૩ આત્મ અભ્યાસીઓને મનુષ્યના સંસર્ગ સમાન બીજું કોઈ સબળ વિઘ્ન નથી. એકાંતમાંજ તેઓ ખરેખરૂં ધ્યાન ધરી શકે છે.

૬૨૪ ભક્તિ માર્ગે ચાલનાર પોતાને એકને તારી શકે છે. જ્યારે જ્ઞાનમાર્ગે ચાલનાર અનેકને તારી શકે છે.

૬૨૫ આ વિશ્વમાં બનતા બનાવો તથા સંબંધમાં આવતાં પાત્રો આપણા પોતાના સુધારા માટેજ છે. એમ નિશ્ચય રાખી પોતાને સુધારવા માટે તેમાંથી ગુણોલેવા.

૬૨૬ અન્ય ઉપર જેટલો આધાર તેટલીજ પરાધિનતા અને તેટલુંજ દુઃખ છે.

૬૨૭ સર્વમાં શુદ્ધ આત્મા છે એ ચોક્કસ નિશ્ચય હોય તો અન્ય જે કાંઈ કરે છે તેથી ખેદ કે હર્ષ અથવા ઇર્ષા થવી ન જોઇએ. કેમકે તે દ્વારા જે થાય છે તે યોગ્ય થાય છે. પૂર્વના નિયમ અનુસારે થાય છે.

૬૨૮ દરેક વસ્તુને નીહાળી તેમાંથી કોઈને કોઈ ગુણ ખેંચી લેવો, મતલબ કે સર્વત્ર ગુણ જોવાની દૃષ્ટિ રાખવી.

૬૨૯ જેટલું શરીર શુદ્ધ તેટલું મન શુધ્ધ. જેટલો શરીરમાં મળ તેટલો મનમાં દોષ સમજવો. જેટલે દરજ્જે માનસિક દોષ તેટલે દરજ્જે શરીર શુધ્ધ નથી.

૬૩૦ જેવું પાત્ર તેવું અને તેટલું તે ગ્રહણ કરી શકે છે. માટે તેવું અને તેટલુંજ તેની આગળ બોલવું તે વાણીની શુદ્ધિ છે.

૬૩૧ નાના મોટાની બુદ્ધિ થવાથીજ વિક્ષેપ થાય છે, તે વિક્ષેપને આત્મએકતા સમાનતા રૂપ અગ્નિથી બાળી

નાંખી વિષમતા દૂર કરી સમાનતા લાવવી. આ પ્રયત્નથી પૂર્ણતા પમાય છે.

૬૩૨ આવરણ તોડવા માટે આત્મદૃષ્ટિ રાખો, આત્માશ્રયી થવાથીજ આવરણ તુટે છે, આવરણ તુટયા પછીથી મનના વિક્ષેપો ઘટે છે. આવરણમાંથી વિક્ષેપને પોષણ મળે છે.

૬૩૩ લાયકાત પ્રમાણે બોલો. આગ્રહી આગળ મૌન રહો. સત્ય બોલવામાં કે સાંભળવામાં, દ્વેષ, ખેદ કે આગ્રહ ન રાખો.

૬૩૪ ત્યાગ અને યોગ સાથે રાખો. એકલા ત્યાગમાં કલ્યાણ નથી. પણ ત્યાગ સાથે તિવ્ર શુધ્ધ આત્મયોગ સ્વરૂપાનુસંધાન થવું જોઈએ. આકૃતિ મુકી દઈ આત્મસ્વરૂપનું લક્ષ મજબૂત રાખવું.

૬૩૫ શુધ્ધિને ઇચ્છતા હોતો બદલાની આશા રાખ્યા વિના કર્મ કરો. જેટલો સ્વાર્થ ત્યાગ તેટલો પરમાર્થ છે.

૬૩૬ દરેક આત્મા પોતાના રક્ષણને માટે બંધાયેલ છે. તેને જે જોઈએ તે લે છે. તે ઉપરથી સામાને હલકો માનવાનું કાંઈ કારણ નથી. તેની ભૂલનો જોખમદાર પણ તે છે.

૬૩૭ પરમાત્મભાવ ભૂલ્યા કે દેહદૃષ્ટિ આપવાની વિચાર દ્વારાજ મનનું કોકડું ઉકેલવાનું છે. દેહ તરફ ન જોતાં અંદર પ્રકાશી રહેલ જ્યોતિ તરફ દૃષ્ટિ આપી

તે દૃષ્ટિથી વાતચિત્ત કોઈ પણ સાથે શરૂ કરો. અને તે અખંડ પ્રવાહ તુટવા નદ્યો.

૬૩૮ મુશ્કેલીની ખાતર સ્થાન ન બદલો, પણ સામે રહીને મુશ્કેલીઓ સહન કરો, તેવા સંયોગો પણ કારણસરજ મળે છે, તે તમારી કસોટીનું સ્થાન છે.

૬૩૯ કલેશ થાય ત્યાં આપણી ભૂલ અવશ્ય થયેલી સમજવી કાંતો ગુણને અવગુણ મનાયો છે, કાંતો અવગુણને ગુણ ગણ્યો છે તે આપણી ભૂલ શોધી કાઢી દૂર કર્યાથીજ શાંતિ થશે.

૬૪૦ મનમાં શાંતિ અને શરીરમાં પ્રવૃત્તિ રાખો.

૬૪૧ વાસનાનો ભોગ સિવાય નાશ નથી, છતાં શુભ ઈચ્છાઓ કરવી જેથી અશુભ વિકલ્પોને સ્થાન નજ મળે.

૬૪૨ આ બાહ્ય જગત દુઃખરૂપ નથી પણ મનની અંદર ઉત્પન્ન થતા વિચારો—સંકલ્પો તેજ દુઃખરૂપ છે. તેનો નાશ કરો.

૬૪૩ આત્મભાન ભૂલતાં આવરણ, વિકલ્પો અને, પરિણામે કર્મ આવે છે. માટે શુદ્ધ ઉપયોગથી આવરણ તોડો

૬૪૪ ઇચ્છાઓ ઘોડા જેવી છે. તેની પુંછડી પકડે છે તે તેની સાથે ઘસડાય છે. ને ખાડામાં પડે છે. માટે પુંછડી ન પકડતાં સ્વારી કરતાં શીખો.

૬૪૫ પાપ અને પુન્યને મનની સ્થિતિ સાથે સંબંધ છે, માટે મનને ઉન્નત પવિત્ર કરવાનો પ્રયત્ન ચાલુ રાખો.

૬૪૬ હંમેશાં ઉદ્દેશ સારો રાખો. કાળાંતરે તે સ્વભાવરૂપ થઈ શાંતિ આપશે.

૬૪૭ સર્વને આત્મ સ્વરૂપ માની તેના કાર્યમાં મદદ કરવી તે ભક્તિ છે.

૬૪૮ પૂર્વ કર્મયોગે જે સ્થિતિ પ્રાપ્ત થાય તેમાંથી કંટાળી નાસી છુટવાની ઇચ્છા કરવી તે અજ્ઞાન છે.

૬૪૯ જ્ઞાનીની ક્રિયા જાગૃતિ પૂર્વક હોવાથી તે બંધાતો નથી, અજ્ઞાની બંધાય છે.

૬૫૦ કાર્ય કરો પણ આત્મશ્લાઘા ન કરો. તેથી પતન થશે.

૬૫૧ બીજા કરે તેવું ન કરો. પણ પોતાના અધિકાર મુજબ થાય તે કરો.

૬૫૨ હે માનવો! પાપ કર્મથી વીરમો! આયુષ્ય અલ્પ છે, મનુષ્ય દેહ વારંવાર મળતો નથી! ધારશો તો અનંત ભવનું પાપ આ એક ભવમાં નાશ કરી શકશો.

वचनामृतस्य निस्पंदरात्मस्योन्नतिकारकः ॥
कृत्वाचान्योपकाराय स्वर्वासि समभूत्सूरिः ॥१॥

इति तपगच्छीय गच्छाधिपति श्रीमन्मुक्तिविजयगणिनां शिष्य श्रीमदाचार्य महाराज बालब्रह्मचारि शांतमूर्ति श्री विजयकमल-सूरीश्वराणां पूज्यपादानामंत्तेवासि शिष्यरत्न योगनिष्ठ शांतमूर्ति श्रीमदाचार्य महाराजश्री विजयकेशरसूरीश्वरैं प्रोक्तानिचात्मोन्नत्ति साधकानि पुष्परुपाणि वचनानि तद् लघुभ्रात्रा महोपाध्याय पदधारिण श्रीदेवविजय-गणिना अत्रग्रंथे जगद्धितार्थंग्रथितानि तदात्मोन्नति वचनामृतनामाय ग्रथः विक्रमीय शताब्दी १९९२ वर्षं कार्तिक मासे शुक्लपक्षे पंचमीतिथौ शुक्रवासरे स्तंभनतिर्थं श्रेष्ठिरत्न श्रीमतपाना-चंदात्मजाम्बालालनिर्मापित धर्मशाला यांकृत चातुर्मास्यायां समाप्तिमगमत्

समाप्तोऽयं ग्रंथः श्रीमद् गुरुवर्यं श्रीविजयकमलसूरीश्वर प्रसादात्

ॐ शांति, शांति, शांतिः,



## શ્રી વિજયકમળ કેશર ગ્રંથમાલાના સર્વમાન્ય આત્મજાગૃતિના અપૂર્વ પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| ૧ | યોગ શાસ્ત્ર આ. ૪ રેશમી પાકું પુંઠું | કીં. રૂ. | ૨-૦-૦ |
| ૨ | મલય સુંદરી આ. ૪ રેશમી પાકું પુંઠું | ,, ,, | ૧-૪-૦ |
| ૩ | રેખા દર્શન-હસ્ત સંજીવન ભા. ૧-૨-૩-પાકું પુંઠું | ,, ,, | ૧-૪-૦ |
| ૪ | આત્માનો વિકાશક્રમ-ઊપમીતિભવ પ્ર. સારાશ | ,, ,, | ૧-૪-૦ |
| ૫ | મહાવીર તત્વ પ્રકાશ સરલ સંસ્કૃત પાના આકારે | ,, ,, | ૨-૦-૦ |
| ૬ | મહાવીર તત્વ પ્ર. નિતિ વિચારામૃત, આત્મવિશુદ્ધિ | ,, ,, | ૧-૦-૦ |
| ૭ | દેવવિનોદ. અનેક વસ્તુ. સ્વરોદય વિગેરે રેશમી પાકું પુંઠું | ,, ,, | ૧-૦-૦ |
| ૮ | સમ્યક દર્શન-સમ્મકત્વના ૬૭ બોલનું વિવરણ પાકું પુંઠું | ,, ,, | ૦-૧૨-૦ |
| ૯ | યોગ દૃષ્ટિસમુચ્ચય ભાષાંતર. આત્મ સ્વરૂપ બતાવનાર | ,, ,, | ૧-૪-૦ |
| ૧૦ | બૃહત્ જીવન પ્રભા તથા આત્મોન્નતિ વચનામૃતો | ,, ,, | ૧-૮-૦ |
| ૧૧ | જીવન પ્રભા. રાસ તથા વચનામૃતો આત્મજાગૃતિના | ,, ,, | ૦-૮-૦ |
| ૧૨ | શાતિનો માર્ગ-અપૂર્વ શાતિ આપનાર નામ તેવા ગુણ | ,, ,, | ૦-૮-૦ |
| ૧૩ | પ્રભુના પંથે જ્ઞાન પ્રકાશ. કાચું પુંઠું | ,, ,, | ૦-૫-૦ |
| ૧૪ | આત્મજ્ઞાન પ્રવેશિકા પાઠશાળાને ખાસ ઉપયોગી | ,, ,, | ૦-૫-૦ |
| ૧૫ | શિશુશિક્ષા બાલકોને ખાસ ઉપયોગી | ,, ,, | ૦-૧-૬ |
| ૧૬ | ઓંકારના પંથે. એક યોગિની બાઇનુ જીવન વૃતાંત | ,, ,, | ૦-૧-૦ |
| ૧૭ | ધર્મોપદેશ તત્વજ્ઞાન શ્રાવક ધર્મનું રહસ્ય કાચું પુંઠું | ,, ,, | ૦-૧-૦ |
| ૧૮ | આપણી વર્તમાન કાળની સ્થિતિ. ચડતિ કે પડતી. | | ભેટ. |
| ૧૯ | મુહપતિ ચર્ચાસાર સમીક્ષા. મુહપતિ ચર્ચાનો ઊતર, હવે છપાશે | | ભેટ. |

### પુસ્તકો મળવાનાં ઠેકાણાં

અમદાવાદ. શાહ. સદુભાઈ તલકચંદ ઠે. રતનપોળમાં વાઘણ પોળ

,, મેતા નાગરદાસ પ્રાગજીભાઈ ઠે. ડોશીવાડાની પોળમાં.

વઢવાણકેંપ શા. મોનજીભાઇ પરશોત્તમ ઠે. લખાવેલશીના ડેલામાં.

ભાવનગર **જૈન ધર્મ પ્રસારક સભા.**